નંદનવનની

# ચમત્કારિક ગુફા.

## ભાગ ૨ જો.

સચિત્ર મનોરંજક નવલકથા.

પ્રયોજક
ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.
વિરમગામનિવાસી.

પ્રકાશક,
પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી.

સંવત ૧૯૭૫ ઇ. સ. ૧૯૧૯.
પ્રથમાવૃત્તિ પ્રત ૧૧૦૦

મૂલ્ય રૂ. ૨-૮-૦.

( સર્વ અધિકાર પ્રકાશકને સ્વાધીન છે. )

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

“ तक्षकस्य विषं दन्ते मक्षिकायाश्च मस्तके,
वृश्चिकस्य विषं पुच्छे सर्वांगे दुर्जनस्य तत्.”

* * *

“ कृते प्रतिकृतिं कुर्याद्धिंसने प्रतिहिंसितम्,
तत्रदोषं न पश्यामि शठे शाठ्यं समाचरेत्.”

શ્રી “ભાગ્યોદય” પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર
દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

# પ્રકાશકનું નિવેદન.

'ચમત્કારિક ગુફા'નો આ દ્વિતિય ભાગ વાચકના કરમાં સાદર કરતાં મને અત્યંત હર્ષ થાય છે. આ નવલકથા એટલી લોકપ્રિય નિવડી છે કે તે ગયા વૈશાખ માસમાં પ્રકટ થઇ ત્યારથી આજ સુધીમાં તેની ૬૦૦ નકલો ઉપડી ગઇ છે અને તેના બીજા ભાગની માગણી ચાલુ છે.

પ્રથમ આ બીજા ભાગની કીમત પણ રૂ. ૨ રાખવાનો ઇરાદો હતો, પરંતુ પ્રથમ ભાગ કરતાં આ ભાગના કાગળોમાં દર રીમે ચાર રૂપીઆ વધારે આપવા પડ્યા છે, છપામણીમાં પણ દર ફોર્મના બે રૂપીઆ વધ્યા છે, અને તે સાથે પ્રથમ ભાગ કરતાં આ ભાગમાં ૫૦ પાનાં જેટલું લખાણ વધ્યું છે. એ સર્વ કારણોને લઇને આ ભાગની કીમત નછૂટકે રૂ. ૨–૮–૦ રાખવાની ફરજ પડી છે, જે બીજી પ્રકટ થતી નવલકથાઓના મૂલ્યના પ્રમાણમાં ઘણી ઓછી જ છે. તેમ છતાંયે પ્રથમ ભાગમાં આપેલા વચન મુજબ આ ભાગના જેઓ અગાઉથી ગ્રાહક થયા છે તેમને રૂ. ૧–૧૨–૦ માં જ આપવાનું ઠરાવ્યું છે. છેવટે પરમકૃપાળુ પરમાત્માના પદપંકજમાં શિર નમાવી પ્રાર્થના કરૂં છું કે મારી માતૃભાષના સાહિત્યને સમૃદ્ધ બનાવવાનો તથા સાહિત્યરસિક સજ્જનોના સદ્વાંચનના શોખને તૃપ્ત કરવાનો મારો ઉત્સાહ દ્રઢિભૂત કરે.

વઢવાણ સીટી.
તા. ૨૫–૮–૧૯૧૯.

પુંજાલાલ ભગવાન પારેખ.

# પ્રસ્તાવના.

આ નવલકથાના સંબંધમાં મારે કાંઇ પણ વિશેષ કહેવાનું રહેતું હોય એમ મને લાગતું નથી. પ્રથમ ભાગ વૈશાખ માસમાં પ્રકટ થયો હતો ત્યાર પછી આ દ્વિતિય ભાગ અત્યારે પ્રકટ થાય છે. એ પરથી જોઇ શકાશે કે તેમાં વિશેષ ઢીલ થઇ નથી. તેમ છતાંયે પ્રથમ ભાગના વાચકોની દ્વિતિય ભાગ માટેની ઉત્કંઠા અત્યંત તીવ્ર થઈ પડી છે. એ વસ્તુસ્થિતિ આ નવલકથાની રસિકતા અને મનોરંજકતાનું સૂચન કરે છે, પ્રથમ ભાગ પ્રકટ થયા બાદ કેટલાકોએ મને જણાવ્યું હતું કે રેનોલ્ડઝની કૃતિને ગુજરાતી ભાષામાં અનુવાદિત નહિ કરતાં તેનું અક્ષરશઃ ભાષાંતર કર્યું હોત તો તે વધારે યોગ્ય હતું ! હા, જેઓ અંગ્રેજી ભાષાથી જ્ઞાત છે, પાશ્ચાત્ય રીત રિવાજથી પરિચિત છે તેમને એ ભાષાંતર કદાચ પસંદ પડત અને તેમાં રસ ઉપજત; પરંતુ અંગ્રેજી ભાષાથી અજ્ઞાન અને પાશ્ચાત્ય રીતરિવાજથી અણવાકેફગાર માત્ર ગુજરાતી જાણનાર બંધુઓને તો એ અક્ષરશઃ ભાષાંતર કંટાળો આપનારૂં જ નિવડયું હોત.

નવલકથા ઐતિહાસિક હોય વા કાલ્પનિક, તદપિ તે દુનિયામાં બનેલી કિંવા બનતી ઘટનાઓનું શાબ્દિક ચિત્ર છે. કોણે કેવા પ્રકારનું આચરણ કર્યું હતું, તેનું પરિણામ કેવું આવ્યું, સદાચરણનું કેવું ફળ નિષ્પન્ન થાય છે, દુરાચરણીને તેના પાપકર્મનો કેવો બદલો મળે છે, અતિલોભ મનુષ્યને કેટલી અધોગતિએ પહોંચાડે છે, ચતુર અને નીતિમાન્ જનો અનેક પ્રકારનાં સંકટોમાંથી કેવી રીતે પાર

પડે છે, સજ્જનોની કીર્તિનો વિસ્તાર ક્યાં સુધી થાય છે, દુર્જનોની કેવી દુર્દશા થાય છે, એ બાબતોનું એક નવલકથા આપણને સચોટ ભાન કરાવે છે. એ દ્રષ્ટિએ ભાષાસાહિત્યમાં નવલકથાની ઉપયોગિતા સિદ્ધ થાય છે. જેઓ નવલકથાને સાહિત્યનું કનિષ્ટ પ્રકારનું અંગ માને છે તેઓ પણ કબૂલ કરશે કે માત્ર નવલકથા જ સામાન્ય કોટીના વાચકવૃન્દને સાહિત્યના ઉત્તમ અને મધ્યમ પ્રકારનાં મનાતાં અંગ તરફ દોરી જનારૂં એક ઉત્કૃષ્ટ સાધન છે. જો સાહિત્યના ક્ષેત્રમાંથી નવલકથાને દેશનિકાલ કરવામાં આવે તો અલ્પ સમયમાં જ લોકોની સાહિત્ય પ્રત્યેની અભિરૂચી નાશ પામી જાય અને તેનું પરિણામ લોકોમાં અજ્ઞાનની વૃદ્ધિ કરનારૂં નિવડયા સિવાય રહે નહિ. હા, નવલકથાના સાહિત્યમાં પણ કચરો ભરાય છે અને ભરાશે, પરંતુ જેમ જેમ જનસમાજની જ્ઞાનદ્રષ્ટિ વિકસિત થતી જશે તેમ તેમ તેમની સદસદ્ વિવેકબુદ્ધિ સારાનરસાની પરીક્ષા કરીને, અનિષ્ટનો ત્યાગ કરી ઇષ્ટનો સ્વીકાર કરવાને તત્પર રહેશે.

આ અનુવાદની રચનામાં મારા સ્નેહી રા. ચુનીલાલ વર્ધમાન શાહની માર્મિક સૂચનાઓ માટે તેમનો તથા હાલના મોંઘવારીના સમયમાં તેને પ્રકટ કરી વાચકો સન્મુખ રજુ કરનાર ભાઇ પુંજાલાલ ભગવાન પારેખનો હું મારા તરફથી તથા આ નવલકથાના પ્રશંસક ચતુર વાચકો તરફથી આભાર માનવાનું અત્ર આવશ્યક ધારૂં છું. દરેક ભાગમાં ચાર ચાર ચિત્રો આપવામાં આવ્યાં છે. હું પોતે ચિત્રકાર નહિ હોવાથી ચિત્રોની પસંદગી કરવાનું મેં ચિત્રકાર રા. ત્રિભુવન જે. પટેલને સોંપ્યું હતું. તેમણે પોતાની પસંદગીથી દોરેલાં ચિત્રોમાં કથાનક ભાવને યથોચિત રીતે પ્રત્યક્ષ કર્યો છે જે બેશક સંતોષપ્રદ છે; તેમાંયે પ્રથમ ભાગનું ત્રીજું તથા ચોથું

ચિત્ર અને દ્વિતિય ભાગનું ગુફાવાળું ચિત્ર વાચકોને બે ઘડી તેના નિરીક્ષણમાં તલ્લીન બનાવી તેમના મનમાં અવનવા ભાવોને પ્રકટાવે છે.

છેવટે, આ અનુવાદ પ્રત્યે વાચકોએ દર્શાવેલી ચાહના માટે તેમનો આભાર માનતાં હું આશા રાખું છું કે થોડા વખતમાં મારી લખેલી ગુજરાતના ઇતિહાસને લગતી નવલકથા ભાઇ પુંજાલાલ તરફથી પ્રકટ થનાર છે તે આના કરતાં પણ વિશેષ આદરને પાત્ર નિવડયા સિવાય રહેશે નહિ.

વઢવાણ શહેર,
શ્રાવણ વદી ૮ ને મંગળવાર.
સં. ૧૯૭૫; તા. ૧૯–૮–૧૯.

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.



# અનુક્રમણિકા.

નંદનવનની

# ચમત્કારિક ગુફા.

## દ્વિતિય ભાગ.

### પ્રકરણ ૧ લું.

#### કેદીની ન્હાસભાગ.

પ્રથમ ભાગમાં વીશ હાથની પહોળી ખીણ કૂદાવીને અજયસિંહ તથા લક્ષ્મીદેવી દૌલતાબાદના લશ્કરી સ્વારોના સપાટામાંથી પસાર થઇ ગયાં ત્યાં સુધીની હકીકત અમે જણાવી ગયા છીએ. હવે આગળ તેમનું શું થયું તથા અજયસિંહના સેવકો તથા સુમતી શત્રુના પંજામાંથી કેવી રીતે ન્હાસી છૂટયાં તે આપણે જોઇએ.

ખીણુથી આગળ વધીને અજયસિંહનો અશ્વ જે જંગલમાં દાખલ થયો તે કાંઈ બહુ મોટું નહોતું. એટલે તેમાંથી પસાર થતાં વધુ વખત લાગ્યો નહિ. જંગલમાંથી બહાર નીકળી ખૂલ્લા મેદાનમાં આવતાં એક ધોરી રસ્તો અજયસિંહે જોયો. તે રસ્તે ઉજ્જયનીની દિશા તરફ જતો માર્ગ અજયસિંહે પકડયો. ત્યાંથી સાત–આઠ કોશ દૂર તેઓ ગયાં એટલે એક ન્હાનું ગામડું તેમના જોવામાં

આવ્યું. એ ગામડામાં જઇને ત્યાં આજની રાત્રિ વિશ્રાન્તિ લેવાનો અજયસિંહ અને લક્ષ્મીદેવીએ વિચાર કર્યો. તેઓ તે ગામડાની નજીક આવી પહોંચ્યાં; ત્યાં જયમલ, અક્કલમલ અને સુમતી તેમના જોવામાં આવ્યાં.

એ લોકોનો આ પ્રાણ-સંકટમાંથી કેવી રીતે બચાવ થયો તેનું લાંબું વર્ણન નહિ કરતાં ટુંકામાં માત્ર એટલુંજ જણાવીશું કે અજયસિંહ જ્યારે પહેલા જંગલમાં દાખલ થયો ત્યારે તેના સેવકો તેનાથી ઘણા પાછળ હોવાને લીધે અજયસિંહ કયે રસ્તે ગયો છે તે જાણી શક્યા નહિ. તેમણે બન્નેએ વિચાર કરીને પાછળ પડેલા સ્વારોને ભુલથાપ આપવાને જુદો જુદો માર્ગ લીધો. એક રસ્તે જયમલ અને સુમતી ગયાં, જ્યારે બીજે રસ્તે અક્કલમલે પોતાનો ઘોડો મારી મૂક્યો. પેલા પાછળ પડેલા સ્વારો તે સ્થળે આવી પહોંચતાં ઘોડાનાં પગલાંનાં જુદી જુદી બાજુ તરફનાં ચિહ્ન જોઇને તેમણે પોતાની ટોળીના ત્રણ ભાગ પાડી નાખ્યા અને એ ત્રણે ટુકડીઓએ જંગલમાં જુદી જુદી દિશાએ આગળ વધી. પરંતુ તે ટુકડીઓને પોતાના કાર્યમાં નિરાશાજ મળી; અને જે સ્થળે અજયસિંહની પાછળ પડેલી ટુકડીએ વિસામો કર્યો હતો તેજ સ્થળે બીજી બે ટુકડીઓ પણ મોડી રાત્રે આવી પહોંચી. તે બધાએ એ રાત્રી સાંજ ગાળવાનો ઇરાદો કરીને ધામો નાખ્યો. બીજે દિવસે સ્હવારે હવે ન્હાસી જનારાઓનો પત્તો મળવાનું સંભવિત ન લાગવાથી, તેમની પાછળ નિરર્થક રખડપટ્ટી કરવાનું અયોગ્ય ધારીને એ ટોળીના વડાએ જંગલમાંથી બહાર નિકળી પોતાના માણસોને દૌલતાબાદ તરફ પ્રયાણ કરવાનો હુકમ કર્યો.

અજયસિંહના સેવકોએ ભોજનની વ્યવસ્થા કરી. ભોજનકાર્ય

આટોપ્યા બાદ બધાંએ કેટલોક સમય આરામ લીધો. મધ્યરાત્રી વિત્યા બાદ ચંદ્રોદય થયો એટલે રાત્રીએ જ તેઓ પ્રવાસમાં આગળ વધ્યાં. બીજે દિવસે એક મોટા શહેર પાસે તેઓ આવી પહોંચ્યાં. ગામ બહાર એક ધર્મશાળામાં તેમણે ઉતારો કર્યો. તે ગામમાંથી લક્ષ્મીદેવી તથા સુમતી માટે બે સારા ઘોડા ખરીદી લીધા. હવે તેમને પોતાની પાછળ ચડેલી વારનો ભય રહ્યો નહોતો. તેથી ઉજ્જયનીની સરહદ સુધીનો પચાશેક કોશનો પ્રવાસ નિર્વિઘ્નપણે પાર પડયો. ઉજ્જયનીની સરહદ્દ ઉપરના એક મોટા ગામમાં તેમણે ચાર પાંચ દિવસ રોકાઇને પૂર્ણ વિશ્રાન્તિ મેળવી. તારખાનાને આપેલું વચન લક્ષ્મીદેવી વિસરી ગઇ નહોતી. તેથી તારખાનાની વિધવા માતા જે ગામની નજીક રહેતી હતી ત્યાં જઇને તેને મળીને તેની વ્હાલી પુત્રી રાજુના ખુશીખબર કહેવાનો પોતાનો વિચાર તેણે અજયસિંહને દર્શાવ્યો. અજયસિંહે પણ તે વિચારને અનુમતિ આપી, અને સર્વ એ ગામ તરફ જવાને નિકળ્યાં. તેઓ બધાં એ વિધવા સ્ત્રીના મકાને પહોંચતાં તારખાનાની માતાએ સર્વનો અત્યંત ભાવપૂર્વક આદરસત્કાર કર્યો. લક્ષ્મીદેવીએ તે વિધવા બાઇને તેની પુત્રીના કુશળ સમાચાર, દૌલતાબાદના નવાબનો તેના ઉપરનો અતોનાત પ્રેમ, તેને થએલી પુત્રી તથા પ્રાપ્ત થએલી 'સુલતાના' ની પદવી વગેરે હકીકત જણાવીને કહ્યું કે "તારખાના બાઇને તમે તથા તેમની બન્ને બહેનો હંમેશાં યાદ આવો છો: પરંતુ પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ માનીને રહ્યા સિવાય તેમને માટે બીજો એક ઉપાય નથી."

વિધવા સ્ત્રી પણ ઘણા વખતે પોતાની પ્રિય પુત્રીના કુશળ સમાચાર સાંભળીને આનંદિત બની. તે લક્ષ્મીદેવીનો આભાર માનવા લાગી; પરંતુ તેને અટકાવીને લક્ષ્મીદેવી બોલી: "તારખાના બાઇનો

લટકતી હતી. તે રસી વાટે એક ઉંચો અને મજબૂત બાંધાનો પુરુષ સાચવી સાચવીને નીચે ઉતરતો હતો.

"હજી અંધારૂં તો થયું નથી, છતાં અત્યારે આ મનુષ્ય ન્હાસી જવાની વેતરણ કરે છે? શું તેને પકડાવાનો ભય નહિ હોય?" જયમલ બોલ્યો: "બધા પહેરેગીરો ઉંઘી ગયા છે કે મરી ગયા છે?"

"ઘણું કરીને આ જ સમય તેને સગવડવાળો હશે." અક્કલમલ બોલ્યો: "જો તેમ ન હોત તો તે આવું જોખમવાળું સાહસ અત્યારે ખેડવાને તે તત્પર થાત નહિ. નક્કી કોઈ પહેરેગીર ફૂટેલો હોવો જોઇએ!"

"જૂઓ, રસીના નીચેના ભાગ સુધી તો તે આવી પહોંચ્યો!" અજયસિંહ બોલ્યો: "રસી પણ બહુ લાંબી નથી. જૂઓ, તેણે આપણી સામે જોયું. હા, હા, સમજ્યો હવે. એ તો નીચેના છાપરા ઉપર કૂદકો મારવાનો તેનો ઇરાદો છે. બરોબર મારી કલ્પના ખરી છે. જૂઓ, તેણે રસી છોડી દીધી. તે નીચે પડયો હોવો જોઇએ. પણ કદાચ જમીન ઉપર તો નહિ જઈ પડયો હોય? હવે એ દેખાતો નથી. જો જમીન ઉપર પડયો હશે તો એટલે ઉંચેથી પડવાને લીધે તેના શરીરના કુચ્ચેકુચ્ચા ઉડી ગયા હશે!"

એક—બે પળ એ તેમની નજર બહાર રહ્યો, એ દરમિયાન આપણા પ્રવાસી જનો જે સ્થળે તે કેદીએ કૂદકો માર્યો હતો તે તરફ જોતાં ઊભાં હતાં. એટલામાં પુનઃ અજયસિંહ બોલ્યો: "એ કાંઇ જમીન ઉપર પડયો નથી; જૂઓ પણે પેલા છાપરા ઉપર થઇને કિલ્લાની દિવાલ તરફ આવતો દેખાય છે."

"હજી તે તુરંગની હદમાં જ છે." અક્કલમલ બોલ્યો: "તેને બહાર પડવાને હજી વાર છે. પણ હવે આપણે શું કરવું?"

એ લોકો પેલા કેદીનું સાહસિક કૃત્ય નિહાળવામાંજ અત્યારસુધી નિમગ્ન બની રહ્યાં હતાં. પરંતુ **અક્કલમલે** કરેલા **પ્રશ્નથી** પોતે શું કરવું જોઇએ તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. એક કેદી તેમની સમક્ષ ન્હાસી જતો હતો. તેનો પ્રતિબંધ કરવાનું તેમના અંગમાં સામર્થ્ય હતું. આવી સ્થિતિમાં તેને પકડવાનો પ્રયત્ન કરવામાં ન આવે તો આ કેદીએ ન્હાસી જવાના કરેલા ગુન્હામાં તેને મદદ કરવાનો દોષ તેમને શિરે આવે તેમ હતું. આ લોકોને એ કેદીની દયા પણ આવી હતી. દયા અને કર્ત્તવ્ય એ સંબંધી વિચારો તેમના મનમાં એક સરખા ઘોળાયા કરતા હતા.

"કદાચિત્ એ બિચારો કરજમાં ડૂબેલો કોઇ દુર્દૈવી પ્રાણી તો નહિ હોય ?" લક્ષ્મીદેવી તેના પ્રત્યે દયા દર્શાવતી બોલી.

"અથવા તેને અન્યાય કરીને તુરંગમાં નાખ્યો નહિ હોય એની પણ શી ખાત્રી ?" સુમતીએ પોતાના મનમાં ઉપસ્થિત થયેલી શંકા રજુ કરી.

"વખતે કોઇ રાજ્યદ્રોહના આરોપસર પણ તેને કેદમાં નાખ્યો હોય !" જયમલે પોતાનો અભિપ્રાય પ્રકટ કર્યો.

"મને તો લાગે છે કે તે નિરપરાધી હોવો જોઇએ." **અજયસિંહ** બોલ્યો: "અને તેથીજ પોતાને ગેરવાજબી રીતે મળેલી કેદમાંથી ન્હાસી છૂટવાને આવું ભયંકર સાહસ તેણે ખેડેલું હોવું જોઇએ !"

"પરંતુ એવી પણ કલ્પના કેમ ન થઇ શકે કે ખૂન સરખા ઘોર અપરાધને લીધે તુરંગમાં પડેલા **સંગ્રામસિંહ** જેવો આ મનુષ્ય પણ કૃતઘ્ન હોય !" **અક્કલમલ** બોલ્યો.

આ સંભાષણ થતાં એક ક્ષણ પણ લાગી નહોતી. એ વખતે એ સર્વની દ્રષ્ટિ તો કેદીની સામે જ ચોટી રહી હતી. તે કેદી બુરજ પાસેની ઈમારતના છાપરા પર થઇને કિલ્લાની દિવાલ તરફ આવતો હતો. એ કેદી ગમે તે હો, પરંતુ તેને માટે તુરંગમાંથી બહાર પડવાને માટે માત્ર એક જ માર્ગ હતો. દિવાલની આ બાજુએ પાણીથી ભરેલી ખાઈ હતી. દિવાલ ઉપરથી તે ખાઇમાં કૂદકો મારીને તે દ્વારા પસાર થઇ શકાય તેમ હતું. ખાઈ ત્રણેક માથોડા ઊંડી હતી. એટલે જો સારો તરીઓ હોય તો વીશ હાથ જેટલી ઉંચી દિવાલ પરથી કૂદીને ખાઇમાં પડતાં કાંઈ હરકત આવે તેમ નહોતી. તે જે રસ્તેથી ન્હાસી જતો હતો તે તરફ એટલે દિવાલની અંદરની બાજુએ કોઈ પહેરેગીર હતા કે નહિ એ આ લોકો જાણી શકે તેમ નહોતું. પરંતુ તે બાજુના પહેરેગીરોનું લક્ષ ચૂકાવીને હું બહાર પડી શકીશ એવી ખાત્રી સિવાય તે કેદી પલાયનનો પ્રયત્ન કરે નહિ, એમ તેમણે સહજ જ અટકળ કરી.

હવે તે કેદી છાપરા ઉપરથી કિલ્લાની દિવાલ ઉપર આવ્યો. આ વખતે તે આ પ્રવાસીઓના બરાબર સામો આવ્યો હતો. તેનું મુખ હજી તેમની તરફ નહોતું. તે પોતાનું મુખ તેમની તરફ કરે તે પહેલાં **અજયસિંહ** બોલી ઉઠયો: "હશે કદાચિત્! એ **સંગ્રામસિંહ** જેવો જ ઉંચો અને પાતળો લાગે છે! જૂઓ, તેણે પોતાનો ચ્હેરો આપણી તરફ કર્યો. બરોબર, નક્કી એ **સંગ્રામસિંહજ**!"

**સંગ્રામસિંહે** ખાઇ તરફ જોવાના ઈરાદાથી પોતાનો ચ્હેરો તેમની તરફ ફેરવ્યો હતો. એ વખતે સૂર્યદેવ અસ્તાચળ ઉપર પહોંચી ગયા હતા. પરંતુ સાયંકાળનો પ્રકાશ હજી નષ્ટ થયો નહિ હોવાથી **અજયસિંહ** વગેરે દૂરથી પણ તેને સ્પષ્ટપણે ઓળખી શક્યા. 'એ

સંગ્રામસિંહજ !' એ શબ્દો અજયસિંહના મુખમાંથી બહાર પડતા ન પડતામાં અક્કલમલ બોલી ઉઠયો: "બળભદ્રદાસ શેઠ જેવા સજ્જનનો ખૂની આવી રીતે સરકારના હાથમાંથી ન્હાસી જાય એ મોટો અન્યાય થાય છે !"

"દોડ! દોડ!" અજયસિંહ જયમલ સામે જોઇને બોલ્યો: "તું તારો ઘોડો દોડાવતો તુરંગ પાસે જા અને તુરંગના અધિકારીને આ ખબર આપ. ત્યાં સુધીમાં આ બદમાશ જો કદાચિત્ આ ખાઇમાં પડીને આ તરફ આવશે તો અમે છીએ અહિંઆ જ! જા!"

આ બધા શબ્દો અજયસિંહના મુખમાંથી બહાર પડતાં ન પડતાંમાં તો જયમલે પોતાના ઘોડાને એડી લગાવીને દોડાવી મૂકયો. અજયસિંહ અને અક્કલમલ જે સ્થળેથી ખાઇનો ભાગ બરાબર દ્રષ્ટિએ પડી શકે તે સ્થળે જઇને ઉભા રહ્યા. અને સંગ્રામસિંહની હીલચાલ ઉપર બરાબર નજર રાખવા લાગ્યા.

જે ન્હાસી જતો હતો તે સંગ્રામસિંહજ હતો; અને તેણે અક્કલમલની કલ્પના પ્રમાણે પૂર્ણ ખબરદારી રાખી હતી. તે લગભગ એક માસ થયા તુરંગમાં હતો. તેટલા સમયમાં તેના મિત્રોએ તુરંગના પહેરેગીરોમાંના બે જણાને ફોડયા હતા. જ્યારે તે બે જણા આ દિવાલની બાજુએ પહેરા ઉપર હોય ત્યારે તેણે પલાયન થઇ જવાનું ઠરાવ્યું હતું. તેને માટે આજનો દિવસ અને સૂર્યાસ્તનો સમય નક્કી કર્યો હતો. તે બે પહેરેગીરોની મારફત જ સંગ્રામસિંહના મિત્રોએ તેને રસી મોકલી હતી. અત્યારે આ બન્ને પહેરેગીરોએ ખાઇની બાજુની દિવાલ ઉપર પહેરો ભરતા હતા; તેથી જ સંગ્રામસિંહ નિભર્યપણે આ સમયે ન્હાસી જતો હતો.

સંગ્રામસિંહનો ઇરાદો દિવાલ ઉપરથી ખાઇમાં કૂદીને તેમાં

થઇને સામી બાજુએ પસાર થઇ જવાનો હતો, ત્યાં તેના સ્નેહીઓ તેની રાહ જોઇને ઘોડા તૈયાર રાખીને ઊભેલા હતા. જ્યારે તે ખાઇમાં કૂદકો મારે ત્યારે પેલા ફૂટેલા પહેરેગીરોએ તેના ઉપર બંધૂક ટાંકીને ખાલી બહાર કરવા કે જેથી તેમના પોતાના ઉપર કોઇ જાતનો સંશય આવે નહિ એવો બેત કરવામાં આવ્યો હતો.

જ્યારે સંગ્રામસિંહ દિવાલ ઉપર આવ્યો ત્યારે બે પહેરેગીરો પહેરો ભરતા હતા. તે વખતે કોઇ ગુસ્સે થઇને બોલતું હોય એમ તેના સાંભળવામાં આવ્યું. તુરંગનો અધિકારી તે વખતે એ બાજુએ તપાસને અર્થે ફરવાને નિકળ્યો હતો તેના મનમાં કોઇ જાતની શંકા નહોતી. પહેરેગીરોએ સંગ્રામસિંહને જોયો હતો. તેથી તુરંગનો અધિકારી આગળ વધીને સંગ્રામસિંહ જે સ્થળે હતો ત્યાં આગળ ન જાય શંક એવા હેતુથી ઇરાદા પૂર્વક તે બે પહેરેગીરોમાંના એકે પોતાને થાક લાગ્યાનો દેખાવ કરીને પહેરો ભરતાં નીચે બેસી જવાનો ડોળ કર્યો હતો. તુરંગનો અધિકારી તેને એ પ્રમાણે બેસી રહેલો જોઇને, તેના ઉપર ગુસ્સે થઇને તેની બેદરકારી માટે ઠપકો આપતો હતો. તેના એ ગુસ્સાના શબ્દો સંગ્રામસિંહના કાને પડયા હતા. આ પ્રસંગે ઢીલ કરવી એ યોગ્ય નથી એમ ધારીને સંગ્રામ-સિંહે દિવાલ ઉપરથી ખાઇમાં કૂદકો માર્યો. પરંતુ તે પાણીમાં પડવાથી મોટો અવાજ થયો જે તુરંગના અધિકારીના સાંભળ-વામાં આવ્યો !

" કોઇ કેદી ન્હાસી જાય છે !" એમ બોલતો તે અધિકારી જે સ્થળેથી સંગ્રામસિંહે ખાઇમાં કૂદકો માર્યો હતો તે સ્થળે દોડતો આવ્યો. તેણે ખાઇ તરફ જોયું તો સંગ્રામસિંહના મસ્તકનો ભાગ દેખાયો. તેણે તુરત તેના તરફ નિશાન ટાંકીને બંધૂક છોડી.

સંગ્રામસિંહનું લક્ષ એ બાજુ હતું જ. તેણે અધિકારીને પોતાના ઉપર નિશાન ટાંકતા જોયો કે ડૂબકી મારી. એથી બંધૂકમાંથી છૂટેલી ગોળી તેને ઇજા કરી શકી નહિ. અધિકારીની પાછળ પેલા બે ફૂટેલા પહેરેગીરો પણ દોડતા આવ્યા હતા. તેમણે પણ પોતાના ઉપરિનું અનુકરણ કરીને બંધૂકો છોડી, પરંતુ પૂર્વ સંકેત પ્રમાણે તેમાં ગોળીઓ હતી જ નહિ.

પોતાની તેમજ પહેરેગીરોની ગોળીઓ નકામી થયેલી જોઇને અધિકારી બોલ્યોઃ "ચાલો આપણે પણ તેની પાછળ પડીયે." એટલું કહીને તે કાંઇ પણ વિચાર કર્યા વગર પોતાની બંધૂક ત્યાં જ પડતી મેલીને પાણીમાં કૂદી પડયો. બન્ને પહેરેગીરો પણ જરા પણ વિલંબ નહિ કરતાં તેની પાછળ ખાઇમાં કૂદી પડ્યા.

સંગ્રામસિંહ ઝપાટાબંધ તરતો તરતો ખાઇની સામી બાજુ તરફ જઇ પહોંચ્યો. એ બાજુની ભેખડ પકડીને તેણે ઉપર ચડવા માંડ્યું. પરંતુ એટલામાં ભેખડનો જે ભાગ તેના હાથમાં હતો તે ખસી પડવાથી તે પાછો પાણીમાં જઈ પડ્યો. ત્યાંથી થોડે દૂર ઉપર ચડવાને માટે સગવડવાળી ઢાળ પડતી જગ્યા હતી. પરંતુ તે તરતો તરતો ત્યાં સુધી જાય છે, એટલામાં તુરંગનો અધિકારી તેની નજીક જઇ પહોંચ્યો. હવે પોતે થોડી વારમાં જ પકડાઇ જશે એમ સંગ્રામસિંહને લાગ્યું. એ જોઇને જીવ ઉપર ઉદાર બનેલા સંગ્રામસિંહે તરતાં તરતાં ખાઇની સામી બાજુએ પહોંચી ત્યાં ભેખડ ઉપર પડેલો એક મોટો પત્થર બન્ને હાથ વડે ઉંચકીને મોટા જોરથી તે અધિકારીના માથા તરફ ફેંક્યો. તે પત્થર આબાદ અધિકારીના તાળવાપર લાગ્યો. તેને ચકરી આવી અને તે બેભાન બનવાથી પોતાના શરીરનું સમતોલપણું સાચવી નહિ શકવાને લીધે પાણીમાં ગળકાં ખાવા લાગ્યો.

આ બધો બનાવ બનતાં ફક્ત પાંચ–સાત પળ જ થઇ હતી. પહેરેગીરો પણ પોતાના ઉપરીને ગળકાં ખાતો જોઈને **સંગ્રામસિંહ**ની પાછળ ન પડતાં તુરંગના અધિકારીને બચાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. વળી **સંગ્રામસિંહ**ની પાછળ પડીને તેને પંકડવાનો તેમનો ઈરાદો પણ નહોતો. એટલે તેમને તો જોઇતું'તું અને વૈદ્યે ફરમાવ્યા જેવું થયું! **સંગ્રામસિંહ** ઝપાટાબંધ જે સ્થળેથી ઉપર ચડવાની સગવડ હતી તે તરફ ગયો અને ત્વરાથી ઉપર ચડીને સામી દિશાએ દોડવા લાગ્યો. એ વખતે બીજા પણ દશ-બાર સિપાઈઓ બંધૂકોના અવાજે સાંભળીને ખાઈની બાજુની દિવાલ ઉપર આવીને એકઠા થયા હતા. તેમણે **સંગ્રામસિંહ**ને ન્હાસતો જોયો અને તેના ઉપર ગોળીઓ છોડવા માંડી. પરંતુ આ વખતે તે ગોળીના ટપ્પાની બહાર નિકળી ગયેલો હોવાને લીધે તેમની મહેનત નકામી ગઈ.

**સંગ્રામસિંહે** તો મોટા વેગ પૂર્વક દોડવા માંડ્યું હતું. તે જે દિશા તરફ દોડતો હતો તે દિશા તરફ એક ન્હાની ઝાડી હતી અને તે ઝાડીમાં એક ન્હાનું શિવાલય હતું. એ શિવાલયથી થોડેક અંતરે વાચકોના પરિચિત **ધીરાજી** અને દરિયાવખાન ત્રણ ઘોડા તૈયાર રાખીને ઊભા હતા. એ જ **સંગ્રામસિંહ**ના મિત્રો, અને તેમની જ સહાયતાથી **સંગ્રામસિંહ** તુરંગમાંથી ન્હાસી છૂટવામાં ફતેહમંદ થઇ શક્યો હતો! અત્યારસુધી તેઓ ત્યાં ઊભા ઊભા **સંગ્રામસિંહ**ની હીલચાલ તપાસતા હતા. તેમણે પ્રથમ બંધૂકનો અવાજ સાંભળ્યો તે વખતે કદાચ **સંગ્રામસિંહ**નો અંત આવી ગયો હશે, એવી તેમને શંકા થઇ હતી. તથાપિ છેવટ સુધી ઊભા રહીને શું બને છે તે જોવું, એવો તેમનો નિર્ધાર હોવાથી તેઓ ત્યાં ઊભા રહ્યા હતા. **સંગ્રામસિંહ**ને ધનુષ્યમાંથી છૂટેલા બાણની માફક પોતાની તરફ વે-

ગર્યા દોડતો આવતો જોઇને તેમને સંતોષ થયો.

**સંગ્રામસિંહ** ઉપર છોડેલી ગોળીઓ ખાલી ગયેલી જોઇને દિવાલપર એકઠા થયેલા પહેરેગીરોમાંથી ત્રણ–ચાર જણા ખાઈમાં કૂદી પડ્યા અને સામે કિનારે ચડીને **સંગ્રામસિંહ**ને પકડવાને તેની પાછળ પડ્યા. એમને પાછળ આવતા જોઇને **ધીરો**જી પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ ગયો. દરિયાવખાને પણ તેનું અનુકરણ કરવામાં વાર લગાડી નહિ. બરોબર તેજ વખતે સંગ્રામસિંહ તેમની પાસે આવી પહોંચ્યો. તે પણ ત્રીજા ઘોડા ઉપર કૂદ્યો અને લગામ હાથમાં લેતા લેતામાં તો તેનો ઘોડો પણ આગલા બે ઘોડાની પાછળ દોડવા લાગ્યો.

આ સર્વ પ્રકાર **અજયસિંહ**, **અક્કલમલ**, લક્ષ્મીદેવી અને સુમતી પોતાની જગ્યા ઉપરથી ગુપચૂપપણે જોતાં હતાં. તેમણે પ્રથમ જ્યારે ગોળીનો અવાજ સાંભળ્યો અને તુરંગના અધિકારીને તેની પાછળ ખાઈમાં પડતો જોયો ત્યારે **સંગ્રામસિંહ** કાં તો મૂઓ અથવા પકડાણો, એવું અનુમાન કર્યું હતું. પરંતુ જ્યારે તેમણે **સંગ્રામસિંહ**ને ઝાડી તરફ દોડતો જોયો ત્યારે ખરો પ્રકાર તેમના જાણવામાં આવ્યો અને હવે પોતે શું કરવું તેનો **અજયસિંહે** પોતાની સમયસૂચકતાનો ઉપયોગ કરીને વિચાર કરી લીધો. **અજયસિંહે** લક્ષ્મીદેવી તથા સુમતીને ત્યાં જ રોકાવાનું કહીને **અક્કલમલ**ની સાથે **સંગ્રામસિંહ**ની પાછળ જઇ તેને પકડી પાડવાનો નિશ્ચય કર્યો. સુદૈવે **ધીરો**જી નાયક અને **સંગ્રામસિંહ**નો ઈરાદો રાજમાર્ગપર થઇને જ જવાનો હોવાથી તેઓ જે સ્થળે **અજયસિંહ** હતો તે તરફ આવતા હતા. તેમને જોતાં **અજયસિંહ** અને **અક્કલમલ** તેમના ઉપર હલ્લો કરવાને સજ્જ થયા.

પોતાની સામે બે સ્વારો આવે છે એ ધીરાજીના લક્ષમાં આવતાં વિશેષ વખત લાગ્યો નહિ. ધીરાજી કે દરિયાવખાને અજયસિંહ કિંવા તેના સેવકોને કદી પણ જોયેલા નહિ હોવાથી તેઓ તેમને ઓળખી શક્યા નહિ. પણ સંગ્રામસિંહે તેમને તુરત ઓળખી લીધા અને તેઓ કોણ છે એ તેણે પોતાના સોબતીઓને પણ જણાવ્યું.

"બહુજ ઉત્તમ!" લૂટારાનો નાયક આનંદ પામતો બોલ્યોઃ "આ અજયસિંહ જ મારા સર્વ દુઃખનું મૂળ છે. તેણે જ મારા માણસોનો પરાભવ કર્યો હતો. એ વખતથી જ તેનું વેર વાળવાની તક હું જોતો હતો. એ તક આજે અનાયાસે પ્રાપ્ત થઇ છે. દરિયાવખાન! તું તારી બંધૂક કાઢ અને એ અજયસિંહના નોકર ઉપર નિશાન ટાંક! જોજે, ભૂલતો નહિ!"

એમ કહેતાં તેણે પોતે પણ પોતાની બંધૂક કાઢીને અજયસિંહ ઉપર નિશાન ટાંકયું. પરંતુ આપણા તરૂણ નાયકનું તેમની હીલચાલ ઉપર એક સરખું લક્ષ હોવાથી ધીરાજીએ બંધૂક ઉપર હાથ નાખ્યો કે તેણે પોતાની કમરમાં ખોસેલી પિસ્તોલ હાથમાં લીધી અને ધીરાજી પોતાની બંધૂક છોડે તે પહેલાંજ તેના ઘોડા ઉપર પિસ્તોલ ટાંકી. ગોળી બરોબર ધીરાજીના ઘોડાના પેડુમાં લાગી એટલે એ ઘોડો પોતાના ઉપરના સ્વારની સાથે ધડાક લેઇને જમીન ઉપર ગોથું ખાઈ ગયો! જો એમ બનવા ન પામ્યું હોત તો જરૂર ધીરાજીની ગોળીએ અજયસિંહનો પ્રાણ લીધો હોત, કેમકે તે નિશાન ટાંકવામાં એટલો બધો કુશળ હતો કે અત્યારસુધીમાં તેનું એક પણ નિશાન ખાલી ગયું નહોતું. દરિયાવખાને અકલમલ્લ ઉપર નિશાન ટાકયું હતું, પણ અજયસિંહની પિસ્તોલના અવાજથી તેનો ઘોડો કૂદ્યો તેથી તે પણ પોતાનુ નિશાન ચૂકયો. દરિયાવખાનનો ઘોડો તેના

કાબૂમાં રહ્યો નહિ. તે પિસ્તોલ અને બંધૂકના અવાજ સાંભળીને ભડકયો હતો. તેથી એકદમ દોડવા લાગ્યો.

**સંગ્રામસિંહે** તો પ્રથમથી જ્યારે **ધીરાજીએ અજયસિંહ** ઉપર નિશાન ટાંકવાની તૈયારી કરી ત્યારથી જ ન્હાસવા માંડયું હતું. તેના અત્યારસુધીના ચરિત્ર ઉપરથી તે કેટલો બ્હિકણ હતો એ તો વાચકો જાણે જ છે. તે સર્વદા પોતાના દેહનું રક્ષણ કરવાને તત્પર રહેતો. વળી આ પ્રસંગે તેની પાસે કાંઈ હથિયાર પણ નહોતું. એટલે તેને માટે તો પલાયનનો માર્ગ જ શ્રેયસ્કર હતો. દરિયાવખાનના અશ્વે પણ **સંગ્રામસિંહ**ના ઘોડાનો રસ્તો જ પંકડયો. તે બન્ને એક જ દિશા તરફ જતા હતા. **અજયસિંહ** અને **અક્કલમલ** જમીન ઉપર પડેલા મનુષ્યને પિછાનતા નહોતા. તેમને તેની વિશેષ દરકાર નહોતી. તેમને તો **સંગ્રામસિંહ**ને પકડવો હતો. તેણે તથા અક્કલમલે પણ પોતાના અશ્વો પેલા બે ન્હાસનારાની પાછળ દોડાવી મૂકયા. **અજયસિંહ**નો અશ્વ વાયુવેગે ઉડવા લાગ્યો. **સંગ્રામસિંહ** અને દરિયાવખાનના ઘોડા પણ મોટા વેગથી જતા હતા. લક્ષ્મીદેવી અને સુમતી પણ ઘોડા ઉપર જ હતી. તેઓ એક જ સ્થળે ઊભી રહીને ત્યાંથી જે બનાવ બનતો હતો તે જોતી હતી. દરિયાવખાન તથા **સંગ્રામસિંહ**ના ઘોડાને આગળ તથા **અજયસિંહ** અને **અક્કલમલ**ના અશ્વોને તેમની પાછળ દોડતા જોઈને તે બન્ને જણી જે ઠેકાણે **ધીરાજી** પડયો હતો ત્યાં આવી.

ત્યાં આવીને તેમણે જોયું તો એક મનુષ્ય તથા ઘોડો પડેલા છે અને તે મનુષ્યનો પગ ઘોડાની નીચે દબાણમાં આવી ગયો છે એમ તેમના જોવામાં આવ્યું. તે મનુષ્ય અર્થાત્ **ધીરાજી**નો ચ્હેરો જોતાં સુમતીની મુખમુદ્રા ઉપર ભય અને ગભરાટનું ચિહ્ન ઉપસ્થિત થયું;

પરંતુ તે ચિહ્ન લક્ષ્મીદેવીના લક્ષમાં આવ્યું નહિ. તે બન્ને જણીઓ ઘોડા ઉપરથી નીચે ઉતરી. તેમણે બન્નેએ નજીક જઇને જોયું તો એ મનુષ્ય મરણ પામેલો અથવા બેશુદ્ધ બનેલો હોય એમ તેમને લાગ્યું. તેના તરફ જોઇને સુમતી ભરેલા સાદે બોલીઃ "આ તો ધીરાજી નાયક!"



## પ્રકરણ ૨ જું.

### સુમતીની યુક્તિ.

લક્ષ્મીદેવીએ અદ્યાપિ કદી પણ ધીરાજીનો ચ્હેરો જોયો નહોતો. પ્રથમ જ્યારે તેણે લક્ષ્મીદેવીના હાથમાંથી વીંટી કાઢી લીધી હતી, તે વખતે તેણે પોતાનું મુખ કાળા બુરખાથી છૂપાવ્યું હતું; અને જ્યારે તે લક્ષ્મીદેવીને બળભદ્રદાસના મકાનમાંથી ઉંચકીને લેઈ ગયો હતો ત્યારે તે તદન બેશુદ્ધ અવસ્થામાં હતી. તદપિ અત્યારે સુમતીના મોઢામાંથી ધીરાજીનું નામ નિકળતાં જ તેને થરથરાટ વછૂટયો!

સુમતીએ ધીરાજીની પાસે જઇ કેટલોક સમય તેના ચ્હેરા સામે જોયા કર્યું; પછી તે બોલીઃ "હજી જીવ છે. તેને કાંઈ જખમ લાગ્યો હોય એમ જણાતું નથી. બહુધા તે ઘોડા ઉપરથી પડી ગયેલો હોવાને લીધે તેને મૂર્છા આવી હોય એમ લાગે છે."

પોતે ધીરાજી જેવા લૂટારાની સમીપ છે એ લક્ષમાં આવતાં લક્ષ્મીદેવીને કંઈ કંઈ થવા લાગ્યું. આ માણસ ક્યારે શુદ્ધિમાં

આવશે અને પછી કેવો પ્રસંગ પોતાના પર વિતશે તેની તે કલ્પના પણ કરી શકી નહિ. જાણે પોતે એકાદા ઝેરી સર્પની સામે ઊભી છે અને તે સર્પ હમણાંજ પોતાની સામે ફુંફાટા મારતો આવશે અને પોતાને દંશ દેશે એમ તેને થતું હતું.

"બાઈ સાહેબ!" સુમતી બોલીઃ "આ માણસનો જમણો પગ ઘોડા નીચે દબાણો છે તે તેની નીચેથી કાઢી લેવો જોઇએ. આપ જરા મને મદદ કરો. ગમે તેમ હોય, આ એક ભયંકર લૂંટારો હો, તો પણ સંકટમાં પડેલા મનુષ્ય પ્રાણીને સહાય કરવી એ આપણું કર્ત્તવ્ય છે."

"ખરૂં છે." લક્ષ્મીદેવીનો ઉદાર સ્વભાવ જાગૃત થયો અને તે બોલીઃ "આવી રીતે તેને મરણ પામવા દેવો તે યોગ્ય નહિ. પ્રત્યેક મનુષ્ય ઈશ્વરનું બાળકજ છે; અને દરેક મનુષ્યને બીજાએ સહાય કરવી એ તેનું કર્ત્તવ્ય છે." એમ કહીને તે પણ સુમતી પાસે આવી, તથા તેણે અને સુમતીએ બન્નેએ મળીને સંભાળપૂર્વક ધીરાજીનો પગ હળવે હળવે ઘોડાની નીચેથી કાઢી લીધો. પોતાનો પગ છૂટો થતાં ધીરાજીએ ચીસ પાડી. પરંતુ હજી તે બેશુદ્ધજ હતો. પોતાની આસપાસ શું બને છે એનું તેને બિલકુલ ભાન નહોતું. સુમતીએ પોતાના હાથવડે ધીરાજીનો ઘોડા નીચે દબાયેલો પગ દબાવી જોયો. તે ઉપરથી તેનો પગ મરડાયો નથી. કે તેના હાડકાને ઈજા થઇ નથી એમ તેની ખાત્રી થઈ. એથી તેના મનને કાંઇક શાંતિ વળી

એટલામાં એક ઘોડાના ડાબલાનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો. અત્યારે બિલકુલ અંધારૂં થઇ ગયું હતું અને તે સ્વાર પણ કેટલેક અંતરે હતો. તદપિ રોજના પરિચયને લીધે તે જયમલ જ

છે એમ તે બન્ને જણી સમજી શકી. જયમલ પહેલાં તો એ બધાં પ્રથમ જે સ્થળે ઊભાં હતાં તે સ્થળે ગયો. પરંતુ ત્યાં કોઈપણ તેના જોવામાં આવ્યું નહિ. તે જ્યારે સંગ્રામસિંહના પલાયનની ખબર કરવાને તુરંગ પાસે ગયો ત્યારે તુરંગના મુખ્ય દરવાજા ઉપર એક પણું માણસ તેના જોવામાં આવ્યો નહોતો. અંદર થયેલા બંધૂકોના અવાજથી ત્યાં કાંઇક ગડબડ છે એમ સમજીને બધા પહેરેગીરો દરવાજા ઉપરથી દોડતા તે તરફ ગયા હતા. જયમલ અંદર ગયો ત્યારે એક પહેરેગીર તેને સામેથી આવતો રસ્તામાં મળ્યો. તેને પોતે સંગ્રામસિંહ ન્હાસી જવાના સમાચાર કહેતો હતો ત્યાં તો તે પહેરેગીરે એ વાતની બધાને ખબર પડી ગઇ છે એમ કહ્યું, એટલે પછી તે સ્થળે પોતાની જરૂર નહિ હોવાથી તે પુનઃ તુરંગના દરવાજામાંથી બહાર નિકળીને ઉજ્જયનીના પશ્ચિમ તરફના દરવાજામાં થઇને જે સ્થળે પોતાનો માલિક તથા સાથીદાર વગેરે હતાં તે સ્થળે આવી પહોંચ્યો. ત્યાં કોઇને નહિ જોવાથી તે આમ તેમ જોવા લાગ્યો, તો લક્ષ્મીદેવી અને સુમતી તેની દ્રષ્ટિએ પડયાં; એટલે તે તેમની તરફ જવા લાગ્યો. જયમલને પોતાની તરફ આવતો જોઇને સુમતીએ ધીમા સ્વરે લક્ષ્મીદેવીને કહ્યું: "રાણી સાહેબ! જયમલને આ માણસનું નામ જણાવવાની જરૂર નથી."

"વારૂ, હું તેનું નામ જયમલને નહિ કહું." લક્ષ્મીદેવી બોલી: "વિનાકારણ મારે શું કામ કોઇને દુઃખ દેવું જોઇએ?" આ વખતે ચંદ્રપ્રભાને તેના મૃત્યુ સમયે પોતે ધીરાજીના સંબંધમા જે વચન આપ્યું હતું તે પણ લક્ષ્મીદેવીને યાદ આવ્યું.

નીચે પડેલો મનુષ્ય પોતાનો માલિક કિંવા સાથીદાર તો નહિ હોય એવી શંકા આવતાં જયમલ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. પરંતુ આ

કોઈ અજાણ્યો મનુષ્ય છે એમ સમજતાં તેણે પૂછ્યું: "સરકાર ! આ કોણ છે ? અને અજયસિંહજી ક્યાં છે ?"

"અજયસિંહ અક્કલમલને સાથે લઇને સંગ્રામસિંહને પકડવાને ગયા છે." લક્ષ્મીદેવી કાંઇપણ બોલે તે પહેલાંજ સુમતીએ ઉતાવળ કરીને જવાબ આપી દીધો. તેનો ઇરાદો કોઇ પણ રીતે જયમલને ત્યાંથી ખસેડવાનો જ હતો; તેથી તેણે કહ્યું: "સંગ્રામસિંહની સાથે તેનો બીજો સોબતી છે, અને તે બહુ ભયંકર માણસ છે."

સુમતીના એ શબ્દો સાંભળતાં જ જયમલ કૂદીને ઘોડા ઉપર ચડી બેઠો અને બોલ્યો: "ત્યારે હું પણ ત્યાં જ જઉં છું, અહીં રહેવાની મને જરૂર લાગતી નથી. પણ અજયસિંહજી કઈ દિશાએ ગયા છે ?"

"જે રસ્તે થઇને આપણે આવ્યા તે જ રસ્તા તરફ !" સુમતી બોલી: "આમાસ માટે જરી પણ ફીકર ન કરશો."

સુમતીનું કથન પૂરેપૂરૂં સાંભળ્યા વગર જ જયમલે ઘોડો દોડાવી મેલ્યો. તે ગયા બાદ સુમતી બોલી: "રાણીસાહેબ ! આ જખમી મનુષ્ય કોણ છે એ જો જયમલના જાણવામાં આવ્યું હોત તો તે મોટી નિષ્ઠુરતા પૂર્વક તેની સાથે વર્ત્યો હોત. કદાચિત્ તેણે તેનો પ્રાણ લીધો હોત અથવા તેને પકડીને સરકારમાં સોંપવાની વેતરણ કરી હોત. પરંતુ આ મનુષ્યની એવી સ્થિતિ નહિ થવા દેવામાં મારો એક હેતુ છે. આ લૂટારાની સ્ત્રી ચંદ્રપ્રભા મારી માશીની દીકરી થાય. તેને ને મારે ન્હાનપણથી જ સખીપણું હતું. તેથી જ મારી સખીના પતિનો નાશ નહિ થવા દેવાનો મેં વિચાર કર્યો. અહા ! ગરીબ બિચારી ચંદ્રપ્રભા ! એનો બાપડીનો ભર તારૂણ્યમાં જ અંત આવ્યો ! તેનો પોતાના પતિ ઉપર કેટલો

પ્રેમ હતો એ તો આપના પણ જાણવામાં છે જ !"

જ્યારથી ધીરાજીનું નામ સાંભળ્યું ત્યારથી જ લક્ષ્મીદેવીને ચંદ્રપ્રભાનું સ્મરણ થયું હતું. તેમાં સુમતીના આ વાક્યથી ઉમેરો થયો. તેના હૃદયમાં આવેલો શોકનો ઉભરો શમાવતી તે બોલીઃ "એજ કારણને લીધે આ ધીરાજીનું રક્ષણ કરવાનું મારા મનમાં થયું છે. પણ, બાઈ! હવે આપણે શું કરશું? હજી તો આ બેશુદ્ધ જ છે. શુદ્ધિમાં આવવાનું ચિન્હ પણ દેખાતું નથી! કદાચ સરકારી માણસો અહીં આવી ચડશે તો? મને લાગે છે કે સંગ્રામસિંહને ન્હાસવામાં આ ધીરાજીએ જ સહાય કરેલી હોવી જોઇએ!"

"બાઈ સાહેબ! અત્યારે તર્ક કરવામાં નકામો સમય ગાળવાથી શો ફાયદો?" સુમતીએ કહ્યું: "આને સાવધ કરવાને કાંઇપણ ઉપાય કરવો જોઇએ. પણ મારી આપને એક વિનતિ છે."

"બાઈ સુમતી!" લક્ષ્મીદેવી બોલીઃ "મારી યોગ્યતા ગમે તેટલી હોય, તદપિ હું તો તને મારી પ્રાણદાત્રીજ સમજું છું. માટે તું આવી દરબારી ભાષા ન વાપરતાં, મારે શું કરવું તે મને ઝટપટ કહી નાખ!"

"સરકાર!" સુમતી સંકોચાતાં બોલીઃ "આ હજી સુધી શુદ્ધિમાં આવતો હોય એમ જણાતું નથી. જો આટલામાં નજીકમાં પાણી હોત તો ઠીક થાત. પણ આપ પેલું દેવાલય દેખાય છે ત્યાં જઇને પાણી લેઈ આવો તો આપનો મોટો ઉપકાર થશે!"

"એમાં શું?" લક્ષ્મીદેવી બોલીઃ "હું હમણાં જઈને લેઈ આવું છું," એમ કહીને તે જે દેવાલયની નજીકમાં થોડા સમય પહેલાં ધીરાજી તથા દરિયાવખાન ત્રણ ઘોડા સાથે ઊભા રહીને સંગ્રામસિંહની હીલચાલ તપાસતા હતા તે દેવાલય તરફ ચાલી.

રજનીએ પોતાના સામ્રાજ્યને વિસ્તારવા માંડયું હતું. અંધકાર વિશેષ અને વિશેષ છવાતો જતો હતો. આકાશ સ્વચ્છ હોવાથી તારા ચમકતા હતા. તેથી પોતાની નજીકનો ભાગ લક્ષ્મીદેવી સ્પષ્ટપણે જોઈ શકતી હતી, પરંતુ દૂરનો પદાર્થ જોઈ શકાય તેમ નહોતું. લક્ષ્મીદેવી રાજમાર્ગ છોડીને ઝાડીમાં થઇને દેવાલય તરફ જવા લાગી. જે રસ્તે તે જતી હતી તે રસ્તો સાંકડો અને વાંકોચુંકો હતો. તેની જમણી બાજુએ એક પત્થરની ખાણ હતી. તેમાં પાણી ભરેલું હતું પરંતુ તે ગંદું હતું. તેની સામે કેટલેક દૂર ચુનાગચ્છીવાળું શિવાલય હતું. શિવાલયની પડખે એક ન્હાનું મકાન હતું તેમાં મહાદેવની પૂજા કરનારો અતીત રહેતો હતો. તેની પાસે જઇને પાણીનો ઘડો લેઈ આવવાનો લક્ષ્મીદેવીનો વિચાર હતો. પરંતુ તે સાથે તે અતીત 'અહીં જ પાણી પીઓને!'–' ઘડો શા માટે લેઈ જાઓ છો?'–' જેને પાણી જોઇએ છે તે અહીં કેમ નથી આવતું?' એવા પ્રશ્નો કરે તો તેનો શો ઉત્તર આપવો એ બાબતનો પણ તેને વિચાર આવતો હતો.

તે શિવાલય પાસે પહોંચી. અતીત એ વખતે ગાંજાનો દમ લેતો હતો. લક્ષ્મીદેવીએ તેની પાસે જઈને પાણીનો ઘડો માગ્યો. તેની કલ્પના પ્રમાણે અતીતે તેને કેટલાક પ્રશ્નો કર્યાં. પરંતુ તેનો પ્રત્યુત્તર આપવાની પંચાતમાં ન પડતાં તે બોલી: "એનું તારે શું કામ છે? તું તારે આ મહોર લે. તારો માટીનો ઘડો કાંઈ એટલી કીમતનો નથી. છતાં પણ મારે પાણીના ઘડાની જરૂર હોવાથી હું તને આ મહોર તેના બદલામાં ખુશીથી આપું છું!"

મહોર હાથમાં પડતાં જ અતીતજી શાન્ત બની ગયા. કાંઈપણ બોલ્યા ચાલ્યા સિવાય પાણીયારેથી એક માટીનો ઘડો લાવીને તેણે

લક્ષ્મીદેવીના હાથમાં મૂક્યો. લક્ષ્મીદેવી ઘડો લેઈને ચાલવા લાગી. અતીત તેની પાછળ જોઈ રહ્યો. લક્ષ્મીદેવી જરા દૂર ગઇ એટલે તે બટપટયો: " હશે કોઈ રાંડ છટકેલ! તેના યારને લેઇને આવી હશે આટલામાં! એમને નાસ્તા ઉપર પાણી પીવાને જોઇતું હશે એટલે તેના યારે મોકલી હશે તેને અહીં!" એટલું બોલી તે પાછો ઓરડીમાં જઇને અધૂરી રહેલી ગાંજાની ચલમ પૂરી કરવા લાગ્યો.

લક્ષ્મીદેવીને પાછી આવતાં પ્રથમ કરતાં વધુ વખત લાગ્યો. કેમકે એક તો અંધારૂં, તેમાં રસ્તો પણ વાંકોચુંકો અને વળી પાણીના ઘડાનો ભાર. તે જ્યારે આવી પહોંચી ત્યારે એક પોતાનો તથા એક બીજો ઘોડો તેના જોવામાં આવ્યા, પરંતુ એ બીજો ઘોડો સુમતીનો નથી એમ તેને લાગ્યું. ધીરાજીનો ઘોડો જમીન ઉપર પડેલો જ હતો. તેની પાસે એક મનુષ્ય પણ પડયો હતો. પરંતુ સુમતી ક્યાં છે? તેણે ઘડો જમીન ઉપર મૂકીને જે મનુષ્ય જમીન ઉપર પડેલો હતો તેની પાસે જઇને જોયું તો તે ધીરાજી નહોતો! આ શું? લક્ષ્મીદેવી કેમ ચમકી? તેના મુખ ઉપર ભીતિનું ચિન્હ શા માટે? તેણે એવું શું જોયું કે તે આટલી બધી ભયભીત બની ગઇ? તેને કાંઇ ભ્રમ તો નહોતો થયો? ના, તેને ભ્રમ થયો નહોતો, તેમજ તે સ્વપ્નમાં હોવાનો પણ સંભવ નહોતો. જે કાંઈ તેના જોવામાં આવ્યું તે બીલકુલ સત્ય હતું!

સુમતી કે ધીરાજી એમાંનું એકે તે સ્થળે નહોતું. તેને બદલે એક ગૃહસ્થ ત્યાં મૂર્ચ્છિત અવસ્થામાં પડેલો હતો. 'એ કદાચિત્ મૃત્યુ તો નહિ પામ્યો હોય?' એ વિચારે લક્ષ્મીદેવીને ભયભીત બનાવી દીધી હતી. તે થરથર કમ્પવા લાગી. તેનું અંગ પરસેવાથી રેબઝેબ

બની ગયું. એનું કારણ માત્ર એટલુંજ હતું કે ત્યાં જે મનુષ્ય પડેલો હતો, તે બીજો કોઇ નહિ પરંતુ લક્ષ્મીદેવીનો પ્રિયકર તેનો પ્રાણ–તેના હૃદયનો સ્વામી–અજયસિંહ જ હતો ! પોતાના પ્રિયતમને આવી સ્થિતિમાં આ સ્થળે પડેલો જોઈને લક્ષ્મીદેવીના મનની કેવી સ્થિતિ થઇ હશે ?

## પ્રકરણ ૩ જું.

### ક્ષિપ્રા નદીને કાંઠે.

ગત પ્રકરણમાં છેવટે જણાવેલા ગૂઢ પ્રકારનો ખુલાસો કરતા પહેલાં આપણે સુમતીનું શું બન્યું તે જોઇએ. લક્ષ્મીદેવી શિવાલય તરફ જવા નીકળી અને નજર બહાર ગઈ કે સુમતીએ પોતાની સર્વ શક્તિ એકત્ર કરીને મૂર્ચ્છિત અવસ્થામાં પડેલા ધીરાજીને જેમ તેમ કરીને ઉંચકીને પોતાના ઘોડા ઉપર નાખ્યો અને પોતે પણ એ ઘોડા ઉપર ચડી બેઠી. હવે ક્યાં જવું તેનો વિચાર કરવા લાગી. તે જે સ્થળે હતી ત્યાંથી અર્ધ કોશ ઉપર દક્ષિણ બાજુએ ક્ષિપ્રા નદી હતી. તે નદી તરફ અત્યારે રાત્રીએ એકાન્ત જેવું હોવાથી તેમજ પાણીની પણ સગવડ હોવાથી સુમતીએ એ તરફ પોતાનો ઘોડો વાળ્યો. નદીકિનારે પહોંચતાં તેને અર્ધઘટિકા લાગી. ત્યાં પહોંચીને એક વૃક્ષ નીચે તેણે પોતાનો ઘોડો ઊભો રાખ્યો અને પોતે નીચે ઉતરીને સાચવી સાચવીને ધીરાજીને ઘોડા ઉપરથી નીચે ઉતાર્યો.

પછી તે નદીમાંથી ખોબામાં ભરીને પાણી લાવી. તેમાંનું થોડુંક પાણી તેણે ધીરાજીના મ્હોંમાં રેડયું અને થોડુંક તેના તાળવા ઉપર છાંટયું. થોડીવારે ધીરાજીનો શ્વાસોચ્છ્વાસ એક સરખો ચાલવા લાગ્યો અને તે ધીમે ધીમે શુદ્ધિમાં આવતો જતો હોય એવાં ચિહ્ન દેખાવા લાગ્યાં. આ સમયે આકાશમાં તારા ચમકતા હતા અને એ સ્થળે ખૂલ્લું મેદાન હોવાથી પ્રકાશ પણ સારો પડતો હતો. પરંતુ તે એક વૃક્ષની નીચે ધીરાજીનું માથું પોતાના ખોળામાં લઇને બેઠેલી હોવાથી વૃક્ષની ઘટાને લીધે ત્યાં અજવાળું આવી શકે તેમ નહોતું. અત્યારે એ સ્થળે બીલકુલ નિઃસ્તબ્ધતા હતી.

ધીમે ધીમે ધીરાજીના અંગ પ્રત્યાંગમાં ચૈતન્ય પ્રવેશ કરવા લાગ્યું. તે પોતાનાં અવયવો હલાવવા લાગ્યો. પણ એમ કરવામાં તેને બહુ જ કષ્ટ પડતું હોય, એવું સુમતીની દ્રષ્ટિએ પડયું. થોડી વારે તેના શ્વાસોચ્છ્વાસની સાથે તેના મ્હોમાંથી તુટક તુટક શબ્દો પણ નિકળવા લાગ્યા. શરૂઆતમાં તે અસ્પષ્ટ હતા. છેવટે શબ્દોચ્ચાર સ્પષ્ટ સમજી શકાય તેવા નિકળવા લાગ્યા અને ધીરાજીના મુખમાંથી નીચે જણાવેલાં તુટક વાકયો સુમતીના સાંભળવામાં આવ્યાં.

“ના, નાઃ—એ કામ સંગ્રામસિંહનું નહિ—પણ તે ખરી હકીકત કહી શકે તેમ નથી—તે શી રીતે કહે ?—ખરૂં કહેવામાં પણ જોખમ છે.—જો તે ખરૂં બોલે તોપણ તેને ફાંસીને લાકડે લટકવું પડે—ખરેખર તેણે એ કામ કર્યું નથી—એ કામ—એ કામ—અરેરે ગરીબ બિચારો બાળભદ્રદાસ—મારા મનમાં નહોતું કે તેનું ખૂન કરવું ! એવી મારી જરીપણ ઇચ્છા નહોતી—હાય તે ભૂત થયો છે—મને એનો બહુ ભય લાગે છે—પણ મેં એનું ખૂ-ખૂન કર્યું નથી—એના લોહીમાં મેં મારો હાથ બોળ્યો નથી—તેનું ખૂન—તેનું ખૂન—દરિયાવખાને—મેં કે સંગ્રામ-

સિંહે નહિ—પણ એ ડોસો ત્યાં શા માટે આવ્યો ?—કદાચિત્ લક્ષ્મીદેવીનો બચાવ કરવાને માટે જ આવ્યો હશે !—અમે બન્ને જણા લક્ષ્મીદેવીને લેઈ જતા હતા—સંગ્રામસિંહ કેવો મૂર્ખ ?—તે શા માટે એ વખતે બગીચામાં ભરાઈ રહ્યો હતો ?—તે ત્યાં હતો તો જ પકડાયો—તેના ઉપર ખૂનનો આરોપ આવ્યો !—પણ આ હું શું બોલું છું ? મારૂં માથું ફરી ગયું છે !—મારૂં મગજ ભમે છે ! હું કયાં છું ? મને પકડયો—મારા હાથ પગમાં બેડીઓ ઠોકી—હાય ! મારૂં શું થશે ?"

પોતાના ખોળામાં ધીરાજીનું માથું રાખીને લક્ષપૂર્વક તેના મુખમાંથી નીકળતા શબ્દો સાંભળતી સુમતી બોલીઃ "તમે કેદમાં નથી—તમે છૂટા જ છો !"

"હેં ! એ કોણ બોલ્યું ?" જોરથી બેઠા થવાનો પ્રયત્ન કરતો ધીરાજી કિંચિત્ સાવધપણે બોલ્યોઃ "શું હું મારી લાડકી—મારી પ્રિયાનો અવાજ—"

સુમતી ધીમેથી પણ સ્પષ્ટપણે મંજુલ સ્વરે બોલીઃ "વાહ ! બિચારી ચંદ્રપ્રભા તો કયારનીયે આ મિથ્યા જગતનો ત્યાગ કરીને ચાલી ગઈ છે, એ તમને ખબર નથી ?"

"ખરૂં છે ! એ બિચારી તો ગઈ જ !" ધીરાજી ગદ્દગદ કંઠે બોલ્યોઃ "મારી પ્રાણપ્રિયા મને છોડીને ચાલી ગઈ ! તેનો મારા પર કેવો નિર્મળ પ્રેમ હતો !"

થોડો વખત બન્નેમાંથી કોઈ પણ બોલ્યું નહિ. ધીરાજી હવે બરોબર શુદ્ધિમાં આવી ગયો હતો. તે અત્યારે પોતાની પરિસ્થિતિનો વિચાર કરતો હતો. તથાપિ હજી તેનાં અવયવોમાં સંપૂર્ણ શકિત આવી નહોતી. તેનું મસ્તક સુમતીના ખોળામાં જ હતું. તે તેના મસ્તક ઉપર સાડીના છેડા વડે પવન નાખતી હતી.

સંપૂર્ણ સાવધ થયા પછી આંખો ઉઘાડીને ધીરાજી બોલ્યો: "હમણાં મારી લાડકીનું નામ કોણે લીધું? ગરીબ બિચારી!"

સુમતીએ કહ્યું: "જો તમારો તેના ઉપર એટલો બધો પ્રેમ હતો અને હજી પણ છે તો તમે આવું વર્ત્તન કેમ રાખો છો? તમારો જીવ સદૈવ જોખમમાં કાં નાખો છો? જો તે બિચારી સ્વર્ગમાંથી તમારી તરફ જૂએ, તો તેને તમારાં ભયંકર કૃત્યો જોઇને કેવું લાગે ભલા? તે બિચારીએ તમારે ખાતર જે કાંઇ પાપકાર્ય કર્યા હશે તેનો તેને અત્યારે તે જ્યાં હશે ત્યાં કેટલો બધો પશ્ચાત્તાપ થતો હશે? તમે આ ભયંકર લૂંટફાટનો માર્ગ છોડી દેઇને પ્રામાણિકપણે તમારૂં ચરિતાર્થ ચલાવવાનો આરંભ કરો તો એ બિચારીના આત્માને કેટલો બધો સંતોષ થાય?"

"પણ આ બધું કહેનાર તમે કોણ છો?" ધીરાજી બોલ્યો: "હું જાગું છું કે આ સ્વપ્નું છે? અથવા મને ખાલી ભ્રમ થાય છે!"

"ના, આ ભ્રમ નથી તેમજ સ્વપ્નું પણ નથી. તમે જાગો છો અને સંપૂર્ણ શુદ્ધિમાં છો. મારે ને ચંદ્રપ્રભાને ન્હાનપણથી જ બહુ સ્નેહ હતો. તમારો તેના પર તથા તેનો તમારા પર કેટલો બધો પ્રેમ હતો તે મારા જાણવામાં હતું. તેથી તથા તેના પ્રત્યેની મારી લાગણીને લીધે જ હું તમને અહીં લાવી છું."

"પણ તમે કોણ છો?" ધીરાજીએ પ્રશ્ન કર્યો. તે તેના ખોળામાંથી પોતાનું મસ્તક ઉંચું કરીને સુમતી સામે જોવા લાગ્યો; પરંતુ આ સ્થળે પ્રકાશ બિલકુલ પડતો નહિ હોવાથી તે સુમતીના મુખના શ્યામવર્ણ સિવાય બીજું કાંઈ જોઈ શક્યો નહિ.

"તમે હજી થોડા વખત વિશ્રાન્તિ લ્યો." સુમતી તેના પ્રશ્નનો જવાબ ઉડાવતાં બોલી: "તમે બરોબર સાવધ થશો એટલે

સુરક્ષિતપણે અહીંથી ચાલ્યા જઈ શકો એવી તજવીજ હું કરીશ."

"અહા! મારી આવી અવસ્થામાં મારી પ્રિયા પ્રત્યે પ્રેમ ધરાવનાર મને મૃત્યુ મુખમાંથી ઉગારવાને કેટલો શ્રમ કરે છે ?" ધીરાજી બોલ્યોઃ "એ ઉપરથી મારી ખાત્રી થાય છે કે મારી મૃત પત્નીનો મારા પ્રત્યેનો નિર્મળ પ્રેમ હજી પણ મને ઉપયોગી થઈ પડે છે. તેના મારા પ્રત્યેના પ્રેમને લીધે જ તમે મારૂં રક્ષણ કર્યું! નહિ તો મારા જેવા ભયંકર લૂટારાને સરકારમાં સોંપવાથી ઇનામ અને કીર્તિ બન્ને મળી શકે તેમ હતું. તમારો કેટલો ઉપકાર! પણ મને તમારૂં નામ જણાવો. મારી આવી સંકટાવસ્થામાં મને સ્હાય કરનારના નામનું હું મારા જીવનપર્યંત મારા અંતરમાં સ્મરણ રાખ્યા કરીશ!"

"મારા નામથી આપને શો લાભ થનાર છે ?" સુમતી બોલીઃ "આપણે આ પહેલાં કદી પણ મળ્યાં નથી અને ભવિષ્યમાં પણ સંભવ નથી. હું કોણ, મારૂં વતન કયું, હું ક્યાં જનાર છું, તે કોઇના પણ જાણવામાં ન આવે એવી મારી ઇચ્છા છે."

"હં હં! હવે મારા ધ્યાનમાં આવ્યું!" ધીરાજી બોલ્યોઃ "મારા જેવા લૂટારાની સાથે તમારે પિછાણ છે એવું કોઇના જાણવામાં ન આવે તે માટે તમારૂં નામ છૂપાવો છો!"

સુમતીએ તેનો કાંઇ પણ જવાબ આપ્યો નહિ. હવે ધીરાજીના શરીરમાં પણ શક્તિનો સંચાર થવા લાગ્યો હતો અને તેનું મન પણ બરોબર મજબૂત બની ગયું હતું. હજી સુધી તે સુમતીના ખોળામાં માથું રાખીને જ પડયો હતો તેને પોતાની પ્રિય પત્નીનું એક સરખું સ્મરણ થતું હતું. તેનો તેની સ્ત્રી ઉપર કેટલો બધો પ્રેમ હતો એ તો વાચકો જાણે જ છે. છેવટે તે બોલ્યોઃ "તમારૂં

નામ ન આપો તો ભલે, પરંતુ એક વખત તમારા ચ્હેરા સામે મને જોવા દ્યો; જેથી ભવિષ્યમાં કદાચ તમે કાંઇ પણ સંકટમાં આવી પડો અને તે મારા જાણવામાં આવે તો હું તે સંકટમાંથી તમારૂં રક્ષણ કરીને અત્યારે તમે મારે માટે જે શ્રમ લીધો છે તેનો યત્કિંચિત્ બદલો પણ વાળી શકું."

"ભલે !" એમ કહીને સુમતીએ ધીરાજીને પોતાના હાથનો ટેકો આપીને બેઠો કર્યો. એ સ્થળે પ્રકાશ નહિ હોવાથી તેનાથી સુમતીનો ચ્હેરો બરોબર જોઇ શકાય તે માટે થોડે દૂર મેદાનમાં જ્યાં તારાનો ખુલ્લો પ્રકાશ આવતો હતો તે સ્થળે જવાની ઇચ્છા કરીને ધીરાજી ઊભો થયો. તેનો જમણો પગ ઘોડાની નીચે કેટલોક વખત સુધી દબાણમાં રહેલો હોવાને લીધે તેમાં રકતનું વહન હજી પણ બરોબર થતું નહિ હોવાથી ખાલી ચડતી હતી અને ચાલતા તે લથડીઆં ખાતો હતો. સુમતી તેને પોતાના હાથનો ટેકો આપીને જે ઠેકાણે ખુલ્લો પ્રકાશ પડતો હતો ત્યાં લેઇ ગઈ અને બોલીઃ "જૂઓ, હું અને તમે પહેલાં કદી પણ મળ્યાં હોઇએ એવું તમને લાગે છે ?"

થોડા વખત ધીરાજી તેના ચ્હેરા સામે જોતો ઊભો રહ્યો. તેના મનમાં એ ચ્હેરા સંબંધી કાંઇક વિશિષ્ટ પ્રકારની કલ્પના આવી. હજી પણ તેને અભિતૃપ્તિ થઇ હોય એમ લાગ્યું નહિ. તે સુમતીનો હાથ પકડીને થોડે દૂર જ્યાં વિશેષ પ્રકાશ આવતો હતો તે સ્થળે લેઇ ગયો. ફરીથી તેણે તેની સામે જોયું. એ વખતે તેનો પોતાનો ચ્હેરો એટલો બધો આશ્ચર્યચકિત બની ગયો હતો કે તેનું વર્ણન કરવાની શક્તિ આ લેખિનીમાં નથી !

પોતે જાણે અત્યારસુધી ભ્રમમાં હતો, અને પોતાનો તે ભ્રમ એકાએક દૂર થતો જાય છે એમ તેને લાગવા માંડ્યું. પરંતુ એ વખતે

તેની સામેનો દેખાવ અદ્રશ્ય થવા લાગ્યો ! તેને વિસ્મય પામેલો જોઇને સુમતી તેના હાથમાંથી પોતાનો હાથ સરકાવીને પાછે પગલે સરકતી સરકતી તેનાથી દૂર જવા લાગી, અને જેમ એકાદું ભૂત અદ્રષ્ય બની જાય તે પ્રમાણે તે નજીકની ઝાડીમાં દાખલ થઇને ધીરાજીની દ્રષ્ટિએથી અદ્રશ્ય બની ગઇ ! ધીરાજી તો એ બનાવ જોતો દિગ્મૂઢ બનીને ઊભો જ રહ્યો હતો. વળી તેની પાછળ જઇને તેને પકડી પાડવાનું તેનામાં સામર્થ્ય પણ નહોતું. તે એકદમ જમીન ઉપર બેસી ગયો. તેના મનને થયું કે 'નક્કી કાં તો હું સ્વપ્નમાં છું અથવા મારી સન્મુખ જે સ્ત્રી હતી તે કોઇ મનુષ્ય નહિ પણ ભૂત હતું !'

થોડીવારે તે ઊભો થયો. થોડે દૂર તેણે સુમતીના ઘોડાને ઊભેલો જોયો. તેના મનની ખાત્રી થઈ કે 'એ ભૂત નહિ પણ મનુષ્ય તો ખરૂં જ !' એથી તેણે એ સ્ત્રીનો શોધ કરવાને પ્રયત્ન કર્યો. ઝાડીમાં અને આસપાસ ચોતરફ તે શોધી વળ્યો, પરંતુ જે સ્ત્રીને માત્ર થોડીક પળો પહેલાં જ પોતે જોયેલી તે કયાંય પણ તેના જોવામાં આવી નહિ. જો કે એમાં વિશેષ આશ્ચર્ય પામવા જોગ પણ નહોતું. એક તો અંધારી રાત્રી, તેમાં ઘટ ઝાડી અને આસપાસ માટી કાઢવાને માટે ખોદેલી ખાણો હોવાથી ધીરાજીના પ્રયત્નને સફળતા ન મળે એ બનવા જોગ હતું. છેવટે તે પાછો જે સ્થળે પેલો ઘોડો ઊભો હતો ત્યાં આવ્યો અને તેના ઉપર સ્વાર થઇને નિરાશ ચિત્તે ત્યાંથી ચાલ્યો ગયો.



# પ્રકરણ ૪ થું.

## અજયસિંહ શુદ્ધિમાં.

ધીરોજી ઉજ્જયની તરફ જવાનો તો સંભવ જ નહોતો. તે જંગલમાં છૂપાવાની જગ્યા તરફ જવાને ચાલી નીકળ્યો. તેને સંકટમાંથી મુક્ત કરવાની સુમતીની ઈચ્છા બર આવી. તે ક્યાં ગયો અને શું થયું એ વિષે અત્યારે આપણને કાંઇ પણ જાણવાની જરૂર નથી. માટે ચાલો આપણે લક્ષ્મીદેવીની મુલાકાત લેઇએ.

લક્ષ્મીદેવી જ્યારે પાણીનો ઘડો લેઇને આવી ત્યારે સુમતી કે ધીરોજી નહિ દેખાતાં અજયસિંહ મૂર્છિત અવસ્થામાં પડેલો તેના જોવામાં આવ્યો, એમ અમે અગાઉ જણાવી ગયા છીએ. લક્ષ્મીદેવીએ તેને એવી સ્થિતિમાં જોતાં પ્રસંગાવધાન રાખીને તે જીવન્ત છે કે નહિ એની તપાસ કરી. તે જીવન્ત છે એમ લક્ષમાં આવતાં ઘડામાંથી પાણી લેઇને તેના મુખ ઉપર છાંટ્યું તથા અંજલી ભરીને થોડુંક પાણી મુખમાં પણ રેડ્યું. તેના અંગરખાની કસો છોડી નાખીને છાતીનો ભાગ ખૂલ્લો કર્યો અને તેને પવન નાખવા માંડ્યો. શિતળ પવનનો પોતાના શરીરને સ્પર્શ થતાં અજયસિંહ શુદ્ધિમાં આવવા લાગ્યો. તેના હોઠ હાલવા લાગ્યા. એ જોઇને તે કાંઇ બોલવાનો પ્રયત્ન કરે છે એમ લક્ષ્મીદેવીને લાગ્યું. તે શું બોલે છે એ જાણવાને લક્ષ્મીદેવી ઉત્સુક બની રહી. તેણે અજયસિંહના મુખમાંથી બહુ જ ધીમે સ્વરે પોતાનો નામોચ્ચાર શ્રવણ કર્યો. બેશુદ્ધ અવસ્થામાં પણ પોતાના નામનું સ્મરણ કરનાર પોતાના પ્રિયકર ઉપર તેને કેટલું બધું વ્હાલ આવ્યું હશે? એ વખતે લક્ષ્મીદેવીના મનમાં

થયેલા આનંદનો ખ્યાલ તેના સિવાય બીજા કોઇને આવી શકે તેમ નહોતો ! તેણે પુનઃ થોડું જળ પોતાના હૃદયમણિના મુખમાં રેડયું. તે પેટમાં જતાં જ અજયસિંહ શુદ્ધિમાં આવી ગયો અને તેણે નેત્રો ઉઘાડયાં. પોતાને અતિ પ્રિય એવી લક્ષ્મીદેવીની રમ્ય મૂર્તિને પોતાની સમક્ષ જોઇને અજયસિંહના આનંદનો પણ પાર રહ્યો નહિ. તે સફાળો બેઠો થઈ ગયો અને લક્ષ્મીદેવીના હસ્તદ્વય પકડીને બોલ્યોઃ “ દેવી ! તમારા ઉપકારનો બદલો હું કેવી રીતે વાળીશ ? ”

“ કુમાર ! ” લક્ષ્મીદેવી બોલીઃ “ જે મહદુપકાર તમે મારા પર કર્યો છે, તેના બદલામાં તો મેં કાંઇ પણ કર્યું નથી, પણ જવા દો એ વાત. પ્રથમ મને કહો કે તમે અહીં કેવી રીતે આવી ચડયા અને મૂર્ચ્છિત શાથી બની ગયા ? ”

અજયસિંહે ટુંકાણમાં જ પોતાની હકીકત તેને જણાવી. તે બોલ્યોઃ “ હું અને અક્કલમલ સંગ્રામસિંહ અને તેના સાથીદારની પાછળ પડયા. તેનો સાથીદાર મુસલમાન જેવો લાગતો હતો. થોડે દૂર જતાં અમે તે બન્નેની લગોલગ થઈ ગયા. મેં મારી કમરમાંથી તલવાર ખેંચીને સંગ્રામસિંહના ઘોડાની પીઠ ઉપર ઘા કર્યો. ઘોડો લથડયો અને સંગ્રામસિંહની સાથે જમીન ઉપર પડયો. સંગ્રામસિંહ જમીન ઉપર ઘોડો પડતાં જ કુદ્યો અને ઘોડાને છોડીને પડખેની ઝાડીમાં પગપાળો ન્હાસવા લાગ્યો. હું પણ ઘોડા ઉપરથી નીચે ઉતરી ઉઘાડી તલવારે તેની પાછળ ઝાડીમાં ઘૂસ્યો. બે-ત્રણ પળમાં મેં તેને પકડી પાડયો, તેણે મારા હાથમાં ખૂલ્લી તલવાર જોઇને છૂટવાના ફાંફાં માર્યા નહિ. હું તેને ઝાડીમાંથી બહાર લાવ્યો તે વખતે અક્કલમલ તે સ્થળે ઊભો હતો, મને ઘોડા ઉપરથી નીચે ઉતરેલો જોઇને તથા સંગ્રામસિંહની પાછળ પડેલો જોઇને તેણે ત્યાં

ઊભા રહેવાનું વાજબી ધાર્યું હતું. જો કે સંગ્રામસિંહનો સાથી ન્હાસી ગયો. પરંતુ તેની અમને ઝાઝી દરકાર નહોતી. અક્કલમલના ફેંટા વડે અમે સંગ્રામસિંહને બાંધ્યો અને તેને અક્કલમલના ઘોડા ઉપર નાખીને અમે પાછા આ તરફ આવતા હતા ત્યાં રસ્તામાં જયમલ પોતાનો અશ્વ દોડાવતો અમને સામો મળ્યો. તેણે કહ્યું કે " તમે તથા સુમતી ઘોડા ઉપરથી પડી ગયેલા માણુસને સાવધ કરવાનો ઉદ્યોગ કરો છો. એથી મને ભય પેઠો કે તે માણુસ સંગ્રામસિંહનો સાથીદાર હોવાને લીધે કોઈ પક્કો બદમાશ હોવો જોઇએ; તે કદાચ શુદ્ધિમાં આવીને તમને ઇજા કરવાનો પ્રયત્ન કરે તો ? એ વિચાર મારા મનમાં આવતાં તમને એકલાં છોડી આવવાને માટે મેં જયમલને ઠપકો આપ્યો. "

" પણુ એમાં જયમલનો વાંક નહોતો." લક્ષ્મીદેવી બોલીઃ " અમારા કહેવાથી જ તે તમારી પાછળ આવ્યો હતો. "

" હા, એ તેણે મને કહ્યું. તે મારા પ્રત્યેની અતિશય ભક્તિને લીધેજ મારી પાછળ દોડતો આવ્યો હતો. પરંતુ તમે બન્ને એક બદમાશ અને હથિયારબંધ મનુષ્યની સમીપમાં છો એ વિચારે મારા મનમાં અત્યંત ચિન્તા પ્રકટાવી એટલે હું સંગ્રામસિંહને તુરંગમાં સોંપવાની મારા બન્ને સેવકોને ભલામણુ કરીને મારતે ઘોડે આ તરફ આવ્યો. પરંતુ અંધારૂં હોવાને લીધે જમીન ઉપર પડેલો આ ઘોડો મારા જોવામાં આવ્યો નહિ; મારા ઘોડાને તેની ઠોકર લાગવાથી તે ઉછળ્યો અને હુ બેસાવધ હોવાને લીધે જમીન ઉપર ગબડી પડયો, ત્યારપછી અત્યાર સુધીમાં શું થયું તેની મને ખબર નથી. પણુ સુમતી ક્યાં છે ?" પોતાની હકીકત કહીને તેણે છેવટે સુમતી સંબંધી પ્રશ્ન કર્યો.

લક્ષ્મીદેવીએ અજયસિંહ તથા અક્કલમલ સંગ્રામસિંહની પાછળ પડ્યા ત્યારથી માંડીને પોતે શિવાલયમાંથી પાણી ભરીને આવી તથા સુમતી અને પેલા મનુષ્યને બદલે તેને આ સ્થળે મૂર્ચ્છિત અવસ્થામાં પડેલો જોયો ત્યાં સુધીની વિગતવાર હકીકત જણાવીઃ તેમાં એ મનુષ્ય ધીરોજી હતો એટલું માત્ર જણાવ્યું નહિ.

એ સાંભળીને અજયસિંહ બોલ્યોઃ “મારો ભય ખરો હતો. તમે પાણી લેવા ગયાં ત્યારબાદ એ બદમાશ શુદ્ધિમાં આવ્યો હશે. તે સુમતીને એકલી જોવાથી તેને ઉપાડી ગયો હશે. પણ એ કઈ બાજુએ ગયો હશે? ખરેખર એ બિચારીના ઉપર તે જૂલ્મ ગુજારશે ?”

જો કે લક્ષ્મીદેવીના મનમાં એ બાબત એટલો બધો ડર નહોતો. કેમકે સુમતીએ ધીરાજીનો જીવ બચાવ્યો હતો તેમજ તે ચંદ્રપ્રભાની માશીની દીકરી થતી હોવાથી ધીરોજી તેને કાંઇપણ હરકત કરશે નહિ એમ તે માનતી હતી. તોપણ પોતાની જીવનદાત્રી એકાએક ગૂમ થઇ જવાથી તેને ખોટું લાગ્યું ખરૂં. પણ અત્યારે તેમનો કાંઈ ઉપાય નહોતો. ઘોડા ઉપરથી પછાડ ખાવાથી અજયસિંહનુ શરીર દુઃખતું હતું, તેનો અશ્વ પણ હાંફી ગયો હતો; તેમજ અંધારી રાત્રી અને સુમતી કઈ બાજુએ ગઈ હશે એ માલૂમ નહોતું. એવી સ્થિતિમાં તેની શોધ કરવાના પ્રયત્નને ઝાઝો યશ મળે તેમ નહિ લાગવાથી અત્યારે એ વિચાર પડતો રાખીને પ્રથમ ઉજ્જયનીમાં જવાનો તેમણે ઠરાવ કર્યો.

તેઓ બન્ને ઘોડા ઉપર સ્વાર થયાં અને ગામ ભણી ચાલ્યાં. ચાલતાં ચાલતાં તેમણે એવો ઠરાર કર્યો કે પ્રથમ

બળભદ્રદાસ શેઠને ત્યાં જવું. જો તેમની દીકરી વગેરેનો ભાવ અને આગ્રહ દેખાય તો ઠીક, નહિ તો આજની રાત્રી ત્યાં ગાળીને સ્હવારે ગામમાં સારૂં મકાન જોઇને થોડા દિવસ ત્યાં મુકામ રાખવો. પરંતુ તેમને બીજું મકાન જોવાની જરૂર પડે એમ લાગ્યું નહિ. તેમને ઘણા દિવસે આવેલાં જોઇને બળભદ્રદાસની દીકરી પોતાના પિતાનો શોક ભૂલી ગઈ અને લક્ષ્મીદેવીને ભેટી પડી. તેણે તેનો તથા અજયસિંહનો ઘણો જ આદરસત્કાર કર્યો. એટલામાં પોતાની સ્વામિનીને આવેલી સાંભળીને અંદરથી જયા તથા નર્મદા બહાર દોડતી આવી. લક્ષ્મીદેવીના હૃદયમાં પણ ઘણે દિવસે પોતાની પ્રિય દાસીઓને જોઇને આનંદનો ઉમળકો આવ્યો. અત્યારે તેણે પોતાના રાણીપણાને બાજુએ રાખીને પોતાની બંને દાસીઓને ન્હાની બ્હેનો પ્રમાણે છાતી સરસી ચાંપી. પોતાની માયાળુ સ્વામિનીને સુખરૂપ પાછી આવેલી જોઇને દાસીઓના આનંદનો પાર રહ્યો નહોતો.

લક્ષ્મીદેવી પોતાની દાસીએ સાથે પોતાને જે ખંડમાં પ્રથમ ઉતારો આપવામાં આવ્યો હતો. ત્યાં ગઈ તે સ્થળે તેનો સામાન જેવી ને તેવી સ્થિતિમાં પડયો હતો. દાસીઓએ બળભદ્રદાસની પુત્રી તથા તેના પુત્રોની સજ્જનતાની લક્ષ્મીદેવી પાસે ઘણીજ પ્રસંશા કરી. લક્ષ્મીદેવીએ પણ પોતાને મુસ્તફા યાકુબ ઉપાડી ગયો હતો ત્યાંથી માંડીને પોતે ત્યાં પાછી આવી ત્યાં સુધીની બધી હકીકત દાસીઓ પાસે કહેવા માંડી. જનાનખાનામાંથી બહાર પડવાની ભયંકર યુકિતના શ્રવણથી તો દાસીઓના હૃદયના ગભરાટનો પાર રહ્યો નહોતો. લક્ષ્મીદેવી અજયસિંહની સાથે એકજ અશ્વ ઉપર બેસીને ન્હાસતી હતી તે વખતે તેમની પાછળ થતા ગોળીઓના વર્ષાવ અને બે જણાનો ભાર ઉપાડીને અજયસિંહના અશ્વે કૂદાવેલી ખીણનું વર્ણન સાભળતાં બન્ને દાસીઓનો જીવ

તાળવેજ ચોટી ગયો. અજયસિંહની બહાદૂરીનું વર્ણન સાંભળીને તેઓ છક થઈ ગઈ ! શ્યામવર્ણની જે સ્ત્રીયે પોતાની બાઇને જનાનખાનામાંથી મુક્ત કરાવી હતી તેને જોવાને તેઓ તલપાપડ થઈ રહી હતી. તે બિચારીને ઉજ્જયનીના પાદરમાંથી જે કોઈ બદમાશ ઉપાડી ગયો એ જાણીને તેમને દિલગીરી પણ થઈ. આ વખતે પણ લક્ષ્મીદેવીએ ધીરાજીનું નામ લીધું નહોતું. એ પ્રમાણે વાતચીત ચાલતી હતી ત્યાં બળભદ્રદાસ શેઠની પુત્રીએ આવીને રસોઇ તૈયાર થયાની વરધી આપી. પોતે આખા દિવસના શ્રમથી થાકી ગયેલી હોવાને લીધે લક્ષ્મીદેવીએ પોતાની ગરમ પાણીથી ન્હાવાની ઇચ્છા પ્રદર્શિત કરી. નર્મદા તે માટે તૈયારી કરવાને ગઇ.

એ વખતે અકલમલ તથા જયમલ પણ સંગ્રામસિંહને તુરંગના અધિકારીના કબજામાં સોંપીને આવી પહોંચ્યા. અકલમલે કહ્યું કે " તુરંગનો અધિકારી સંગ્રામસિંહને પકડવાને તેની પાછળ ખાઇમાં પડયો હતો તે વખતે સંગ્રામસિંહે તેને પત્થર મારીને તાળવામાં ઇજા કરી હતી. પરંતુ જખમ ગંભિર નહિ હોવાથી તે બચી જવા પામ્યો છે. અમે ગયા ત્યારે તેણે માથા ઉપર પાટો બાંધ્યો હતો. અમે તેને બધી હકીકત જણાવી એટલે પોતાને ઇજા કરનારને આપે પકડી પાડવાથી તે આપના ઉપર બહુજ ખુશ થયો છે અને આવતી કાલે સ્હવારે તેણે આપની મુલાકાતે આવવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી છે. "

એ સાંભળીને અજયસિંહને આનંદ થયો. બધાં જમવાને માટે તૈયારી કરવા લાગ્યાં; એટલામાં એકાએક સુમતી ત્યાં આવીને દાખલ થઈ.



# પ્રકરણ ૫ મું

## ખૂન સંગ્રામસિંહે નથી કર્યું !

ધીરાજીની સામેથી સુમતી એકાએક અદ્રશ્ય થઇ ગઈ, એમાં કાંઇ દૈવી કે પૈશાચિક ચમત્કાર હતો, એવો વાચકોને ભાસ કરાવવાની અમારી ઇચ્છા નથી. ધીરાજી કનેથી દૂર થઇ પાસેની ઝાડીમાં ભરાઇને તે એક માટીની ખાણમાં લપાઇ રહી હતી; અને જ્યારે ધીરાજી પોતાના ઘોડા ઉપર બેસીને પસાર થઇ ગયો એમ તેણે જાણ્યું કે તુરતજ તે ત્યાંથી બહાર નિકળીને શહેરમાં આવી સીધી બળભદ્રદાસ શેઠને મકાને આવી.

સુમતીને આવેલી જોઈને સર્વને આનંદ થયો. લક્ષ્મીદેવીએ તો તેને જોતાં જ તેને ઘટ્ટ આલિંગન આપ્યું. તે ત્યાંથી કેવી રીતે અને ક્યાં ગઈ હતી અને ધીરાજીનું શું થયું એ જાણવાને લક્ષ્મીદેવી અત્યંત આતુર હતી; પરંતુ ભાણાં પિરસાઇ ચૂકેલાં હોવાથી પ્રથમ ભોજનને ન્યાય આપ્યા બાદ નિરાંતે વાતચીત કરવાનો વિચાર રાખ્યો. બધાં જમી રહ્યાં પછી લક્ષ્મીદેવી સુમતીને પોતાના ખંડમાં લેઇ ગઈ. અજયસિંહ પણ મુખવાસ લેઇને લક્ષ્મીદેવીના ખંડમાં આવ્યો. જયા તથા નર્મદા નીચે કામકાજમાં હતી. ખંડમાં અત્યારે ત્રણ જણાં જ હતાં. હવે લક્ષ્મીદેવીએ તેને સવાલ કર્યો: " અત્યાંરસુધી તું ક્યાં હતી? જે માણસની આપણે સારવાર કરતાં હતાં તેણે તો તને કાંઇ દુઃખ નથી દીધું ? "

" ના, બાઇ સાહેબ ! " એમ કહીને ખરી વાત છૂપાવીને નીચે મુજબ બનાવટી હકીકત સુમતીએ લક્ષ્મીદેવી તથા અજયસિંહ સમક્ષ રજુ કરી. તે બોલી: " આપ શિવાલયમાં પાણી લેવાને ગયાં

ત્યારબાદ આઠ દશ પળ ગઇ નહિ હોય તેવામાં ચાર સ્વાર દોડતા શહેર તરફ આવતા મારા જોવામાં આવ્યા. હું એ વખતે તે માણુસને સાવધ કરવાનો પ્રયત્ન કરતી હતી. એટલામાં તે સ્વારો એ તે જગ્યાએ જ આવીને પોતાના ઘોડા ઊભા રાખ્યા. તેમાંનો એક જમીન ઉપર પડેલા મનુષ્યની સામે જોઇ ને બોલી ઊઠયો: 'આતો ધીરોજી નાયક !'

" કોણુ, ધીરોજી નાયક—પેલો લૂટારો ?" અજયસિંહ આશ્ચર્યપૂર્વક વચ્ચે બોલી ઊઠયો.

"હા. મેં સ્વારના બોલવા ઉપરથી જાણ્યું કે તે ધીરોજી નાયક છે." સુમતી લક્ષ્મીદેવીની સામે અજયસિંહ ન જોઇ શકે તેવી રીતે નેત્રસંકેત કરીને બોલી: " એ સ્વારોએ ધીરાજી નાયકને પોતાના ઘોડા ઉપર લીધો અને મને પણુ તેમની સાથે આવવા ફરમાવ્યું મેં તેમના ઘણા કાલાવાલા કર્યા પણુ મને છોડી નહિ. મને તેમણે મારા જ ઘોડા ઉપર બેસારી અને એક સ્વાર મારા ઘોડાની લગામ પકડીને મારી સાથે સાથે પોતાનો ઘોડો ચલાવવા લાગ્યો. અમે બધાં ક્ષિપ્રા નદીને કિનારે આવ્યાં. ત્યાં તે લોકોના પ્રયત્નથી નાયક શુદ્ધિમાં આવવા લાગ્યો. એ વખતે તે સંપૂર્ણ શુદ્ધિમાં આવ્યો નહોતો. એ દરમિયાન તેના મુખમાંથી કેટલાક અસ્પષ્ટ શબ્દો નિકળવા લાગ્યા. પરંતુ એ ઉપરથી કેટલીક મહત્ત્વની વાત મારા જાણુવામાં આવી. તેમાં મુખ્યત્વે કરીને બળભદ્રદાસ શેઠના મૃત્યુના સંબંધમાં સંગ્રામસિંહનો લેશમાત્ર પણુ દોષ નથી એટલું હું સમજી શકી."

"શું ! બળભદ્રદાસનું ખૂન સંગ્રામસિંહે નથી કર્યું ?" અજયસિંહ અને લક્ષ્મીદેવી બન્નેના મુખમાંથી મોટા આશ્ચર્યની સાથે એ શબ્દો નિકળી પડયા..

" ના, " સુમતી બોલી: " બીજી બાબતમાં તે ગમે તેટલો દોષિત હો, પણ આ એક બાબતમાં તો તે પૂર્ણપણે નિર્દોષ જ છે."

" ત્યારે તો એ બિચારાને વિના કારણ કેદમાં રાખ્યો હતો !" અજયસિંહ સંગ્રામસિંહની દયા લાવીને બોલ્યો: " અને પુનઃ પણ તેને સંકટમાં નાખવામાં હું જ કારણભૂત બન્યો ! "

" પણ તેની મુક્તિ માટે હજી પણ આપણે પ્રયત્ન કરી શકીએ તેમ છીએ." સુમતીએ નવીન વિચાર રજુ કર્યો.

" તો તો. આપણે જરૂર તે પ્રયત્ન કરવો જોઇએ." અજયસિંહ બોલ્યો: " પણ તેં એ સઘળું એ લૂટારાના નાયકના મૂખેથી જ સાંભળ્યું ? "

" હા. " સુમતી બોલી: " બાઇસાહેબ ! આપને નાયક તથા તેનો સોબતી દરિયાવખાન અહીંથી ઉપાડી ગયા હતા, અને નાયકે તે પોતે આપનો ભાઇ છે એમ કહીને આપને મુસ્તફા પાસેથી દ્રવ્ય લેઇને વેચ્યાં હતાં."

" કોણે? ધીરાજીએ ? " લક્ષ્મીદેવીએ પૂછ્યું: " તેની મૃત સ્ત્રી માટે હું એટલી બધી લાગણી દર્શાવતી હતી, તે છતાં—"

" હા, એ ધીરાજી અતિ નીચ મનુષ્ય છે ! " અજયસિંહ બોલ્યો: " સાપ ઉપર ગમે તેટલો ઉપકાર કરો તદપિ તે લાગ ફાવતાં દંશ દીધા સિવાય રહેતો નથી, તે પ્રમાણે એ લૂટારા ઉપર કરેલો ઉપકાર પણ નિરૂપયોગી જ છે. "

" પણ એક વખત આપ બન્ને મારી હકીકત સાંભળી લ્યો." સુમતી બોલી: " શુદ્ધિમાં આવ્યા પહેલાં ધીરાજી જે કાંઇ બોલ્યો તે ઉપરથી સંગ્રામસિંહ બાળબદદાસ શેઠના ખૂનની બાબતમાં નિર્દોષ

છે એમ મારા જાણવામાં આવ્યું. પરંતુ રાણીસાહેબને વેચવાની ખટપટમાં તેનો હાથ હતો. એ માટે જ પોતે યોજેલો બેત નિર્વિઘ્નપણે પાર પડે છે કે કેમ તે જાણવાને માટે એ રાત્રીએ તે બાગમાં ફરતો હતો. તે પોતે એ વખતે બાગમાં આવવાનું ખરૂ કારણ દર્શાવી શક્યો નહોતો; કેમકે જો ખરૂં કારણ દર્શાવે તો આપને જોરજૂલ્મથી ગુલામ તરીકે વેચવાના ગુન્હામાં સહાય કરવાનો તેના ઉપર આરોપ તેમ હતું. આવે એ આરોપસર પણ તેને દેહાંતદંડની શિક્ષા થયા સિવાય રહે નહિ. એથી એ વિષયમાં તેણે મૌન રહેવાનું જ ઉચિત ધારેલું હોવું જોઇએ. વળી તે કાચી કેદમાં હતો તે દરમિયાન નાયકની સહાયથી તુરંગમાંથી ન્હાસી જવાની આશા તેને બંધાણી હશે. એથીજ તુરંગમાં પણ તેણે મૌન ધારણ કરેલું હોવું જોઇએ. "

"એ તારો તર્ક ખરો છે." અજયસિંહ બોલ્યો: "પણ પહેલાં તું તારી હકીકત પૂરી કર. પછી આપણે એ સંબંધી વિચાર કરીશું."

"ભલે, નાયક બલતો હતો," સુમતી કહેવા લાગી: "તે વખતે તેના સ્નેહીઓ તેને શુદ્ધિમાં આણવાની ખટપટમાં હોવાથી હું ત્યાં છું અને નાયકનું બોલવું સાંભળું છું એ તો વિસરીજ ગયા, પરંતુ પછી જ્યારે એ વાત તેમના ધ્યાનમાં આવી ત્યારે હું નાયકની ગુપ્ત વાર્ત્તા જાણી ગએલી હોવાથી તેમણે મારો જીવ લેવાનો ઇરાદો કર્યો. પરંતુ એ વખતે નાયક સાવધ થએલો હોવાથી તેણે પોતે મને કેટલાક સવાલો કર્યા, તેમાં હું ત્યાં કેવી રીતે આવી ચડી તે પણ તેણે પૂછ્યું. મેં તમામ હકીકત ખરેખરી તેને કહી દીધી. હું તથા બાઇસાહેબ તેને સાવધ કરવાનો પ્રયત્ન કરતાં હતાં, એ સાંભળીને તેણે મને જીવિતદાન આપ્યું. પરંતુ એ વખતે તેણે મેં

જે કાંઇ તેની બેશુદ્ધ અવસ્થામાં તેના મુખેથી સાંભળ્યું હોય તે મારે કોઇને પણ કહેવું નહિ, એવું મારી પાસેથી વચન લીધું. મેં પણ તે વચન આપવામાં કાંઈ અયોગ્ય ધાર્યું નહિ. કેમકે એક તો એ પ્રમાણે વચન આપવાથી મારો જીવ બચે તેમ હતો, અને કદાચ તેની ગુપ્ત વાર્તા હું ઉઘાડી પાડી દઉં તો પણ તેને નુકસાન થાય તેમ તો હતું જ નહિ. કેમકે અત્યારસુધીમાં તેને પકડવાને માટે સરકારે મોટાં મોટાં ઇનામો કાઢેલાં હોવા છતાં પણ તેને પકડી શકાયો નથી, તો ભવિષ્યમાં કોઇ તેને પરહેજ કરી શકે એમ મને લાગતું નથી. વળી તેની મરણ પામેલી સ્ત્રી મારી માશીની દીકરી થતી હોવાથી તેને નુકસાન થાય એમાં હું રાજી પણ નથી. એટલે આ વાત આપના ઉપર વિશ્વાસ રાખીને મેં આપને કરી છે, પરંતુ બીજા કોઇ પાસે તો હું એમાંનો એક પણ શબ્દ કહીશ નહિ."

એ પ્રમાણે સુમતીએ તો જો કે આ બનાવટીજ વાત કહી હતી. પરંતુ તે કહેતી વેળાના તેના ચ્હેરાપરના ભાવથી કિંવા બીજી રીતે અજયસિંહ કે લક્ષ્મીદેવીને તે હકીકત બનાવટી લાગવાનું કે તેમાં કાંઇ પણ શંકા આણવાનું કારણ મળે તેમ નહોતું. એટલે તેમણે તો એ હકીકત સત્યજ માની અને પ્રાણસંકટમાંથી તે બચીને આવી તે માટે તેને મુબારકબાદી આપી. હવે સંગ્રામસિંહ સંબંધી પોતાનું કર્ત્તવ્ય શું છે, એ સંબંધમાં એ ત્રણે જણાં વિચાર કરવા લાગ્યાં.

"સંગ્રામસિંહ ઉપર મૂકાયેલા આરોપમાંથી આપણે તેને મુક્ત કરવો જ જોઇએ," અજયસિંહ બોલ્યો: "આપણે જો કાજીની ખાત્રી કરી આપીશું તો ખૂનના આરોપમાંથી તે મુક્ત થશે; પરંતુ એમ કરતાં તેના ઉપર રાણીસાહેબને ગુલામ તરીકે વેચવાના

ગુન્હામાં સહાય કરવાનો આરોપ આવશે. એ આરોપમાંથી તે કેવી રીતે મુક્ત થઈ શકશે ?"

"જો રાણીસાહેબ પોતે તેના ઉપર દયા કરવાની વિનતિ કરે તો હું ધારૂં છું કે કદાચ કાજી તેને ઠપકો આપીને છોડી દે આપીને અથવા થોડાક દંડની કે અમુક દિવસની કેદની સજા કરે." સુમતીએ સૂચવ્યું.

"જો કે તેણે મારો અક્ષમ્ય અપરાધ કરેલો છે, તોપણ હવે એનાથી મને કોઇ પણ જાતની ભીતિ રહી નથી અને તેના અપરાધનું પરિણામ દુઃખકર નિવડયું નથી; તે માટે હું તેને ક્ષમા આપું છું. હું તેને એ અપરાધની ક્ષમા આપવાની કાજીને પણ ઘણી ખુશીથી વિનતિ કરીશ, કેમકે મારા શબ્દ માત્રથી જો તેનો પ્રાણ બચે તેમ હોય તો એમ કરવું એ મારૂં કર્ત્તવ્ય છે." લક્ષ્મીદેવીએ પોતાની સ્વભાવતઃ ઉદારતા પ્રકટ કરી.

"શાહબાસ ! શાહબાસ !" અજયસિંહે ઉદ્દગાર કાઢ્યો.

"વળી તે લગભગ એક માસનો અથવા તેથી કાંઈક અધિક દિવસનો બંધીવાસ તો ભોગવી ચૂક્યો છે. ભળતા જ આરોપ માટે તેને એ બંધીવાસ ભોગવવો પડેલો હોવાથી તેના ઉપર હવે દયા કરવી એજ યોગ્ય છે. તેમજ એક મનુષ્યને ગુલામ તરીકે વેચવું અને એક મનુષ્યનું ખૂન કરવું એ બે ગુન્હામાં પણ મોટો તફાવત છે. બીજા ગુન્હા કરતાં પહેલો ગુન્હો એકંદરે જોઇએ તો કમતી દરજ્જાનો જ ગણાય." લક્ષ્મીદેવીએ કહ્યું.

"હવે માત્ર એક બાબતનો વિચાર કરવાનો રહ્યો." સુમતી બોલીઃ "તે તુરંગમાંથી ન્હાસી જતો હતો તે વખતે તેણે પોતાની પાછળ પડેલા તુરંગના અધિકારીને જખમ કર્યો હતો. તેના એ ગુન્હા બદલ તો તેને સજા થયા વગર નહિ જ રહે."

"વાસ્તવિક રીતે જોઇએ તો જે અપરાધ તેણે નહોતો કર્યો તેને ખાતર તેને તુરંગમાં રાખવામાં અન્યાય જ હતો; અને તે કારણથી જ તેણે તુરંગમાંથી ન્હાસી જવાનો પ્રયત્ન કર્યો હતો એમ માનવામાં શી હરકત છે! જો એ વાત કાજીના ધ્યાનપર લાવવામાં આવે અને પોતે ફરીથો પકડાશે તો પોતાને દેહાંતદંડનીજ સજા કરવામાં આવશે એવા ભયથી, તેણે પોતાના પ્રાણના રક્ષણને માટે તુરંગના અધિકારીને જખમ કર્યો હતો એમ તેમના મન ઉપર ઠસાવવામાં આવે તો કાજી એ બાબતમાં પણ તેને ક્ષમા આપવામાં આનાકાની કરશે નહિ." લક્ષ્મીદેવીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"હા, એ વાત ખરી છે. વળી અકલમલ પણ કહેતો હતો કે તેણે અધિકારીને કરેલો જખમ પણ સાધારણ જ હતો." અજયસિંહે કહ્યું.

એ પછી થોડીક અહીંતહીંની વાતો કરીને સમય બહુ થઇ ગયો હોવાથી અજયસિંહ ઉઠયો. લક્ષ્મીદેવી તથા સુમતી પણ પ્રાસ્તાવિક વાતો કરતાં સૂઇ રહ્યાં.

બળભદ્રદાસ શેઠનું મરણ થયાને એક માસ થઇ ગયો હતો. તેમના ઉત્તરકાર્ય નિમિત્તે આવેલાં તેમનાં સગાંવહાલાંઓ પાછાં પોતાને ગામ વિદાય થયાં હતાં. બળભદ્રદાસના પુત્રો પણ એ પ્રસંગે ત્યાં આવ્યા હતા. તેમનો વિચાર એક વર્ષ પર્યન્ત ઉજ્જયનીમાં રોકાઇને પોતાના પિતાના માસીસા, છમાસી વગેરે ક્રિયા પોતાની જાતે જ સાંગોપાંગ કરવાનો વિચાર હતો. પરંતુ તેમનો વ્યાપાર મોટો અને વળી બળભદ્રદાસનું આકસ્મિત મરણ થયેલું હોવાથી તેઓ ઉતાવળા ઉતાવળા ઉજ્જયની આવેલા હોવાને લીધે પોતાની દુકાનોનું કામ સંભાળવાને તેમને જાતે ગયા સિવાય ચાલે

તેમ નહોતું. એટલે અહીંની સર્વ વ્યવસ્થા કરવાનું પોતાની મોટી બ્હેનને સોંપીને તેઓ અજયસિંહ વગેરે આવ્યાં તે પહેલાંજ ચાલ્યા ગયા હતા.

સવારે ઉઠીને અજયસિંહ બળભદ્રદાસના મુનિમને મળ્યો, અને બળભદ્રદાસે પોતાને માટેના કિંવા લક્ષ્મીદેવી માટેના પત્રો તેને સોંપ્યા છે કે કેમ એવો પ્રશ્ન કર્યો. મુનિમે જવાબ આપ્યો કે, "શેઠના તમામ વેપાર રોજગાર વગેરેને લગતા ચોપડા તથા ખત પત્રો તો મોટાભાઇએ સંભાળી લીધા હતા. તેમાં આપના કે લક્ષ્મી-દેવી બાસાહેબના નામના કાગળો નહોતા. પરંતુ શેઠજીની ખાનગી પેટીમાં કેટલાક પત્રો હતા, તે એ સરકારે તે કાગળોનો તેમના ખુન સાથે કાંઇ સંબંધ હોય એવી શંકા ઉપરથી, જપ્તીમાં લીધા છે, જે હજી મુકદમાનો નિકાલ નહિ આવેલો હોવાથી સરકારના કબ્જામાંજ છે. એમાં જો આપના કાંઈ કાગળપત્રો હોય તો મને માલૂમ નથી."

એ ઉપરથી અજયસિંહ ઉજ્જયની ખાતેના સુવર્ણગઢના એલચીને મળ્યો, અને તેને લઈને ત્યાંના કાજી પાસે ગયો. તેમને એ પત્રો વિષે પૂછતાં ત્યાં પણ અજયસિંહને નિરાશા જ પ્રાપ્ત થઈ. કાજીએ તમામ પત્રો જે પોતાના કબ્જામાં આવ્યા હતા તે તપાસ્યા હતા. તેમાં અજયસિંહ કિંવા લક્ષ્મીદેવીને ઉપયોગી થઇ પડે એવો એક પણ પત્ર તેમના જોવામાં આવ્યો નહોતો. અર્થાત્ તે ગુપ્ત ગુહાના રસ્તાનો પત્તો લાગવાનો હવે સંભવ રહ્યો નહિ. એથી અજયસિંહને અત્યંત ખેદ થયો. પરન્તુ તે ખેદ તેણે બહાર જણાવા દીધો નહિ.

તે પછી તેણે બળભદ્રદાસ શેઠના ખૂન સંબંધી કાજીને કેટ-કેટલીક હકીકત જણાવી. તેમાં લક્ષ્મીદેવીને ગુલામ તરીકે વેચવાની,

તે કાર્યમાં એ માણુસોની સાથે સંગ્રામસિંહનો હાથ હોવાની, બાળભદ્રદાસનું ખૂન સંગ્રામસિંહે નહિ પરંતુ દરિયાવખાને બિના જણુવી. માત્ર તેમાં તેણે ધીરાજી નાયકાનું નામ લીધું નહોતું. છેવટે કાજીએ એ બધી હકીકત સાંભળીને તે જ રોજ ત્રીજે પ્રહરે સંગ્રામસિંહનો મુકદમો હાથમાં લેવાનું ઠરાવ્યું. તે વખતે અજયસિંહને હાજર રહેવાની સૂચના કરતાં લક્ષ્મીદેવીને તથા તેમની દાસી સુમતીને પણ હાજર રાખવાનું કહ્યું. જણાવવાની જરૂર નથી કે અજયસિંહે કાજીને પોતાની ખરી ઓળખાણ આપી હતી. લક્ષ્મીદેવીના સંબંધમાં કાજીએ પૂછતાં તે એક ઉચા કુળની રાજપુત કન્યા છે એટલુંજ માત્ર જણાવ્યું હતું.

છેવટે સમય થવાથી અજયસિંહ પોતાના એલચીની સાથે ઉઠયો. કાજી પણ તેને માન આપવાને તેની સાથે મકાનના દરવાજા સુધી પહોંચાડવાને ગયા.

---

## પ્રકરણ છઠ્ઠું

---

### તુરંગમાં.

અજયસિંહ કાજીના મકાન તરફ ગયા બાદ સુમતી અમુક કાર્યનું બહાનું બતાવીને બહાર નીકળીને સીધી તુરંગ તરફ ગઇ. એ વખતે તેણે પોતાના મુખ ઉપર બુરખો નાખ્યો હતો કે જેથી કોઇ તેનું મુખ જોઇ શકે નહિ. બુરખામાંથી તેનાં બે પાણીદાર નેત્રો માત્ર ચમકતાં હતાં. તેણે પ્રથમ સંગ્રામસિંહે મારેલા પત્થરથી ઘાયલ થએલા તુરંગના અધિકારીની તબીયતના સંબંધમાં તપાસ કરી; તો તેને માલૂમ પડયું કે તે જખમ સાધારણ હતો; પરન્તુ હજી તેને

બરોબર આરામ થએલો નહિ હોવાથી તે રજા ઉપર હતો. તેની જગ્યાએ તેના હાથ નીચેનો અધિકારી તુરંગ ઉપર દેખરેખ રાખતો હતો. સુમતી તુરંગમાં દાખલ થઇને સંગ્રામસિંહની મુલાકાત લેવાનો ઇરાદો હતો પરન્તુ તે માટે તુરંગ ઉપર દેખરેખ રાખનાર અધિકારી પાસે નહિ જતાં તે એક પહેરેગીર પાસે ગઈ. એ પહેરેગીરના હાથમાં બે સુવર્ણમુદ્રિકા મૂકીને તેણે તેની પાસે સંગ્રામસિંહ સાથે મુલાકાત કરાવી આપવાની માગણી કરી. સોનામોહોરો સામે જોઇને સિપાઇભાઇનું મન પલળ્યું. તે સુમતીને સંગ્રામસિંહની મુલાકાત કરાવી આપવાનું વચન દઇને લાગલો જ તુરંગના અધિકારી પાસ ગયો. તેની સાથે કાંઇક વાતચીત કરીને પાછો સુમતિ પાસે આવ્યો અને બોલ્યો: "બીજી પાંચ મહોરો આપો, એટલે કામ સિદ્ધ થયું સમજો."

સુમતીએ પાંચ મહોરો આપી. એટલે તે પહેરેગીર અધિકારી પાસે જઇ તેના હાથમાં તે મહોરો સેરવીને તેની પાસેથી કુંચીઓનો ઝુમખો લઇ આવ્યો. પછી તે સુમતીને પોતાની સાથે તુરંગના અંદરના ભાગમાં લઇ ગયો. પ્રથમ સંગ્રામસિંહ કાચી કેદમાં હોવાથી તેને કાચી કેદના આરોપીઓની સાથે રાખવામાં આવ્યો હતો. પરંતુ તેણે કરેલી ન્હાસવાની વેતરણ તથા તુરંગના અધિકારીને કરેલા જખમથી તેને ભયંકર કેદી તરીકે ગણીને એવા કેદીઓને રાખવાના ભોંયરામાં પૂર્યો હતો. તે ભોંયરામાં એક માત્ર નાનું જાળીયું હતું તેમાંથી સહેજ પ્રકાશ આવતો હતો. ત્યાં એક તૂટેલી સાદડી ઉપર સંગ્રામસિંહ પડયો હતો. અત્યારે તેના પગમાં લોઢાની બેડીઓ નાંખવામાં આવી હતી. તેનો ચ્હેરો ફીકાશ મારી ગયેલો હતો. તેને હવે પોતાના જીવનની સ્હેજ પણ આશા નહોતી. પ્રતિક્ષણે તેને ફાંસીએ લટકાવવાને તેડી જવા માટે પહેરેગીર આવે છે એવો ભાસ

થયો હતો. નિરાશાએ તેના ઉપર પોતાનું સંપૂર્ણ સામ્રાજ્ય જમાવી દીધું હતું. કેમકે તુરંગની બહાર પણ હવે તેના પ્રત્યે લાગણી ધરાવનાર કોઇ મિત્ર હોય એમ તે માનતો નહોતો. ધીરાજીને ઘોડા ઉપરથી પડતો જોઇને તેનો નાશ થયો છે એમજ તે માનતો હતો અને દરિયાવખાન તરફથી માટે તેને જરી તરફથી પણ આશા નહોતી.

પોતાના ભોંયરાનું બારણું ઉઘડતું જોઇને તેણે સાદડીમાં પડયા પડયા ઉંચી દૃષ્ટિ કરી તો અંધારામાં એક કાળો ઓળો તેના જોવામાં આવ્યો. તે બ્હિનો–ભૂતપ્રેત તો નહિ હોય. તે ઓળાને અંદર દાખલ થતો જોઈને તે ચમકીને સફાળો બેઠો થઇ ગયો. તેને ચમકેલો જોઇને સુમતી તેની નજીક આવીને બોલી: “ બ્હીમા. મારાથી ડરવાનું તને કશું પણ કારણ નથી. જો તું મારી સલાહ પ્રમાણે ચાલવાનું કબૂલ કરીશ તો હજી પણ તું બચી જઇશ અને આ સંકટમાંથી મુક્ત થઇશ ! ”

જાણે આકાશમાંથી કોઈ જીવનદાત્રી દેવી પોતાના સમક્ષ આવીને પોતાને આશ્વાસન આપતી હોય એમ સંગ્રામસિંહને થયું. તેના અંતઃકરણમાં આશાનો સહજ સંચાર થયો. પણ તે આશા વધુ વખત ટકી શકી નહિ. તે બોલ્યો: “ એમ બનવું શકય છે ખરૂં ? હું સ્વપ્નમાં તો નથી ? જો આ સર્વ ખરૂં હોય તો મને કહે હું શું કરૂં ? પણ પહેલાં આ પ્રમાણે મારે માટે કાળજી દર્શાવનાર તું કોણ છે, એ તો મને જણાવ. ”

“ હું ગમે તે હોઉં, તેનું તારે શું કામ છે ?” સુમતી બોલી: “ જો તને મારા શબ્દો ઉપર વિશ્વાસ હોય તો હું તને એટલું માત્ર કહું છું કે હુ તને તારા ઉપરના આરોપમાંથો મુક્ત કરાવવાના ઇરાદાથીજ અહીં આવી છું. વળી તને એ પણ જણાવું છું કે

અત્યાર સુધીમાં તેં જે કાંઇ કાર્ય ગુપ્તપણે કરેલ છે, તે સર્વની પણ મને રજેરજ માહિતી છે. બોલ, બળભદ્રદાસનું ખૂન તેં નથી કર્યું પણ દરિયાવખાને કર્યું છે, એ વાત ખરી કે નહિ ?"

"હા—હા !" સંગ્રામસિંહ ત્વરાથી બોલ્યો: "એ તદ્દન ખરૂં છે. પણ એ હું સાબિત કેવી રીતે કરી શકીશ ?"

"તારો એ વખતે હેતુ શો હતો," સુમતી બોલવા લાગી: "તું એ સ્થળે શું કરતો હતો, એ બધું પણ મારા જાણવામાં છે. લક્ષ્મીદેવીને ઉપાડી જવાના કાર્યમાં મુખ્યત્વે કરીને તારો હાથ હતો, અને દરિયાવખાન તથા ધીરાજી તારા સાથીદાર હતા, કેમ ખરૂંને ?"

"હા, એ પણ ખરૂં." સંગ્રામસિંહ આશ્ચર્યસૂચક સ્વરે બોલ્યો: "પણ એ બધી હકીકત તમારા જાણવામાં કેવી રીતે આવી ?"

"તે હું તને કહી શકતી નથી." સુમતીએ કહ્યું: "હું એ શી રીતે જાણી શકી તે તારે જાણવાની જરૂર પણ નથી. માત્ર જો તારી મુક્તિના મેળવવાની ઇચ્છા હોય, તો હું તને જે સવાલ કરૂં તેનો સાચેસાચો જવાબ સરલતા પૂર્વક આપ. તું જો ખરૂં જ કહે છે, એવી મારી ખાત્રી થશે તો હું આ સંકટમાંથી તને જરૂર મુક્ત કરાવીશ એ નિશ્ચય માનજે."

"એમ હોય તો હું તમારી પાસે જો સત્ય હકીકત ન કહું તો મૂર્ખજ ગણાઉં." સંગ્રામસિંહ બોલ્યો: તમારે જે કાંઇ પૂછવું હોય તે પૂછો. હું તેના જવાબમાં ખરેખરી હકીકત જણાવીશ."

પોતાની સાથે વાત કરનાર વ્યક્તિ એક સ્ત્રી છે એમ સંગ્રામસિંહ તેના અવાજ પરથી સમજી શકયો હતો. તે ભોંયરામાંના અંધકારને લીધે તથા સુમતીએ પોતાનું આખું અંગ બુરખાવડે ઢાંકેલું હોવાને

લીધે તેનો ચ્હેરો કે તેણે પહેરેલાં વસ્ત્રો જોઇ શકતો નહોતો. એ સ્ત્રી પોતાને બચાવી શકશે એવી તો તેને હજી સુધી સંપૂર્ણપણે ખાત્રી થઈ નહોતી. તથાપિ જે સ્ત્રી પોતાની ગુપ્ત હકીકત જાણે છે તેની પાસે જૂઠું બોલવામાં ડહાપણ નથી એમ તે સમજતો નહતો. વળી તેના મનમાં કાંઇક આશાનો ઉદય પણ થયો હતો.

"વારૂ, ત્યારે મને કહે." સમતીએ પ્રશ્ન કર્યો: "નાયકે લક્ષ્મીદેવીને ગુલામડી તરીકે વેચવાનો બેત શા માટે કર્યો હતો? પૈસાને ખાતર કર્યો હોય એમ માની શકાતું નથી. કેમકે દ્રવ્ય તો તેની પાસે પુષ્કળ છે. ડુંગરામાં ઠેકઠેકાણે તેનો ખજાનો ભરેલો છે."

"એમ કહો કે હતો." સંગ્રામસિંહે કહ્યું: "પણ અત્યારે એમાંનું કાંઈ પણ તેની પાસે રહ્યું નથી."

"એટલે? એમાંનું કાંઈ પણ તેની પાસે રહ્યું નથી, એનો અર્થ શો?" સુમતીએ વિસ્મિત વદને પૂછ્યું: "એમ શી રીતે બની શકે? તેની ટોળીનું શું થયું? તેનો ખજાનો ક્યાં ગયો?"

"લગભગ એક માસ પહેલાં તેનું ચક્કર બદલાઇ ગયું છે." સંગ્રામસિંહ કહેવા લાગ્યો: "પણ બાઇસાહેબ! ધીરાજી જીવન્ત છે એમ સમજીને તમે બોલતાં લાગો છો; પરંતુ ગઇ કાલે સ્હાંજે જ મને અહીંથી છોડાવવાના પ્રયત્નમાં તેનો નાશ થયો છે!"

"અંહં! એ વાતની તને માહિતી નથી." સુમતી બોલી: "તે જીવતો જ છે. એટલું જ નહિ પણ તે છૂટો અને સ્વતંત્ર છે. એ વખતે તે મરણ પામ્યો નહોતો, પણ તેને મૂર્ચ્છા માત્ર આવી હતી. એમાંથી તેનું રક્ષણ થયું છે એ મને બરોબર માલૂમ છે. ઠીક, પણ તેના જેવો સહાસિક અને શૂરવીર પુરુષ દૈત્યસ્થામાં કેવી રીતે આવી પડ્યો, એ હું સમજી શકતી નથી."

"તેનો મુખ્ય સાથીદાર ગજસિંહ કરીને હતો," સંગ્રામસિંહે કહ્યું: "એ ફરી ગયો અને તેણે ટોળીના બીજા માણસોને પણ તેની વિરૂદ્ધ ઉશ્કેર્યા. એ લોકોએ ડુંગરા માંહેનો બધો ખજાનો હાથ કરી લીધો છે. તેઓ ધીરાજીનું ખૂન પણ કરત, પણ જેણે બળભદ્રદાસ શેઠનું ખૂન કર્યું છે તે દરિયાવખાન નામનો મુસલમાન માત્ર તેને વફાદાર રહ્યો અને તેણે ટોળીવાળાઓના દુષ્ટ હેતુથી ધીરાજીને વાકેફગાર કરી દીધો!"

"હં! હવે મારા સમજવામાં આવ્યું." સુમતી બોલી: "ધીરાજી પાસે કાંઈ પૈસો નહિ રહેવાથી પૈસાની ખાતર તેણે લક્ષ્મીદેવીને ગુલામડી તરીકે વેચવાનું પસંદ કર્યું એમ જ તારૂં કહેવું છે ને? એમાં તેનો બીજો કોઇ જાતનો હેતુ તો નહોતોને? ખરેખરૂં જ બોલજે!"

"ના, બીજો કાંઇ પણ હેતુ નહોતો. તેને વેચીને જે પૈસા મળે તેની સહાયથી નવા માણસો મેળવવા અને ગજસિંહને તેના દ્રોહનો બદલો આપવો એજ માત્ર ધીરાજીનો ઉદ્દેશ હતો. પણ આમાં મારા છૂટકારાને લગતી વાત તો કાંઇ ન આવી?"

"તે હવે આવે છે" સુમતીએ કહ્યું "તારા ઉપરથી બળભદ્રદાસ શેઠના ખૂનનો આરોપ દૂર થાય તે માટે અમારો પ્રયત્ન ચાલુ જ છે. હવે થોડા વખતમાં જ તારી તપાસ શરૂ થશે. એ તપાસમાં તારે ખરેખરી હકીકત જણાવી દેવી અને લક્ષ્મીદેવીને ઉપાડી જવામાં તારો હાથ હતો એ પણ સ્પષ્ટ રીતે કહી દેવું. માત્ર તે વખતે લક્ષ્મીદેવી વૈતાળગઢની રાણી છે એ વાત જણાવવી નહિ."

"પણ એથી મને શો લાભ?" સંગ્રામસિંહે પૂછ્યું: "એતો ઉલમાંથી નિકળીને ચૂલમાં પડયા જેવું થયું. કેમકે એ હું કબૂલ કરૂં એટલે ફાંસી વિના બીજી સજા મને થાય જ નહિ!"

"એ બાબતનો વિચાર અમે પણ કરેલોજ છે." સુમતી બોલી: "રાણી સાહેબ મોટા મનનાં અને ઉદાર દિલનાં છે. વલી તે દયાળુ પણ છે. તેથી જરૂર તને ક્ષમા કરશે—"

વચ્ચે જ સંગ્રામસિંહ બોલી ઉઠયો: "કોણ લક્ષ્મીદેવી? પણ એ તો અત્યારે નવાબ સાહેબના જનાનખાનામાં હશે! તે કેવી રીતે મને માફી અપાવી શકશે?"

"તારી કલ્પના ખોટી છે. તેં કૃત્ય તો ભયંકર કર્યું હતું પરંતુ તેનું પરિણામ ભયંકર નિવડયું નથી, એટલું તારૂં સદ્‌ભાગ્ય." સુમતિ બોલી: "લક્ષ્મીદેવીબા જનાનખાનામાંથી નિર્વિઘ્ને મુક્ત થઈ ગયાં છે. તે અત્યારે અહીં ઉજ્જયનીમાં જ છે. તે કચેરીમાં આવીને કાજી સાહેબને કહેશે કે 'મારી સંગ્રામસિંહ સામે કાંઇ પણ ફરિયાદ નથી.' એટલે એ આરોપમાંથી પણ તારો છૂટકારો થઈ જશે. કારણ કે અહીં એવો કાયદો છે કે જે સ્ત્રીને જોર જૂલ્મથી ગુલામ તરીકે વેચવામાં આવી હોય તે સ્ત્રી જો પોતે એમ કહે કે મારે કાંઇ ફરિયાદ નથી, તો પછી વેચનાર તે આરોપમાંથી મુક્ત થાય છે."

"અહા!" સંગ્રામસિંહ અત્યાનંદ પૂર્વક બોલ્યો: "એમ હોય તો પછી મારી મુક્તતાને માટે આશા ખરી! પણ, બાઇ સાહેબ! મારા જેવા કૃતઘ્ની મનુષ્યને માટે આટલો બધો પ્રયત્ન કરનાર આપ કોણ છો, અને મને મુક્ત કરાવવામાં આપનો ખાસ હેતુ શો છે?"

"મેં તને અગાઉ કહ્યું છે અને ફરીથી પણ કહું છું કે હું કોણ છું તે જાણવાનો તું પ્રયાસ કરીશ નહિ—ઇચ્છા પણ રાખીશ નહિ. મારૂં નામ તને આપ્યાથી તું મને ઓળખી શકે તેમ નથી.

કેમકે મારો ને તારો આ પ્રથમ જ પરિચય છે. વળી તને મુક્તિ અપાવવામાં મારો કોઇ વિશિષ્ટ પ્રકારનો હેતુ નથી. બળભદ્રદાસનું ખૂન તેં કરેલું નહિ હોવા છતાં પણ તને તે આરોપ માટે સજા થવા દેવી તે યોગ્ય નથી. વળી રાણી સાહેબને પણ તારા કૃત્યથી વિશેષ નુકસાન થયેલું નહિ હોવાથી તે તને હવે વિશેષ દુઃખિત થયેલો જોવાને ઇચ્છતાં નથી. માત્ર એટલું યાદ રાખજે કે તું હવે પુનઃ લક્ષ્મીદેવીબાના રસ્તે જઇશ અથવા તેમને કાંઈ પણ સંકટમાં નાખવા સરખું પગલું ભરીશ તો તેનું પરિણામ સારૂં આવશે નહિ. વારૂ કહે, આ જગતના કર્ત્તા સર્વ શક્તિમાન્ પરમાત્મા ઉપર તને શ્રદ્ધા છે ખરી ? પરમાત્મા જેવી એક મહાન્ શક્તિમાં તને વિશ્વાસ છે ખરો ?"

"એ વળી કેવો સવાલ ?" સંગ્રામસિંહ બોલ્યો: "આટઆટલું સંકટ સહન કરવા છતાં પણ પરમેશ્વર પ્રત્યે અશ્રદ્ધા ધરાવું એમ બને ખરૂં ?"

"તો. અત્યારે મારી સમક્ષ એવી પ્રતિજ્ઞા કર," સુમતી બોલી: "કે 'હું ઈશ્વર સાક્ષીથી કહું છું કે હવે ભવિષ્યમાં કદી પણ લક્ષ્મીરાણીને માર્ગે જઇશ નહિ. જો જાઉં તો મારા પૂર્વજો સહ નરકમાં પડું !' "

તે પ્રમાણે પ્રતિજ્ઞા કરીને સંગ્રામસિંહ બોલ્યો: "જો હું એ પ્રતિજ્ઞાનો ભંગ કરૂં તો પરમેશ્વર મારો સર્વનાશ કરી નાખો !"

"તેં તારી નીચતાનાં એટલાં બધાં પ્રમાણો અત્યાર સુધીમાં જગત્ સમક્ષ રજુ કર્યાં છે કે તેથી તારી આ પ્રતિજ્ઞા ઉપર કેટલો વિશ્વાસ રાખવો એ હું સમજી શકું છું !" સુમતીએ કટાક્ષ કર્યો.

" નહિ, હું ખરેખર કહું છું કે આ પ્રતિજ્ઞાનો ભંગ થાય એવું એક પણ પગલું હવે હું ભરનાર નથી." સંગ્રામસિંહે ખાત્રી આપી.

" વારૂ જ્યારે તું આટલી ખાત્રી આપે છે ત્યારે હું તારા ઉપર વિશ્વાસ રાખું છું." સુમતિ બોલીઃ " પરંતુ હવે એક બીજી પ્રતિજ્ઞા હું તને જણાવું છું. જો તને યોગ્ય લાગે તો એ પ્રતિજ્ઞા કરજે." એટલું કહીને સંગ્રામસિંહ પ્રત્યે તીક્ષ્ણ દ્રષ્ટિ નાખતી તે બોલીઃ " બોલ, 'આજ પછી હું કદી પણ નાયકનો સંગ કરીશ નહિ અને તેને તેના કોઇ પણ કાર્યમાં સહાય કરીશ નહિ. તેને પકડી આપનારને મોટી બક્ષિસ આપવાનું સરકારે જાહેર કર્યું છે; તે બક્ષિસની લાલચમાં લપટાઇને હું તેને પકડાવીશ પણ નહિ!"

સંગ્રામસિંહએ બીજી પ્રતિજ્ઞા પણ કરી અને તે બોલ્યોઃ " એ પ્રતિજ્ઞા પ્રમાણે વર્ત્તવામાં પણ મને કાંઈ વાંધો નથી. કેમકે ધીરાજી નાયક ગમે તેવો હો, તો પણ તેણે મને તો મદદ જ કરી છે. તેણે મને આ તુરંગમાંથી છૂટવાને કરેલી સાહ્ય હું કદી પણ વિસરી જનાર નથી. જો તે વખતે પેલો સુવર્ણગઢનો રાજકુમાર અજયસિંહ ન આવી ચડયો હોત તો અત્યારે હું કયાંનો ક્યાં પહોંચી ગયો હોત!"

" હા, પણ મને એક શંકા રહે છે." સુમતી બોલીઃ "નાયક સાથે તારે આટલો બધો સંબંધ શાથી બંધાયો?"

આ વખતે સંગ્રામસિંહને વિચાર થયો કે પેલી ગુફા સંબંધનો ગુપ્ત ભેદ જણાવી દઉંઃ પરંતુ તરતજ તેનું મન બદલાયું. ' એ ભેદ જાહેર કરતાં જે કાગળો મેં બગીચામાં સંતાડયા હતા તેની વાત નિકળે અને તેનો ખરો ખુલાસો મારે કરવો પડે; જો ખરી હકીકત કહી દઉં તો એ કાગળો હાથથી જાય, અને આ સ્ત્રી લક્ષ્મીદેવી

સાથે સંબંધ ધરાવતી લાગે છે; તેથી તે એ કાગળો લક્ષ્મીદેવીને સોંપી દે. જો ન કહું તો તેનો મારા પરથી વિશ્વાસ ઉઠી જાય અને તે મને મુક્ત કરાવવાના પ્રયત્નમાંથી હાથ ઉઠાવી લે; જેને પરિણામે મારે ફાંસીને લાકડે લટકવું પડે.' એવો વિચાર કરીને તે બોલ્યો: "બલભદ્રદાસ શેઠ પાસે ગુપ્ત ખજાનો છે, એવી ધીરાજીને બાતમી મળી હતી. તેથી તેણે મને પોતાના વિશ્વાસમાં લીધો હતો. મને પણ બલભદ્રદાસ પાસે અઢળક ધન હોવા સંબંધી શંકા હતી. પરંતુ તપાસ કરતાં મને માલૂમ પડયું કે એ વાત ખોટી છે. તે મેં ધીરાજીને જણાવ્યું અને છેવટે મેં તથા તેણે મળીને લક્ષ્મીદેવીને વેચીને એ દ્વારા દ્રવ્ય મેળવવાનો પ્રયત્ન કર્યો. અમારી વચ્ચેના સંબંધનું ખરૂં કારણ આ છે."

સુમતીને સંગ્રામસિંહની આ વાત સત્ય તો લાગી નહિ, તો પણ એ વિષેની પોતાની શંકા પ્રદર્શિત નહિ કરતાં તે બોલી: "વારૂ, હવે થોડા દિવસમાં તારી તપાસ થશે એમ મને લાગે છે. પણ તે વખતે તું તારી જુબાનીમાં નાયકના નામનો ઉલ્લેખ કરીશ નહિ. તેને બદલે કોઈ બીજું નામ આપજે. દરિયાવખાનનું નામ તું તારે ખુશાથી લેજે. તેણે બલભદ્રદાસનું ખૂન કર્યું છે એમ બેધડક જણાવજે. બીજી બધી હકીકત પણ સાચેસાચી કહી દેજે. પરંતુ માત્ર નાયકનું નામ લેઇશ નહિ. કેમકે તેનું નામ જાહેર કરવાથી તું એવા ભયંકર લૂટારા સાથે સંબંધ ધરાવતો હોવાથી કાજીસાહેબના મનમાં તારા સંબધમાં અનેક શંકાઓ આવશે અને બીજા આરોપોમાંથી તને મુક્ત કરશે તદપિ નાયકનો સાથીદાર માનીને તે ગુન્હા માટે કદાચ ભયંકર સજા કરશે. તને મારૂં આ કથન વાજબી લાગે છે કે નહિ?"

સંગ્રામસિંહ સુમતીના કથનમાં સમાયેલું વાજબીપણું સમજી શકયો. સુમતીની દિર્ઘદર્ષિતાવાળી સલાહ માટે મનમાં ને મનમાં તેની પ્રશંસા કરતો બોલ્યોઃ "બાઇસાહેબ! તમે અત્યારે જે કાંઈ મને કહ્યું છે તે અક્ષરશઃ હું ધ્યાનમાં રાખીશ અને તે જ પ્રમાણે બોલીશ."

"જો મારી સલાહ પ્રમાણે વર્ત્તીશ તો તારૂં કલ્યાણ જ થશે." એટલું કહીને ચડપ દઇને સુમતી ભોંયરામાંથી બહાર નિકળી. સંગ્રામસિંહ તેના અંગનો એક પણ ભાગ જોઇ શકયો નહોતો. તેનો રૂપાની ઘંટડીનાં જેવો મૃદુ અવાજ માત્ર તેના ધ્યાનમાં રહ્યો હતો. આ સ્ત્રી કોણ હશે, પોતાને બચાવવામાં તેનો શો ઉદ્દેશ હશે તે સંબંધી વિચાર કરતો સંગ્રામસિંહ સ્વસ્થપણે સાદડી ઉપર પડયો. અત્યારે તેના મનનું ઘણું જ સમાધાન થયું હતું—પુનઃ જીવન આશા બંધાઈ હતી.

પહેરેગીર બહાર દૂર ઊભો હતો. સુમતીને બહાર નિકળેલી જોઇને તેણે નજીક આવી ભોંયરાના બારણાની સાંકળ ચડાવીને તાળું વાસી દીધું. સુમતીએ જતી વખતે પહેરેગીરને એક સોનામહોર બક્ષિસ આપી તેણે તુરંગમાંથી બહાર પડીને બાલભદ્રદાસ શેઠના મકાનનો રસ્તો લીધો.

---

# પ્રકરણ ૭ મું.

## આરોપીની તપાસ.

તે જ રોજ ત્રીજા પહોરે સંગ્રામસિંહને મોટા બંદોબસ્ત સાથે એક બંધ ગાડીમાં ઘાલીને કચેરીમાં લાવવામાં આવ્યો. કચેરીમાં કાજીસાહેબ ઉંચા આસન ઉપર બિરાજેલા હતા. પડખે ગાદી તકીયાની બેઠક ઉપર ત્રણ–ચાર કારકુનો બેઠેલા હતા. બહાર સિપાઇઓ પહેરો ભરતા હતા. બે પહેરેગીરોએ સંગ્રામસિંહને ગાડીમાંથી ઉતારીને કાજીસાહેબની રૂબરૂ હાજર કર્યો.

કાજીસાહેબે તેને કેદીના પિંજરામાં ઊભો રહેવાની આજ્ઞા કરીને તેનું નામ વગેરે પૂછીને કહ્યું: “ તારા ઉપર ખૂનનો જે આરોપ મૂકવામાં આવ્યો છે તે સંબંધમાં તારે જે કાંઈ કહેવાનું હોય તે સ્પષ્ટપણે કહી દે. માત્ર એટલું યાદ રાખજે કે એક પણ અસત્ય શબ્દનો ઉચ્ચાર કરીશ તો તેનું પરિણામ તારા લાભમાં આવશે નહિ. ”

“ સરકાર!” સંગ્રામસિંહે કહ્યું: “ મારા પર મૂકવામાં આવેલા આરોપના સંબંધમાં પૂર્વે મેં જે કહ્યું હતું તે જ હું અત્યારે પણ કહીશ કે બાલભદ્રદાસ શેઠનું ખૂન મેં કર્યું નથી—”

“ પણ આજ લગભગ એક માસથી તું કેદમાં છે. તારા ઉપરના આરોપના સંબંધમાં તપાસ કરવાને સરકારી માણસો ચાર–પાંચ વખત તુરંગમાં તારી પાસે આવ્યા હતા, પરંતુ તેમને તેં કાંઈ પણ જવાબ આપ્યો નહોતો; તેનું શું કારણ ?” કાજીએ પ્રશ્ન કર્યો.

"મહારાજ ! મારા ઉપર ખૂનનો આરોપ આવેલો હોવાથી, મારા મનમાં અત્યંત ભીતિ ઉત્પન્ન થઇ હતી. એ ભીતિને લીધે જો ખરી હકીકતથી વિરૂદ્ધ જનારો એકાદો શબ્દ મારા મુખમાંથી નિકળી જાય તો દેહાન્તશિક્ષા થવાનો સંભવ હતો. એવી સ્થિતિમાં ઠેઠ સુધી મૌન ધારણ કરીને છેલ્લી તપાસ વખતે જ સત્ય હકીકત જણાવવી એવો વિચાર મેં કર્યો હતો. તે કારણથી જ હું અત્યાર સુધી મૌન રહ્યો હતો." સંગ્રામસિંહે વાસ્તવિક લાગે તેવો જવાબ આપ્યો.

"ત્યારે હવે અત્યારે તો સાચેસાચી હકીકત કહી દેવામાં તને હરકત નથી ને ?" કાજીએ પાછો પ્રશ્ન કર્યો.

થોડીક પળ થોભીને સંગ્રામસિંહ બોલ્યો: "નામવર ! આપને ખરૂં લાગે યા ખોટું, તદપિ અત્યારે આપની રૂબરૂ સત્ય હકીકત જ જણાવી દેવાનો મેં નિશ્ચય કર્યો છે."

"બેલાશક કહે. ડરીશ કે ગભરાઈશ નહિ. સાચું બોલનાર ઉપર ન્યાયદેવતા પણ દયા કરવાનું ફરમાવે છે." કાજીએ કહ્યું.

સંગ્રામસિંહે પોતાની હકીકત કહેવાનું શરૂ કર્યું: "જે વખતે આ બનાવ બન્યો તે સમયે બલ્લભદ્દાસ શેઠના મકાનમાં લક્ષ્મી નામની એક સુંદર સ્ત્રી મ્હેમાન તરીકે આવી હતી. તેજ અરસામાં ગુલામોનો વ્યાપાર કરનાર એક મુસલ્લમાન વ્યાપારી પણ અહીં આવ્યો હતો. તેની સાથે લક્ષ્મીને વેચવાના સંબંધમાં મેં સાટું કર્યું. તે કાર્યમાં મારા બે જોડીદાર હતા. તેમાંના એકનું નામ દરિયાવ ખાન અને બીજાનું નામ વીરસિંહ. એ બે જણાએ રાત્રે બલ્લભદ્દાસના મકાનમાં આવીને લક્ષ્મીને ઉપાડી જવી એવો અમે બેત રચ્યો હતો. તે માટે બગીચાના પાછલે દરવાજેથી અંદર દાખલ

થવાનું અને ત્યાંથી જ પાછા પલાયન થઈ જવાનું સગવડ ભર્યું હતું. તેથી તેમને અંદર દાખલ કરવા માટે હું બગીચામાં ઊભો હતો. એ બે જણા અંદર દાખલ થયા અને લક્ષ્મી જ્યાં સૂતી હતી ત્યાં ગયા. પરંતુ તેઓ તેને ઉપાડીને નીચે બાગમાં પાછા આવે તે પહેલાં એકાએક બલભદ્રદાસ ત્યાં આવી ચડયા. તેજ વખતે વીરસિંહ લક્ષ્મીને બેભાન અવસ્થામાં પોતાના માથા ઉપર લેઇને આવ્યો. દરિયાવખાન પણ તેની પાછળજ હતો. તેમને જોઇને બલભદ્રદાસ શેઠે બૂમ પાડી એટલે દરિયાવખાને બધી બાજી બગડી જશે એવા ભયથી બલભદ્રદાસની છાતીમાં કટાર ખોસી દીધી. તેઓ તુરત ત્યાંથી પસાર થઈ ગયા. પરંતુ મારા માયાળુ શેઠનું ખૂન થવા પામશે એવી કલ્પના મેં કરી નહોતી. તેથી તેમનું ખૂન થયેલું જોઇને હું ગભરાઇ ગયો અને દોડતો તેમની પાસે ગયો. જખમ તપાસતાં મારા શરીર ઉપર પણ લોહીના ડાઘ લાગ્યા. થોડીવારે મને કેદ કરવામાં આવ્યો અને મારા અંગ ઉપર લોહીના ડાઘ હોવાથી મારા શેઠના ખુનનો આરોપ મારા ઉપર મૂકવામાં આવ્યો. સાહેબ! ખરી હકીકત મેં કહી તેજ છે. તેમાં એક પણ શબ્દ મેં વધુઘટુ કહ્યો નથી." વાચકોને યાદ હશે કે સંગ્રામસિંહે બલભદ્રદાસના ગજવામાંથી ચાવીઓનો ઝુમખો કાઢયો હતો. પરંતુ તે હકીકત તેણે ખાસ અત્ર છૂપાવી હતી.

કાજીએ પહેરેગીરોને તેને બહાર લેઈ જવાનું ફરમાવ્યું. પછી તેમણે સુમતીને પોતાની સમક્ષ હાજર કરવાની કચેરીના જમાદારને આજ્ઞા કરી. સુમતી આવતાં તેને આ ખૂન અને લક્ષ્મીને ગુલામ તરીકે વેચવાના સંબંધમાં જે હકીકત તેના જાણવામાં હોય તે વિગતવાર કહેવાનો કાજીસાહેબે હુકમ કર્યો.

સુમતી સાક્ષીના પિંજરામાં ઉભી રહી. તે કાજીસાહેબને નમન કરીને બોલીઃ “સરકાર હું, અજયસિંહજી, અને લક્ષ્મીબાઇ દૂરથી પ્રવાસ કરતાં ગઈ કાલે સ્હાંજે આ નગરના પશ્ચિમ દરવાજાની સમીપ આવી પહોંચ્યાં. તે વખતે તુરંગમાંના બુરજના ઉપરના માળની બારીમાંથી એક રસી વાટે એક કેદી નીચે ઉતરતો અમારા જોવામાં આવ્યો. તેને જોતાં જ અમે ત્રણે જણાં અજયસિંહજીના બે સેવકો સાથે ત્યાંજ થંભી રહ્યાં. અલ્પસમયમાંજ તે કેદી નીચે ઉતરી ખાઇ ઓળંગીને સામી બાજુએ આવ્યો. તેના બે સોબતીઓ હતા તેમને તે મળ્યો. તેઓ તેમને માટે પણ એક ઘોડો લાવ્યા હતા. કેદી પોતાના સોબતીઓની સાથે ઘોડા ઉપર સ્વાર થઇને ન્હાસી જતો અમારા જોવામાં આવ્યો. અમને બન્ને જણીઓને ત્યાંજ રાખીને અજયસિંહ મહારાજ પોતાના સેવક સાથે તેમની પાછળ પડયા. એ ત્રણમાંના એક માણસના ઘોડાને ગોળી લાગવાથી તે સ્વાર સાથે જમીન ઉપર ઢળી પડયો, તેને ત્યાં જ પડતો મૂકીને અજયસિંહજી તથા તેમનો એક સેવક બીજા બે જણાની પાછળ ગયા. બીજા સેવકને તેમણે તુરંગમાં ખબર આપવા મોકલ્યો હતો. ઘોડા ઉપરથી પડેલા મનુષ્યને મોટો જખમ થયો હશે એમ ધારીને અમે બે જણીઓ તેની પાસે ગઇ. પ્રથમ તો તે મરણ પામ્યો હશે, એમ જ અમને લાગ્યું. પણ અમને તપાસ કરતાં માલૂમ પડયું કે તે માત્ર મૂર્ચ્છિત થયેલો હતો. તેને ભાનમાં લાવવાને પાણીની જરૂર હતી. તેથી લક્ષ્મીબાઈ નજીકના શિવાલયમાં પાણી લેવાને ગયાં. હું એકલી તે મનુષ્ય પાસે બેસી રહી. એટલામાં ચાર–પાંચ સ્વારો ત્યાં આવી લાગ્યા. તેઓ પેલા મૂર્ચ્છિત મનુષ્યને ઓળખતા હોય તેમ લાગ્યું. તેઓ તેને તથા મને પણ પોતાની

સાથે ક્ષિપ્રા નદીને કિનારે લેઇ ગયા. ત્યાં કેટલીક વારે પેલો મનુષ્ય શુદ્ધિમાં આવ્યો. પરંતુ તે દરમિયાન ભ્રમિત અવસ્થામાં તે કાંઇક લવતો હતો. તે સાંભળવાથી મારા જાણવામાં આવ્યું કે બાલભદ્રદાસનું ખૂન સંગ્રામસિંહે નહિ પરંતુ દરિયાવખાને કર્યું હતું. એ મનુષ્ય લક્ષ્મીબાઇને ઉપાડી જવામાં સામેલ હતો એમ પણ મારા જાણવામાં આવ્યું. તે બરોબર શુદ્ધિમાં આવ્યો એટલે મેં તેની પાસે કાલાવાલા કર્યા અને હું તો તેને શુદ્ધિમાં આણવાનો પ્રયત્ન કરતી હતી એમ જણાવ્યું. એટલે તેણે મારા ઉપર કૃપા કરીને મને મુક્ત કરી. એથી વિશેષ કાંઇપણ હું જાણુતી નથી."

"વારૂ, જે મનુષ્ય મૂર્ચ્છિત અવસ્થામાં પડયો હતો તે કોણ હતો એ તું જાણે છે?" કાજીસાહેબે સુમતીની તમામ હકીકત સાંભળી લેઇને તેને પ્રશ્ન કર્યો.

"ના જી, તે મારા જાણવામાં આવ્યું નથી. પરંતુ તેના દેખાવપરથી તે રાજપૂત જેવો લાગતો હતો." સુમતીએ મ્હોં ઠાવકું રાખીને જવાબ આપ્યો.

"ઠીક, તું જા." કાજીસાહેબ બોલ્યાઃ "અને જમાદાર! લક્ષ્મીને હાજર કરો!"

લક્ષ્મી આવીને સાક્ષીના પિંજરમાં ઊભી રહી. એનું અપ્રતિમ સૌંદર્ય જોઇને કાજીસાહેબ તથા ત્યાં બેઠેલા કારકુનો પણ આશ્ચર્યચકિત થઇ ગયા. કાજી સાહેબ બગલાની પાંખ જેવી સફેદ દાઢી ઉપર હાથ ફેરવતા બોલ્યાઃ "તારૂં નામ, તારા પિતાનું નામ, તારૂં વતન વગેરે જણાવ."

"મહારાજ મારૂં નામ લક્ષ્મી છે. મારાં માતપિતા મને ન્હાનપણમાં જ મૂકીને મરી ગયાં છે. મારા પિતાનું નામ સજ્જન-

સિંહજી છે. મારૂં વતન વૈતાળગઢ. મારા પિતાને તથા બળભદ્રદાસ શેઠને સારો સંબંધ હોવાથી શેઠ સાહેબ મારી ખબર અંતર પૂછાવતા અને કોઇ કોઈ વાર હું અહીં આવીને તેમને ત્યાં રહી જતી." લક્ષ્મીએ અર્ધસત્યનો ઉચ્ચાર કર્યો.

"વારૂ, બળભદ્રદાસના ખૂનના સંબંધમાં તું શું જાણે છે ?" કાજીએ સવાલ કર્યો.

"મહારાજ! જ્યારે મને બલભદ્રદાસના મકાનમાંથી ઉપાડીને લેઈ જવામાં આવી ત્યારે હું બેભાન હતી. પરંતુ શુદ્ધિમાં આવી ત્યારે મને ખરીદનાર બ્યાપારીએ મને કહ્યું કે 'તારો ભાઈ બળભદ્રદાસ શેઠના માણસ સંગ્રામસિંહ મારફત તને વેચી ગયો છે.' બાકી ખૂન કોણે કર્યું તે મારા જાણવામાં નથી. પણ સંગ્રામસિંહનો તેના શેઠ ઉપર જે ભાવ મારા જોવામાં આવતો હતો તે ઉપરથી હું એવું અનુમાન કરી શકું છું કે તે તો કદી પણ તેમનું ખૂન કરેજ નહિ. તે બિચારાને ખૂનના ખોટા આરોપ માટે નાહકનું એક માસ સુધી કેદખાનામાં સડવું પડયું છે. મને તેના ઉપર દયા આવે છે. તેણે મને ગુલામ તરીકે વેચાવવામાં જે સહાય કરી હતી તે માટે હું તેને માફી આપું છું. મારે એ બાબતમાં તેની સામે કાંઇ પણ ફરિયાદ નથી."

"પણ તારે ભાઇ છે ખરો ?" કાજીસાહેબે પૂછ્યું.

"ના, મારાં માતપિતાને હું એકની એક દીકરી હતી. લક્ષ્મીદેવીએ કહ્યું.

લક્ષ્મીદેવીને બહાર જવાની પરવાનગી મળી. હવે અજયસિંહ બાકી રહ્યો. તે કચેરીના ખંડમાં દાખલ થયો એટલે તેને માન

આપવાને કાજીસાહેબ તથા અન્ય કારકુનો ઊભા થયા. કાજીસાહેબે તેને બેસવાને એક ખુરસી આપીને પૂછ્યું: " કુમાર સાહેબ! આ મુકદમામાં આપ જે કાંઇ જાણતા હો તે જણાવો."

અજયસિંહે ઊભા થઇને બળભદ્રદાસના ખૂનની રાત્રીએ બગીચામાં સંગ્રામસિંહને પકડયાની, તેના શરીર ઉપર રક્તના ડાઘ હોવાની, તે ગભરાઇ ગયેલો હોવાની વગેરે હકીકત પ્રથમ જણાવીને તે પછી જ્યારે પોતે લક્ષ્મી તથા સુમતીની સાથે ઉજ્જયનીમાં આગલા દિવસની રહાંજે પ્રવેશ કરતો હતો તે વખતે બનેલા બનાવનું અક્ષરશઃ વર્ણન કર્યું.

છેવટે કાજીએ પૂછ્યું: " જે મનુષ્યના ઘોડાને તમે ગોળી મારી હતી તે મનુષ્યને તમે ઓળખો છો ?"

" એ મનુષ્યને મેં ગઇ કાલે સ્હાંજેજ પહેલવહેલો જોયો હતો. તે પહેલાં કદી પણ તેની ને મારી મુલાકાત થઈ નહોતી. પરંતુ તેની સાથે જે માણસ હતો તેને ઓળખું છું. તે મુસલમાન હતો. તેનું નામ દરિયાવખાન. હું એક મહિના પહેલાં મારા સેવકો સાથે સુવર્ણગઢથી ઉજ્જયની આવતો હતો ત્યારે રસ્તામાં પાંચ-છ માણસોએ અમારા ઉપર હલ્લો કર્યો હતો. હું ધારૂં છું કે તેમનો ઇરાદો અમને લૂટવાનો હશે. તે હલ્લો કરનારાઓમાં એ દરિયાવખાન પણ હતો."

" વારૂ, આપ ખુરસી ઉપર બેસો. આપને વિશેષ પૂછવા જેવું લાગતું નથી." એટલું કહીને કાજીએ સંગ્રામસિંહને પુનઃ પોતાની સન્મુખ લાવવાની જમાદારને સૂચના કરી.

સંગ્રામસિંહ આવ્યો. તેના વદન ઉપર ક્ષોભનું ચિન્હ જણાતું હતું. આશા અને નિરાશા તેના મનમાં સખ્ત સંગ્રામ મચાવી

રહ[illegible]ી. કાજીસાહેબ કાંઇક લખતા હતા. તેમના ચ્હેરા સામે તેણે ને[illegible]મના ચ્હેરા ઉપર કરડાપણાનું કે સૌમ્યપણાનું કાંઇ પણ ચિન્હ[illegible]જણાતું નહોતું. તેમની પ્રશાન્ત ગંભિર મુખમુદ્રા ઉપરથી પોતાને સજા થશે કે મુક્તિ મળશે એમાંનું કાંઈ પણ સંગ્રામસિંહ નક્કી કરી શક્યો નહિ.

થોડીક પળો પછી કાજીએ લખવાનું બંધ કરીને ઉંચું જોયું. સંગ્રામસિંહને પોતાની સામે ઊભેલો જોઇને ગંભિર વદને તેમણે ચૂકાદો સંભળાવવાનું શરૂ કર્યું: "સંગ્રામસિંહ! તારા ઉપર મુખ્ય ત્રણ આરોપ છે. પહેલો આરોપ બળભદ્રદાસના ખૂનનો: પરંતુ એ ખૂન તેં કર્યું છે, એમ સાબિત કરનારો તારી વિરૂદ્ધ એક પણ પૂરાવો નથી. બલ્કે દરિયાવનખાન નામના કોઈ આસામીએ બળભદ્રદાસનું ખૂન કરેલું હોવાની જુબાની પડી છે. તેમજ તેમનું ખૂન કરવાનું તને કાંઈ કારણ હોય એવું પણ માલૂમ પડયું નથી. માટે એ આરોપમાંથી તને હું મુક્ત કરૂં છું."

હવે સંગ્રામસિંહના ચ્હેરા ઉપર આશાનાં ચિન્હ ઝળકવા લાગ્યાં. તેણે જાણ્યું કે મારા ઉપરનું વિઘ્ન ટળી ગયું છે. છદ્મવેશી સ્ત્રીના કથનપર તેને સંપૂર્ણ વિશ્વાસ બેઠો. ખુરસી ઉપર બેઠેલા અજયસિંહ સામે તેણે દ્રષ્ટિ કરી. તેની દ્રષ્ટિમાં નમ્રતા અને ઉપકાર-વૃત્તિ સ્પષ્ટ જણાઇ આવતાં હતાં.

કાજીસાહેબે આગળ ચલાવ્યું: "બીજો આરોપ લક્ષ્મીને ઉપાડી જઇને ગુલામ તરીકે વેચવામાં મદદ કરવાનો છે. એ આરોપ તો તેં પોતેજ કબૂલ કર્યો છે. પરંતુ જેનો તેં અપરાધ કર્યો છે તે બાઇએ જ ઔદાર્યપૂર્વક તારા એ ભયંકર અપરાધની માફી આપી છે. તેથી હું પણ તેનું અનુકરણ કરીને તને એ ગુન્હા માટે માફ

કરૂં છું. જો કે તે સાથે એટલું જણાવું છું કે ભવિષ્યમાં [illegible]રે હાથે કદી પણ એવો ગુન્હો થશે તો પછી તારા ઉપર કો[illegible] રીતે દયા દર્શાવવામાં આવશે નહિ અને તે માટે કાયદાએ ફરમાવેલી સખ્તમાં સખ્ત સજા તને કરવામાં આવશે. હવે ત્રીજો આરોપ તુરંગમાંથી ન્હાસી જવાનો અને ન્હાસતી વખતે તને પકડવા આવનાર તુરંગના અધિકારીને જખમ કરવાનો રહ્યો. એ તેં મોટો અપરાધ કર્યો છે, કેમકે સરકારના ન્યાયના કાર્યમાં તેં હરકત કરી છે. પરંતુ તેમાં એક મુદ્દો તારી તરફેણમાં જાય છે. તેં બળભદ્રદાસનું ખૂન કરેલું નહોતું, છતાં તે આરોપસર તને પકડવામાં આવ્યો હતો. જો તેં ખૂન કર્યું નથી એવું તારાથી સાબિત થઈ નહિ શકે તો તને દેહાન્તદંડની સજા થશે એવો તને ભય હતો. એવી સ્થિતિમાં તું ન્હાસી જઇને જીવ બચાવવાનો પ્રયત્ન કરે તે સ્વાભાવિક છે. એ કારણનો વિચાર કરતાં તારા અપરાધની ગંભિરતા કાંઇક ઓછી થાય છે ખરી. વળી લક્ષ્મીબાઇએ પણ તને ઉદારતાપૂર્વક પ્રાણદાન આપવાની વિનતી કરી છે તથા તુરંગના અધિકારીને થયેલો જખમ ભયંકર નથી. માટે આ ત્રીજા આરોપ સારૂ તને હું ફક્ત એક વર્ષની સખ્ત મજુરી સાથે કેદની સજા કરૂં છું. તોપણ તે સજા તારે અત્યારે ભોગવવી પડશે નહિ. માત્ર હવે પછી જો તું ભવિષ્યમાં કોઈ પણ ગુન્હામાં સપડાઇશ તો જ એ ગુન્હાની સજા સાથે આ એક વર્ષની સખ્ત કેદની સજા તારે ભોગવવી પડશે. અત્યારે તો તને હું તદ્દન મુક્ત કરી દઉં છું."

પોતાને તમામ આરોપોમાંથી સંપૂર્ણ મુક્તિ મળેલી જોતાં સંગ્રામસિંહને થયેલા આનંદનું કોણ વર્ણન કરી શકે ? કાજીની સન્મુખ હાજર થતાં તેની જે મ્લાન મુદ્રા હતી તે તેજસ્વી બની

ગયું. તેણે જમીન સુધી નમીને કાજીને કુરનસ કરી અને તે જ પ્રમાણે અજયસિંહને પણ નમન કર્યું; સંગ્રામસિંહ કપટકળામાં નિપૂણ હતો. તેણે મુખમુદ્રા ઉપર એટલી નમ્રતા અને દીનતા ધારણ કરી હતી કે અજયસિંહને પણ તેની દયા આવી. સંગ્રામસિંહને જે આનંદ થયો હતો, તેના ચ્હેરા ઉપર જે તેજસ્વીતા ચમકી રહી હતી તેનું કારણ આરોપમાંથી મળેલી મુક્તિ માત્ર જ નહોતું; પરંતુ હવે પોતાને જે કાર્ય બજાવવાનું છે તે સરલતાથી અને ત્વરાથી બર લાવી શકાશે એ વિચારે તેને આનંદમાં નિમગ્ન કરી મેલ્યો હતો।

## પ્રકરણ ૮ મું.

### અજયસિંહ અને લક્ષ્મીદેવીનું પ્રયાણ.

કાજીએ ચૂકાદો આપ્યા બાદ સંગ્રામસિંહ તથા અજયસિંહ બહાર નિકળીને સુમતી તથા લક્ષ્મીદેવી જ્યાં બેઠાં હતાં ત્યાં આવ્યા. સંગ્રામસિંહે એ વખતે પણ અજયસિંહ અને લક્ષ્મીદેવીનો અત્યંત આભાર માન્યો અને પોતાના કૃત્ય માટે તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. સુમતી તે વખતે દૂર જ ઊભી હતી. તેમની વાતચીતમાં ભાગ લેવાથી સંગ્રામસિંહ પોતાના અવાજ ઉપરથી કદાચ ઓળખી જશે એવો તેને ભય હતો.

લક્ષ્મીદેવીએ કહ્યું: “ સંગ્રામસિંહ! તેં ગમે તેવું નીચ કાર્ય કર્યું છે, પરન્તુ અત્યારે તું તેને માટે પશ્ચાત્તાપ કરે છે એ ઉપરથી જોઈ શકાય છે કે તું પાપભિરૂ છેં. માત્ર બીજાની શિખવણીથી જ એ કાર્ય તેં કરેલું હોવું જોઇએ. જો કે હવે મારા મનમાં તે

સંબંધી કાંઇ પણ રહ્યું નથી." એટલું કહ્યા પછી તેને કાંઇક વિચાર આવ્યો હોય એવા ભાવપૂર્વક તેણે પૂછયું: "માત્ર એક બાબત મારે તને પૂછવાની છે. તે જો તારા જાણવામાં હોય તો તેનો ખરેખરો જવાબ મને આપજે. બળભદ્રદાસ શેઠનો તારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. તે પોતાનું ખાનગી કાર્ય પણ તને સોંપતા હતા, જે તને મારી તથા અજયસિંહજી પાસે પેલી વીંટીઓ લેઇને મોકલ્યો હતો એ ઉપરથી સિદ્ધ થાય છે. તેં અમને મળીને એ વીંટીઓ આપી અને ઉજ્જયની આવવાને માટે અમુક જ માર્ગ પકડવો એમ મારી અત્યાગ્રહપૂર્વક જણાવ્યું હતું એ તો તને યાદ હશે જ. વળી અમારી સાથે વધુ માણસો નહિ રાખવાની પણ તેં સૂચના કરી હતી. હવે મારો પ્રશ્ન માત્ર એટલો જ કે અમને મળ્યા પહેલાં કે તે પછી અમે તારા દર્શાવેલા માર્ગે થઇને જનાર છીએ એવું તેં કોઇને પણ કહ્યું હતું ખરૂં ?"

અચાનક આ પ્રશ્ન થયેલો જોઇને સંગ્રામસિંહના ચ્હેરા ઉપર ગભરાટનું ચિન્હ તરી આવ્યું; પરંતુ તે એક નિમિષ માત્ર. તે તુરત શાન્તિ ધારણ કરીને બોલ્યો: "ના જી! મારા શેઠનો મને ખાસ હુકમ હતો કે એ વાત મારે તદ્દન ગુપ્ત રાખવી. તેમની એ આજ્ઞાનું મહત્ત્વ હું સમજી ન શકું એ તો બને જ કેમ ?"

"વારૂ વારૂ, મને તારા ઉપર કોઇ જાતનો શક નથી. માત્ર માર્ગમાં જે કેટલાક ચમત્કારિક પ્રસંગો બનવા પામ્યા હતા તેથી ઉદ્દભવેલી કલ્પનાને લીધે જ એ પ્રશ્ન મેં તને કર્યો હતો. હવે એક બીજો પ્રશ્ન: બળભદ્રદાસનો તું ખાનગી સેવક હતો તેથી પોતાના ખાનગી કાગળપત્રો તેઓ તારી પાસે રાખતા હોવા જોઇએ. તેમાં મારા અને અજયસિંહજીના નામના પત્રો તેમણે તને સોંપ્યા હતા ? જો તે પત્રો તને સોંપ્યા હોય તો તેં એ ક્યાં મૂક્યા છે ?"

આ સવાલની તો સંગ્રામસિંહે કલ્પના પણ કરી નહોતી. પ્રથમ કરતાં પણ વિશેષ ગભરાટ તેના ચ્હેરા ઉપર પ્રકટી નિકળ્યો. જો કે તે લક્ષ્મીદેવી કિંવા અજયસિંહના ધ્યાનમાં આવી શક્યો નહિ. કેમકે તેમણે તો સંગ્રામસિંહને પોતાનાં પાપકાર્ય માટે થતા પશ્ચાત્તાપના પરિણામે જ તેનું મુખ મ્લાન થયેલું ધાર્યું હતું. પરંતુ ચાણાક્ષ સુમતી તે ગભરાટ કળી ગઈ હતી. તેને શંકા આવી કે એ કાગળોના સંબંધમાં સંગ્રામસિંહ કાંઇક પણ જાણે છે ખરો, પરંતુ તે જણાવવા માગતો નથી. તે સંગ્રામસિંહના જવાબની રાહ જોતી શાન્તપણે ઉભી રહી.

સંગ્રામસિંહ મહેનત પૂર્વક પોતાના ગભરાટને શમાવતો બોલ્યો: "બાઇસાહેબ! બળભદ્રદાસ શેઠનો હું ખાનગી માણસ હતો ખરો; તથાપિ અગત્યના કાગળો તો તેઓ પોતાની ખાનગી પેટીમાં એક છૂપું ખાનું હતું તેમાં જ રાખતા હતા. તે છૂપું ખાનું છે એમ મારા જાણવામાં આવ્યું હતું, પણ તેમાંના કાગળો તેમણે કદી પણ મને સોંપ્યા નહોતા."

"તેમની ખાનગી પેટીનું એ છૂપું ખાનું તું અમને બતાવી શકીશ?" અજયસિંહે પૂછ્યું.

"હાજી, ઘણી ખુશીથી." સંગ્રામસિંહ બોલ્યો. તેનું મન પૂર્વવત્ પ્રસન્ન બની ગયું. તેણે જાણ્યું કે પોતાના ઉપરનું અરિષ્ટ ટળી ગયું. આ દરમિયાન તેનું લક્ષ બે-ત્રણ વખત સુમતી તરફ ગયું હતું, પરંતુ પોતે તેને ઓળખતો હોય એમ તેને લાગ્યું નહિ. સુમતીના શ્યામ વર્ણે તેને અદ્ભુત આશ્ચર્ય ઉપજાવ્યું હતું, પરંતુ તેના પહેરવેશ ઉપરથી તથા તે આ બાબતમાં ભાગ નહિ લેતાં

થોડે દૂર ઊભી રહી હતી તે ઉપરથી તેણે ધાર્યું કે એ લક્ષ્મીદેવીની એકાદી દાસી હોવી જોઇએ.

પછી બધાં ગાડીમાં બેસીને બળભદ્રદાસ શેઠના મકાને ગયાં. ત્યાં બળભદ્રદાસની પુત્રી તથા બધાં માણસોને સંગ્રામસિંહને જોઇને આશ્ચર્ય થયું. પરંતુ સર્વ હકીકત અજયસિંહે તેમને ટુંકામાં જણાવી દીધી. પછી તેણે મુનિમને કહ્યું: "શેઠની ખાનગી પેટી અમને જોવા દેશો ? તેમાં અમને ઉપયોગી થાય એવા બે પત્રો હોવાનો સંભવ છે."

"ભલે, એમાં મને શી હરકત છે ?" એમ કહીને મુનિમ આગળ થયો. તેની પાછળ અજયસિંહ, લક્ષ્મીદેવી, સંગ્રામસિંહ તથા બળભદ્રદાસની પુત્રી ગયાં, સુમતી પણ બેએક પળ બાદ તેમની પાછળ પાછળ જઇને ખાનગી ખંડના દ્વાર પાસે ઊભી રહી.

ખાનગી પેટી મુનિમે ઉઘાડી. સંગ્રામસિંહે તેમાંનું છૂપું ખાનું બતાવ્યું. "એ ખાનું કેવી રીતે ઉઘડે છે ?" અજયસિંહે પૂછ્યું.

"એની મને ખબર નથી." સંગ્રામસિંહે જણાવ્યું.

સુમતીની નજર સંગ્રામસિંહના ઉપર જ હતી. તે જોઇ શકી કે છૂપું ખાનું ઉઘાડવાની કળા તે જાણે છે પરંતુ ઇરાદા પૂર્વક ઉઘાડવાની ના કહે છે.

છેવટે તપાસ કરતાં એક બારિક ચાંપ જોવામાં આવી. તે ચાંપ દબાવતાં જ છૂપું ખાનું ઉઘડી ગયું. તેમાં જે કાગળો હતા તે બહાર કાઢ્યા. તે કાગળોમાં એક બળભદ્રદાસે પોતાની મીલકતની કરેલી યાદી હતી. બીજા કાગળોમાં કેટલાક દસ્તાવેજ હતા જે તેમના પુત્રોને જ ઉપયોગી થાય તેમ હતા. જે પત્રો માટે આટલો શ્રમ લીધો હતો તે પત્રો મળી આવ્યા નહિ. પાછા તે કાગળો મૂકીને છૂપું ખાનું બંધ કરી પેટી વાસી દીધી.

સુમતી એ જોઇને ત્યાંથી ચાલી ગઇ. તેણે વિચાર કર્યો કે 'આ કાગળો વિષે સંગ્રામસિંહને માહિતી છે. તે કાગળો આ પેટીમાં નથી. માટે જે રાત્રે બળભદ્રદાસનું ખૂન થયું હતું તે જ રાત્રીએ ગૂમ થયેલા હોવા જોઇએ. તે કાગળો નક્કી સંગ્રામસિંહે જ લીધેલા હોવા જોઇએ અને તે તેણે એ રાત્રે આ મકાનમાં જ છૂપાવેલા હોવા જોઇએ. તે કાગળો અજયસિંહ અને લક્ષ્મીદેવીને ઉપયોગનાં છે છતાં જ્યારે સંગ્રામસિંહ છૂપાવે છે ત્યારે તેમાં કાંઇક ગુપ્ત ભેદ હોવો જોઇએ. તેથી સંગ્રામસિંહ એ કાગળો હાથ કરવાનો પ્રયત્ન કર્યા સિવાય નહિ રહે. માટે મારે તેના ઉપર બરોબર દેખરેખ રાખવી જોઇએ.' એવો વિચાર કરીને પોતે શું કરવું તે નિશ્ચય ઉપર તે વિના વિલંબેજ આવી ગઈ.

આ તરફ સંગ્રામસિંહે જવાની રજા માગી. તેના મનમાં ઘણુંયે થતું હતું કે તેને અહીં રહેવાનો આગ્રહ કરવામાં આવે તો સારૂં. પરંતુ તેને આગ્રહ થયો નહિ. તેને રજા માગતો જોઇને અજયસિંહ બોલ્યો: " સંગ્રામસિંહ! અમે તો તારો છૂટકારો કરવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ તું તારા મનથીજ તારા કાર્યનો ન્યાય કરી જો. એટલે તારો અપરાધ કેટલો મોટો છે તે સમજી શકીશ. એ અપરાધ માટે તારે સજા ભોગવવી પડી નથી, પરંતુ તેં ઘોર અપરાધ કર્યો છે એ તો સિદ્ધ જ છે. જેમને જેમને તારી આ નીચતાની માહિતી હશે અથવા થશે, તેઓ તો તને પોતાની પાસે ઊભો પણ રાખશે નહિ. અર્થાત્ ઉજ્જયની કિંવા તેની આસપાસના પ્રદેશમાં તને નોકરી મળવાનો સંભવ નહિ હોવાથી આટલામાં પ્રામાણિકપણે ગુજરાન ચલાવવાનું મુશ્કેલ થઇ પડશે. એનું પરિણામ કદાચ એવું પણ આવે કે તું અપ્રામાણિક ધંધો કરવાને લલચાય અથવા તારા નીચ સાથી-

દારોને જઇને મળે. એમ કરવામાં તારા ઉપર મોટું જોખમ રહેલું છે તે પણ તું જાણે છે. તેથી મારી સલાહ તો તને એવી છે કે તું અહીંથી દૂર દેશાવર ચાલ્યો જા. ત્યાં જઇને કાંઇ ધંધો કરજે અથવા કોઇ સારે સ્થળે નોકરી સ્વીકારજે. તારી વાટખરચી માટે તથા સ્વતંત્ર ધંધો કરવાની તારી ઇચ્છા થાય તો તને ઉપયોગી થઈ પડે તે માટે હું તને આ સો મહોરો આપું છું. કાંઈ નહિ તો એક બે વર્ષ સુધી પણ આ રકમ તારા ખર્ચ માટે પૂરતી થઇ પડશે. તે દરમિયાન તું સારૂં સ્થળ પસંદ કરી લેજે. હવે તારે જવું હોય તો જા."

સંગ્રામસિંહે અજયસિંહે આપેલી સોનામહોરોની થેલી લીધી અને તે તેનો ઉપકાર માની સર્વને નમન કરીને ઉતાવળો ઉતાવળો ચાલ્યો ગયો.

તેના જવા બાદ અજયસિંહ વગેરે પણ તે ઓરડીમાંથી બહાર નિકળ્યાં. બળભદ્રદાસની દીકરી રાત્રીભોજનની તૈયારી થઈ છે કે નહિ તે જોવાને ગઈ. અજયસિંહ તથા લક્ષ્મીદેવી અજયસિંહના રહેવાના ખંડમાં ગયાં.

અજયસિંહે લક્ષ્મીદેવીને એક સોફા ઉપર બેસવાનું કહ્યું. તે પણ ત્યાં પડેલી ખુરસીને સોફા નજીક લાવીને તેના પર બેઠો અને બોલ્યો: "આ પત્રોનો પત્તો લાગ્યો નહિ અને હવે તે લાગવાની આશા પણ નથી. દુર્દૈવે બળભદ્રદાસ શેઠ મરણ પામવાથી હું સૂર્યસિંહજી મહારાજની દીકરીનો દીકરો છું એમ સાબિત કરવાને આપણી પાસે પ્રત્યક્ષ પૂરાવો કાંઇ પણ નથી. માટે હવે તો મારે સુવર્ણગઢ જઇને ત્યાંના યુવરાજપદ ઉપર જ આધાર રાખવો જોઇએ." એટલું કહીને તેણે નિશ્વાસ મૂકયો.

તેનો શોકગ્રસ્ત ચ્હેરો જોઇને લક્ષ્મીદેવી ઉત્તેજક સ્વરે બોલીઃ "તમે કોણ છો, તે મારા જાણવામાં આવ્યું છે. મારી પ્રજાનો મારા ઉપર પૂર્ણ વિશ્વાસ છે. તેથી મને આશા છે કે મારૂં વચન તે જરૂર માન્ય રાખશે જ,"

"રાજકુમારી! એ વાત ખરી છે. એમ માનો કે આપની પ્રજા આપના કથન ઉપર વિશ્વાસ રાખે, તદપિ બીજાં રાજ્યોના ઠાકોરો તે વાત કેવી રીતે કબૂલ રાખશે? વળી ઉજ્જયનીના સુબાનો વૈતાળગઢ ઉપર કટાક્ષ છે. જો બની શકે તો વૈતાળગઢને ખાલસા કરી દેવું એવી તેની ઇચ્છા છે. એથી મને શંકા રહે છે કે તે આપણો સંબંધ કબૂલ રાખશે નહિ. માટે આપણો સંબંધ જાહેર કરવા યોગ્ય ખાત્રીબંધ પ્રમાણો આપણને પ્રાપ્ત ન થાય ત્યાં સુધી આ બાબતમાં આપણે મૌન રહેવું એજ યોગ્ય છે. હા, સુવર્ણગઢના ઠાકોરને—મારા ધર્મપિતાને આ તમામ હકીકત હું જણાવીશ. તેમણે અઢાર—વીશ વર્ષથી પોતાના પુત્ર પ્રમાણે મારૂં લાલનપાલન કર્યું છે. તેઓ જરૂર મારા કથન ઉપર વિશ્વાસ રાખશે અને આ વિષયમાં પોતાથી બનતી સહાય આપણને કરશે. ઉજ્જયનીના સુબા પાસે તેમની લાગવગ સારી છે. એટલે વિશેષ નહિ તો આપણાં લગ્નકાર્યમાં વિઘ્ન ઉપસ્થિત ન થાય એટલું તેઓ કરી શકશે; અને એટલું થાય તો પણ ઓછું નથી."

લગ્નનો વિષય નિકળતાં લક્ષ્મીદેવીના મુખ ઉપર રતાશ ધાઈ આવી. લજ્જાને લીધે તેની નજર નીચી ઢળી ગઇ. તેનો આરસપહાણ જેવો સુંવાળો અને સ્ફટિક જેવો શુભ્ર દક્ષિણ હસ્ત પોતાના હાથમાં લેઇને અજયસિંહ બોલ્યોઃ "આપના હૃદયનું ઔદાર્ય મેં જોયું છે. એ ઉદાર હૃદયના એક ખૂણામાં મારા પ્રત્યેના

પ્રેમનું એક આછું ઝરણું પણ વહેતું હશે તોયે મને સંતોષ છે. મેં પ્રથમ આપને જોયાં ત્યારથી જ મારૂં મન આપના તરફ કુદરતી રીતે આકર્ષાયું છે. વિશેષ શું કહું ! બાળભદ્રદાસ શેઠે આપણો સંબંધ ખૂલ્લો કર્યો ત્યારથી મેં નિશ્ચય કર્યો છે કે લગ્ન કરવું તો તે આપની સાથે જ; નહિતો જીવનપર્યંત કુંવારાજ રહેવું !"

એ કથનના પુરાવા તરીકે તેણે લક્ષ્મીદેવીના જમણા હાથ ઉપર ચુમ્બન કર્યું. એજ વખતે સુમતી ત્યાં આવી. અજયસિંહે લક્ષ્મીદેવીનો હસ્ત છોડી દીધો. બન્ને સ્વસ્થ બની ગયાં. સુમતીને માટે એ બન્નેનાં હૃદયમાં અત્યંત માનની લાગણી ઉત્પન્ન થઇ હતી. તેમણે પ્રેમપૂર્વક તેનું સ્વાગત કર્યું; લક્ષ્મીદેવીએ કહ્યું: "કાલે આપણે અહીંથી પ્રયાણ કરવું છે, માટે સુમતી ! તું મારી સાથે વૈતાળગઢ આવવાને તૈયાર થઇ રહેજે. ઉજ્જયની તારૂં પોતાનું વતન છે એમ રાધા કહેતી હતી. પરંતુ વૈતાળગઢમાં પણ તને તારા પોતાના ઘર જેવું જ લાગશે. હું હવેથી તને એક સામાન્ય દાસી નહિ પરંતુ મારી બ્હેન જ સમજું છું."

"બાઇસાહેબ ! આપની એ ઉદારતા અને મમતા માટે હું આપનો આભાર માનું છું." સુમતી બોલીઃ "પણ લાચાર છું કે હાલ તુરત મારાથી આપની સાથે આવી શકાય તેમ નથી. અહીં મારે કેટલુંક અગત્યનું કાર્ય છે. તે પૂરૂં થશે કે તુરત જ હું આપની પાસે આવીશ. મારે સગામાં માત્ર એક માશી જ છે. તે સિવાય બીજું કોઇ પણ નથી. એટલે મારી પણ એવી ઇચ્છા છે કે કાયમને માટે વૈતાળગઢમાં નિવાસ કરીને આપની સેવામાં જ કાળ-નિર્ગમન કરવો."

"ઘણીજ ખુશીથી, મારા સહવાસમાં તને કોઇ પણ રીતે અસંતુષ્ટ

નહિ થવા દઉં એટલી હું ખાત્રી આપું છું." લક્ષ્મીદેવીએ કહ્યું.

એ વખતે રાત્રીભોજનની વરધી આવી. ત્રણે જણાં ઉઠયાં.

બીજે દિવસે અજયસિંહ અને લક્ષ્મીદેવી પોતપોતાની રાજધાની તરફ જવાને તૈયાર થયાં. તેમણે મોટા પ્રેમપૂર્વક બળભદ્રદાસની પુત્રીની રજા માગી. લક્ષ્મીદેવીએ એ વખતે પણ સુમતીને તેનું ઉજ્જયની માંહેનું કામ થઇ રહે કે તુરત વૈતાળગઢ આવવાનું સ્મરણ કરાવ્યું; અને પોતાના ગળામાંથી એક કીમતી મોતીની માળા કાઢીને તે તેને આપવા માંડી. પરંતુ સુમતીએ કહ્યું: "બાઇ-સાહેબ! જો આપનો મારા ઉપર ખરેખર ભાવ હોય તો આ ભેટ સ્વીકારવાનો આગ્રહ મને ન કરો. આપની ખાસ ઇચ્છા હોય તો આપની યાદગીરી દાખલ એક વીંટી માત્ર મને આપો. એ વીંટી હું મારી આંગળીએ ધારણ કરી શકીશ; જ્યારે આ મોતીની માળા મને કાંઇ પણ ઉપયોગમાં આવી શકશે નહિ. મારા જેવી એક સામાન્ય સ્ત્રી આવી અમૂલ્ય માળા પહેરીને બહાર હરે ફરે એ સંભવિત નથી. તેમ જ એ આપના તરફથી ભેટ મળેલી હોવાને લીધે તેને વેચીને નાણાં કરવાં એ પણ યોગ્ય નહિ. બાકી ખરૂં પૂછાવો તો આપનો પ્રેમ, આપની મમતા એ જ મારા મનથી હું આપના તરફની ભેટ સમજું છું."

"ભલે ત્યારે, તારી એવી ઇચ્છા છે તો હું તને વિશેષ આગ્રહ નથી કરતી. પરંતુ વીંટી તો રાખજ." એમ કહીને લક્ષ્મીદેવીએ હીરાજડિત વીંટી સુમતીની આંગળીમાં પહેરાવી. તે પછી અજયસિંહ અને લક્ષ્મીદેવીએ બળભદ્રદાસના નોકરોને પણ યોગ્ય બક્ષિસ આપીને પોતાના ઔદાર્યનો પરિચય કરાવ્યો અને તે બન્ને પોતાનાં નોકરો સાથે નિકળ્યાં.

લક્ષ્મીદેવીએ તારખાનાની વિધવા માતાને વચન આપ્યું હતું કે 'હું ઉજ્જયનીથી વળતાં તમને પુનઃ એક વખત મળતી જઇશ.' એથી માર્ગમાં તે વિધવા સ્ત્રીને ત્યાં એકાદ બે દિવસ પોતાની દાસીઓ સાથે રોકાવાનો તેનો ઈરાદો હતો. એ વાતથી તેણે અજયસિંહને વાકેફ કર્યો, એટલે તેણે પણ એ રસ્તે થઇને જ પસાર થવાનો વિચાર કર્યો અને તે બોલ્યોઃ "ત્યારે હું પણ ત્યાં સુધી તમારી સાથે સાથે જ આવીશ." એ સાંભળીને લક્ષ્મીદેવીને સ્વાભાવિક રીતે જ અત્યાનંદ થયો.

એ પ્રમાણે તેઓ એ વિધવા સ્ત્રીના મકાન સુધી સાથે સાથે ગયાં. ત્યાં લક્ષ્મીદેવીને સુરક્ષિતપણે પહોંચાડીને અજયસિંહે પોતાના સેવકો સાથે સુવર્ણગઢના કિલ્લા તરફ જવાનો રસ્તો લીધો. ત્રણે જણા ચારેક કોશ ગયા હશે કે સામેથી કેટલાક ઘોડેસ્વારો દૂરથી આવતા તેમના જોવામાં આવ્યા. તેમનાં ભાલાંનાં પાનાં સૂર્યના પ્રકાશથી ચકચકતાં હતાં. પ્રથમ તો અજયસિંહ અને તેમના સેવકો શંકાયા—તેઓ જરી અચકાયા, પરંતુ જ્યારે એ ઘોડેસ્વારો નજીક આવ્યા ત્યારે આ ત્રણે પ્રવાસીઓ તેમને પિછાની ગયા અને અકલમલ બોલ્યોઃ "આતો આપણાજ સ્વારો !"

હા, એ સુવર્ણગઢના જ સ્વારો હતા. સુવર્ણગઢના ઠાકોર ચંદ્રસિંહજી પોતાના ઘોડેસ્વારોને લઇને ઉજ્જયની તરફ આવતા હતા. તેમની હકીકત જણાવતાં પહેલાં ઉજ્જયનીમાં અજયસિંહ વગેરેના પ્રયાણ પશ્ચાત્ શો શો પ્રકાર બન્યો હતો તે વાચકોને પ્રથમ જણાવવાની અમારી ઈચ્છા છે. અમને લાગે છે કે વાચકો પણ તે જાણવાને ઉત્કંઠિત હશે જ.

## પ્રકરણ ૯ મું.

### પહેરેગીર.

અજયસિંહ અને લક્ષ્મીદેવીને વિદાય કર્યાં બાદ સુમતી બળભદ્રદાસ શેઠના મકાનમાં પાછી ફરી અને તેમની દિકરીને મળીને બોલી: "બાઇસાહેબ! હું જેમની સાથે તથા જેમની ઓળખાણને લીધે આપને ત્યાં આવી હતી તે તો વિદાય થયાં; એટલે હવે મારે પણ આ મકાન છોડીને કોઈ બીજે સ્થળે જઇને રહેવું જોઇએ."

બળભદ્રદાસની દિકરીએ કહ્યું: "તમારે શા માટે જવું જોઇએ?" આ બે–ત્રણ દિવસમાં તમારા સ્વભાવનો પરિચય મને થયો છે. વળી લક્ષ્મીબાને તમે મોટા ધૈર્યપૂર્વક એક ભારે સંકટમાંથી મુક્ત કર્યાં. એ જાણીને પણ તમારા માટે સ્વાભાવિક રીતેજ મારા હૃદયમાં સ્નેહબુદ્ધિ પ્રકટી છે. તમે લક્ષ્મીબાનાં મૈત્રિણી છો. તો પછી મારે તમારો લક્ષ્મીબાના જેટલોજ આદરસત્કાર કરવો જોઇએ. માટે જેટલા દિવસ તમારે આ ગામમાં રહેવું હોય તેટલા દિવસ આ મકાનમાં જ રહો. તમે અહીં હશો તો મને પણ આનંદ આવશે અને મારા પિતાશ્રીના સ્વર્ગવાસથી સંતપ્ત થયેલું મારૂં મન કાંઈક શાંત રહેશે."

"મારે પણ આ ગામમાં કેટલુંક કામ હોવાથી અહીં રહેવાની જરૂર તો છે જ. વળી તમારો મારા પ્રત્યેનો સદ્ભાવ અને પ્રેમ જોઇને હું પણ બીજે ક્યાંય જવા કરતાં અહીં રહેવાનું જ વિશેષ યોગ્ય ધારૂં છું." એટલું કહ્યા પછી સુમતીએ અહીં તહીંની બીજી પ્રાસ્તાવિક વાતો કરીને બળભદ્રદાસની દિકરીને ગારગાર કરી

નાખી. વાતમાં વાત લાવીને તેણે બળભદ્રદાસના મકાનની પ્રશંસા કરવા માંડી. તે બોલી: "ખરેખર આપનું આ મકાન ભવ્ય અને વિશાળ છે. વળી અંદર દરેક જાતની સોઇ કરવામાં આવી છે. મેં ઘણાં ઘણાં મકાનો જોયાં, પરંતુ આવુ ભવ્ય અને પુરાતની મકાન મારા જોવામાં ક્યાંય પણ આવ્યું નથી."

"તારૂં કહેવું ખરૂં છે બાઈ! આ મકાન આજથી પાંચશો વર્ષ પર અમારા વડવાઓએ ખરીદ્યું હતું." બળભદ્રદાસની દિકરી બોલી: "આ મકાનના સંબંધમાં એમ કહેવાય છે કે તે મહારાજા વીર વિક્રમાદિત્યના સમયમાં તેમના એક અમાત્યે પોતાને માટે બંધાવેલું હતું. તેમાં પાછળથી જરૂરી સુધારો વધારો કરાવવો પડયો છે ખરો, પરંતુ એમ કરવામાં તેની પ્રાચીનતાનો નાશ થવા દીધો નથી."

"મહારાજા વિક્રમાદિત્યના અમાત્યનું મકાન હોય એમાં પછી શી ખામી હોય?" સુમતી મકાનની વિશેષ પ્રશંસા કરવા લાગી. આ પ્રશંસા કરવામાં તેનો બળભદ્રદાસની દિકરીને માત્ર ખુશ રાખવાનો જ હેતુ નહોતો પરંતુ એક બીજો પણ ઉદ્દેશ હતો. તે એ મકાનના ખૂણેખૂણા અને ખંડેખંડમાં ફરીને તેની તપાસ કરવા માગતી હતી. એ તપાસ કરવાનું તેને શું કારણ હશે અને આ શ્યામરંગી સ્રી કોણ હશે એ વિચાર સ્વાભાવિક રીતેજ વાચકોને ઉપજશે. તેનું સ્પષ્ટિકરણ આ કથાનક પોતાની મેળે જ કરનાર હોવાથી પ્રસંગ આવે ત્યાં સુધી થોભવાને અમે વાચકોને વિનતિ કરીશું.

સુમતીને તેના પ્રયત્નમાં સફળતા મળી—તેની ઇચ્છા ફળી. બળભદ્રદાસની દિકરી બોલી: "સુમતી બ્હેન! તમને આ મકાન જોઇને એટલો બધો આનંદ થયો છે તો તમે જો ઇચ્છા હોય તો

આખા મકાનમાં ફરીને તેનો દરેક ખંડ, તેમાંનું કોતરકામ, તેની બાંધણી વગેરે જૂઓ. હું નોકરોને કહી રાખીશ કે તેઓ તમને એમ કરતાં જરી પણ અટકાવશે નહિ. મારા પિતાના ખાનગી ખંડમાં જવાની કે બીજા કોઇ પણ ખંડમાં પ્રવેશવાની મારા તરફથી તમને રજા છે. એમ જ સમજો કે આ મકાન તમારૂં પોતાનું જ છે અને આપણે સગી બ્હેનો જ છીએ!"

"અહા! આપનો કેટલો મોટો ઉપકાર! ધન્ય છે બાઇ! તમારા જેવી સરલ હૃદયની અને નિખાલસ સ્વભાવવાળી તો એક રાધાબાઇ અને બીજાં લક્ષ્મીબા સિવાય મેં કોઇ પણ જોઈ નથી." એ પ્રમાણે આભારપ્રદર્શક શબ્દો કહ્યા પછી સુમતીએ તેજ વખતે એ મંજુરીનો ઉપભોગ કરવાની શરૂઆત કરી. સંધ્યાકાળ સુધી તેણે એક ખંડમાંથી બીજા ખંડમાં, એક દિવાનખાનામાંથી બીજા દિવાનખાનામાં ફર્યા કીધું. તેમાંની પ્રત્યેક વસ્તુને તે લક્ષપૂર્વક જોતી હતી. દરેકે દરેક ખૂણાની તે બારિકાઇથી તપાસ લેતી હતી. તેની પોતાની પાસે કુંચીઓનો ઝુડો હતો. તે ઝુડામાંથી કુંચીઓ લાગુ કરીને પેટી હાટીઆં વગેરેને ખોલી તેમાં પણ તે તપાસ કરતી હતી. આ મકાનનું નિરિક્ષણ કરવા કરતાં તેણે આ મકાનની ઝડતી લીધી એમ કહીએ તો તે વધારે યોગ્ય ગણાશે. જેમ કોઇ ખોવાયલી વસ્તુના સંબંધમાં એક મનુષ્ય દરેકે દરેક જગ્યાની બારિક તપાસ લઇને પોતાની ખાત્રી કરી લે છે તેવો પ્રકાર તેણે ચલાવ્યો હતો જે જે જગ્યા સાથે બળભદ્રદાસ શેઠનો સિધો સંબંધ હતો તે તે જગ્યાની તો તેણે વધારે બારિકાઇથી ઝડતી લીધી! તે એટલે સુધી કે બળભદ્રદાસની ગાદી નીચે ભંડારીયું છે કે કેમ એ પણ તેણે તપાસી જોયું. ભિંતમાં જો કોઇ સ્થળે તડ જેવું લાગે

તો ત્યાં એકાદું ગુપ્ત હાટીયું હશે એવી શંકા લાવીને તે શંકાનું નિરસન કરવાને તે પૂરતો પ્રયત્ન કરતી. જમીન પર બિછાવેલી શેત્રંજી ઉંચકીને નીચે ભોંયરૂં છે કે કેમ તે પણ જોતી.

રાત્રીભોજન પછી સર્વ મનુષ્યો નિદ્રાવશ બન્યાં. તે પછી પણ હાથમાં દીવો લઇને બળભદ્રદાસના ખંડમાં જઇને તે ખંડમાંનો દરેકે દરેક પદાર્થ બારિકાઇથી તેણે તપાસી જોયો. પોતાની પાસેની કુંચીઓની સહાયતાથી તે ખંડમાંની દરેક પેટી, દરેક કબાટ, દરેક હાટીઉં ખોલીને તેની અંદરની તમામ ચીજો તેણે ઉથલાવી જોઇ. આ તપાસ દરમિયાન અનેક વસ્તુઓએ તેના મનને આકર્ષિત કરી લીધું હતું ખરૂં, પરંતુ તેણે તે વસ્તુઓમાંની કોઇ પણ ચીજને હાથ લગાડયો નહોતો. મૂલ્યવાન અલંકારો, કીમતી રત્નો, સુવર્ણમુદ્રા, વગેરે કીમતી પદાર્થોની આ ખંડમાં વિપુલતા હતી. પણ આ સાધારણ સ્થિતિની દેખાતી સ્વામરંગી સ્ત્રીએ તેમાંનું એક પણ રત્ન કે એક પણ સુવર્ણમુદ્રા લેવાની ઇચ્છા કરી નહિ. ત્યારે તે એવી કઇ મહત્ત્વની તપાસ કરતી હશે વારૂ ?

બીજે દિવસે સ્હવારે ભોજન વગેરે આરોગ્યા બાદ થોડીક વિશ્રાન્તિ લીધા પછી સુમતી પોતાના ખંડમાંથી નિકળી નીચે આવીને બાગમાં ફરવાના ઇરાદાથી એ તરફ ગઈ. તે બાગમાં દાખલ થઇ કે બળભદ્રદાસની દિકરી કોઈ સાથે વાત કરતી હોય એવો અવાજ તેના કાન પર આવ્યો. તેણે આગળ વધીને જોયું તો બળભદ્રદાસની દિકરી ત્યાં પત્થરની બાંધેલી પાટ ઉપર બેઠી હતી. તે જેની સાથે વાત કરતી હતી તે માણુસ સામે ઊભો હતો. તે રંગે કાળે અને ચ્હેરા મ્હોંઢાપરથી સાધારણ સ્થિતિના માણુસ જેવો લાગતો હતો. તે ઉમરમાં જુવાન અને ઉંચાઇમાં કાંઇક વધારે દેખાતો હતો. તેણે

પહેરેલાં કપડાં પરથી તે કોઈ આરબ જાતિનો મુસલમાન હોવો જોઇએ એવું અનુમાન થઇ શકતું હતું.

સુમતી તેમની નજીક ગઈ. એ બન્નેની દ્રષ્ટિ તેની તરફ પડી. એ વખતે બળભદ્રદાસની દીકરીના મુખમાંથી નીચેના શબ્દો નિકળ્યાઃ "મેં તારી તમામ હકીકત સાંભળી. આજ સ્હાંજ સુધીમાં હું વિચાર કરી જોઇશ. તું સ્હાંજે પાછો મારી પાસે આવજે, એટલે હું તને છેવટનો જવાબ આપીશ."

એ સાંભળીને પેલો આરબ નીચો વળી બળભદ્રદાસની દિકરીને નમન કરીને મુખ્ય દરવાજા તરફ જવાના રસ્તે ગયો.

"કોઇ નવો માણસ નોકરી સારૂ આવ્યો લાગે છે?" સુમતીએ પૂછ્યું.

"હા," બળભદ્રદાસની દીકરી બોલીઃ "હવે આ મકાનના માલિકો મારા ભાઇઓ છે. તેમનો એવો વિચાર છે કે જેમ આ મકાનના આગલા દરવાજાપર પહેરેગીર રહે છે, તેમ એક પહેરેગીરને આ બાગમાંની પાછલી બારી ઉપર પણ રાખવો. કેમકે બાગમાં થઇને પણ મકાનમાં દાખલ થઇ શકાય તેમ હોવાથી જેવી રીતે કોઈ બદમાશો આવીને લક્ષ્મીબાને ઉપાડી ગયા હતા, તેવી જ રીતે કોઇ ચોર કયે વખતે તે બારીવાટે થઇને કે બાગની દિવાલ કૂદાવીને અંદર દાખલ થઇ મકાનમાં નહિ પેસે તેની ખાત્રી શી? એથી જો એક પહેરેગીર આ બાજુએ બાગમાં પહેરો ભરતો હોય તો આ તરફથી પણ કોઈ બદમાશ દાખલ થવાનો ભય રહે નહિ!"

"ખરૂં છે. એક પહેરેગીર અહીં રહે તો સારૂં તો ખરૂં." સુમતી બોલી.

" વળી મારા ભાઇઓ પરગામ ખાતે રહેતા હોવાથી આ મકાનની તમામ જવાબદારી મારે શિરે હોવાથી જલ્દી જ એક પહેરેગીર રાખી લેવાનો મારો ઇરાદો છે. નહિ તો કાંઈ બને તો મારે માથે આરોપ આવે."

" હાસ્તો, મઝીયારાનું કામ. કોઇ ભાઇને એમ પણ લાગે કે 'બીજા ભાઇ સાથે મળીને મ્હોટી બ્હેને કારસ્થાન કર્યું હશે, અને હવે ચોરી થયાનું નામ લે છે!' કેમ ખરૂં કે નહિ ?" સુમતી બોલી,

" બરોબર છે, બાઈ! જો એવો પ્રસંગ આવે તો મારે તો મરવું જ પડે. વળી અમારો માળી પણ હવે ઘરડો થયો છે. અત્યાર સુધી તો તેજ બાગની બાજુની દેખરેખ રાખતો હતો, પણ ગમે તેમ તોએ તે વૃદ્ધ! રાત્રે પહેરો ભરતાં ઝોકાં પણ ખાય. કદાચ રાત્રીભર ઉજાગરો કરે તો બીજે દિવસે બાગનું કામ કરી શકે નહિ. તેનું બાગ તરફ દુર્લક્ષ થાય તો ચાર દહાડામાં બાગનાં તમામ પુષ્પવૃક્ષો અને છોડવા સૂકાઇને ખંખ બની જાય. એ કરતાં એક ખાસ પહેરેગીર રાખ્યો હોય તો વધારે સારૂં. તેને માટે મારા ભાઇઓનો ખાસ આગ્રહ છે, એટલે તેના પગારનું ખર્ચ કરવામાં કાંઈ વાંધો નથી."

" તમે આ માણસ સાથે નક્કી કર્યું ?" સુમતીએ પુછ્યું.

" વાતચીત કરી છે. હજી નક્કી કર્યું નથી. પહેલાં એક—બે માણસો આવેલા પણ તેઓ તેમના દેખાવપરથી મને ઠીક લાગ્યા નહિ. આજે આવેલો આ આરબ તેની બોલીચાલી અને રીતભાત ઉપરથી મને સારો લાગે છે. વળી આરબની જાત એટલે તેની વફાદારી માટે તો શંકા લેવાની જ નહિ. તોપણ તેને એકદમ

હા પાડી દીધા કરતાં જરા વિચાર કરીને જવાબ આપ્યો હોય તો સારૂં."

"ખરેખર, મોટી બ્હેન! તમારા જેવી વ્યવહારકુશળતા બીજા કોઇનામાં મેં જોઇ નથી." એટલા પ્રશંસાત્મક શબ્દો સિવાય સુમતી વિશેષ કાંઈ બોલી નહિ. જો કોઇ તિક્ષ્ણ દ્રષ્ટિથી તેના ચ્હેરા સામે જૂએ તો તે અત્યારે કાંઇ પણ ઉંડા વિચારમાં પડી ગઇ છે એમ તેને લાગ્યા સિવાય રહે નહિ. તેના મનમાં શી શી કલ્પના ચાલતી હતી એ બાબત તો અત્યારે અમે પણ નક્કી કરી શકતા નથી. જે હશે તે જણાઇ આવશે.

સુમતી તથા બલભદ્રદાસની દિકરી બન્ને મકાનમાં ગયાં. સાયંકાળે સૂર્યાસ્તના સુમારે પેલો પહેરેગીર ત્યાં આવ્યો અને બળભદ્રદાસની પુત્રીને મળ્યો. તેને આવેલો જોઇને સુમતી પણ તેમની પાસે ગઇ. દરમાયો ઠર્યો અને બળભદ્રદાસની પુત્રીએ તે પહેરેગીરને તેને બજાવવાની ફરજ જણાવી. તેનું નામ પુછતાં તેણે પોતાનું નામ અબ્દુલરહિમ આપ્યું. છેવટે બળભદ્રદાસની દિકરી બોલી: "વારૂ, ત્યારે હવે તું અત્યારથી જ તારા કામ પર ચડી જા. તારે ખાસ કરીને બાગમાં પહેરો ભરવાનો છે. અમારા માળીની કોટડી પાસે એક ખાલી કોટડી છે. ત્યાં તું રહેજે. જો તારી ઈચ્છા હશે તો બે વખત જમવાનું તૈયાર મળશે; નહિતો તને સીધું આપવામાં આવશે."

"બાઈ! હું તો સીધું જ લઇશ અને મારે હાથે પકાવીશ." ભાંગી તુટી અરબી મિશ્રિત ઉર્દૂ ભાષામાં પહેરેગીરે જવાબ વાળ્યો. અત્ર યાદ રાખવું કે ગહેરેગીરની સાથે બળભદ્રદાસની દિકરી ઉર્દૂ ભાષામાંજ વાતચીત કરતી હતી.

"ભલે જેવી તારી મરજી પણ જા, આ કામ જવાબદારીનું છે; માટે બરાબર સંભાળ રાખજે, ગફલત કરીશ નહિ. રાત્રીભર સુવું નહિ. બાગમાં પહેરો ભરતાં ભરતાં મુખ્ય દરવાજાના પહેરેગીરને પણ અવારનવાર મળી આવવું. તારી પાસે એકલી તલવારજ છે. ઠીક તને એક બંધૂક પણ આપવામાં આવશે. તે બંધૂક પણ તું તારી પાસે રાખજે કે કોઈ વખતે ઉપયોગમાં આવે. તારે માટે મેં અમારા જમાદારને કહી દીધું છે માટે તેની પાસે જા અને તારા કામ ઉપર ચડી જા. તારો પગાર પણ આજથી જ ચડતો થશે."

"અચ્છા બાઇ સાહેબ!" એમ કહીને એ આરબ પહેરેગીર મુખ્ય દરવાજાપર જમાદાર બેઠો હતો તેની પાસે જવાને નિકળ્યો. સુમતીની નજર આખો વખત તેની સામે જ હતી. તે જતો હતો એ વખતે પણ સુમતી તેની પાછળ નજર નાખીને તેની ચાલ તપાસતી હોય એમ લાગતું હતું. એટલું તો ખરૂં જ કે ગમે તે કારણથી પણ સુમતીને આ નવા પહેરેગીર માટે શક પડી ગયો હતો. તેના શબ્દોના ઉચ્ચાર અને દેખાવ ઉપરથી તે મુસલમાન અને તેમાં પણ આરબ જાતિનો મુસલમાન તો હોવો જોઇયે નહિ જ, એવી સુમતીની ખાત્રી થઇ ચૂકી હોય એમ તેના ચ્હેરાપરથી જણાઇ આવતું હતું. તેને એથી પણ વધારે શંકા પડી હોય એમ લાગતું હતું. પરંતુ પોતાની એ શંકા પ્રદર્શિત કરવાનું એ વખતે તેણે યોગ્ય ધાર્યું નહિ. તે મૌન જ રહી. માત્ર તેણે એટલો નિશ્ચય કર્યો કે આખો વખત આ પહેરેગીર ઉપર નજર રાખ્યા કરવી. એ રાત્રીએ તે સૂતી નહિ. તે મેડી ઉપર જે ખંડમાં સૂતી હતી તેની બારી બાગમાં પડતી હતી. ચાંદની રાત હોવાથી બાગમાં પ્રકાશ પણ પડતો હતો. પોતાના ખંડનો દીવો ઓલવી નાખીને તે બારી પાસે

જઇને બેઠી બેઠી આરબ પહેરેગીરની હીલચાલ ઉપર નજર રાખવા લાગી. આખી રાત્રી તે એમને એમ બેસી રહી, પરંતુ કાંઇ જાણવા જોગ બનાવ બન્યા નહિ.

બીજો દિવસ પસાર થઇ ગયો. બીજી રાત્રીએ પણ એ જ પ્રમાણે ચોકસી રાખવાનો સુમતીએ ઠરાવ કર્યો હતો. લગભગ મધ્યરાત્રી થઇ હશે, તે વખતે પહેરેગીર પહેરો ભરતો અટકી ગયો. જે સ્થળે બાળભદ્રદાસનું ખૂન થયું હતું તે ઠેકાણે તે આવ્યો હતો. એ જગ્યા જોતાં જ તે સ્થંભી ગયો. એક ગભરાયેલા મનુષ્યની પેઠે તે ચોતરફ જોવા લાગ્યો. પોતાની હીલચાલ ઉપર કોઇ ધ્યાન રાખે છે એવો તો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. થોડીક પળે તે સ્વસ્થ બન્યો. પોતાના હાથમાંની બંધૂક તેણે નીચે મૂકી દીધી. કેડેથી તલાવાર પણ છોડીને ત્યાંજ આગળ મૂકી. તે ત્યાંથી આગળ વધીને જ્યાં માળી કોદાળી, પાવડો વગેરે રાખતો હતો ત્યાં ગયો. ત્યાંથી તેણે કોદાળી ઉપાડી. આ સર્વ સુમતી જોતી હતી. તેને કોદાળી લઇને જતો જોઇને સુમતીને શંકા પડી. તે પોતાના બિછાના નીચેથી કટાર લઈ પોતાની કમરમાં છુપાવી ઝપાટાબંધ પણ અવાજ ન થાય તેવી રીતે ઓરડામાંથી બહાર નિકળી પાછલા દાદર વાટે નીચે બાગમાં ગઇ. ધીમે ધીમે લપાતી છુપાતી જ્યાં પહેરેગીર હતો ત્યાંથી થોડેક દૂર એક નિબિડ લતાકુંજમાં જઇને તે છુપાઇ રહી. પહેરેગીર તે લતાકુંજથી ફક્ત દશબાર પગલાં દૂર જેટલો આવીને ઉભો રહ્યો. એ વખતે સુમતીએ પોતાની કમરમાંથી કટાર કાઢીને હાથમાં તૈયાર રાખી. પહેરેગીર સુમતીને કિંવા તેની ચમકતી કટારને જોઇ શકતો નહોતો.

પહેરેગીરે તે જે સ્થળે ઊભો હતો ત્યાંથી ચો તરફ એકવાર

નજર નાખી કોઈ પણ મનુષ્ય તેના જોવામાં આવ્યું નહિ. સર્વત્ર સુમસુમાકાર હતું. તે નિશ્ચિંત બન્યો હોય એમ તેના દેખાવ ઉપરથી લાગતું હતું. તેણે કોદાળીથી જમીન ખોદવાનો પ્રારંભ કર્યો. કોદાળીના આઠ દશ ઘા માર્યા હશે એટલામાં પોતાના સંતાવાના સ્થળનો ત્યાગ કરીને ધીમે પગલે સુમતી તે પહેરેગીરની પીઠ પાછળ એક લીમડાના વૃક્ષ નજીક આવી તેની પાછળ સંતાઇને ઊભી રહી. કટાર તેના હાથમાં જ હતી.

પહેરેગીરને વધારે ઊંડું ખોદવાની જરૂર પડી નહિ. જે પદાર્થ માટે તે મહેનત કરતો હતો તે થોડીવારમાં જ તેની દ્રષ્ટિએ પડયો. હવે તે માટી દૂર કરવા લાગ્યો. પણ તે જ વખતે સિંહણ જેમ પોતાના શિકારપર તલપ મારે કે ઝેરી નાગણી ઉછળીને ડંખ મારે તેવી રીતે એકદમ વૃક્ષની પાછળથી જરા આગળ આવી, બરોબર પહેરેગીરની પાછળ જઇને ડાબા હાથમાંની કટાર ઉગામીને તે ધીમે અવાજે બોલી: "ખબરદાર! સંગ્રામસિંહ! બૂમ પાડી છે તો જાનથી જઇશ!"

આ શબ્દ તેણે બહુ જ ધીમા અવાજે માત્ર સંગ્રામસિંહ જ તે સાંભળી શકે એવી રીતે ઉચ્ચારેલા હતા, તદપિ તે એટલા તો ભેદક અને જોરદાર હતા કે તે શબ્દ સાંભળતાં જ આપણો નવીન આરબ પહેરેગીર અબ્દુલરહિમ ઉર્ફે પોતાના શેઠનું ખૂન કરાવનાર વિશ્વાસઘાતી સંગ્રામસિંહ ચમકી ગયો! તે કાંઇક બોલવા જતો હતો પરંતુ બોલી શક્યો નહિ. તેણે એક વખત સુમતી સામે નજર કરી. બીજી જ પળે તેની નજર કોદાળી સામે ગઈ. પરંતુ સ્તબ્ધ!

તે કાંઇક બોલવા ધારે છે એમ લાગતાં સુમતી બોલી: "ચૂપ રહે! હું તને સારી રીતે ઓળખું છું. તું અબ્દુલરહિમ નહિ પણ તારા શેઠને બેવફા નિવડનાર બાયલો, હિચકારો સંગ્રામસિંહ જ છે!"



## પ્રકરણ ૧૦ મું.

### ગુપ્ત પત્રો.

સંગ્રામસિંહ તો આ વખતે ભયથી બિલકુલ ડઘાઈ જ ગયો હતો. વાચકોને માહિત છે કે બ્હિકણપણું તો તેના સ્વભાવનું મુખ્ય લક્ષણ હતું. તે ચમકીને માત્ર સુમતી તરફ જોઈ જ રહ્યો. જ્યારે એકાદી અબળા ગણાતી સ્ત્રી આવી રીતે એક પુરુષ પર ક્રૂરપણે હુમલો કરે, તે વખતે એ પુરુષને મોટો ચમત્કાર લાગે અને તેનું ધૈર્ય નાશ પામી ગયા સિવાય રહે જ નહિ. જો કદાચ આ સમયે સુમતીની જગ્યાએ કોઈ પુરુષ હોત તો અગાઉ તુરંગમાંથી ન્હાસતી વખતે છત્ર ઉપર આવીને જેમ તેના અધિકારીનો પત્થર વડે જાન લેવાની સંગ્રામસિંહે કોશિસ કરી હતી, તે જ મુજબ અત્યારે પણ કદાચ તેણે નજીક પડેલી કોદાળીનો પ્રયોગ પોતાના પર હુમલો કરનાર પર કર્યો હોત. પરંતુ અત્યારે તો તે તદ્દન ડઘાઈ જ ગયો હતો. સુમતીના શબ્દોપરથી તુરંગમાં જે સ્ત્રી પોતાને મળવા આવી હતી તે જ આ સ્ત્રી છે એમ તે જાણી ગયા સિવાય રહ્યો નહોતો. તુરંગમાંથી નિકળ્યા બાદ અત્યાર સુધીમાં ત્રણ–ચાર વાર સુમતી તેના જોવામાં આવી હતી; પરંતુ એક પણ વખત તેના મુખમાંથી નિકળેલો શબ્દોચ્ચાર તેણે શ્રવણ કર્યો નહોતો. તુરંગમાં જતી વખતે સુમતીએ પોતાનું સર્વાંગ બુરખા વડે ઢાંકેલું હોવાથી સંગ્રામસિંહ તેને માત્ર તેના અવાજ સિવાય બીજી રીતે ઓળખી શકે તેમ નહોતું. જે કોઇના પણ જાણવામાં ન આવી શકે એવી કેટલીક ગુપ્ત વાતો આ સ્ત્રી જાણે છે એ વાત ધ્યાનમાં આવતાં, આ સ્ત્રીમાં કાંઇક અલૌકિક શક્તિ છે એમ સંગ્રામસિંહને લાગ્યું. જે સ્ત્રી પોતાને તુરંગમાં મળેલી

તે અત્યારે બળભદ્રદાસના મકાનમાં હશે એવો તો સંગ્રામસિંહને ખ્યાલ પણ નહોતો. વળી પોતે એટલી કુશળતાપૂર્વક વેશાંતર કર્યો હતો કે જેના આશ્રયમાં તે ન્હાનપણથી અત્યારસુધી રહ્યો હતો તે બળભદ્રદાસ શેઠની પુત્રી પણ તેને ઓળખી શકી નહોતી. તે ત્યાં જૂના માણસોને પણ મળ્યો હતો પરંતુ તેમાંનું કોઈ પણ તેને ઓળખી શક્યું નહોતું. એથી તે તદ્દન બેફિકર હતો અને પોતાની ધારણા સહેલાઇથી બર આવશે એમ તેને લાગ્યું હતું. પરંતુ આવો વેશાંતર કરવા છતાંયે આ સ્ત્રીએ જ્યારે પોતાને પિછાની લીધો ત્યારે તેનામાં મનુષ્યશક્તિ કરતાં વિશિષ્ટ પ્રકારની દૈવી કિંવા પૈશાચિક શક્તિ હોવી જોઇએ એમ તેને લાગ્યા સિવાય રહ્યું નહિ. એથી આ કોઇ ભૂત કે પિશાચ તો નહિ હોય એવી કલ્પના પણ તેને ઉદ્‌ભવી! મધ્યરાત્રીએ ભૂતપ્રેતની કલ્પના સંગ્રામસિંહ જેવા બિહકણ મનુષ્યને ભયગ્રસ્ત બનાવી દે તેમાં નવાઈ નથી. વળી સુમતીનું અપ્રતિમ ધૈર્ય, તેની ક્રૂર મુદ્રા, તેણે અચાનક કરેલો હુમલો અને તેણે બતાવેલા ભયથી પણ સંગ્રામસિંહની એવી સ્થિતિ થાય તેમાં આશ્ચર્ય શું?

"હા, તું સંગ્રામસિંહજ છે!" તેની છાતી સામે પોતાની કટાર ધરીને આવેશપૂર્વક સુમતી બોલી.

આ વખતે સંગ્રામસિંહના અન્ય અંગોની માફક તેની ખોપડી પણ બંધ થઇ ગઇ હતી. તેના મુખમાંથી એક પણ શબ્દ નિકળી શક્યો નહિ. તેને ગળામાંથી છૂટો કરીને કૃત્રિમ દાઢી ખેંચતાં સુમતી બોલીઃ "ખબરદાર જો હાલ્યો તો! મારી આ કટારની ધારને તીવ્ર વિષ લગાવેલું છે. જો એ કટારથી એક નાનો છરકો પણ તારા શરીર પર થયો તો એમ જ સમજજે કે તારાં સોયે વર્ષ પૂરાં થયાં છે!"

સંગ્રામસિંહ ભયથી થરથર કમ્પવા લાગ્યો અને તેના મનમાં જે

પિશાચની ભીતિ ઉત્પન્ન થઈ હતી તે અત્યારે દ્વિગુણિત બની.

પછી જે ખાડો સંગ્રામસિંહે ખોદ્યો હતો એ તરફ સુમતીએ નજર કરી. તે ખાડામાં દોરીથી બાંધેલું કાગળોનું એક નાનું પોટકું જોવામાં આવ્યું. એ દ્રષ્ટિએ પડતાં જ તેને આખા જન્મારામાં ન ઉપજ્યો હોય તેટલો આનંદ થયો. તેણે સંગ્રામસિંહને થરથરાવતા અવાજે કહ્યું: “ લાવ, એ કાગળોનું પોટકું આપ મને. ”

એક ક્ષણભર તો સંગ્રામસિંહે આનાકાની કરી. પરંતુ પેલી કટાર પોતાની છાતીની નજીક આવે છે એવો એને ભાસ થયો. તે તે સાથે જ તેણે ખાડામાં હાથ નાખ્યો અને કાગળોનું પોટકું કાઢ્યું. એ પોટકું સુમતીના હાથમાં આપતાં જાણે પોતાના સર્વસ્વનો નાશ થતો હોયની તેટલું તેને દુઃખ થયું, જ્યારે કોઈ મહારાજ્યની સત્તા પોતાને પ્રાપ્ત થઇ હોય એટલા આનંદથી સુમતીનાં નેત્રો અંધારામાં પણ ચમકવા લાગ્યાં !

સુમતી એ પોટકું બગલમાં મારીને સંગ્રામસિંહની સામે જોઇને બોલી: “ ઠીક ઊભો થા, અને હું જે કહું તે પ્રમાણે કર ! ”

તેની આજ્ઞા પ્રમાણે સંગ્રામસિંહ ઊભો થયો અને તે આગળ શું કહે છે એ જાણવાને એની સામે જોઇ રહ્યો. તે બોલી: “ આ ખાડો પાછો પૂરી દે ! ”

એક આજ્ઞાધારક સેવક પ્રમાણે સંગ્રામસિંહે તે ખાડામાં પાછી બહાર પડેલી માટી નાખીને આગળ જેવી સરખી જમીન કરી દીધી. હવે આ સ્ત્રી શું કહે છે એ જાણવાને તે ઉત્સુક બન્યો. ‘ હું આ રાક્ષસીના હાથમાંથી ક્યારે છૂટું ! એમ જ તેને થયું હતું. ’

“ સંગ્રામસિંહ ! ” આસપાસ જોયા બાદ સુમતી આસ્તેથી

પણ દૃઢતાપૂર્વક બોલી: " તું મૂર્ખાઓનો શિરોમણી છે. એક વેળા પ્રાપ્ત થયેલા અનુભવનો ભવિષ્યમાં ઉપયોગ કરવાનું ડહાપણ તારામાં નથી. દેહાન્તદંડથી મુક્ત થયાને હજી તને બે-ત્રણ દિવસ ભાગ્યેજ થયા હશે. તારાં નીચ કર્મોનું લોકોને હજી વિસ્મરણ પણ થયું નથી. એટલામાં તો તું આ નવીન ઘોર કર્મ કરવાને પ્રવૃત્ત થયો છે! ખરેખર તું એક ભયંકર—નીચ મનુષ્ય છે! ફક્ત મારા મુખમાંથી એક શબ્દ નિકળવાનીજ વાર છે. જો એક અવાજ હું કરૂં તો તને પકડવામાં આવે, તુરંગમાં નાખવામાં આવે અને તારે ભયંકર સજા ભોગવવી પડે. પોતાના માલિકના ગુપ્ત કાગળપત્રો ચોરવાના અને છદ્મવેષ ધારણ કરીને પોતાના શેઠની દીકરીને ફસાવવાના આરોપો માટે તો તને સજા થાયજ, પરંતુ આ અગત્યના કીમતી કાગળો ચોરવાને માટે તેંજ તારા શેઠનું ખૂન કરેલું હોવું જોઇએ એમ પણ સિદ્ધ થતાં વાર લાગે તેમ નથી. તેનું પરિણામ શું આવે? તારે ગળે ફાંસીની દોરી જ; બીજું શું?"

"બાઇસાહેબ! તમે કોણ છો તે હું જાણતો નથી. તમે ગમે તે હો, પરંતુ મારી તમને વિનતિ છે કે મારો પ્રાણ બચાવો!" સુમતીના પગમાં પડતો સંગ્રામસિંહ બોલ્યો: "મને જીવિતદાન આપો! જો એક વખત હું અહીંથી છૂટો થઇશ તો મારૂં કાળું મુખ લઇને ઉજ્જયનીમાં કદી પણ પાછો નહિ આવું."

"આથી વધારે કાળું મુખ કરવાનું બાકી શું રહ્યું છે? તું કાળના ફાંસામાં તો આવી પડ્યો જ છે, મને તારા ઘોર અપરાધથી તે કાળું શાહી જેવું તો બની ગયું છે! પણ કહે, આ કાગળો તેં ક્યારે ચોર્યા હતા? ખરૂં કહેજે. તારા દરેક દરેક દુષ્ટ કાર્યની મને બરોબર માહિતી છે. પરંતુ હજી પણ તું ખરૂં બોલે છે કે નહિ તે

જાણુવાને માટે જ આ પ્રશ્ન મેં તને કર્યો છે. મારામાં કેટલું સામર્થ્ય છે એનો ખ્યાલ તો તને હશેજ ?"

"ખ્યાલ છે–પૂરેપૂરો છે. હું તમારી પાસે સત્ય જ કહીશ. હું જે કહીશ તે સત્ય જ છે કે નહિ તેનો તમે વિચાર કરી લેજો." સંગ્રામસિંહ બોલ્યોઃ "જે રાત્રીએ બળભદ્રદાસ શેઠનું ખૂન થયું હતું, તે રાત્રીએ હું તેમના શબ પાસે ગયો ત્યારે તેમના ખીસામાંથી મેં કુંચીઓ કાઢી લીધી હતી. તેજ વખતે હું તેમના ખંડમાં ગયો. તેમની ગુપ્ત કાગળપત્રો રાખવાની પેટી મેં ખોલી. આ કાગળો કાઢયા. પુનઃ તે કુંચીઓ તેમના ખીસામાં મૂકી દીધી અને એ કાગળો અહીં સંતાડી દીધા. એ કાર્ય કરીને જ્યારે હું પાછો મકાન તરફ જતો હતો તે વખતે પકડાઇ ગયો."

એ વખતે ચંદ્રપ્રકાશ સંગ્રામસિંહના મુખ ઉપર પડતો હતો. તેના ચ્હેરા સામે વેધક દ્રષ્ટિથી જોતાં તે અસત્ય બોલતો નથી એમ સુમતીની ખાત્રી થઇ. જો તેની ખાત્રી થઇ ન હોત–સંગ્રામસિંહ અસત્ય બોલે છે–તેણે આ કાગળો વાંચેલા છે એમ તેને લાગ્યું હોત તો જરૂર સંગ્રામસિંહનું મૃત્યુ હતું !

"આટલું તો તું સત્ય બોલ્યો છે એવી મારી ખાત્રી થઇ છે." સુમતી બોલીઃ "હવે જો તારે જીવવાની ઇચ્છા હોય તો તારે મારો હુકમ અક્ષરશઃ પાળવો પડશે."

"હું પાળીશ–તમારી ગમે તેવી કડણુ આજ્ઞા હશે તો પણ તે બજાવીશ." સંગ્રામસિંહે કહ્યું.

"ત્યારે હવે તું તબેલામાંથી એક ઘોડો લે અને અત્યારે ને અત્યારે જ ઉજ્જયની છોડીને ચાલતી પકડ." સુમતીએ ફરમાવ્યું.

"પણ એમ કરવાથી મેં ઘોડાની ચોરી કરેલી નહિ ગણાય?" સંગ્રામસિંહ બોલ્યો.

સંગ્રામસિંહના એ શબ્દો સાંભળી સુમતીને કાંઈક હસવું આવ્યું, પરંતુ તે મનમાં ને મનમાં દબાવીને તે બોલીઃ "ચોરી! એ તો તારો ધંધો જ છે! આ કાગળો તેં ચોર્યા નહોતા? હા; હું તને ફરમાવું છું કે તું ચોરી જ કર. એટલે કાલે સહવારે એમ કહેવાશે કે નવો પહેરેગીર આવ્યો હતો તે ઘોડો ચોરીને ન્હાસી ગયો. એ આરોપ તારા ઉપર આવશે એટલે હવે તું આવા વેશથી ઉજ્જયનીમાં આવવાનું સાહસ કરી શકીશ નહિ વારૂ. તું તારા મૂળ સ્વરૂપમાં તો આ ગામમાં તારૂં મ્હોં બતાવી શકે તેમ નથી જ. વળી હું અહીં કાલે બધાને જણાવી દઇશ કે જે નવો પહેરેગીર હતો તે સંગ્રામસિંહ જ હતો! એટલે કદાચ તું તારા ખરા સ્વરૂપમાં અહીં આવીશ તો પણ તને પકડ્યા સિવાય રહેશે નહિ. મારી એવી ઇચ્છા છે કે પુનઃ તું આ શહેરમાં પગ મૂકે નહિ. જો તને હજી પણ આબરૂની દરકાર હોય તો તારૂં બદનામ થએલું સ્વરૂપ તું આ ગામના લોકોની સમક્ષ રજુ કરીશ નહિ અને લોકોની હાંસીને પાત્ર થઇશ નહિ!"

"બાઇસાહેબ! હું આપની આજ્ઞા પ્રમાણે જ વર્ત્તીશ." સંગ્રામસિંહ અતિ નમ્રતાપૂર્વક બોલ્યો. સુમતીનો સ્વર, તેની દ્રષ્ટિ, તેની ઢબ એ સર્વમાં સંપૂર્ણ દ્રઢતા સમાયેલી હતી અને તેની સંગ્રામસિંહના મન ઉપર એટલી તો અસર થઈ હતી કે એ વખતે સુમતી જે કાંઇ કહે તે સંગ્રામસિંહ કરે તેમ હતું.

હવે તેને કાંઈક શાંતિ વળી. એક મોટા ભયમાંથી પોતે બચ્યો હોય તેમ તેને લાગ્યું. તેના પગ તબેલા તરફ વળ્યા. તબેલાનાં દ્વાર

ઉઘાડ્યાં. તબેલામાં પાંચ–છ ઘોડા હતા. તેમાંથી એક ઘરડો ઘોડો જોઈને તેની સામે આંગળી કરીને સુમતી બોલી: "છોડ આ ઘોડો!"

"આ ઘોડો તો ખાસ શેઠની સ્વારીનો હતો." સંગ્રામસિંહ બોલ્યો: "તે ચૌદ વર્ષથી આજ ઘોડા ઉપર બેસતા હતા. તે ઘરડો થયો છે. એના કરતાં બીજા ઘોડામાંથી એક જૂવાન અને મજબુત ઘોડો મને લેવા દ્યો તો સારૂં, કે જેથી પ્રવાસમાં મુશ્કેલી નડે નહિ."

"એમ નહિ." સુમતીએ કહ્યું: "હું કહું છું તે જ ઘોડો તું લે. એ ઘરડો થયો છે માટે તેની કીમત પણ વધારે નહિ, એટલે એ જ ઘોડો તું લે. આ તું ચોરી કરે છે, અને તેમાં મારી તને સહાય છે એ આપણે બન્નેએ ભૂલવું જોઇતું નથી. આ ઘોડાના માલિકને મારા કાર્યથી વિશેષ નુકસાન થવા ન પામે એવી મારી ઇચ્છા છે. માટે તું આ ઘરડો ઓછી કીમતનો ઘોડો જ લે."

હવે વિશેષ દલીલ નહિ કરતાં સંગ્રામસિંહે એ જ ઘોડો છોડ્યો. તે તેને બ્હાર લાવ્યો અને તેનાપર બોગીર ચડાવવા માંડ્યું. ઘોડો સ્વારી માટે તૈયાર થતાં સુમતી બોલી: "બાગ તરફના જે થોડાક ભાગમાં ફરસબંધી કરેલી છે તેના પર ઘાસ પાથર એટલે તે પરથી ચાલતાં ઘોડાના ડાબલાનો અવાજ ન થાય. નહિ તો કદાચ એ અવાજથી લોકો સાવધ થશે."

આ વ્યવસ્થા તે કરતો હતો તે વખતે પણ સંગ્રામસિંહપર ઉગામેલી કટાર પોતાના હાથમાં રાખીને જ સુમતી તેની સાથે સાથે ફરતી હતી. એથી જો કદાચ સંગ્રામસિંહે ન્હાસી જવાનો વિચાર કર્યો હોત તો પણ તે બર આવે તેમ નહોતો. તેણે ફરસબંધી પર ઘાસ પાથર્યું અને પછી તે ઘોડા ઉપર બેઠો. એ બાજુએ થઇને

બન્ને ભાગના પાછલા દરવાજા તરફ આવ્યા. સુમતીએ સંગ્રામસિંહ પાસેથી કુંચી લેઇને દરવાજો ખોલ્યો અને સંગ્રામસિંહ તેમાંથી બહાર પડયો. સુમતીએ દરવાજો બંધ કરી તાળું વાસ્યું એ રીતે અત્યારે તો આ શ્યામરંગી સ્ત્રીના હાથમાંથી સંગ્રામસિંહ છૂટયો. માત્ર તેના મનમાં એક વિચાર થયા કરતો હતો કે 'આ સ્ત્રી તે કોણ હશે અને મારી ગુપ્ત વાતોની માહિતી તેને કેવી રીતે મળી હશે ?'

જતાં જતાં છેવટે નીચેના શબ્દો સુમતીએ તેને કહ્યા હતા:— "સંગ્રામસિંહ! તારા અનેક ઘોર અપરાધો છતાં અત્યારસુધી તો મેં તારો જાન બચાવ્યો છે. પરંતુ ભવિષ્યમાં જો કદી પણ તું આવા પ્રકારના અપરાધમાં સપડાયો તો યાદ રાખજે કે પછી મને તારી લેશ પણ દયા આવશે નહિ સૂર્યોદય પહેલાં જ આ શહેર છોડીને તું ચાલતો થા. તારી પાસે પૈસા પૂરતા છે. અજયસિંહે તને પુષ્કળ દ્રવ્ય આપ્યું હતું એ મને માલૂમ છે. માટે જા, તું કોઇ દૂર દેશમાં જઇને ત્યાં ઇમાનદારીથી ચાલ. તારૂં કલ્યાણ થાઓ, જેવાં સંકટો તારાપર આવ્યાં છે તેવાં ભવિષ્યમાં ન આવો અને તારાં હાથે નવો ગુન્હો ન થાઓ!"

સંગ્રામસિંહ બહાર નિકળ્યું બાદ તેના ઘોડાના ડાબલાનો અવાજ સાંભળાતો બંધ થયો એટલે સુમતીએ પાછું દરવાજાનું તાળું ખોલી નાખ્યું, તાળું અને કુંચી એક તરફ ફેંકી દીધાં, સાંકળ પણ ઉઘાડી નાખી અને એ પ્રમાણે દરવાજાને અર્ધખોલો રાખીને તે પાછલા જીનાપર થઇને પોતાના ખંડમાં ચાલી ગઇ. આખી રાત્રી તેને નિદ્રા આવી નહિ. પાછલો દરવાજો અર્ધખોલો હતો. તેમાંથી કોઇ આવે નહિ તે માટે તે બારીએ બેઠી બેઠી ચોકી કરવા લાગી.



## પ્રકરણ ૧૧ મું.

### ચમત્કારિક ગુફાનો ભેદ.

પરોઢ થયું એટલે બાગમાં રહેતો વૃદ્ધ માળી રોજના નિયમ પ્રમાણે ઉઠીને પોતાની કોટડીમાંથી બહાર આવ્યો. તેને બહાર આવેલો જોઇને હવે ચોકી કરવાની જરૂર નથી એમ સુમતીને લાગવાથી તેણે હળવેથી બારીનાં બારણાં બંધ કર્યાં. હવે તેણે નિદ્રા લેવાનો વિચાર કર્યો. પરંતુ ઉંઘ કયાં હતી? આજે તેના આનંદનો પાર નહોતો. તે જે વસ્તુની શોધ કરતી હતી તે વસ્તુ તેને પ્રાપ્ત થઇ હતી. બળભદ્રદાસ શેઠે ગુફા સંબંધી જે હકીકત લખી રાખી હતી તે વાંચવાની તેને ઉત્કટ ઇચ્છા થઇ હતી; પછી ઉંઘની કે આરામની દરકાર તે શાની કરે? તેણે દીવો કર્યો અને કાગળોના પોટકાની દોરી છોડી. આ કાગળોમાં બે લેખ હતા એ તો વાચકોને માહિત હશે જ. એક લેખમાં અજયસિંહ સંબંધી અને બીજા લેખમાં ચમત્કારિક ગુફાને લગતી વિસ્તીર્ણ હકીકત લખી હતી.

સુમતીએ અજયસિંહવાળો લેખ વાંચવાની દરકાર કરી નહિ. નંદનવનની ગુફાના વર્ણનનો લેખ તેણે લીધો. તે લેખનાં કુલ્લે આઠ પાનાં હતાં. તે ખીચોખીચ લખાણથી ભરેલાં હતાં. તેમાં નંદનવનની ગુફા તરફ જવાના માર્ગનું વિસ્તારપૂર્વક બારિકેબારિક વર્ણન આપવામાં આવ્યું હતું. રસ્તામાં જતાં કયે સ્થળે કયું વૃક્ષ છે, કયે સ્થળે કેવો પત્થર છે, કુદરતે બનાવેલાં નિશાનો કેવી કેવી તરેહનાં છે, પ્રવાસ પૂર્ણ થયા બાદ ગુફાના મુખ પાસે ગયા પછી તેનું દ્વાર કેવી રીતે ખૂલે છે, વગેરે તમામ બાબતોનું બારિકાઇથી વર્ણન કરવામાં આવ્યું

હતું. એ વાંચવામાં સુમતી તો તલ્લીજ બની ગઇ. જાણે પોતે એકાદી કલ્પિત વાર્ત્તા વાંચતી હોય એમ તેને લાગતું હતું. તદપિ એ લેખ પર તેને પૂર્ણ વિશ્વાસ હતો અને તેમાં જણાવવામાં આવેલી હકીકતના ખરાપણા માટે તેને બિલકુલ ખાત્રી હતી.

એ લેખ વાંચીને તેને જે આનંદ ઉપજ્યો હતો તેનું વર્ણન કરવું અશક્ય છે. જ્યારે આપણી સ્થિતિમાં મોટો ફેરફાર કરનાર—આપણને ગરિબાઇમાંથી શ્રીમંતાઇના શિખરે પહોંચાડનાર બનાવ બને છે તે વખતે આપણને કેટલો આનંદ થાય છે, તેનો વિચાર કરતાં સુમતીને થએલા આનંદનો ખ્યાલ આવી શકશે. તે દૃઢ મનની અને ગંભિર સ્વભાવની હતી. તોપણ તે અત્યારે એક નાના બાળકની માફક આનંદમાં આવી ગઇ. તેનાં નેત્રોમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. કેટલોક સમય વ્યતીત થયા બાદ તેનું મન સ્વસ્થ બન્યું. ' જો મને જે આનંદ ઉપજ્યો છે તેનાપર હું કાબુ નહિ રાખું તો કદાચિત ગાંડી બની જઇશ ' એમ તેને થયું. એક અર્થાણીને પૂરતું અર્થાણુ મળવાથી તેનું મન જેવું સુપ્રસન્ન બને છે, તેવું સુમતીનું મન સુપ્રસન્ન બન્યું હતું. જાણે પોતે દેવભુવનની અધિકારીણી છે, એક પુષ્પશય્યાપર પડેલી છે, અનેક અપસરાઓ પોતાની સન્મુખ નાચગાન કરે છે, એવી ચિત્ર વિચિત્ર કલ્પનાઓ તેના મનમાં આવવા લાગી ! !

પોતાનું મન શાંત કરવાને તેને અતિ પ્રયાસ કરવો પડયો અને તેમાં કેટલોક સમય પણ ગયો. આનંદનો આવેગ શાંત થયા પછી તેણે અજયસિંહને લગતો લેખ વાંચ્યો. આ લેખની નીચે છેવટે બાળભદ્રદાસ શેઠની સહી હતી. તેને લગતી કેટલીક હકીકત તો તેણે લક્ષ્મીદેવી પાસેથી સાંભળી હતી. એટલે એમાં તેને ખાસ વિશેષતા જેવું લાગ્યું નહિ. બન્ને લેખો વંચાઇ રહ્યા બાદ તે કાગળો પાછા બંધ કરીને દોરી વડે

બાંધીને પોતાના રેશમી વાટવામાં મૂકી દીધા. દીવો ઓલવી નાખ્યો. તે બિછાનાપર જઇને પડી. ભળભાંખળું થઈ ગયું હતું. ઘરની અંદર નોકર ચાકરો ઉઠીને કામે વળગ્યાં હતાં. પરંતુ સુમતીએ તો સૂર્યોદય થયા પછી જ બહાર નિકળવાનું ધાર્યું. વળી એક—બે ઘડી આડે પડખે થવાથી સ્હેજ આરામ મળશે એમ પણ તેને લાગતું હતું. બિછાનામાં પડયાં પડયાં તેના મનમાં નિમ્નલિખિત વિચારો આવ્યાઃ—

"સર્વ હકીકત પરથી એટલું તો ચોક્કસ થાય છે કે આ હકીકત મારે એ બન્નેને જણાવવી જોઇએ. વળી આજ સુધી આ ગુફાનું રહસ્ય માત્ર ત્રણ માણસોએ જ જાણવું જોઇએ એવો વહિવટ હતો. હવે બળભદ્રદાસ શેઠ મૃત્યુ પામેલા હોવાથી ત્રીજી વ્યક્તિ તરીકે હું ગણાઇ શકું; અને અમારા ત્રણમાંથી જે કોઇનું મૃત્યુ થાય તો બાકીનાં બેએ પછી કોઇ ત્રીજા સદાચરણી અને કર્ત્તવ્યનિષ્ટ મનુષ્યને આ રહસ્ય જણાવવું જોઇએ. એમ કરવાથી અદ્યાપિ સુધીનો ક્રમ ભવિષ્યમાં પણ યથાસ્થિત રીતે ચાલુ રહેશે. આ નંદનવનની ગુફામાં સંપત્તિ પણ વિપુલ હોવાને લીધે તે ત્રણે જણાંને પૂરતી થઈ પડે તેમ છે. વળી લક્ષ્મીબાનો મારા પ્રત્યે શુદ્ધ અંતઃકરણનો સ્નેહ હોવાથી આ વાતમાં હું તમને અંતરાય રૂપ નહિ લાગતાં, ઉલટી સહાયક થઇ પડીશ. હું એકલી જ માત્ર આ રહસ્યના ભેદનો પાર પામીને ગુફામાં પ્રવેશ કરૂં તો ભાવિભયની સામે મારે થવું પડે. ત્યાં પહોંચતાં, અંદર પ્રવેશતાં અને પ્રવેસ્યા પછી બહાર નિકળતાં કયે વખતે કેવા પ્રકારનો ભય આવીને સામો ખડો થશે તે કેમ કહી શકાય ? તે કરતાં અમે ત્રણ જણાં હોઇએ તો વધારે સારૂં. માટે આ રહસ્ય એ બેને પણ જણાવવું એ તો નક્કી! વળી લક્ષ્મીબા અને અજયસિંહ જેવા ઉદાર દિલનાં અને સદાચરણી મનુષ્ય

ઇશ્વરી કૃપાને પૂર્ણપણે પાત્ર છે! અહાહા! હું ક્યારે તે ગુફામાં પ્રવેશ કરીશ અને તેમાંના પ્રફુલ્લિત ઉપવનનાં વિવિધ પ્રકારનાં પુષ્પોની સુગંધથી મારા મગજને તર બનાવીશ? જે સ્વર્ગીય સુખનો આજ સુધીમાં અનેકવાર મેં સ્વપ્નમાં ઉપભોગ કર્યો છે, તેનો પ્રત્યક્ષ અનુભવ કરવાનો સમય નજીક આવ્યો છે. હે પ્રભુ! તારી અજબ કૃતિ છે! તેં અનાયાસે જ આ રહસ્યનું મારી પાસે સ્ફોટન કર્યું છે. પરંતુ, હાય! માત્ર એક જ ખામી છે!!"

પ્રિય વાચક! જો આ શ્યામરંગી ભેદી સ્ત્રી કે જેણે પોતાનું નામ 'સુમતી' જણાવ્યું છે, તેના હૃદયનો ભેદ પામવાનો તું યત્ન કરે તો અમારી ખાત્રી છે કે તેના આ વિચારોના ગર્ભના સ્વાર્થ —કેવળ સ્વાર્થ જ ભરેલો છે એવી તારી ખાત્રી થયા સિવાય રહેશે નહિ. સદાચરણી, ઉદાર દિલના અને પરમેશ્વરનો ડર રાખનાર મનુષ્ય સિવાય અન્યને એ સુખ પ્રાપ્ત થઇ શકશે નહિ, એવું ગુફાવાળા લેખમાં લખેલું હતું. એથી સુમતીને એવો ભય પણ લાગતો હતો કે 'જો હું કેવળ સ્વાર્થપરાયણ બનીને આ લેખથી જેમને વાકેફ કરવાં જોઇએ તેમને અજ્ઞાત રાખીશ તો એ મારી સ્વાર્થવૃત્તિને લીધે કદાચિત હું પણ તેનો ભેદ પામી શકીશ નહિ!' વળી એ લેખ વાંચવાથી તે સમજી શકી હતી કે આ ગુફા સુધી પહોંચવાનો માર્ગ મોટા અરણ્યમાં થઇને પસાર થતો હતો અને તેમાં અનેક પ્રકારનાં સંકટો ડગલે ને પગલે આવે તેમ હતાં. એકાદી ઊંડી ખીણને કિનારે ચાલતાં તેમાં ગરી પડવાનો કે કોઇ જંગલી વિકરાળ પશુના પંજામાં ફસાવાનો અથવા ડુંગરામાં રહેનારા જંગલી ભિલ્લના ઝેરી શસ્ત્રના આઘાતથી પ્રાણનાશ થવાનો ભય પણ સામે હતો. તેથી પોતાની સાથે આવા અજાણ્યા માર્ગમાં કોઇ વીર પુરુષ હોય તો સારૂં

એવી તેને સ્વાભાવિક રીતે જ ઇચ્છા થાય; અને આવા સંકટમાંથી બચાવી શકે તેવો સહાસિક પુરુષ અજયસિંહ સિવાય તેને બીજો કોણ મળે તેમ હતો ?

શું આ તેનો સ્વાર્થ ન ગણાય ? આવા પ્રકારના સ્વાર્થના વિચારો જ તેના મનમાં ઘોળાયા કરતા હતા. લક્ષ્મીદેવી ઉપરનો તેનો પ્રેમ અતૂલ હતો એ વાત ખરી; અજયસિંહની ઉદારતા અને યોગ્યતા માટે પણ તેને શંકા નહોતી; પરંતુ એટલું તો ખરૂં કે અત્યારે બીજો કોઇ યોગ્ય માર્ગ ન સૂજવાથી જ તે આ ગુફાનું રહસ્ય એ બન્નેને જણાવવાને તૈયાર થઈ હતી. પોતાનું મન સ્વાર્થથી ભરેલું છે એમ તેને પોતાને પણ લાગતું હતું અને પોતાના એ સ્વાર્થપરાયણ સ્વભાવને માટે તેને ક્ષોભ પણ થતો હતો; પણ સ્વભાવની આગળ તે શું કરી શકે ? દરેક મનુષ્યનો ભિન્નભિન્ન પ્રકારનો સ્વભાવ ઘડાવામાં કાંઇ પણ કારણ હોય છે જ; અને સુમતીનો આવો સ્વાર્થી સ્વભાવ હોવામાં પણ કાંઇ પણ કારણ હોવું જ જોઇએ ! તે કારણનો સ્ફોટ આગળ થનારો હોવાથી વાચકોને તેના વિચારમાં અત્યારથી ગુંથાવાની જરૂર નથી.

સુમતીને ઉપર નિર્દિષ્ટ કરેલા વિચારોમાં ઝોકું આવી ગયું. નિદ્રામાં પણ નંદનવનની ગુફા તેની સમીપ ખડી થઇ. જાણે પોતે એ ગુફામાં પ્રવેશ કરવામાં સફળ થઇ છે અને તેની અંદરનાં જાતજાતનાં સુખોનો ઉપભોગ કરે છે, એવા આનંદપ્રદ સ્વપ્નમાં તેનું મન રમણ કરવા લાગ્યું. આ અલ્પનિદ્રાથી પણ તે દરમિયાન ભોગવેલા આનંદને લીધે જ્યારે તે ઉઠી ત્યારે તેનું મન પ્રફુલ્લ બનેલું હતું. રાત્રીના ઉજાગરાની અસર ભૂંસાઇ ગઈ હતી. તે ઉઠી એ વખતે બંધ બારીની તડમાંથી સૂર્યનાં કિરણો તેના ખંડમાં પ્રવેશી ચૂક્યાં

હતાં. વસ્ત્રો ઠાકઠીક કરીને તે બહાર જવાને તૈયાર થઇ. બારણું ઉઘાડીને બહાર નીકળે છે ત્યાં સામેથી બળભદ્રદાસની દીકરી આવતી દેખાઇ. તેણે સુમતીને કહ્યું: "કાલે નવો રાખેલો પહેરેગીર તો કોઇ બદમાશ નિકળ્યો ! માણસો કહે છે કે તે ગૂમ થઈ ગયો છે. બાગનો પાછલો દરવાજો પણ ખૂલ્લો છે અને તાળું કુંચી નીચે જમીન ઉપર પડેલાં મળી આવ્યાં છે. તે સાથે મારા પિતાની સ્વારીનો ઘોડો પણ ગૂમ થઇ ગયો છે."

"મને પણ તેના ચહેરા પરથી એવું કાંઇ લાગતું હતું ખરૂં." સુમતી બોલી: "વળી એક શંકા મને એવી પણ ગઇ હતી કે તે સંગ્રામસિંહ કાં ન હોય ?"

"ના ના, સંગ્રામસિંહ તો શાનો હોય ? આ તો કોઇ આરબ જાતિનો મુસલમાન હતો."

"સંગ્રામસિંહ જેવા માણસ વેશાંતર કરી ન શકે એવું માનવાને કાંઈ કારણ નથી." સુમતીએ ખુલાસો કર્યો: "જે માણસે બદમાશીનાં અનેક કાર્યો કરેલાં છે. તે આવું વેષપાલટાનું કામ તો ઘણી સહેલાઇથી કરી શકે. પહેલાં તો મને શંકા માત્ર હતી પરંતુ આપે જણાવેલી હકીકત પરથી એ શંકા મજબૂત થાય છે. તે આ મકાનના દરેકદરેક ખંડથી માહિતગાર હશે એટલે તેણે હાથ મારવાનો બેત કર્યો હશે. એ ઘરમાંથી તો કાંઇ ચોરી ગયો નથીને ?"

"ના ના. એવું તો કાંઇ બન્યુ લાગતું નથી. એની તલવાર અને બંદૂક પણ બાગમાં પડેલાં મળી આવ્યાં છે. માત્ર એક ઘોડો ગૂમ થયો છે. જો કે તે પણ ઘરડો હોવાથી બહુ નુકસાન લાગે તેમ તો નથી." બળભદ્રદાસની દીકરીએ કહ્યું.

" પણ હવેથી ચેતતાં રહેજો. કોઇ નવા માણસને રાખતાં પહેલાં પૂરતો વિચાર કરજો. " સુમતીએ સલાહ આપી. તે પછી સંગ્રામસિંહના સંબંધમાં કાંઇ વિશેષ ચર્ચા થઈ નહિ.

બપોરે જમ્યા પછી સુમતીએ બળભદ્રદાસની દિકરીને મળીને હવે પોતાનો ઉજ્જયની રહેવાનો હેતુ પૂર્ણ થયો છે એમ જણાવી તેની રજા માગી. બળભદ્રદાસની દિકરીએ પણ ફરીથી ઉજ્જયનીમાં આવવું થાય તો અહીં જ ઉતરવું, એમ પ્રેમપૂર્વક જણાવીને રજા આપી અને તબેલામાંથી એક ઘોડો તૈયાર કરવાનું નોકરને ફરમાવ્યું. ઘોડા તૈયાર થતાં સુમતી તેનાપર સ્વાર થઇને વિદાય થઇ. તેની સાથે સામાનમાં માત્ર પેલા ગુપ્ત કાગળોવાળો રેશમી વાટવો જ હતો.

---

## પ્રકરણ ૧૨ મું.

### ગુફાની શોધમાં.

ઉજ્જયનીથી નિકળીને પ્રથમ ક્યાં જવું એ લક્ષ્મીદેવીએ સુમતીની રૂબરૂ જ પોતાની દાસીઓ સાથે થએલી વાતચીતમાં નક્કી કર્યું હતું. તેથી તે તારખાનાની માને ત્યાં ગઇ છે એ સુમતીએ માલૂમ હતું. એટલે ઉજ્જયનીથી નિકળીને તે પણ સીધી તે જ સ્થળે પહોંચી ગઇ. ત્યાં પહોંચતાં પ્રથમ વિધવા બાઇના મકાનના આંગણામાં અક્ષમલ અને જયમલને ખાટલા પર બેસીને ચલમનો દમ લગાવતા તેણે જોયા. પાસેની ઓશરીપર નર્મદા તથા જયા બેઠી હતી. આ ચારે જણાં અત્યારે આ સ્થળે એકાએક સુમતીને આવેલી જોઇને આશ્ચર્ય

પામ્યાં. નર્મદા અને અક્કલમલ ઉઠયાં. નર્મદાએ તેને ઘોડા પરથી નીચે ઉતારી અને અક્કલમલે ઘોડાનો સામાન ઉતારીને બીજા અશ્વો બાંધ્યા હતા ત્યાં આ ઘોડાને બાંધીને ખડ જોગાણનો બંદોબસ્ત કર્યો.

સુમતીએ નર્મદા અને જયાને ભેટીને "લક્ષ્મીબા કયાં છે ?" એ પ્રશ્ન કર્યો. "લક્ષ્મીબા અને અજયસિંહ અંદર ઓરડામાં છે." એવો નર્મદા તરફથી ઉત્તર મળતાં તે ઓરડામાં ગઇ. અંદર લક્ષ્મીદેવી તેની દૃષ્ટિએ પડી. લક્ષ્મીદેવીએ તેને પણ જોઈ. બન્નેએ પરસ્પર પ્રેમાલિંગન આપ્યું. અજયસિંહે પણ તેનું યોગ્ય આદરપૂર્વક સ્વાગત કર્યું. તારખાનાની વિધવા માતા તથા તેની બે દિકરીઓ પણ ત્યાં જ બેઠી હતી. તેમને ભેટીને સુમતી નીચે ચાકળા પર બેઠી. લક્ષ્મીદેવી તથા અજયસિંહ જુદી જુદી ઢોલણીઓ પર બેઠાં હતાં. તેમનું ખરૂં નામઠામ આ વખતે તારખાનાની માતાથી ગુપ્ત રહી શક્યું નહોતું. સુમતી ઉજ્જયનીમાં થોડાક દિવસ રોકાવાની હોવા છતાં આટલી જલ્દી કેમ આવી, તે જાણવાને લક્ષ્મીદેવી તથા અજયસિંહ બન્ને ઉત્સુક બન્યાં હતાં.

પરંતુ સુમતીને જે કાંઇ કહેવાનું હતું તે આ વિધવા અને તેની બે દિકરીઓની હાજરીમાં કહી શકાય તેમ નહોતું. તેથી તેણે ટુંકામાં માત્ર એટલું જ જણાવ્યું કે "મારા આગમનનું કારણ કોઇ પ્રકારે ભીતિ ઉપજાવનારૂં નથી. એ સંબંધી આપણે નિરાંતે વાતચીત કરીશું."

અજયસિંહ આ સ્થળે લક્ષ્મીદેવીને મૂકીને પોતાના ગામ તરફ જવાને વિદાય થએલો હોવા છતાં તે પાછો અહીં કયાંથી, એવો વાચકોને સહજ વિચાર થશે. તેનો ખુલાસો અત્ર કરવાનું આવશ્યક છે. માર્ગમાં અજયસિંહને તેના પાલક પિતા સુવર્ણગઢના ઠાકોર ચંદ્ર-

સિંહજીની મુલાકાત થવાનું અમે જણાવી ગયા છીએ. અજયસિંહ સુવર્ણગઢથી ઉજ્જયની આવવાને નિકળ્યો ત્યારે તેણે ચંદ્રસિંહજીને માત્ર એટલું જ જણાવ્યું હતું કે " હું ઉજ્જયની જાઉં છું. ત્યાંથી વધુમાં વધુ એક અઠવાડિયામાં હું અહીં આવી પહોંચીશ." એક અઠવાડિયાને બદલે બે–ત્રણ–ચાર–પાંચ અઠવાડિયાં વિતી ગયા છતાં અજયસિંહ નહી આવવાથી તથા તેના તરફના કાંઇ પણ કુશળ સમાચાર નહિ મળવાથી ચંદ્રસિંહજીને ચિંતા થવા લાગી. તેથી પોતાના પંદર–વીશ ઘોડેસ્વારોની સાથે પોતે જાતે જ છડી સ્વારીએ ઉજ્જયની જવાનો નિશ્ચય કરીને તે સુવર્ણગઢથી નિકળ્યા. વચ્ચે રસ્તો ભૂલવાથી તેઓ આ વિધવાના મકાનવાળા રસ્તા તરફ આવતા હતા. પણ આ ભૂલ એકંદરે લાભમાં પરિણામ પામી. કેમકે તેઓ મોટા રસ્તાપર થઇને ઉજ્જયની જાત તો અજયસિંહનો અને તેમનો ભેટો ન થતાં ઉજ્જયની સુધીનો તેમનો આંટો અફળ થાત.

ચંદ્રસિંહજી તથા અજયસિંહ માર્ગમાં મળ્યા–ભેટયા. ચંદ્રસિંહજીનો અજયસિંહપર પુત્ર કરતાં પણ અધિક પ્રેમ હતો. તેમને કાંઇ સંતાન નહિ હોવાથી તેમણે અજયસિંહને દત્તક કરી લીધો હતો. તેથી આ મુલાકાત વખતે તેમના અંતરમાં આનંદનો સાગર કેટલો ઉછાળા મારી રહ્યો હશે તેનો ખ્યાલ વાચકોએ જ કરી લેવો. આ વખતે અજયસિંહને એક નવી કલ્પના સ્ફુરી. ચંદ્રસિંહજીએ તેને આટલી બધી રોકાણ થવાનું કારણ પૂછતાં તેણે કહ્યું: " એક વખત ચાલો, આપણે સર્વ અહીં નજીકમાં એક વિધવા રાજપુત બાઇનું મકાન છે. ત્યાં જઈએ. ત્યાં ગયા બાદ હું નિરાંતે આપને તમામ વાતચીત કરીશ. વળી ત્યાં જવાથી આપને એક વિશિષ્ટ પ્રકારનો આનંદ થશે."

એ ટોળી તારખાનાની માતાને ત્યાં ગઇ. ત્યાં પ્રથમ અજયસિંહે

ચંદ્રસિંહજી અને લક્ષ્મીદેવી બન્નેની અરસપરસ પિછાન કરાવી. તે પછી ટુંકામાં વિધવા રાજપુત સ્ત્રીને લગતી હકીકત જણાવી. આ વખતે તારખાનાની માતા લક્ષ્મીદેવી અને અજયસિંહ કોણ છે તે જાણી શક્યા. પોતાને ત્યાં રાજવંશી પરોણાઓને જોઇને એ ગરીબ વિધવા સ્ત્રીના ઉમંગનો પાર રહ્યો નહિ. માત્ર તે ઉમંગમાં દિલગીરીની છાયારૂપ તેની મોટી દિકરી-તારખાનાની યાદે તેના હૃદયને સહેજ વિદીર્ણ બનાવ્યું. પોતાના હૃદયનો એ શોક બહાર જણાવા ન દેતાં તેણે સર્વ પરોણાઓનો પોતાની શક્તિ મુજબ યોગ્ય સત્કાર કર્યો.

ચંદ્રસિંહજીએ લક્ષ્મીદેવીની પ્રથમ મુલાકાતે જ તેનું ઔદાર્ય, સૌંદર્ય, બુદ્ધિમત્તાં ઇત્યાદિ ગુણોની પરીક્ષા કરી લીધી. ભોજન લીધા પછી ચંદ્રસિંહજી, અજયસિંહ અને લક્ષ્મીદેવી એ ત્રણ એકલાં પડયાં એટલે અજયસિંહે આદિથી માંડીને અંત સુધી તમામ હકીકત પોતાના ધર્મપિતાને જણાવી. તેમાંની કાંઈ પણ હકીકત છૂપાવવાની તેને જરૂર નહોતી. માત્ર જે કારણ માટે બળભદ્રદાસ શેઠે તેમને પોતાની પાસે બોલાવ્યાં હતાં, એ નંદનવનની ગુફાને લગતો સ્પષ્ટ ઉલ્લેખ નહિ કરતાં માત્ર એક ગુપ્ત ગુફામાં એકાંતવાસમાં સૂર્યસિંહજી રહેતા હતા એમ તેણે જણાવ્યું હતું. અજયસિંહ સૂર્યસિંહજીની દિકરીનો દિકરો થાય છે એ જાણીને ચંદ્રસિંહજીને અત્યાનંદ થયો. પોતે જેને દત્તક લીધો છે તે એક રાજબિજ છે એ જાણીને તેમને વિશેષ સંતોષ થયો. તે બોલ્યાઃ "હા, હવે મને ખ્યાલ આવે છે. બળભદ્રદાસ શેઠે તારા તથા તારા પિતાનાં જૂનાં કપડાં મંગાવ્યાં હતાં ખરાં. પરંતુ એ વખતે તેનું કારણ હું સમજી શકયો નહોતો." બળભદ્રદાસ જેવા સદાચરણી, સત્યપરાયણ અને એકનિષ્ટ ગૃહસ્થનું ખૂન થવા માટે તેમણે શોક દર્શાવ્યો. અજયસિંહની વાતપરથી તેની અને લક્ષ્મીદેવીની

વચ્ચે પ્રેમનો પ્રાદુર્ભાવ થયો છે એ તેમનાથી છૂપું રહી શક્યું નહિ. પોતાના પુત્રને લક્ષ્મીદેવી સરખી ગુણવતી પત્ની પ્રાપ્ત થશે એમ લાગવાથી તેમના આનંદની સીમા રહી નહોતી.

ચંદ્રસિંહજી એક દિવસ ત્યાં રોકાયા. જે કામ માટે તે આ તરફ આવ્યા હતા તે સફળ થએલું હોવાને લીધે તેમને ઉજ્જયની જવાની જરૂર નહોતી. " હું સુવર્ણગઢ પહોંચ્યા બાદ તમારા બન્નેના સગપણનો સંબંધ લોકોમાં ધીમે ધીમે જાહેર કરીશ અને અજયસિંહ તથા તેના પિતાના સંબંધમાં મારી સાથે બાળભદ્રદાસ શેઠે ચલાવેલો પત્રવ્યવહાર પણ ગુપ્ત રાખીશ નહિ. " એમ તેમણે અજયસિંહ અને " અને લક્ષ્મીદેવીને કહ્યું; અને ત્યાંથી વિદાય થતાં તેમણે અજયસિંહને સૂચવ્યું કે " તું લક્ષ્મીદેવીને વૈતાળગઢ પહોંચાડીને પછી જ સુવર્ણગઢ આવજે. કદાચ વૈતાળગઢમાં થોડાક દિવસ રોકાવાની ઇચ્છા થાય તો પણ મને કાંઇ હરકત નથી. માત્ર તારા કુશળસમાચાર મને જણાવતો રહેજે. "

" હવે એવી ભૂલ કદી પણ નહિ થાય. " અજયસિંહ બોલ્યો: " ઉજ્જયનીથી હું આપને મારા સમાચાર જણાવી ન શક્યો તેનું કારણ એટલું જ કે હું ઉજ્જયની જવાને નિકળ્યો ત્યારથી તે આપનો માર્ગમાં મેળાપ થયો ત્યાં સુધીમાં છેલ્લા બે-ત્રણ દિવસો સિવાય એક પણ દિવસ શાંતિનો નહોતો. સર્વ હકીકત આપ જાણો છો એટલે વિશેષ કહેવાનું રહેતું નથી. પણ હવેથી હું આપને અવારનવાર કુશળસમાચાર જણાવતો રહીશ. આપ આપની પ્રકૃતિ જાળવજો. "

તે પછી ચંદ્રસિંહજી પોતાના સ્વારો સાથે વિદાય થયા. વિદાય થતી વખતે વિધવાની બે પુત્રીઓને દરેકને દશ-દશ સોના મહોરો આપવાનું ને ચૂક્યા નહોતા. હવે તો અજયસિંહ પોતાના બે

સેવકો સાથે આ સ્થળે હોવાનું કારણ વાચકોના ધ્યાનમાં આવ્યું હશે જ.

સુમતીના ચહેરાપર જે ઉત્કંઠા દેખાતી હતી તે પરથી ચાણાક્ષ વિધવા આ બાઇને કાંઇ પણ અગત્યની અને ગુપ્ત વાત લક્ષ્મીરાણીને જણાવવાની છે એવું અનુમાન સહજ જ કરી શકી. તે પોતાની બન્ને દિકરીઓને લેઇને કાંઇક કામનું બ્હાનું કાઢીને ત્યાંથી ઉઠી ગઇ. તે બહાર ગયા બાદ સુમતીએ પોતાના હાથમાં બે મહત્ત્વના લેખ આવ્યાની હકીકત જણાવી અને લક્ષ્મીદેવીને ઉદ્દેશીને કહ્યું કે "તેમાંના એક લેખપર જે કોઇ સર્પની ફેણના ચિન્હવાળી માણિક્ય મુદ્રિકા લઇને આવે તે પુરુષને આ કાગળ આપવા એમ લખ્યું હતું અને બીજાપર બધું લખાણ એજ હોઇ 'તે સ્રીને' એટલો ફેરફાર કરેલો હતો. એ બન્ને લેખો વાંચતાં આપના મને અજયસિંહજીના સગપણના પૂરાવાની તથા વૈતાળગઢ પાસેની ગુફામાં પ્રવેશવાના માર્ગની હકીકત મારા જાણવામાં આવી. આ બન્ને લેખો જોતાં હું એટલું તો સહજ સમજી શકી તે અજયસિંહજી તથા આપને માટે છે. એટલે જરી પણ ઢીલ નહિ કરતાં ત્વરાથી તે લેખો આપને આપવાના ઇરાદાથી ત્યાંથી નિકળીને હું આવી છું. આ રહ્યા તે કાગળો." એટલું કહીને પોતાના વાટવામાંથી તેણે દોરીથી બાંધેલું કાગળોનું પોટકું કાઢયું. સંગ્રામસિંહ સંબંધી એક શબ્દ પણ તેણે કાઢયો નહોતો તેમ જ પોતે એ કાગળની તપાસ માટે ત્યાં રોકાઇ હતી એમ પણ તેણે જણાવ્યું નહોતું. એક વખત અગાઉ ધીરાજી નાયકના સંબંધમાં જેવી બનાવટ તેણે કરી હતી તેવી જ આ વખતે પણ કરી અને કહ્યું: "એક વખત હું બળભદ્રદાસ શેઠના ખંડમાં સહજ ગઇ હતી તે વખતે પગ નીચેની જમીન પોલી

લાગવાથી ત્યાં કાંઇક ભોંયરૂં હશે એમ મને લાગ્યું. એથી સ્વાભાવિક જીજ્ઞાસાની તૃપ્તિને ખાતર તપાસ કરતાં એક ચાંપ જોવામાં આવી. તે દબાવતાં ભોંયરાનું બારણું ખુલ્લું થયું. તેમાં ફક્ત આ કાગળો દોરીથી બાંધેલા પડયા હતા બીજું કાંઇ પણ નહોતું. ”

આ કાગળો જોતાં અજયસિંહ અને લક્ષ્મીદેવીને અવર્ણનીય આનંદ થયો. છેવટે આ ગુફાનો ભેદ પોતાના જાણવામાં આવશે, તેનો કાયમને માટે નાશ થયો નથી, એ વિચારથી તેમને સ્વર્ગીય સંતોષ થયો. વાચંકોને પણ તેટલો જ આનંદ અને સંતોષ થયો હશે. જો નંદનવનની ગુફાનું રહસ્ય ગુપ્ત જ રહેવા પામ્યું હોત, અજયસિંહ અને લક્ષ્મીદેવીના જાણવામાં ન આવ્યું હોત તો આ નવલકથા લખવાનો પ્રસંગ આવત કે કેમ તે શી રીતે કહી શકાય? જો આ નવલકથા ન લખાઇ હોત તો વાચકો પણ તે ગુફાના રહસ્યથી અજ્ઞાત જ રહેત અને આ ચમત્કારિક સ્વર્ગીય ગુફાનું રહસ્ય અંધારામાં જ રહી જાત!

લક્ષ્મીદેવી અને અજયસિંહે સુમતીનો તેના શ્રમને માટે ધન્યવાદ કર્યો. સુમતી આ રહસ્ય જાણવા પામી એથી તેઓ દિલગીર થયાં નહોતાં. ઉલટું તેણે આ કાગળો લાવીને પોતાને વિના વિઘ્ને સુપ્રત કર્યા એ જોઇને સુમતીના સ્વભાવની ઉદારતા માટે તેમને માન ઉપજ્યુ. તેમને લાગ્યું કે જો સુમતીએ ધાર્યું હોત તો તે આ રહસ્ય છૂપું રાખી શકત અને એ ગુપ્ત ગુફાની અતૂલ સંપત્તિનો ઉપયોગ પોતે એકલી જ કરત. પરંતુ એમ નહિ કરતાં તે આ કાગળો અહીં લાવી છે એ જ બતાવે છે કે તે ઉદાર સ્વભાવની અને એક નિષ્ટ સ્ત્રી છે. વળી આ રહસ્ય ત્રણ જણાંને માલુમ હોવું જોઇએ જે નિયમ છે તે પણ આપો આપ પૂર્ણ થએલો જોઇને આ રહસ્ય

જાણુવામાં ત્રીજાું કોને ભેળવવું તેની ચિંતા કરવાનું પણ હવે રહ્યું નહિ.

હવે તેમણે જરી પણ ઢીલ નહિ કરતાં એ ગુફાની શોધમાં જવાનો વિચાર કર્યો. બીજે દિવસે પ્રાતઃકાળે એ સર્વ મંડળ વિધવા બાઈને ત્યાંથી વિદાય થયું. લક્ષ્મીદેવી તથા અજયસિંહે પણ વિદાય થતાં વિધવા બાઇની દિકરીઓને યોગ્ય બક્ષિસ આપી.

જે ધર્મશાળામાં ઉજ્જયની આવતી વખતે લક્ષ્મીદેવી ઉતરી હતી, તેજ ધર્મશાળા પાસે સાયંકાળે તેઓ આવી પહોંચ્યાં. રાત્રી ત્યાં ગાળવાનો વિચાર કર્યો. રાત્રીએ લક્ષ્મીદેવીએ પોંતાની દાસીઓને કહ્યું કે "આવતી કાલે અહીંથી થોડા કોશ ગયા બાદ હું તમારાથી છૂટી પડીશ. હું, કુમાર તથા સુમતી એક અગત્યના કામ માટે એકલાં જનાર છીએ. તમારી સાથે અક્કલમલ અને જયમલ આવશે. તમે દીવાનજીને મારા કુશળસમાચાર કહેજો. આપણે ઉજ્જયનીથી તેમને લખેલ પત્ર તેમને મળી ગયો હશે એટલે બધી હકીકત તેમના જાણવામાં આવી જ હશે. તેમને જણાવજો કે કુમાર મારી સાથે છે એટલે કાંઇ ચિંતા કરવા જેવું નથી." અજયસિંહે પણ અક્કલમલ અને જયમલને તે પ્રમાણે સૂચના આપીને જણાવ્યું કે "હું આવું ત્યાં સુધી તમારામાંથી એક વૈતાળગઢમાં રોકાવું અને એક સુવર્ણગઢ જઇને પિતાજીને કુશળ સમાચાર જણાવી આવવા."

લક્ષ્મીદેવીની દાસીઓ અને અજયસિંહના સેવકોને પોતાના માલિકથી વિખુટાં પડવાનો પ્રસંગ આવેલો જોઇને ખેદ તો થયો, તો પણ અક્કલમલ અને જયમલ પોતાની સાથે આવનાર છે અને વૈતાળગઢમાં રહેનાર છે એ જાણીને નર્મદા અને જયા મનમાં હરખાતી હતી. તેજ પ્રમાણે અજયસિંહના સેવકો પણ આ બે સુંદરીઓના સહવાસની આશાથી ખુશ થયેલા દેખાતા હતા.

*  *  *  *  *  *

હવે આપણે સંગ્રામસિંહની હીલચાલ તરફ જરી લક્ષ આપીએ. કેવળ નિરાશ બનેલો સંગ્રામસિંહ બળભદ્રદાસના ખાસ સ્વારીના ઘોડા-પર એસીને તેમના મકાનમાંથી બહાર પડયો એ આપણે જોયું છે. વિપૂલ સંપત્તિ અને અકલ્પનિય સુખનાં સાધનરૂપ કાગળો તેના હાથ-માંથી જવા પામ્યા હતા. તદપિ પોતે જીવતો રહેવા પામ્યો અને અત્યારે પોતાની પાસે થોડું ઘણું દ્રવ્ય છે, એટલાથી પણ તે પોતાના મનને સંતુષ્ટ બનાવવાનો પ્રયત્ન કરતો હતો.

સંગ્રામસિંહ એ જ વખતે ઉજ્જયની છોડીને ચાલતો થયો હોત; પણ આરબનો પોશાક કાઢી નાખી, પોતાનો અસલ પોષાક ધારણ કરીને પોતે જે સ્થળે રહેતો હતો, ત્યાં રાખેલું દ્રવ્ય લેઇને પછી પ્રયાણ કરવું એવો વિચાર કરી તે પોતાના મકાને આવ્યો. ત્યાં ઓટલાના થાંભલે ઘોડાને બાંધીને તે મકાનમાં ગયો થોડા વખતમાં જ તમામ કામ આટોપીને બહાર આવ્યો અને પુન ઘોડાપર સ્વાર થયો. પરંતુ અહીંથી કયાં જવું એ નક્કી કરેલું નહિ હોવાને લીધે તે વિચારમાં પડયો. ભવિષ્યમાં શું કરવું અને કેવી રીતે જીવન વિતાડવું એ સં-બંધી તે કાંઇ પણ ઠરાવપર આવ્યો નહોતો. એટલે મકાનમાંથી બહાર પડતાં ઘોડાને કઇ દિશા તરફ લેવો એની તેને સૂજ પડી નહિ. એને તો અત્યારે ગમે તે દિશા તરફ જવું તે સરખું જ હતું. એટલે તેણે ઘોડાની લગામ ઢીલી મૂકી અને તેને તેની મરજી માફક ચાલવા દીધો.

ઘોડો દક્ષિણ દિશાના દરવાજા તરફ વળ્યો. હવે કયાં જવું અને શું કરવું એ વિષે સંગ્રામસિંહના મનમાં વિચાર ચાલતો હતો. ચાંદની રાતનો રૂપેરી પ્રકાશ માર્ગદર્શનમાં સહાયભૂત થતો હતો. દરવાજા-માંથી બહાર પડયા પછી ક્ષિપ્રા નદી વટાવીને કેટલેક દૂર ગયા બાદ

બે રસ્તા ફંટાયા. એ વખતે પણ કયો રસ્તો લેવો તે સંગ્રામસિંહે ઘોડાની મરજી ઉપરજ રાખ્યું !

માર્ગાતિક્રમ કરતો વચ્ચે વચ્ચે જંગલમાં કોઇ વૃક્ષરાજીમાં કે તળાવને કિનારે થોડો થોડો સમય આરામ લેતો તે દક્ષિણ દિશા તરફ આગળને આગળ કયે સ્થળે જવું તેના કાંઈ પણ નિશ્ચય વગર પ્રવાસ કરતો હતો. ત્રીજે દિવસે તે વૈતાળગઢ શહેરની નજીક આવી પહોંચ્યો. ત્યાંથી એ શહેર માત્ર થોડાક કોશ દૂર હતું. એ સ્થળે બે રસ્તા ફુટતા હતા. તેમાંનો એક રસ્તો મોટો અને રાહદારીનો હતો, જે વૈતાળગઢ તરફ જતો હતો; જ્યારે બીજો બહુ ન્હાનો હતો. એ કઈ બાજુ જતો હતો તેની સંગ્રામસિંહને માહિતી નહોતી. એથી રાહદારીને રસ્તે વૈતાળગઢ તરફ જવું, અને ત્યાંથી આગળ વધવું એમ સંગ્રામસિંહે વિચાર્યું. તેણે ઘોડાને એ રસ્તા તરફ વાળ્યો. પણ ઘોડાના મનનો વિચાર જુદો હતો. તે રાહદારીને રસ્તે આગળ વધવાને ખુશ નહોતો. સંગ્રામસિંહે ઘણો પ્રયત્ન કર્યો. ઘોડાને ફટકાર્યો પણ બાળભદ્રદાસ શેઠનો હઠિલો ઘોડો એકનો બે થયો નહિ.

ઘોડાને આ પ્રમાણે હઠ કરતો જોઇને સંગ્રામસિંહ સ્વગત બોલ્યો: " આમાં કાંઇ પણ ખાસ કારણ છે. વાસ્તવિક રીતે ઘોડો ધોરી માર્ગે જવો જોઇએ. પરંતુ આ ઘોડો આગળ વધતો નથી માટે મોટા રસ્તા પર કાંઇક ભીતિ હોવી જોઈએ. મેં સાંભળ્યું છે કે ઘણી વાર ઘોડા, બળદ વગેરે જનાવરને સામે આવતા ભયની અગાઉથી ખબર પડી જાય છે. માટે હવે તેને તેની મરજી પ્રમાણે જ્યાં જાય ત્યાં જવા દેવો એ જ શ્રેષ્ટ માર્ગ છે."

એમ વિચાર કરીને તેણે ઘોડાને ધોરી માર્ગ તરફ વાળવાનો પ્રયત્ન છોડી દીધો. પોતાની મરજી પ્રમાણે જવાની છૂટી મળેલી

જોઈને ઘોડાને પણ આનંદ થયેલો જણાયો. તે પોતાનો આનંદ હણહણાટી દ્વારા પ્રદર્શિત કરવા લાગ્યો અને જે બીજો રસ્તો હતો એ તરફ ધસારાબંધ ચાલવા લાગ્યો. તેની ચાલમાં પણ કાંઈક વિશેષ ત્વરા માલૂમ પડી. પોતે સામે દેખાતા ડુંગરાની નજીક ને નજીક જાય છે એવું ધ્યાનમાં આવતાં સંગ્રામસિંહના મનમાં જુદાં જુદાં કલ્પનાતરંગ ઉછળવા લાગ્યાં. તેના મનમાં એક વિલક્ષણ શંકા ઉદ્‌ભવી અને એ સંબંધમાં તે વિચાર કરવા લાગ્યો. જે ઘોડા ઉપર તે બેઠો હતો એ ઘોડો બળભદ્રદાસની પાસે ચૌદ વર્ષથી હતો. પરંતુ તે બીજા કોઇ પણ પ્રસંગે એ ઘોડા પર સ્વારી કરતા નહિ: માત્ર જ્યારે ગુપ્તપણે એકલા તે પ્રવાસે જતા ત્યારે જ આ ઘોડાનો ઉપયોગ કરતા હતા. ગુપ્તપણે તે વૈતાળગઢ નજીક નંદનવનની ગુફામાં જતા હતા એટલું તો સંગ્રામસિંહના જાણવામાં હતું જ, એથી આ ઘોડો પણ મહાવરાને લીધે અગાઉ જે રસ્તે જતો હતો તે જ રસ્તા પર જતો હોવો જોઈએ એવું તેણે અનુમાન કર્યું. પોતાનું એ અનુમાન સામેનો ડુંગર જોઇને ખરૂં હોવું જોઇએ એવી સંગ્રામસિંહને ખાત્રી થઈ. એવી ખાત્રી થતાંજ તેના મનમાં આનંદાતિરેક થયો. જે ગુફામાં જવાને તેણે મોટાં સાહસ ખેડયાં હતાં તે ગુફામાં જઇ શકાશે એવી તેના અંતઃકરણમાં આશા ઉત્પન્ન થઇ. જે ગુફાનાં તેને સ્વપ્નાં આવતાં હતાં અને ત્રણ દિવસથી જેના સંબંધમાં તે સંપૂર્ણ નિરાશ થયો હતો તે નજરે પડવાની આશાથી તેને વિશેષ આનંદ થાય એ સ્વાભાવિક છે. 'નંદનવનની ગુફાની સંપત્તિ અને સુખ હજી મારાં જ છે' એવો સ્વગત વિચાર કરતો તે ઘોડાને દોડાવતો આગળ વધવા લાગ્યો.

---

# પ્રકરણ ૧૩ મું.

## ગુફા તરફ પ્રવાસ.

જેમ જેમ તે આગળ વધવા લાગ્યો તેમ તેમ તેની નજર સામેનો દેખાવ બદલાતો ચાલ્યો. ઉત્તરોત્તર ઝાડી ઘટ્ટ થવા લાગી, તેના મનને એમ થયું કે હું એક વિશાળ અને ભયંકર જંગલમાં પ્રવેશ કરૂં છું! આ વિચારથી તેના મનને ભય પણ ઉપજ્યો. આસપાસ ચોતરફ ઝાડી, નાના મોટા ડુંગરા અને વચ્ચે વચ્ચે ઊંડી ખીણો દેખાતી હતી. ભયંકર પશુઓની ગર્જના પણ ક્વચિત્ ઊંડી ખીણુમાંથી સભળાતી હતી. પરંતુ ઘોડો સુરક્ષિતપણે જઈ શકે એટલો પગરસ્તો હતો. ચાલતાં ચાલતાં વચ્ચે વચ્ચે ઘોડો ઊભો રહી જતો અને આસપાસ નજર કરીને પાછો આગળ વધતો: જાણે તે આ રસ્તાપર જવામાં ભુલ તો નથી કરતો એની ખાત્રી માટે આસપાસનાં નિશાન તપાસતો હોય તેમ લાગતું હતું. એ રીતે સાવધાની અને હુશિયારી પૂર્વક એ વૃદ્ધ અશ્વ માર્ગક્રમણ કરતો હતો.

એ રીતે આખો દિવસ પ્રવાસ જારી રહ્યો, એટલું જ નહિ પરંતુ રાત્રી પડીને ચંદ્રોદય થયો તથાપિ ઘોડો મોટા ઉત્સાહપુર્વક આગળ ને આગળ વધતો હતો. હવે ડુંગરાના ચઢાણપર ઘોડો જવા લાગ્યો. વનશ્રી અધિકાધિક પ્રફુલ્લિત દેખાવા લાગી. જેમ જેમ રાત્રી વધવા લાગી તેમ તેમ શિયાળવાં આદિ પશુઓની બુમો અને વિકરાળ પશુઓની ગર્જનાઓ પણ વધતી ગઈ. રસ્તો ઉત્તરોત્તર સાંકડો અને વાંકોચુકો થતો ગયો, તેમ ઘોડો પણ મોટી સાવધાનીથી સંભાળપૂર્વક તપાસી તપાસીને આગળ પગલું મૂકવા લાગ્યો.

એમ કરતાં કેટલોક સમય પ્રવાસ કર્યા બાદ ડુંગરની સપાટી

આવી. એ સ્થળે ઘોડો આપો આપ ઊભો રહ્યો. ત્યાં ઘાસ પુષ્કળ ઉગ્યું હતું. નજીકમાં સ્વચ્છ પાણીનો ઝરો મોટા વેગથી વહેતો હતો. ઘોડાને ઊભો રહેલો જોઇને સંગ્રામસિંહ નીચે ઉતર્યો અને મોટા પ્રેમ પૂર્વક ઘોડાની પીઠ ઠોકવા લાગ્યો. ઘોડો પણ વિશેષ આનંદિત બનેલો દેખાયો. પોતાના સ્વારને નીચે ઉતરેલો જોઇને તે ઝરા તરફ વળ્યો. ત્યાં પાણી પીને એ સ્થળે ઉગેલું ઘાસ ચરવા લાગ્યો. સંગ્રામસિંહને પણ ભૂખ અને તૃપા બન્ને લાગ્યાં હતાં. આખો દિવસ રસ્તામાં તેણે કોઇ પણ સ્થળે આરામ લીધો નહોતો. તેની પાસે તો કાંઈ ખાવાનું નહોતું પરંતુ આસપાસ જામફળ, પોપૈયાં, મીઠાં લીંબુ વિગેરેનાં ફલવૃક્ષો પુષ્કળ હતાં. પ્રથમ તેણે ઝરા પાસે જઇને મુખપ્રક્ષાલન કરી જળપાન કરીને તરસ છિપાવી, પછી મોટાં ફળો એકઠાં કરીને તે ખાવા લાગ્યો. ક્ષુધાતૃપ્તિ પછી હાથમ્હોં ધોઇ જળપાન કરીને ચામડાના વાટવામાંથી ચલમ અને તંબાકુ કાઢીને ચલમ ફુંકવા લાગ્યો. હવે આખા દિવસના થાકથી તેની આંખો ઘેરાવા લાગી. એટલે ત્યાં ઉગેલા ઘાસપર જઈને તે પડયો. પરંતુ તેના અંતઃકરણમાં વિચારતરંગો એટલાં તો ઉછળી રહ્યાં હતાં કે તે નિદ્રાનો ઉપભોગ કરી શકયો નહિ. આ ઘોડો નંદનવનની ગુફા તરફ જાય છે એ માટે તો હવે તેને શંકા રહી જ નહોતી. ગુફા તો મળી પણ હવે આખો જન્મારો તે ગુફામાં જ કાઢવો કે ત્યાંથી પુષ્કળ દ્રવ્ય લઈને કોઇ દૂરના સ્થળે ચાલ્યા જવું એ બાબત તે પોતાના મનમાં અનેક પ્રકારના વિચારવાજી દોડાવવા લાગ્યો. જો કે હજુ એક અડચણ તેની સામે ઊભી હતી અને એ તેના ધ્યાનમાં આવ્યા સિવાય પણ રહી નહિ. તેણે વિચાર્યું: 'બહુ બહુ તો આ ઘોડો મને નંદનવનની ગુફાના દ્વાર સુધી લઇ જશે. પરંતુ આવી

મહત્ત્વની ગુફામાં પ્રવેશ કરવાનું દ્વાર સહેલાઇથી મળી શકે કિંવા ઉઘડી શકે તેવું તો નહિ જ હોય. તે ખાસ ગુપ્ત હોવું જોઇએ. તેને શોધી કાઢવાને તથા ઉઘાડવાની કળ જાણવાને મારે પુષ્કળ પ્રયાસ કરવો પડશે. કદાચ તે દ્વારનો પત્તો નજ ખાય તો ?' આ એક મોટી ચિંતા તેના મનને થઇ પડી ! હાય ! મૂર્ખ સંગ્રામસિંહ ! આજ સુધીમાં તારે હાથે કેટલાં બધાં પાપકાર્યો થયાં છે એનો વિચાર શું તને નથી આવતો ? એનો વિચાર તેં કર્યો હોત તો તને એમ લાગ્યા સિવાય ન રહેત કે એ પાપકર્મોના બદલામાં તો દેહાંતદંડની સજા જ થવી જોઇએ. વિચાર ! દુષ્ટ મનુષ્ય ! શું તું આ ચમત્કારિક ગુફામાં પ્રવેશવાનો અધિકારી છે ? શું તારા જેવા પાપાત્માને નિ:સર્ગદેવતા પોતાના અપ્રતિમ સૌખ્યનો ભોક્તા બનાવશે ? પરંતુ સંગ્રામસિંહને એ વિચાર ક્યાંથી આવે ? જો આવ્યો હોત તો પોતાનામાં એ સુખ ભોગવવાની યોગ્યતા નથી એવું એ સમયે જ તેના લક્ષમાં આવ્યું હોત અને ત્યાંથી જ તે પાછો ફર્યો હોત. અહા ! ઝાંઝવાના જળની આશામાં આગળ વધતો આ પાશવહૃદયી મનુષ્ય કયે સ્થળે અને કેવી રીતે અધ:પાતને પામશે તે કોણ કહી શકે ?

કેટલોક સમય વિશ્રાંતિ લીધા બાદ તે પુન: ઘોડાપર સ્વાર થયો. હવે તેણે ઘોડાની લગામ છૂટી મૂકી દીધી અને તેની ઇચ્છા પ્રમાણે ગમે તે દિશાએ જવાની તેને રજા આપી. ઘોડો પણ એક અનુભવીની માફક માથું ઉંચું કરીને ચોતરફ જોતો ત્યાં વહેતા ઝરાના કિનારે કિનારે ચાલવા લાગ્યો. થોડે દૂર વિજળી પડવાથી ઠુંઠવાઇ ગએલું એક વૃક્ષ આવ્યું. ત્યાં ઘોડો ઊભો રહી ગયો. અહીં આગળ સપાટી પૂરી થઇ હતી, હવે નીચે ઉતરવાનું આવતું હતું. આ રસ્તો પહેલાંના કરતાં વિશેષ વિકટ હતો. ઘોડો એટલો ધીમો અને સંભાળ-

પૂર્વક ચાલતો હતો કે એ જોઇને સંગ્રામસિંહને ઘણું જ આશ્ચર્ય થયું. ઘોડાનું આવા પ્રકારનું કૌશલ્ય જોઇને બળભદ્રદાસ શેઠ ગુપ્તપણે પ્રવાસે જતા ત્યારે આ ઘોડાપર જ સ્વારી શા માટે કરતા હતા, એનું કારણ તેના ધ્યાનમાં આવતાં વાર લાગી નહિ.

સૂર્ય ભગવાન્‌નાં દર્શનથી નિશાદેવી શરમાઇને અદ્રશ્ય બની ગયાં. એ વખતે ડુંગરપરથી આસપાસની સૃષ્ટિનું અપૂર્વ સૌંદર્ય નિહાળવાની સંગ્રામસિંહને તક મળી. પાછો થોડેક ચાલ્યા બાદ ઘોડો ઉભો રહી ગયો. અહીં પણ બે રસ્તા ફૂટતા હતા. એક રસ્તો સિધો સરળ આગળ જતો હતો. બીજો રસ્તો એક ખડકને ફોડીને બનાવેલો લાગતો હતો. ઘોડો એ બીજા રસ્તા તરફ વળ્યો. તે રસ્તો એટલો સાંકડો હતો કે બન્ને બાજુએ આવેલી સ્વયંસિદ્ધ ભિંતો સાથે વચ્ચે વચ્ચે સંગ્રામસિંહના સાથળ અથડાતા હતા. પરંતુ એ સાંકડો રસ્તો બહુ લાંબો નહોતો. લગભગ ત્રણસો હાથ ગયા બાદ તે રસ્તો પૂરો થયો અને એક ગુફાના દ્વાર પાસે આવીને ઘોડો ઉભો રહી ગયો.

બસ! આ ગુફાનું દ્વાર જોતાંજ સંગ્રામસિંહના અંતરમાં આનંદનો આવેગ ઉમટયો! પહેલાં તો તેને એમજ લાગ્યું કે આજ નંદનવનની ગુફાનું દ્વાર! પરંતુ તુરત જ તેને વિચાર થયો કે આ તે ગુફા નહોતાં કદાચ વિશ્રાંતિ માટેની જગ્યા હોય તો? એ વિચારે તેના આનંદને એકદમ ઓછો કરી નાખ્યો. એ સ્થળે સંગ્રામસિંહ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો. એટલે તે ઘોડો પણ જાણે પોતાના તબેલામાં દાખલ થતો હોય તે પ્રમાણે એ ગુફામાં દાખલ થયો. ઘોડાની પાછળ સંગ્રામસિંહ પણ મોટા ઉત્હાસથી તેમાં પેઠો. તે અંદર થોડોક આગળ ગયો ત્યાં અંધકારને લીધે તેને વચ્ચે જ થોભી જવું પડયું. થોડી વારે તેની દ્રષ્ટિ ઠરી એટલે 'ગુફામનો તમામ ભાગ

ઝાંખો ઝાંખો દેખાવ લાગ્યો. એ ગુફામાં એક બાજુએ ખળખળ પાણી વહેતું હતું, ત્યાં ઘોડો પાણી પીતો હતો. સંગ્રામસિંહે પણ ત્યાં જઇને મ્હોં ધોયું તથા કોગળા કર્યા. ઘોડો જળપાન કરીને ગુફાની બહાર નિકળ્યો ને મેદાનમાં ઉગેલા ઘાસપર મારો ચલાવવા લાગ્યો. હવે તો સંગ્રામસિંહના મનમાં કોઇ પણ જાતની શંકા રહી નહિ. ઘોડાની હુશિયારી અને કૌશલ્ય માટે તેની પૂરેપૂરી ખાત્રી થઇ ગઇ અને હવે પોતે નંદનવનની ગુફાની નજીકમાંજ આવી પહોંચ્યો છે એમ તેના મનમાં આવતાં તેનું હૃદય ઉછાળા મારવા લાગ્યું.

અંદરના તમામ ભાગનું બારિક નિરિક્ષણ કરતાં તે સમજી શક્યો કે બહુધા આ ગુફા બીજા વિસામાની જગ્યા હોવી જોઇએ. અગાઉ ડુંગરાળ સ્થળમાં પ્રવાસ કરતાં વિશ્રાંતિ માટે કિંવા રાત્રી ગાળવાને આવી ગુફાઓનો ઉપયોગ કરવામાં આવતો હતો. આ ગુફાનો પ્રવેશ માર્ગ બિલકુલ ખૂલ્લો હતો. તે ડુંગરામાં થઇને જનાર કોઇપણ પ્રવાસી એ ગુફામાં પ્રવેશ કરી શકે તેમ હતું. અર્થાત્ નંદનવનની ગુફાનું દ્વાર આ પ્રમાણે ખૂલ્લું હોવાનું તેને સર્વથા અસંભવનિયજ લાગ્યું. પાણી પીધા પછી તેણે ગુફાની તપાસણી કરવા માંડી. અંદર અંધકાર હોવાને લીધે તેને હાથ વડે ફંફોળતાં ચાલવું પડતું હતું. એમ કરતાં તેના એક ખૂણામાં તેના હાથનો એક ઠંડા અને લીસા પદાર્થને સ્પર્શ થયો તે સાથે જ ત્યાં એકાદો સર્પ હશે એવી કલ્પના તેને આવી અને આખા શરીરમાં કમકમાટી છૂટી તથા રોમ ખડા થઇ ગયાં. પરંતુ તેનો ભય ખરો પડ્યો નહિ. પોતાની કલ્પના પ્રમાણે કોઇ પણ જનાવર ત્યાં હોય એવું તેને લાગ્યું નહિ, તેનું મન શાંત થયું અને જે પદાર્થને પોતાના હાથનો સ્પર્શ થયો હતો તે એકાદું જીવન્ત પાણી નહિ પરંતુ કોઇ ધાતુમય પદાર્થ હશે એમ તેને

લાગ્યું. એટલે તેણે સંભાળ પૂર્વક ફરીથી તે સ્થળે હાથ નાખ્યો, તો તેને ત્યાં એક ન્હાનો ગોખલો હોય એમ માલૂમ પડયું. તે ગોખલામાં એક ધાતુનું ફાનસ પડેલું છે એમ તેના સમજવામાં આવ્યું. જ્યારે અહીં ફાનસ છે તો તેને પેટાવવાને કાંઇ પણ સાધન હોવું જ જોઇએ તેવી કલ્પના સહજ જ તેને થઇ. એટલે આમ તેમ ફંફોળતાં તેજ ગોખલામાં એક ચકમકનો પત્થરો તથા એક પોલાદનો ટુકડો તેના હાથમાં આવ્યા. વળી ત્યાંજ આગળ એક લોઢાની નળીમાં સુતર ઘાલી રાખેલું તૈયાર હતું, તેમજ ગંધકમાં બોળી રાખેલી થોડીક સળીઓ પણ હતી. એ પ્રમાણે તમામ સામગ્રી મળવાથી સંગ્રામસિંહે ચકમક અને પોલાદના ઘર્ષણથી સુતર સળગાવ્યું અને ગંધકમાં બોળેલી સળીની સહાયથી ફાનસમાં દીવો કર્યો. આ દીવાની વાટ અગાઉ કોઇએ પેટવી હોય એમ લાગ્યું. કેમકે તેનો મોગરો પડેલો હતો. દીવાના પ્રકાશથી તે ગોખલામાં આગ્રે એક નાનું ધાતુનું ઠામ દેખાયું. તેમાં તેલ ભરેલું હતું.

હવે હાથમાં દીવો લઇને સંગ્રામસિંહ ગુફાની તપાસ કરવા લાગ્યો. આ ગુફા લગભગ ચાળીશ પચાશ હાથ લાંબી અને ત્રીશ–પચીશ હાથ પહોળી હતી. તે ગુફાના એક ખૂણામાં એક નાનો ઝરો ખળખળ વહેતો હતો, જેનું પાણી જમીનમાં થઇને બહાર બીજી બાજુએ પસાર થતું હશે એમ તેને લાગ્યું. તે ગુફામાં નાના મોટા ગોખલા હતા. એક ગોખલામાં ઉપર જણાવ્યા મુજબ ફાનસ વગેરે હતું. બીજામાં રસોઈ બનાવવાનાં વાસણો હતાં. ત્રીજામાં ચોખા, દાળ, આટો, મીઠું, મરચું, હળદર, વગેરે જોવામાં આવ્યું. એક બાજુએ બળતણને માટે થોડાક લાકડાના કકડા પણ એકઠા કરી મૂકેલા જણાયા. એક તરફ પત્થરાનો નાનો ચુલો પણ બનાવી

રાખેલો હતો. આટલી તૈયારી હોય પછી વાર શાની? સંગ્રામસિંહે રસોઇ બનાવવાનો પ્રારંભ કર્યો. આટો ઘણા વખતનો પડતર હોવાથી તેમાં બાવટા બાઝી ગએલા હોવાને લીધે તેણે ચોખા દાળ એકત્ર કરીને ખીચડી પકાવવાનો જ ઇરાદો રાખ્યો. ખીચડી મૂકી તે ગુફાની બહાર નિકળીને એક બે કાચાં પોપૈયાં લેઈ આવ્યો. પોપૈયાંનું શાક બનાવ્યું. રસોઇ તૈયાર થઇ એટલે તેણે ખીચડી અને શાક ઉપર અચ્છી તરેહથી હાથ માર્યો. જમી રહ્યા બાદ વાસણ વગેરે સાફ કરી તમામ ચીજો ઠેકાણે મૂકી દઇને બહારથી થોડુંક ઘાસ લાવી અંદર પાથરીને તે તેનાપર પડયો. આખી રાત્રીનો ઉજાગરો હોવાથી અત્યારે તેને ગાઢ નિદ્રા આવી ગઇ. લગભગ એકાદ પ્રહર નિદ્રા લીધા બાદ તે જાગૃત થયો. મ્હોં ધોઇને કપડાં પહેરી બહાર આવ્યો તો ગુફાના મુખ પાસે ઘોડાને ચરતો જોયો. તેને ખોગીર ચડાવીને આગળ પ્રવાસ કરવાની તૈયારી કરી.

ગુફામાંથી બહાર પડતાં સંગ્રામસિંહે ત્યાં જે ફાનસ હતું તેમાં તેલ પુરીને તે ફાનસ, ચકમક, પોલાદ, સુતરવાળી નળી અને થોડીક ગંધકમાં બોળેલી સળીઓ સાથે લઇ લીધી. કેમકે રાત્રી પડતાં આ ફાનસ ઘણું કામનું થઇ પડશે એવો તેને સહજ જ વિચાર આવ્યો હતો. તેમજ ત્યાં રસોઈ બનાવવાનાં વાસણો હતાં તેમાંથી બે ત્રણ વાસણો અને થોડાક સીધાનો સામાન પણ લઇ લીધો. ઘોડો ચાલવા લાગ્યો. એટલે સંગ્રામસિંહે એક વખત ચારે દિશાએ દ્રષ્ટિ કરી અને ત્યાંનો રમણીય પ્રદેશ નિહાળીને તેનું મન સુપ્રસન્ન બન્યું. સામી બાજુએ વૃક્ષવલ્લીથી આચ્છાદિત નાના મોટા ડુંગરા તેના જોવામાં આવતા હતા. પોતાની બન્ને બાજુએ શીતાફળ, જામફળ, બોર અને પોપૈયાં વગેરેનાં ફળવૃક્ષો દ્રષ્ટિએ પડતાં. થોડો વખત પ્રવાસ

ર્યા બાદ આ દેખાવ બદલાયો. વનશ્રી ઉત્તરોત્તર કમી થતી ચાલી અને નીચેની જમીનનો ખૂલ્લો તથા રૂક્ષ પ્રદેશ નજરે પડયો. આસપાસ તૂટેલા ડુંગરા અને ઊંડી ઊંડી ગર્ત્તાઓ સિવાય બીજું કાંઈ પણ તેની દ્રષ્ટિએ પડતું નહોતું. રસ્તો એટલો વિકટ હતો કે જો કદાચ ઘોડો લપસે કિંવા પોતે શરીરનું વજન સમાલી ન શકે તો તત્કાળ ઊંડી ખીણમાં જઇ પડી પ્રભુના દરબારમાં પોતાનાં કાર્યોનો ઇન્સાફ ચૂકવવા જવું પડે એમ તેને લાગતું હતું. આ પ્રસંગે કુશળતાપૂર્વક પોતાનું વજન સંભાળીને મોટી સાવધાનતાથી ઘોડો એકએક પગલું આગળ ભરતો હતો. સંગ્રામસિંહનો હિચકારો આત્મા તો આ પરિસ્થિતિથી બિલકુલ ગભરાઇ ગયો હતો. પરંતુ વૃદ્ધ અને અનુભવી ઘોડો નિર્ભયપણે આગળ ને આગળ જતો હતો. ઘોડાનો દરેક પગ ધીમેથી પણ વિચારપૂર્વક પડતો હતો એ જોઇને સંગ્રામસિંહને થોડી ધીરજ આવી અને તેની ભીતિ ઘણી ઓછી થઈ.

જ્યારે એક પ્રહર જેટલો દિવસ બાકી રહ્યો હશે તે વખતે મુકામની ત્રીજી જગ્યા આવી. આગલી જગ્યાની માફક અહીં પણ પુષ્કળ ઘાસ અને વિપૂલ વનફળની સમૃદ્ધિ હતી. આ સ્થળે એક પત્થરનો મોટો ઢગલો હતો. એ પત્થરા વેરણ છેરણ ન હોતાં વ્યવસ્થાપૂર્વક ગોઠવેલા હતા. તે પરથી માલૂમ પડી શકતું હતું કે કોઈ મનુષ્યે નિશાની રાખવાને ખાતર કિંવા નવરાશનો વખત ગાળવાને ખાતર આ ઢગલો બનાવ્યો હશે. જેમને પગરસ્તાની મુસાફરીમાં કોઇ કોઇ સ્થળે દેરડી ચડાવવાનો અનુભવ હશે તેમને આમાં કાંઇ આશ્ચર્ય લાગશે નહિ.

અહીંઆ વધુ વખત વિશ્રાંતિ લેવાનો સંગ્રામસિંહે નિશ્ચય કર્યો;

કેમકે ઘોડા બિલકુલ વૃદ્ધ હતો અને આવા વિકટ રસ્તે ચાલવાથી તેને શ્રમ પણ વધારે પહોંચ્યો હતો. એથી સંગ્રામસિંહે કરેલો નિશ્ચય યોગ્ય અને વળી લાભદાયી પણ હતો. કેમકે હજી નંદનવનની ગુફા કેટલી દૂર હશે એ તે જાણતો નહોતો. તેથી જો તે ગુફા સુધી પહોંચ્યા સિવાય માર્ગમાંજ ઘોડા થાક અને બીજા કારણથી અટકી જાય અને આગળ ન વધી શકે અથવા અતિશ્રમથી મરણ પામે તો પછી નંદનવનની ગુફાની આશા સંગ્રામસિંહને છોડી દેવી જ પડે. કેમકે આ ઘોડાની મદદ સિવાય તે એકલો એ ગુફાના પ્રવેશમાર્ગ સુધી જઇ પહોંચશે કે કેમ એ વિષયમાં તે શંકાશીલ હતો. આ સ્થળે કરેલા નિશ્ચય મુજબ પુષ્કળ વિશ્રાંતિ લીધા બાદ ઘોડા પર સ્વાર થઇને તેણે પ્રવાસનો પ્રારંભ કર્યો. એ વખતે સૂર્યને અસ્ત પામવાને ત્રણેક ઘટિકાનો સમય હતો. હવે તો રસ્તો બહુ જ વિકટ આવવા લાગ્યો. અત્ર તે રસ્તાનું વર્ણન ન આપતાં પૂર્વે રાધા સાધ્વીએ ચંદ્રપ્રભા તથા લક્ષ્મીદેવી પાસે જે વર્ણન કર્યું હતું તે ફરીથી વાંચી જવા અમે વાચકોને ભલામણ કરીશું.

લગભગ સૂર્યાસ્ત થઇ ગયો અને ચંદ્રના ઉજ્જવળ પ્રકાશે સૃષ્ટિને ધવલ ચાદરથી આચ્છાદિત કરી દીધી ત્યાં સુધી ઘોડે ધીમા પરંતુ મક્કમ પગલે એક સરખી રીતે ચાલ્યા કર્યું. ચંદ્રોદય પછી એકાદ ઘડી બાદ તે એક પ્રશસ્ત જગ્યાએ આવીને ઊભો રહ્યો અને મોટેથી હણહણ્યો. અર્થાત્ આજનો પ્રવાસ પૂરો થયો છે એવી એ માર્ગદર્શક પશુએ પોતાના સાથીદારને સૂચના કરી. એ સૂચના સમજી જઇને સંગ્રામસિંહ નીચે ઉતરી પડયો અને આસપાસની જગ્યાનું નિરિક્ષણ કરવા લાગ્યો. ત્યાં નજીકમાં જ એક ગુફા તેને દ્રષ્ટિગોચર થઈ. અંદર પ્રવેશ કરીને તેણે બત્તી કરી અને અંદરના

ભાગની તપાસ કરી. એ તપાસ પરથી તેને માલૂમ પડયું કે તેણે પોતાની સાથે ફાનસ, વાસણ, સીધું વગેરે લાવવાની કાંઈ પણ જરૂર નહોતી. આગલી ગુફાની માફક તમામ પદાર્થો અહીં હાજર જ હતા. માત્ર આ ગુફા આગલી કરતાં સ્હેજ વધારે વિશાળ હતી. એક ગોખલામાંથી તેને એક નાની છીકણીની ચાંદીની ડાબલી પણ મળી આવી. તે જોતાં જ એ બળભદ્રદાસની ડાબલી છે એમ સંગ્રામસિંહ તુરત સમજી શકયો. અર્થાત્ બળભદ્રદાસ આ સ્થળે આવતા હતા એ વાતનો આ છીકણીની ડાબલીએ ચોક્કસ પૂરાવો આપ્યો. રસ્તો વિકટ હોવાથી રાત્રીએ આગળ નહિ વધવાના ઇરાદાથી સંગ્રામસિંહે રાત્રી ગુફામાં જ પસાર કરવાનો ઠરાવ કર્યો. તે ઘોડાપરનું જીન અને ઘાસીયો ઉતારીને ગુફામાં લેઇ ગયો. એટલે ઘોડો પણ તેની પાછળ તે ગુફામાં પેઠો અને એક ખૂણા તરફ વળીને ત્યાં પડેલું ઘાસ ખાવા લાગ્યો. સંગ્રામસિંહે પણ દેવતા પાડીને રસોઇની તૈયારી કરવા માંડી. આ ગુફામાં પાણીનો ઝરો નહોતો. પરંતુ બ્હાર એક નાનું વહેળીઉં વહેતું હતું, ત્યાંથી તે એક ત્રાંબાનો ઘડો ત્યાં પડયો હતો તેને સાફ કરીને તેમાં પાણી ભરી આવ્યો. ભોજનાદિ કાર્ય આટોપીને થોડુંક ઘાસ પાથરી તેના પર ઘાસીઓ બીછાવીને તે સુઇ ગયો.

બીજે દીવસે પરોઢમાં તે જાગૃત થયો, પરંતુ સૂર્યોદય થઇને પુષ્કળ પ્રકાશ ન થાય ત્યાં સુધી પ્રવાસ કરવો તે ઇષ્ટ નથી એમ ધારીને સૂર્યોદયની રાહ જોતો તે બેસી રહ્યો. હવે રસ્તો ઘણો વિકટ અને સાંકડો થતો જતો હતો. આ રસ્તે ઘોડાપર બેસીને પ્રવાસ કરવો કે પગે ચાલીને આગળ વધવું એનો તે નિશ્ચય કરી શકયો નહિ. છેવટે ઘોડાના ઉપર વિશ્વાસ રાખીને તેના અભિપ્રાય મુજબ વર્ત્તવાનો તેણે વિચાર રાખ્યો. સૂર્યોદય થયો એટલે તેણે ઘોડાપર સામાન કસવા

માંડ્યો. પરંતુ જે ઘોડો અત્યાર સુધી તદ્દન શાંત હતો તે અત્યારે પોતાનાપર જીન નંખાતું જોઇને ઉછળવા તથા ખોંખારા કરવા લાગ્યો. તેની આકૃતિ અને મુદ્રાપરથી સંગ્રામસિંહ જોઇ શક્યો કે તેનો આગળ વધવાનો વિચાર નથી. તો પણ તેણે સરંજામ ચડાવ્યો તો ખરો અને પોતે તેના પર સ્વાર થયો. પરંતુ તે ઘોડો આગળ નહિ વધતાં જે રસ્તે થઇને આગલી રાત્રે તેઓ અહીં આવ્યા હતા તે રસ્તા તરફ વળ્યો. એ જોઇને સંગ્રામસિંહને એવો વિચાર આવ્યો કે અહીંથી પાછા ફર્યા બાદ આગળ જતાં કોઇ સ્થળે બીજો રસ્તો ફુટતો હશે. એ સ્થળેથી ઘોડો તે રસ્તા તરફ વળશે. એવા વિચારથી તે લગભગ એક કોશ સુધી પાછો ફર્યો. પરંતુ ત્યાં સુધીમાં બીજો રસ્તો ફુટતો હોય એવું એક પણ ચિન્હ જોવામાં આવ્યુ નહિ કે ઘોડો કોઇ પણ બીજી બાજુ વળ્યો નહિ. એટલે સંગ્રામસિંહે ઘોડાને પાછો ફેરવ્યો અને જે ગુફામાં તેણે રાત્રી ગાળી હતી ત્યાં પાછો લાવીને તે નીચે ઉતરી પડયો.

ગુફા પાસે પાછો આવ્યા બાદ તેણે ઘોડાપરનો સામાન ઉતારીને તેને છૂટો ચરતો મેલી લીધો. હવે ઘોડાની મદદની જરૂર નથી એવી સંગ્રામસિંહની ખાત્રી થઈ, પણ હવે આગળ ક્યાં અને કેટલે દૂર સુધી જવું એ વાતનો મોટો વિચાર થઇ પડયો. કદાચિત્ આજ ગુફાની ભિંતમાં એકાદું ગુપ્ત દ્વાર હશે અને તેમાં થઇને નંદનવનમાં પ્રવેશ કરી શકાતું હશે એમ પણ તેને થયું. એ કલ્પનાને લીધે તેણે ગુફાના અંદરના ભાગનું વિશેષ સૂક્ષ્મ દ્રષ્ટિપૂર્વક પુનઃ નિરિક્ષણ કરવાનો વિચાર કર્યો અને ગુફામાં જઇને ફાનસ પેટવ્યું. ઘણો વખત સુધી શોધ કરવા છતાં આ ગુફામાં તેને કાંઇ પણ ગુપ્તદ્વાર જેવું હોય એમ માલૂમ પડ્યું નહિ. હવે અંદર વધુ શોધ નહિ કરતાં આ-

આજુબાજુના પ્રદેશની તપાસ કરવાનો તેને વિચાર થયો.

સંગ્રામસિંહને નંદનવનની ગુફા સંબંધી માહિતી બળભદ્રદાસ શેઠે એ વિષે લખેલા લેખ પરથી મળી હતી, એ વાચકોના જાણવામાં છે. તે વખતે લેખનો જે ભાગ પોતે વાંચ્યો હતો તે તેણે યાદ કરવાનો યત્ન કર્યો. "નંદનવનની ગુફા ખરેખર સ્વર્ગભૂમિના જેવી જ રમ્ય છે. તે જે સ્થળે આવેલી છે તેની ચારે બાજુએ નાના મોટા ડુંગરા આવેલા છે. તેમાં પ્રવેશ કરવાનો માર્ગ ગુપ્ત છે. એ એકજ માર્ગ સિવાય બીજે કોઇ પણ રસ્તેથી તેમાં પ્રવેશ થઇ શકે તેમ નથી." એવી મતલબની હકીકત વાંચ્યાનું તેના સ્મરણમાં આવ્યું, અને તે સ્વતઃ વિચાર કરવા લાગ્યો. "આ ગુફામાં પ્રવેશ કરવાનો રસ્તો ગુપ્ત છે એમ મેં વાંચ્યું હતું. કાં તો ગુપ્ત એ માર્ગ એકાદા ભોંયરામાં થઇને જતો હશે અથવા આ ડુંગરામાં જ એકાદું ભગદાળું હશે અને તેનાપર પત્થર ગોઠવી રાખેલો હશે. પરંતુ એ માર્ગ મને કેવી રીતે જડશે ? પણ પ્રથમ મારે અહીંના આસપાસના પ્રદેશની તપાસ કરીને ચારે બાજુએ ડુંગરા આવી રહેલા હોય એવી કોઇ જગ્યા છે કે કેમ તે જોવું જોઇએ." એવો વિચાર કરીને તે આસપાસના પ્રદેશમાં ભટકવા લાગ્યો. એક તરફ જૂએ તો ઊંડી ઊંડી ખીણો ત્યારે બીજી બાજુએ ઉંચા ઉંચા પર્વતો દેખાતા હતા. એથી એ પ્રદેશ વિશેષ ભયંકર લાગતો હતો. કેટલેક સ્થળે તો ડુંગરાની ટોચ એટલી ઉંચે ગઇ હતી કે જાણે કુદરતે આકાશને ટેકાવી રાખવાને થાંભલા ઊભા કર્યા હોય એવો ભાસ થતો હતો. તેજ પ્રમાણે ખીણો એટલી ઊંડી હતી કે જાણે તેમાં થઇને પાતાળમાં જવાનો રસ્તો કાઢયો હશે એમ લાગતું હતું. તે ખીણોમાં નાનાં મોટાં પુષ્કળ ઝરણાંમાંથી પડતું પાણી એકત્ર થઇને ખળખળ અવાજ કરતું વહી જતું હતું. એ દ્રશ્ય માત્રથી

જ અંતઃકરણ ભયચકિત બની જાય તેમ હતું. એ પ્રદેશના નિરિક્ષણ પરથી સંગ્રામસિંહ એટલું તો નક્કી કરી શકયો કે નંદનવનની ગુફા આટલામાં જ કોઇ પણ સ્થળે હોવી જોઇએ. આ પ્રદેશમાં ફરતી વખતે જે રસ્તે થઇને પોતે ગયો હોય તે રસ્તે વગર ભૂલે પાછું ફરી શકાય એવા હેતુથી સંગ્રામસિંહે માર્ગમાં પુષ્કળ નિશાનો કર્યા હતાં. કોઈ ઠેકાણે પત્થરાની દેરડી ચડાવીને તો કોઇ સ્થળે ઘાસ એકઠું કરીને તે પવનથી ઉડી ન જાય તે માટે તેનાપર મોટા મોટા પત્થર મૂકી રાખ્યા હતા. કોઇ મોટા વૃક્ષપર પોતાની પાસેના છરાવડે ત્રિશુળનું નિશાન કર્યું હતું તો કોઈ ડુંગરાની તળેટી પાસે નાનો ખાડો ખોદી રાખ્યો હતો. એ પ્રમાણે લગભગ બે પ્રહર સુધી તે આમતેમ ચોતરફ ભટકીને પોતે કરી રાખેલાં નિશાનોને આધારે પુનઃ પેલી ગુફા પાસે હાંફતો હાંફતો આવી પહોંચ્યો.

એ રીતે નિષ્ફળ શ્રમ કરીને પાછો આવ્યા બાદ તેણે રસોઇ બનાવીને ક્ષુધા શાંત કરી. તે વખતે મધ્યાન્હ થઇ ગયો હતો. સૂર્યદેવનાં સિધાં અને તિક્ષ્ણ કિરણો અસહ્ય થઇ પડયાં હતાં. તેથી થોડો સમય આરામ લેવાનું તેણે યોગ્ય ધાર્યું. દિવસ નમ્યો એટલે તે પાછો ગુફામાંથી બહાર પડયો અને સ્હવાર મુજબ નંદનવનની શોધમાં ભટકવા લાગ્યો. પણ વ્યર્થ ! છેવટે સાયંકાળ થયો એટલે હતાશ વદને તે ગુફા તરફ પાછો ફર્યો. એવી રીતે એક દિવસ નિકળી ગયો. તથાપિ તે કાંઇ નિરાશ થયો નહિ. તે મનમાં બોલ્યોઃ "આટલે સુધી આવી પહોંચ્યા પછી જો હું નંદનવનની ગુફાની શોધ કર્યા સિવાય હતાશ બનીને અહીંથી પાછો ફરૂં તો તો ખરેખર લજ્જા ઉત્પન્ન કરનારૂં જ લેખાય. એક દિવસ ગયો તેમાં શું ? એક અઠવાડિયું, એક મહિનો, અરે એક વર્ષ કેમ થતું નથી ? કદાચ વર્ષોના વર્ષો સુધી ભટકવું

પડે તો પણ આ ગુફાની શોધ કરવાના પ્રયત્નમાંથી પાછા તો હઠવું નહિજ! બસ! એકજ નિશ્ચય–**अर्थं साधयामि किंवा देहं पातयामि!** વળી વસતિમાં જઇને પણ કોઇની નોકરીજ કરવી છે ના? તેના કરતાં આ અરણ્યમાં રહીને પોતાની જ નોકરી બજાવવી તે શી ખોટી? અહીં અનાજ ખૂટી પડશે તો વનફળ પુષ્કળ છે. તે સિવાય શિકાર પણ મળી શકે તેમ છે. મારી સાથે તલવાર, બે પિસ્તોલો, તીરકામઠાં વગેરે શસ્ત્રો હું લેતો આવ્યો છું એટલે કોઇ જાતને ડર નથી!'

એ પ્રમાણે વિચાર કરતો તે ગુફામાં ઘાસના બિછાના પર પડયો હતો. તે વખતે એકાએક એક અન્ય વિચાર તેના મનમાં ઉપસ્થિત થયો: " પેલી રાક્ષસી સુમતી કે કુમતીના હાથમાં નંદનવનની ગુફાનો લેખ ગયો છે એટલે તે તેણે અજયસિંહ અને લક્ષ્મીદેવીને બતાવ્યો તો હશે જ. યદાકદાચિત તે ત્રણે જણાં આ ઠેકાણે એકઠાં જ આવી પહોંચ્યાં તો? જો સુમતી એકલીજ આવે તો તો કાંઇ હરકત નહિ. એ રાંડને અહીંને અહીં જ પૂરી કરી દઉં; પરંતુ અજયસિંહ તેમની સાથે હોય તો જરા પ્રસંગ વિકટ ખરો. મારા કથન ઉપર એ રાંડ કાળકાને કદી પણ વિશ્વાસ આવનાર નહિ. બળભદ્રદાસનો ઘોડો મને અહીં લઇ આવ્યો છે એ વાત તેને શી રીતે સાચી લાગે? અર્થાત મેં તે લેખ વાંચેલો હતો અને હું તેની પાસે જૂઠું બોલ્યો હતો, એમ જ તે માની બેસશે. તો તો ભુંડી થાય! એ રંડા જરૂર મારો પ્રાણ લીધા સિવાય રહે નહિ. તેના હાથમાં એ લેખ ગએલો હોવાથી તે એકલી કિંવા એ ત્રણે જણાં કઇ વેળાએ અહીં આવી પહોંચશે તેનું પણ નકી નહિ. માટે સારો રસ્તો તો એજ કે આ ગુફાનો નિવાસ છોડી દેવો અને બીજું કોઈ સુરક્ષિત સ્થળ જોઇને ત્યાં પડાવ

નાખવો અને સાવધાની પૂર્વક તપાસ કરતા રહેવું કે એ લોકોના પંજામાં ફસી જવાય નહિ.”

એ વિચાર આવવાથી આખી રાત્રી તેને ઉંઘ આવી નહિ. અ-હાર કાંઈક ખખડાટ થાય કે તેના કાન ચમકતા. તે સાવચેતીથી ધીમે પગલે બહાર આવતો અને ચોતરફ નજર ફેંકતો. કોઇ પણ નહિ દેખાવાથી પાછો ગુફામાં જઇને બિછાના પર પડતો. બીજા દિવસની પ્હો ફાટતાં જ તે ઉઠયો. ગુફામાં બધું અગાઉની માફક ગોઠવી દઇને પોતાની સાથે જરૂરની સામગ્રી લેઇને ઘોડાપર સ્વાર થઇ તે ગુફાથી આશરે અર્ધક્રોશ દૂર આવેલી એક રમ્ય વૃક્ષઘટામાં જઇને ઉતર્યો. આ ઠેકાણે પડાવ નાખીને આસપાસના પ્રદેશની તપાસ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

### નવીન પ્રવાસીઓ.

ગત પ્રકરણમાં જણાવ્યા મુજબ સંગ્રામસિંહ એ ગુફા છોડીને ચાલ્યો ગયો તેને બીજે દિવસે સ્હાંજેજ ત્રણ પ્રવાસીઓ ત્યાં આવી પ-હોંચ્યાં. લક્ષ્મીદેવી અજયસિંહ અને સુમતી એ ત્રણે જણાં ગુફાના દ્વાર પાસે આવીને પોતપોતાના ઘોડાપરથી નીચે ઉતર્યા. અજયસિંહે એક ફાનસ અને થોડું તેલ પોતાની પાસે રાખ્યું હતું, તે ઘોડાપરથી લાવીને તેણે ફાનસમાં તેલ પૂરીને ફાનસ પ્રકટાવ્યું અને તેના પ્રકાશની સહાયથી ત્રણે જણાં ગુફામાં દાખલ થયાં.

“ અહીંઆ ગોખલામાં ફાનસ પડયું છે.” અજયસિંહ બોલ્યો. વાચકોએ યાદ રાખવું કે સંગ્રામસિંહે પ્રથમની ગુફામાંથી ફાનસ લી-

ઘેલું હોવાને લીધે આ ગુફામાંનું ફાનસ તેણે અહીંજ રહેવા દીધું હતું. માત્ર તેલના વાસણમાંથી તેલ કાઢી લીધું હતું.

"પણ તેલનું વાસણ ખાલી જણાય છે." તેલપાત્રની તપાસ લેતાં સુમતિ બોલી: બાગભદ્રદાસે તેમના લેખમાં કરેલી સૂચના મુજબ આપણે પ્રકાશનાં સાધન આપણી સાથે રાખવામાં વાજબી કર્યું છે."

" હા, આપણે તમામ સાહિત્ય આપણી સાથે રાખ્યાં એ બહુ ઉત્તમ થયું છે.", અજયસિંહ બોલ્યો: "એ લેખમાં તેમણે તમામ હકીકત કેટલી બારીકાઈથી લખેલી છે ? રસ્તા ઉપરની નિશાનીઓની ઝીણીઝીણી વિગતો એવી તો સ્પષ્ટ રીતે આપેલી છે કે તેની મદદથી રસ્તો શોધી કાઢવામાં આપણને જરા પણ મહેનત પડી નથી."

" આપનું કહેવું ખરૂં છે. પણ જો કોઇ બુદ્ધિમાન્ મનુષ્ય હોય તો કદાચ એ લેખની સહાયતા વિના પણ અહીં સુધી તો તે આવી પહોંચે ખરો. જો કે એટલું ખરૂં કે એ લેખમાં જે નકશો રસ્તાનો આપેલો છે તે આપણને તો મદદગાર થઇ પડયો છે." સુમતી બોલી.

"આપણે અહીં સુધી તો આવી પહોંચ્યાં." અજયસિંહ બોલ્યો ! "પરંતુ હવે આગળ આપણાથી ઘોડા ઉપર પ્રવાસ થઈ શકે તેમ નથી. આજની રાત્રી આ ગુફામાં રહીને વિશ્રાંતિ લઇએ અને કાલે પ્હો ફાટતાં આગળ મુસાફરી શરૂ કરીશું.

તેમનું એ સંભાષણ થતું હતું તે વખતે અશ્વો જળપાન કરતા હતા. એમની તૃષાનું નિવારણ થયા બાદ અજયસિંહે ખોગીર ઉતાર્યાં. સુમતિ ભોજનની વ્યવસ્થા કરવામાં પડી, રસોઇ તૈયાર થઇ એટલે ભોજન કરી લીધું. એ લોકો પેલી ધર્મશાળામાંથી નીકળ્યાં ત્યારે જ

તેમણે આટો, દાળ, ચોખા વગેરે સીધાનો પુરતો સામાન પોતાની સાથેજ રાખ્યો હતો. એટલે તે માટે તેમને ગુફામાંના સામાન ઉપર આધાર રાખવો પડે તેમ નહોતું. ભોજન પશ્ચાત્ ગુફામાં પડેલા ઘાસનાં બિછાનાં બનાવીને તેનાપર તેમણે નિદ્રા લીધી. બીજે દિવસે પ્રાતઃકાળે જાગૃત થયા બાદ અજયસિંહે ઘોડાને છૂટા ચરવાને છોડી મેલ્યા. ત્રણે જણાંએ સ્નાનાદિ કાર્યથી પરવારીને થોડોક નાસ્તો કરી લીધો. એ વખતે તેમની વચ્ચે નંદનવનની ગુફા સંબંધી જ વાતચીત ચાલતી હતી.

"અહા! આ બધો બનાવ સ્વપ્ન જેવો વિલક્ષણ જ બની ગયો છે!" લક્ષ્મીદેવી બોલીઃ "થોડા દિવસ પહેલાં આ ગુફા સંબંધી આપણને જરી પણ માહિતી હતી ? બલભદ્રદાસ શેઠે આપણને તેની માહિતી આપેલી ખરી પણ તે અધુરીજ, અને તેમાં વળી તેમના આકસ્મિક સ્વર્ગવાસથી આપણને તો એમજ લાગતું હતું કે હવે કદી પણ આ ગુફાનું દ્વાર આપણે જોવાનાં નથી."

ગંભિર પરંતુ મધુર સ્વરે સુમતી બોલીઃ "ખરેખર, આ સઘળો બનાવ સ્વપ્ના જેવો જ બની ગયો છે!"

"તથાપિ આપણું એ સ્વપ્ન પૂરૂં થવામાં હજી થોડો વિલંબ છે." અજયસિંહ બોલ્યોઃ "હજી પણ આપણે જરી ધીરજ રાખવાની જરૂર છે. સ્હવારે ઉઠતાં વાંત જો આપણે ધાર્યું હોત તો એ ગુફાના ગુપ્ત માર્ગે તરફ જવાને આપણે નિકળ્યાં હોત. પરંતુ એવા પવિત્ર સ્થળમાં શુચિર્ભૂત થઇને અને શાંતચિત્તે પ્રવેશ કરવો તે જ યોગ્ય છે, એવા વિચારથી મેં ઉતાવળ કરી નથી."

"એ બરાબર છે." લક્ષ્મીદેવી બોલીઃ "અહાહા! એ ગુફામાં ઉત્તમ ઉત્તમ ફળો, સુગંધિત પુષ્પો, કિમતી રત્નો, આદિ

અનેક પ્રકારનાં સૌખ્યપ્રદાયક પદાર્થોની વિપુલતા હોવા છતાં, માત્ર દાદાજી તે સ્થળે વાસ કરતા હતા, ત્યાં એક નિસ્પૃહી સાધુની માફક જીવન વ્યતિત કરતા હતા અને તે સ્થળે જ સમાધિસ્ત થયા છે: એ કારણથી પણ મને એ સ્થળ અતિશય પૂજ્ય લાગે છે."

"મારા મનમાં પણ એવાજ પ્રકારના વિચારો ઘોળાયા કરે છે." અજયસિંહે કહ્યુ: "દાદાજીના કૃપાપ્રસાદને લીધેજ આપણને નંદનવનની ગુફાનાં દર્શન થાય છે; માટે એમની સમાધીનાં દર્શન કરવાની મને તિવ્ર ઉત્કંઠા થઇ છે."

નાસ્તો કર્યાબાદ એ ત્રણે જણાં ગુફાની બહાર આવ્યાં અને તેના દ્વાર પાસે ઊભાં રહીને બહારનો દેખાવ નિહાળવા લાગ્યાં. વાયવ્ય દિશા તરફ બારિકાઇથી જોતાં અજયસિંહ બોલ્યો: "જૂઓ પેલો સામે ડુંગરાળ પ્રદેશ દેખાય છે તે! અહા! આ પ્રદેશ કેટલો ભયંકર છે? બાળભદ્રદાસ શેઠે લખેલા લેખમાં તમામેતમામ બારિક વિગતો આપેલી છે તે ઠીક કર્યું છે. જો તેમ નહિ કર્યું હતે તો હવે આગળ આ ડુંગરાળ પ્રદેશમાં રસ્તો હશે એવું કોઇને પણ માલૂમ પડી શકત નહિ. ખરેખર આ જગ્યા અતિ વિલક્ષણ છે."

"બેશક અરણ્યશોભા આ સ્થળે મૂર્તિમંત વાસ કરી રહી છે, એમાં તો લેશ પણ સંશય નથી." લક્ષ્મીદેવી બોલી: "આ પર્વતના ગર્ભમાં શું રહેલું છે, તેની જેને કદી કલ્પના પણ આવેલી ન હોય તે મનુષ્ય યદાકદાચિત્ રસ્તો ભૂલીને આ સ્થળે આવી ચડે તો સામેનું ભયંકર અરણ્ય જોઇને તે કદી પણ આગળ વધવાની હિમ્મત કરે નહિ."

"જો કોઈ મોટો હિમ્મતવાન શિકારી પોતાના શિકારની પાછળ ધસતો ધસતો અહીં સુધી આવી પહોંચે, તો તે પણ આ

ડુંગરાળ પ્રદેશ જોઇને પછી શિકારની પાછળ પડવાનું છોડી દઈ અહીંથીજ પાછો ફરી જાય." અજયસિંહ બોલ્યોઃ "પેલો ઉંચો ડુંગર, તેની બીજી બાજૂએ ઉંડી ઉંડી ખાઈ, સામે દેખાતી ગીચ્ચ ઝાડી અને તેમાં થઇનેજ તો વિકટ માર્ગ, એ સર્વ બાબતનો વિચાર કરતાં નંદનવનની ગુફા આજસુધી આટલી ગુપ્ત રહી શકી છે અને આત્ર અમુક માણુસોનેજ તેની માહિતી હતી, એ વાતથી વિશેષ આશ્ચર્ય ઉપજતું નથી."

"ખરેજ, એ ગુફાને લગતી તમામ વાતો વિલક્ષણ જ છે. બળભદ્રદાસે પોતાના લેખમાં એ ગુફાનું બારિક વર્ણન કર્યું છે ખરૂં, પરંતુ તે કયારે ઉત્પન્ન થઈ અને કોણે તે તૈયાર કરી તથા તેમાં વિપુલ સંપત્તિ કેવી રીતે આવી એ સંબંધમાં એક શબ્દ સરખો પણ તે લેખમાં નથી!" લક્ષ્મીદેવીએ આશ્ચર્યસહ જણાવ્યું.

આપણા વડીલોનાં સર્વ કૃત્યો એવાં જ છે." અજયસિંહ બોલ્યોઃ "તેઓ કાંઈ પણ મહત્વનું કૃત્ય કરતા છતાં એથી તેઓ ફૂલાઈ જતા નહિ. વળી આવાં કાર્યો બહુવા ગુપ્તપણે કરવાનો જ તેમનો પરિપાક હતો. આપણા વડીલો કળાકૌશલ્યનાં કામોમાં બહુ હૂશિયાર હતા. તેમણે આવી અનેક ગુફાઓ નિર્માણ કરેલી છે. પૂર્વે જે વખતે આપણા દેશમાં અગાધ સંપત્તિ હતી, તે વખતે ધનવાનો પોતાની સંપત્તિનો વિશેષાંશ આવાં ગુપ્ત સ્થળો નિર્માણ કરીને તેમાં રાખી મૂકતા હતા. પુરાણોમાં આવા પ્રકારનાં સ્થળોને 'નિધિ' એવું નામ આપવામાં આવતું હતું. આ નિધિ વંશપરંપરા માત્ર અમુકને જ પ્રાપ્ત થતા હતા. વળી આપણા વડીલોની એવી માન્યતા પણ હતી કે જેને આ નિધિનો વારસો આપવાનો હોય તેમનું વર્તન તદ્દન શુદ્ધ અને નિષ્પાપ હોવું જોઇએ. કેમકે

દ્રવ્ય સર્વ અનર્થોનું મૂળ ગણાય છે. તેથી જો તે કોઇ દુરાચારી મનુષ્યના હાથમાં આવે તો તે મનુષ્યને અધોગતિએ પહોંચાડવામાં તે કારણભૂત બને. માટે આવા પ્રકારનો નિધિ જેના હાથમાં આવે તેણે મોટી દક્ષતાપૂર્વક વ્યવહાર ચલાવવો જોઇએ. અર્થાત્ આ ગુપ્ત નિધિ પ્રાપ્ત કરવાને આપણે પાત્ર નિવડયાં છીએ, તો આપણે પણ સાવચેતીથી ચાલીને માત્ર આપણી મોજમજાહને ખાતર જ તેનો ઉપભોગ નહિ કરતાં તેની સહાયથી ગરીબો, નિરાધારો અને દુઃખી મનુષ્યોનો ઉદ્ધાર કરવો જોઇએ. એ દ્રવ્ય કેવળ આપણે માટે નથી કિન્તુ પરમાર્થની સિદ્ધિને અર્થે છે એ વાત ખાસ લક્ષમાં રાખવી જોઇએ. આપણે તો માત્ર આ કોષનાં રક્ષક છીએ અને આપણું મુખ્ય કર્ત્તવ્ય એ છે કે તે કોષનું આપણે રક્ષણ કરવું અને સુપાત્ર જનોનાં દુઃખોનું નિવારણ કરવાને માટે તેનો યોગ્ય રીતે વ્યય કરવો. જો આ વાત લક્ષમાં રાખીને આપણે ચાલીએ તો આ નિધિને સાચવી રાખવામાં આપણા વડીલોનો જે હેતુ હશે તે સંપૂર્ણપણે સિદ્ધ થઈ શકશે એમ કહેવામાં જરી પણ હરકત નથી."

લક્ષ્મીદેવી અજયસિંહનું એ ઔદાર્યપ્રદર્શક ભાષણ મનઃપૂર્વક શ્રવણ કરતી હતી. પરંતુ સુમતીના મનમાં તો 'ક્યારે હું નંદનવનની ગુફામાં પહોંચી જાઉં અને ક્યારે ત્યાંની સુખસંપત્તિનો ઉપભોગ કરૂં ' એમ થયા કરતું હોવાને લીધે તેનું લક્ષ અજયસિંહના ભાષણ તરફ નહોતું. હવે પછીનો પ્રવાસ થોડાક વિકટ હતો અને આગળ પગે ચાલીને જવાનું હતું, તેથી તેમણે પ્રથમ ગુફામાં જઇને અલ્પ ઉપહાર કરી લીધો. તે પછી ઘોડાને છૂટા ચરતા છોડી દીધા. પોતાની સાથે જરૂર જોગો સમાન રાખીને બાકીનો સામાન ગુફાના

એક ખૂણામાં મૂકી દીધો. એ પ્રમાણે વ્યવસ્થા કર્યા બાદ અજયસિંહ બોલ્યો: "હવે આગળ જવામાં હરકત નથી."

એ ત્રણે જણાંએ હવે ખરેખરા વિકટ પ્રવાસનો પ્રારંભ કર્યો. તેઓ વાયવ્ય દિશા તરફ વળ્યાં. સહુથી પહેલાં અજયસિંહ, તેની પાછળ લક્ષ્મીદેવી અને એ બન્નેની પાછળ સુમતી એ ક્રમે આશરે અર્ધઘટિકા પર્યંત તેમણે ચાલ્યા કર્યું. એ સમય દરમિયાન કોઈ કાંઈ પણ બોલતું નહિ. તે પછી અજયસિંહ એ મૌન્યનો ભંગ કરીને બોલ્યો: "થોડા સમય પહેલાંજ કોઇ વટેમાર્ગુ આ બાજુએ આવ્યો હોય એમ લાગે છે."

"એમ તમે શા પરથી કહો છો?" લક્ષ્મીદેવીએ પૂછ્યું.

"જૂઓ આ રસ્તા ઉપર ઘાસ પડેલું છે અને આપણી જમણી બાજુએ ઉગેલી ઘ્રો કોઇનાં પગલાંથી દબાઇ ગએલી દેખાય છે." અજયસિંહ બોલ્યો: "વળી જૂઓ, આ પત્થરની દેરડી ચડાવી છે તે. એ દેરડી જોતાં સ્પષ્ટ માલુમ પડી આવે છે કે તે થોડા વખત પહેલાંજ ચડાવેલી હોવી જોઇએ. તેના પત્થરાને ચોંટેલી જમીનની માટી ઉપરથી પણ એ વાત સિદ્ધ થાય છે. વળી મારી ખાત્રી છે કે આવા પ્રકારનું નિશાન આ સ્થળે છે એવું બાળભદ્રદાસ શેઠે પણ પોતાના લેખમાં લખેલું નથી."

એટલું કહીને તેણે પોતાને ખભે લટકાવેલી કોથળીમાંથી ગુફાવાળો લેખ બહાર કાઢ્યો. લક્ષ્મીદેવી અને સુમતી પણ મોટી ઉત્કંઠા પૂર્વક તેના ચ્હેરા સામે જોવા લાગી.

"ના ના." અજયસિંહ બોલ્યો: "આવા પ્રકારની નિશાની અહીં છે એવું આ લેખમાં લખેલું નથી. જૂઓ, તેમાં લખ્યું છે કે 'ગુફામાંથી બહાર નિકળ્યા બાદ વાયવ્ય દિશા તરફ જૂઓ. તે

દિશાએ જાણે એક પર્વતને તોડીને બે કર્યાં હોય એવા બે ડુંગરા દ્રષ્ટિએ પડશે. તે ડુંગરા તરફ દ્રષ્ટિ રાખીને આગળ વધો. થોડા વખતમાં એક નાનો પગ રસ્તો જણાશે. એ પગ રસ્તે જતાં માર્ગમાં કોઇ પણ પ્રકારનું નિશાન દેખાશે નહિ, કેમકે ત્યાં નિશાનની જરૂરજ નથી. એ પગરસ્તે આગળ વધશો એટલે તે રસ્તો ડુંગરાની નજીકમાં બંધ પડી જશે. તે પછી—' એ પ્રમાણે આમાં લખેલું છે. અર્થાત્ અહીંઆ આવું ચિન્હ હોવાનો સંભવ નથી. એ ઉપરથી ચોખ્ખું જણાઇ આવે છે કે કોઈ પણ મનુષ્યે આ દેરડી ચડાવેલી હોવી જોઇએ !"

"ગયો હશે કોઇ વટેમાર્ગુ અહીં થઇને," લક્ષ્મીદેવી બોલી: "અને સહજ બેઠા બેઠા તેણે કર્યો હશે આ ઉદ્યોગ !"

સુમતી કાંઈ પણ બોલી નહિ. તેની મનઃદ્રષ્ટિ સમક્ષ સંગ્રામસિંહની મૂર્તિ ખડી થઈ ગઇ. તે સ્વતઃ મનમાં જ વિચારવા લાગી: "પોતે લેખ વાંચ્યો નથી એમ તેણે મારી પાસે ખોટુંજ કહેલું. બહુધા એ લેખ તેણે બાગમાં દાટયા પૂર્વેજ વાંચેલો હોવો જોઇએ. ઘણું કરીને તો તેજ અહીં આવેલો હોવો જોઇએ અને નંદનવનની ગુફામાંથી પાછા ફરતાં રસ્તો ભૂલી ન જવાય તે માટે આ દેરડી તેણે ચડાવેલી હોવી જોઇએ. તે કાં તો આ વખતે નંદનવનની ગુફામાં જ મોજ કરતો હશે !" એ પ્રમાણે વિચાર કરતાં તે મનમાં જ બોલી: "જો એ પ્રમાણે લૂચ્ચાઈ કરીને તે નંદનવનની ગુફામાં પેઠો હશે તો મારી કટાર પણ તેની છાતીમાં પેસ્યા સિવાય કદી પણ રહેનાર નથી."

"એટલા પરથી આપણે વિચારમાં પડી જવાનું કાંઇ પણ કારણ નથી." અજયસિંહ બોલ્યો: "જો આ પગરસ્તો પૂરો થયા બાદ આગળ આવું કાંઈ પણ તાજું નિશાન જોવામાં આવશે તો તે વખતે એ સંબંધી આપણે વિચાર કરીશું."

# પ્રકરણ ૧૫ મું.

## ચમત્કારિક ગુફામાં પ્રવેશ.

તેમણે પુનઃ પ્રવાસ શરૂ કર્યો. થોડા સમયમાંજ તેઓ સામે દેખાતા ડુંગરાની તદ્દન નજીક આવી પહોંચ્યાં. સામે બે ડુંગરા અને આસપાસ ઘટ ઝાડી, એવા સ્થળે તે રસ્તો બંધ થઈ ગયો હતો.

આવા પ્રકારના નિબીડ અરણ્યમાં પોતાના તરફ કોઇની નજર હશે, એવી તો તેમને શંકા પણ ક્યાંથી હોય ? પરંતુ એક મનુષ્ય તેમની હીલચાલ તપાસતો હતો. સંગ્રામસિંહ એક ગુપ્ત જગ્યાએ રહીને તેમની તરફ બારિક દ્રષ્ટિએ જોઈ રહ્યો હતો. એ ત્રણને જોયાં ત્યારથીજ તેનું હૃદય કમ્પી ઉઠયું હતું. તેનું મગજ પણ તપ્ત બની ગયું હતું. પરંતુ પરાણે શાન્તિ ધારણ કરીને એક મોટા પત્થરની પાછળ છુપાઈ રહીને આ લોકો ક્યાં જાય છે અને શું કરે છે એ તે જોતો હતો. આટલો વખત જે ગુફાના દ્વારની શોધ કરવાનો પોતે નિષ્ફળ પ્રયત્ન કરી રહ્યો હતો, તે દ્વાર સહજ રિત્યા અનાયાસે પ્રાપ્ત થવાની આશામાં તે ઉત્કંઠિત બન્યો હતો.

અજયસિંહ અને તેની સાથેની બે સ્ત્રીઓ ઉપર જણાવેલે સ્થળે આવીને અટકી ગયાં. હવે આગળ તેઓ ક્યાં જાય છે એ સંગ્રામસિંહ લક્ષપૂર્વક જોતો હતો. અજયસિંહે ગુફાવાળો લેખ કાઢી, પુનઃ ખોલીને તે વાંચી જોયો. પાછો તે બરાબર ઠેકાણે મૂકી દઇને તે પશ્ચિમ તરફની ઝાડી તરફ વળ્યો. એ ઝાડી એટલી ગાઢ હતી કે તેમાં થઇને આગળ જવાનો રસ્તો હશે એમ કોઇને કલ્પના પણ થઈ શકે તેમ નહોતું. તેણે બે હાથે વૃક્ષઘટાને બાજુએ કરીને અંદર

પ્રવેશ કર્યો. લક્ષ્મીદેવી તથા સુમતી પણ તેનું અનુકરણ કરીને તેની પાછળ અંદર દાખલ થઇ. ઝાડીમાં ભરાયાથી તેમની સાડીઓમાં ઝડકો પડયો. પરંતુ તેની તેમણે દરકાર કરી નહિ. પુનઃ વૃક્ષઘટા પૂર્વવત્ સ્થિતિમાં આવી ગઈ અને એ ત્રણે જણાં સંગ્રામસિંહની દ્રષ્ટિથી દૂર થઈ ગયાં.

સંગ્રામસિંહ જે સ્થળે સંતાઇ રહ્યો હતો ત્યાંથી બહાર નિકળીને ત્વરાથી આગળ આવ્યો અને જે સ્થળે અજયસિંહ ઝાડીમાં દાખલ થયો હતો, તે સ્થળે આવીને તે પણ એમની પાછળ અંદર પેઠો. અંદર દશ–પંદર પગલાં આગળ વધતાં ઢાળવાળી જમીન આવી. પ્રથમ તેને કલ્પના પણ નહોતી કે આવી ઝાડીમાં પ્રવેશ કર્યા બાદ નીચે ઉતરવાનું આવશે. તેથી આ ઢાળ જોઇને તેને અત્યંત આશ્ચર્ય થયું. તે પળવાર ઉભો રહ્યો અને મન સાથે બડબડયોઃ "અહા ! આ માર્ગની શોધમાં હું હજારો વર્ષપર્યંત આમ તેમ રખડયો હોત તો પણ આ માર્ગ શોધી શકયો હોત નહિ! આવી દાટ ઝાડીમાં દાખલ થતાંજ આવો સરલ રસ્તો હશે તેની કલ્પના પણ કેવી રીતે થઇ શકે? અસ્તુ; હવે આગળ વધો."

આખા જન્મારામાં નહિ થયો હોય એટલો આનંદ આ વખતે સંગ્રામસિંહને થયો હતો. તે મોટી ત્વરાથી આ ઢોળાવ પરથી નીચે ને નીચે ઉતારવા લાગ્યો. કોઇએ આ રસ્તો કદાચ ખાસ તો તૈયાર કરાવ્યો નહિ હોય એવી શંકા તેને પ્રથમ આવી. પરંતુ સૂક્ષ્મ દ્રષ્ટિથી આસપાસ નિહાળતાં અને વિચાર કરતાં તેને લાગ્યું કે આ માર્ગ કૃત્રિમ નહિ પરંતુ નૈસર્ગિક જ છે.

એ પ્રમાણે આગળ વધતાં આગલાં ત્રણ પ્રવાસીઓમાંની પાછળ રહેલી સુમતીની તેને ઝાંખી થઈ. તે ત્યાં જ ઊભો રહી ગયો. હવે પેલાં વધુ આગળ ગયાં હશે એવું અનુમાન કરીને થોડી વાર પછી તે પાછો ચાલવા લાગ્યો. એટલે નીચે એક વ્હેળો તેના જોવામાં આવ્યો. આ ઢોળાવ એ વ્હેળા પાસે આવીને અટકી ગયો હતો. સામી બાજુએ જવાને તે વ્હેળો ઓળંગવાની જરૂર હતી. વ્હેળામાં પાણી પુષ્કળ વહેતું હતું અને તાણ પણ સખ્ત હતું. એટલે અંદર ઉતરીને સામી બાજુએ જઈ શકાય તેમ નહોતું. પરંતુ જમણી બાજુએ જે સ્થળે વ્હેળો થોડો સાંકડો હતો, ત્યાં બે વૃક્ષો તેના ઉપર આડાં પડેલાં હતાં, જે પુલની ગરજ સારતાં હતાં. વ્હેળાની આ બાજુએ ચારે પાસ જોતાં કોઈ સ્થળે રસ્તો ફાંટતો હોય એમ નહિ દેખાવાથી સંગ્રામસિંહે વિચાર્યું કે ‘ પેલાં ત્રણે જણાં આ વૃક્ષપર થઇને જ સામી બાજુએ ગયેલાં હોવાં જોઇએ.’ બારિકાઈથી જોતાં તેને જણાયું કે એ વૃક્ષના પુલ પાસે આવીને જ એ ત્રણેનાં પગલાં અટકી ગયાં હતાં. એથી તેણે પણ એજ પુલપર પસાર થઇને સામી બાજુએ જવાનો નિશ્ચય કર્યો.

પ્રથમ તેને એવો વિચાર આવ્યો કે ‘ કદાચ આ વૃક્ષ તુટી જાય તો મારા તો બારે વહાણ ડૂબી જાય ! ’ પરંતુ તે વિચાર એક પળ માત્ર જ રહ્યો. ‘ જ્યારે એ ત્રણે જણાં આ વૃક્ષપરથી પસાર થઈ શક્યાં તો મને શો વાંધો છે?’ એવો વિચાર કરીને સમગ્ર હિમ્મત એકઠી કરીને તે વૃક્ષપર થઇને વ્હેળો પસાર કરી ગયો.

સામી બાજુએ જઇને જોતાં ત્રણ જણાંનાં પગલાં ડાબી બાજુએ વળેલાં દેખાયાં. તે પણ તેમનાં પગલાં જોતો જોતો ચાલવા

લાગ્યો. થોડેક આગળ ગયો એટલે પાછી ઝાડી આવી. એ ઝાડીમાં તે દાખલ થયો. દાખલ થતા પહેલાં એક વખત તેણે આસપાસનો વનપ્રદેશ બારિકાઇથી નિહાળી જોયો. એ ઉપરથી તેની ખાત્રી થઇ કે આ સ્થળે આવવાને માટે જે રસ્તે થઇને પોતે આવ્યો હતો તે એકજ રસ્તો છે. તે સિવાય બીજો એક પણ માર્ગ તેના જોવામાં આવ્યો નહિ. તે જોઇને સંગ્રામસિંહ સ્વગત બોલ્યોઃ " નંદનવનની ગુફા ગુપ્ત રાખવાને માટે બહુજ કાળજી રાખવામાં આવેલી જણાય છે. ખરેખર, ઇશ્વર મને સાનુકુળ છે. જો ત્રણ જણાં અહીં ન આવ્યા હોત કિંવા મારી જાણ વગર તેઓ અહીં થઇને પસાર થઈ ગયાં હોત તો હું નથી ધારતો કે આવો વિચિત્ર માર્ગ શોધી કાઢવામાં હું ફતેહ મેળવી શકત !"

ઝાડીમાં દાખલ થઇને એ પાછો ઝપાટાબંધ આગળ વધવા લાગ્યો. પુનઃ સુમતિ તેની નજરે પડી. તે જે રસ્તાપર ચાલતો હતો, એ રસ્તો સિદ્ધો ન હોતાં વાંકોચૂકો હતો અને તેની બન્ને બાજુએ વૃક્ષઘટા જામેલી હતી. એટલે સાવધાની પુર્વક ચાલતો સંગ્રામસિંહ, તેની આગળ ગએલાં પ્રવાસીઓ પાછળ દ્રષ્ટિ કરીને જૂએ તો પણ તેમની નજરે પડવાનો સંભવ નહોતો. આ રસ્તે પણ થોડેક સુધી સપાટ મેદાનપર આવ્યા બાદ પાછું ફરીથી નીચે ઉતરવાનું આવ્યું. લગભગ એકાદ ઘટિકા પર્યંત પ્રવાસ કર્યા બાદ એક ગુફા જોવામાં આવી. અજયસિંહ, લક્ષ્મીદેવી અને સુમતી એ ત્રણ જણાં એ ગુફામાં દાખલ થયાં. પરંતુ સંગ્રામસિંહ તે ગુફામાં દાખલ નહિ થતાં એ ગુફાથી થોડે દૂર એક વૃક્ષઘટામાં લપાઇને બેસી રહ્યો.

નંદનવનમાં પ્રવેશ કરવાનો માર્ગ આ ગુફામાં થઈનેજ હોવો જોઇએ, એવી સંગ્રામસિંહે સ્વાભાવિક જ કલ્પના કરી. તેનું મસ્તક

આનંદોન્મત્ત બની ગયું. પોતાને આ સ્થળે આણવામાં ઇશ્વરનો કાંઇ પણ હેતુ હોવો જોઇએ, એમ તેણે માન્યું. બળભદ્રદાસ શેઠનો વૃદ્ધ ઘોડો જ લઈ જવાનો પેલી કાળકાએ આગ્રહ કરવો, તે ઘોડાએ પોતાને કલ્પના પણ નહોતી તે સ્થળે આણવો, એજ વખતે અજયસિંહ તથા આ બે સ્ત્રીઓનું નંદનવનની ગુફાની શોધ અર્થે આવી પહોંચવું, એ સર્વ ઘટનામાં ઇશ્વિરીસંકેત જ છે એમ તેણે વિચાર્યું અને તે મનમાં ને મનમાં પોતાના સુદૃભાગ્યની પ્રશંસા કરવા લાગ્યો. આવા વિચારો થવા એ માનવ સ્વભાવને અનુસરતું જ છે. મનુષ્ય ભવિષ્યના ભેદના ઊંડાણમાં પ્રવેશવાને સર્વથા અશક્ય હોઇને ભૂતકાળના બનાવોને આધારે ભવિષ્યના સંબંધમાં પોતાને રૂચે તેવી કલ્પનાઓ અને અનુમાનો કરે છે. તદનુસાર અત્યાર સુધીની બની ગયેલી ઘટનાઓથી સંગ્રામસિંહ આનંદાવેશમાં આવી જાય તેમાં કાંઇ નવાઇ નથી. માત્ર એટલું કહીશું કે જો તે ભવિષ્ય કળી શકતો હોત—હવે પછી શું થનાર છે એનો યથાર્થ ખ્યાલ કરવાની તેનામાં શક્તિ હોત તો તેને આ બનાવથી આનંદ ઉત્પન્ન થયો હોત નહિ. યદા કદાચિત્ ઉત્પન્ન થયો હોત તદપિ તે ક્ષણભર પણ ટકી શક્યો હોત નહિ. પરંતુ તેના ભવિષ્યમાં શું માંડેલું છે એ તે જાણતો નહોતો. આપણે પણ જાણતા નથી. જે વિષયનું આપણને જ્ઞાન નથી તે સંબંધી વિચાર કરવો નિરર્થક છે. ‘ બનવા કાળ હોય તે મિથ્યા થતું નથી ’ એ સિદ્ધાંતને અનુસરીને આપણે પણ સંગ્રામસિંહની સાથે ભવિષ્યનો વિચાર નહિ કરતાં વર્ત્તમાનમાંજ વિચરીશું.

અમે ઉપર જણાવી ગયા છીએ કે અજયસિંહ અને તેની સાથેની બે સુંદરીઓ ગુફામાં દાખલ થઈ હતી. સંગ્રામસિંહે તો બહાર જ છૂપાઈ

રહેવાનું વાજબી વિચાર્યું હતું. કેમકે તેને એ લોકોની પાછળ પાછળ ગુફામાં પ્રવેશ કરવામાં ભય લાગતો હતો. તેમાં સર્વથી વિશેષ ભય તેને સુમતીનો હતો. કદાચ દીનતા દર્શાવવાથી કે કરગરવાથી અજયસિંહના ઔદાર્ય અને દયાળુતાના ઉપર અસર કરી શકાય પરંતુ પેલી ખૂની હૃદયની કાળકા કદી પણ મારો નાશ કર્યા સિવાય રહે નહિ એમ તે ધારતો હતો.

લગભગ અર્ધ ઘટિકા પર્યંત પોતે જે સ્થળે છૂપાઈ રહ્યો હતો તેજ સ્થળે રહીને બિલકુલ સ્તબ્ધ રહીને તે મોટી સાવધાની પૂર્વક ગુફા તરફ જોતો હતો. તેને એવો પણ ભય લાગતો હતો કે 'જો આ લોકો તે ગુફામાંથી બહાર નિકળીને આ તરફ આવતાં મને જોઇ જાય તો જરૂર તેમના મનમાં એવી શંકા આવે કે હું કાં તો તેમની હીલચાલ ઉપર છૂપી દેખરેખ રાખું છું કિંવા તેમનો ઘાત કરવાના ઇરાદાથી અહીં છૂપાઇ રહ્યો છું!' ઘણો સમય થયા છતાં કોઇ બહાર નિકળેલું જણાયું નહિ. કોઇના પગલાંનો ધમકારો કે વાતચીતનો અવાજ તેના કર્ણપુટ ઉપર પડયો નહિ. તે જે સ્થળે છૂપાયો હતો ત્યાંથી ગુફાની અંદરના અંધકારથી તદ્દન કાળું લાગતું ગુફાનું મુખ જણાતું હતું. અંદર શું છે એ તેની દૃષ્ટિએ પડી શકે તેમ નહોતું.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### સર્પની ભીતિ!

"ખરેખર એ લોકો તો ક્યારેનાયે નંદનવનના સ્વર્ગીય સ્થાનમાં પહોંચી ગયાં હશે!" સંગ્રામસિંહ સંતપ્ત હૃદયે બોલ્યો:

" હું આ સૂર્યના પ્રખર તાપમાં શેકાઉં છું જ્યારે એ ત્રણ જણાં તો એ સ્થળની સર્વ સમૃદ્ધિનો ઉપભોગ કરતાં આનંદનિમગ્ન બની ગયાં હશે.

હવે તેની ધીર જ રહી નહિ. એક પુરુષના મનમાં પોતાની સ્ત્રી સાથે અન્ય પુરુષને અમર્યાદિત રીતે વર્તતો જોવાથી જેટલો અને જેવો ક્રોધ ઉપજે, તેટલો અને તેવો ક્રોધ અત્યારે સંગ્રામસિંહને થયો હતો. પરંતુ એ ક્રોધ કાંઇ અર્થસાધક નિવડી શકે તેવો ન હોતો. હવે તે સંતાવાના સ્થળેથી બહાર આવ્યો અને સાવચેતીથી આગળ પાછળ જોતો તથા અવાજ ન થાય તેવી રીતે પગલાં ભરતો ગુફા તરફ જવા લાગ્યો. થોડીક પળોમાં તે ગુફાના દ્વાર પાસે આવી પહોંચ્યો એમને એમ અંદર દાખલ નહિ થતાં પ્રથમ તેણે બહાર ઊભા રહીને જ અંદર જોવાનો પ્રયત્ન કર્યો. એ પ્રયત્નમાં તેને સફળતા મળી નહિ. તે પછી તેણે કાન માંડીને અંદરથી કાંઈ પણ અવાજ આવે છે કે કેમ તે જાણવાનો યત્ન કર્યો, પરંતુ કોઇ પણ જાતનો અવાજ સાંભળવામાં આવ્યો નહિ. આગલી તમામ ગુફાઓ કરતાં આ ગુફામાં અંધકાર વિશેષ હતો. આવા ગાઢ અંધકારવાળી જગ્યામાં ભરાઇને અજયસિંહ વગેરે બેસી રહ્યાં હોય એમ સંગ્રામસિંહ માની શક્યો નહિ. તેણે વિચાર્યું: " આ ગુફામાં વિશેષ અંધકાર છે એ પણ એક રીતે લાભદાયક છે. જો તેઓ અંદર બેઠાં હોય તો પણ અંધારાને લીધે હું અંદર જાઉં છતાંયે મને જોઇ શકે તેમ નથી. વળી કદાચ તેમનો અવાજ મારા કાને પડે તો તેઓ મને જોઇ કે જાણી શકે તે પહેલાં તો હું ગુફામાંથી બહાર નિકળી પલાયન પણ થઇ શકું." એ વિચારને અંતે તે એકાએક બોલી ઉઠયો: " અરે પણ હું કેવો મૂર્ખ અને બિહામણું છું! શું આટલો વખત તેઓ આ અંધારી ગુફા-

માં બેસી રહ્યાં હશે? અરે એ તો ક્યારનાંયે નંદનવનમાં પ્રવેશ કરીને સુખોપભોગ કરતાં હશે!"

હવે તે હિમ્મત કરીને ગુફામાં દાખલ થયો અને પોતાના બન્ને હાથને આગળ લંબાવી ધીમે ધીમે પગલું ભરતો ચાલવા લાગ્યો. હાથ લંબાવવાનું કારણ એ હતું કે આગળ કે આસપાસ કાંઇ પણ હોય તો તુરત ખબર પડી આવે. પણ વચ્ચે કાંઇ પણ અડચણ નડી નહિ કે કોઇનો શબ્દ પણ સાંભળવામાં આવ્યો નહિ. તે આગળને આગળ જવા લાગ્યો.

આ ગુફા આગલી ગુફાઓ કરતાં ત્રણ—ચાર ગણી મોટી હતી. કેટલોક આગળ ગયા બાદ તેના બન્ને હાથ બે બાજુની ભિંતના પત્થરને અટકયા. એ ઉપરથી તે સમજી શકયો કે આ ગુફા ઉત્તરોત્તર સાંકડી થતી જતી હોવી જોઇએ. હવે હું આ ગુફાના બીજા છેડે આવી પહોંચ્યો છું ' એવી તેણે કલ્પના કરી. આ સ્થળે તદ્દન અંધકાર હતો, પ્રકાશનું એક પણ કિરણ તે સ્થળે પ્રવિષ્ટ થઇ શકતું ન હોતું. તે હવે વધારે સાવધાનતા પૂર્વક ચાલતો હતો. રસ્તો સાંકડો હોવાથી વખતે ગુફાના કોઇ ભાગ સાથે અથડાઇ પડવાની તેને ભીતિ લાગતી હતી. ચાલતા ચાલતા તેના મનમાં નીચે મુજબ વિચારો આવ્યા કરતા હતા:—' એકંદરે નંદનવનમાં પ્રવેશ કરવાનો માર્ગ જણાય છે તો સરલ! આવા અંધકારમાં ગુપ્ત દ્વાર જો હોય તો એને ખોલવાનું બહુ જ મુશ્કેલ થઇ પડે. મને લાગે છે કે ઘણું કરીને આ સાંકડા રસ્તાનો બીજો છેડો નંદનવનમાં જઇને ખૂલતો હશે. ખરી મુશ્કેલી તો અહીં સુધી પહોંચવામાં જ હતી. હવે તો હું સરલતાથી નંદનવનમાં પ્રવેશ કરી શકીશ. પણ ત્યાં પેલાં ત્રણ જણાં

હશે તેનું કેમ ? એમાં શી ચિંતા છે ? હું કોઇ પણ સ્થળે સંતાઇ રહીશ. એ લોકો ત્યાં કાયમનો નિવાસ કરીને રહેવાનાં તો નથી જ. થોડા વખતમાં ત્યાંથી હીરા, માણેક વગેરે ઝવેરાત લઇને પાછાં ચાલ્યાં જશે. પછી તો ગુફાનો ધણીધણી જ હું પોતે ! હે પ્રભુ ! તારી મારા પર કેટલી મહદ્ કૃપા ! પણ આ લોકો એક વખત બહાર નિકળી જાય તો ફરીથી તેઓ કદી પણ અત્ર પ્રવેશ કરી શકે નહિ તે માટે કાંઇ પણ ઉપાય કરવો જોઇએ. એનો પણ રસ્તો થશે.'

એ પ્રમાણે મનમેદાનમાં વિચારવાજીને દોડાવતો તે આગળ ને આગળ વધતો હતો. એટલામાં તેના પગને કોઈ વસ્તુની ઠેસ વાગી. તે અટકી ગયો. નીચે બેસીને હાથ વડે ફંફાળતાં તેને માલૂમ પડયું કે પોતાની સામે ત્રણ પગથીમાં છે. તે પહેલા બીજા અને ત્રીજા પગથીયા પર ચડયો. હવે એકે પગથીયું નહોતું. ત્યાં ઊભો રહીને એક હાથ લંબાવીને સામે શું છે તે જાણવાનો તેણે યત્ન કર્યો. પણ—પણ આ શું ? તેનો હાથ એક શિતળ અને સુંવાળા પદાર્થને અડકયો ! તે સાથેજ તેના મુખમાંથી ભયનો એક ચિત્કાર સરી પડયો !

તે એકદમ પાછો ફર્યો. સાંકડો રસ્તો અને ગાઢ અંધકાર, એ બન્નેની દરકાર નહિ કરતાં, બે બાજુની ભિંતોના પથરો સાથે અફ-ળાતો ઝીકાતો તે બની શકી તેટલી ઝડપથી એ ગુફામાંથી બહાર નિકળી જવાને દોડવા લાગ્યો. તેનું શરીર તો પરસેવાથી રેબઝેબ થઈ ગયું હતું. શરીર અને મસ્તકપરના વાળ સિદ્ધા થઇ ગયા હતા. આખું અંગ ધ્રુજતું હતું, કેમકે તેના મનની ચોક્કસ ખાત્રી થઇ ચૂકી હતી કે તેનો હાથ એક જીવતા ધુંચળું વળીને પડેલા સર્પના અંગને લાગ્યો હતો !

પૂર્વે પહેલી ગુફામાં હાથવડે ફંફાળીને તપાસતાં તેનો હાથ ફા-

નસને અડકવાથી પણ તે આવી જ રીતે ભયભિત બની ગયો હતો, પરંતુ આ વખતે તો તેણે ચોક્કસ માની લીધું હતું કે 'અગાઉની માફક આ વખતે મને ખાલી ભાસ નહિ થતાં નક્કી મારા હાથનો સર્પને જ સ્પર્શ થયો છે!' વળી સર્પના ગુંચળાના જે ભાગને તેનો હાથ લાગ્યો હતો, તે ભાગની જાડાઇ ઉપરથી આ સર્પ કેટલો મોટો હશે એ બાબતનો તર્ક પણ તે કરી શક્યો હતો. તે પરથી તેનો નિશ્ચય થયો હતો કે આ સર્પ ઘણો વૃદ્ધ અને ભયંકર હૃષ્ટપુષ્ટ હોવો જોઇએ!

આ વખતે તેના હૃદયની કેવી સ્થિતિ થઈ હશે તેની કલ્પના પણ આપણને ભાગ્યે જ આવી શકે. એટલું જ કહેવું બસ છે કે તે આગળ પાછળ નહિ જોતાં જીવ લઇને ત્યાંથી નાઠો અને જેટલો વખત તેને ત્યાં પહોંચતાં લાગ્યો હતો તેના ચોથા ભાગ જેટલા સમયમાં તે ગુફાની બહાર નિકળી આવ્યો. બહાર ખૂલ્લા પ્રકાશમાં આવ્યા બાદ 'હવે હું પ્રાણ ઘાતક સંકટમાંથી બચ્યો!' એમ તેને લાગ્યું તે ગુફાથી પણ થોડેક દૂર જઈને એક વૃક્ષની નીચે બેસી ગયો. સંકટ સમયે તેમાંથી બચવા માટે જે કુદરતી શક્તિ આવે છે તે, આપણે સંકટમાંથી મુક્ત થયા છીએ એવી ખાત્રી થતાં, જેમ એકદમ અલોપ થઈ જાય છે તે પ્રમાણે અત્યારે તેની તમામ શક્તિ અદ્રશ્ય બની ગઇ હતી. તેના પગ ભયથી ધ્રુજતા હતા, તેની શ્વાસનળી ધમણની માફક જોરથી ચાલતી હતી. હૃદયના ધબકારાનો વેગ એકદમ વધી ગયો હતો. તેનો ચ્હેરો ભયથી તદ્દન ફીકો બની ગયો હતો, તેનું મગજ જડવત્ બની ગયું હતું, માત્ર 'પેલો સાપ મારી પાછળ આવશે, મારા પગને ભરડો દેશે, મને કરડશે, મારો ઘાત કરશે' એવો માત્ર એ સર્પ સંબંધી વિચાર જ તેને આવ્યા કરતો હતો. એવી સ્થિતિમાં તે નિઃચેષ્ટ બનીને બેસી જાય એમાં કાંઈ નવાઇ નથી.

આ ભીતિને લીધે તેના મનની જે સ્થિતિ બની ગઇ હતી તે શાંત થઇને તેનું બ્હિકણુ મન સ્વસ્થ થવામાં કેટલોક સમય નિકળી ગયો. થોડીક શક્તિ પાછી પ્રાપ્ત થતાં તે ઉઠયો અને ત્યાંથી ઝપાટાબંધ ઠોકરો ખાતો ચાલવા બલ્કે દોડવા લાગ્યો. દોડતો દોડતો તે પાછો પેલા વૃક્ષના પુલ પાસે આવી પહોંચ્યો.

અહીં તે આસપાસ જોતો ઊભો રહ્યો. પુનઃ તેના મનમાં વિચારમાળા શરૂ થઇઃ "આ હું શું કરૂં છું? હું કેટલો મૂર્ખ અને બ્હિકણુ! એકલિંગજી મહાદેવે મને આ સ્થળે વિલક્ષણ રીતે પહોંચાડયો, હું નંદનવનની ગુફાના દ્વાર પાસે આવી પહોંચ્યો, અને હવે છેક છેલ્લી ઘડીએ ડરીને ન્હાસી જવું!" આવો વિચાર તેના મનમાં આવ્યો ખરો, પણ પગ પાછો મૂકવાને કે ગુફા તરફ મ્હોં ફેરવવાને તેનું મન કબૂલ કરતું નહોતું! જો કોઇએ કદાચ તેને આખી પૃથ્વીનું રાજ્ય આપવાનું જણાવ્યું હોત તો પણ એ અંધારી ગુફામાં રહેલા ભયંકર સર્પની નજીકમાં જવાની તેની છાતી ચાલે તેમ નહોતું. તથાપિ એવડો મોટો સર્પ ત્યાં હોવા છતાં પેલાં ત્રણ જણાં કેવી ત્યાં રીતે જઇ શક્યાં, એ બાબતનો તેને વિચાર થઇ પડયો, કાંઇક આશ્ચર્ય પણ ઉપજ્યું, પરંતુ તે આશ્ચર્ય શમી જતાં વાર લાગી નહિ. મંત્ર, તંત્ર કે ઔષધ અથવા એવાજ કોઈ પ્રયોગથી સર્પને વશ કરી શકાય છે એવી તેની માન્યતા હોવાથી તેણે કલ્પના કરી કે 'બળભદ્રદાસ શેઠના લેખમાં આ સર્પને વશ કરવાનો કાંઈ પણ પ્રયોગ દર્શાવેલો હોવો જોઇએ. એ કારણથી એ લોકોએ તે સર્પને નિશ્ચેષ્ટ બનાવેલો હોવો જોઇએ. જ્યારે હું ત્યાં પહોંચ્યો ત્યારે પણ એ પ્રયોગની અસરમાંથી તે તદ્દન મુક્ત થઈ શક્યો નહિ હોય તેથીજ તે મને કરડયો નહિ કિંવા મારી પાછળ પડયો નહિ. જો એમ ન હોત તો જરૂર

તે મારી પાછળ પડત અને અત્યારે તો હું સદાને માટે આ દુનિયામાંથી વિદાય થઇ ગયો હોત !' આ પ્રમાણે અત્યારે પોતે એ ભયંકર સર્પના પંજામાંથી બચી ગયો, એટલાથી પણ તે મનમાં અત્યાનંદ માનવા લાગ્યો અને ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો.

હવે તેણે ગુફા તરફ પાછા જવાનો વિચાર માંડી વાળીને પુલ ઉપર થઇને હાલ તુરત તો અહીંથી પસાર થઇ જવાનું જ વાજબી ધાર્યું. સામી બાજુએ જઈ જે રસ્તે થઇને તે આવ્યો હતો તેજ રસ્તે થઇને પાછો પેલી ગાઢ વૃક્ષઘટાની બહાર તૂટેલા ડુંગરની તળેટી પાસે આવીને ઊભો રહ્યો. અહીં તેણે એ ઝાડીમાં થઇને પાછો પ્રવેશ કરવો હોય તો તે સ્થળ ભૂલી ન જવાય તે માટે એક ઝાડ ઉપર પોતાની પાસેના છરાથી ત્રીકોણની નાની નિશાની કરી.

હવે સંગ્રામસિંહનો શો ઇરાદો હશે ? શું તેણે નંદનવનની ગુફાના દ્વારનો શોધ કરવાની અને નંદનવનમાં પ્રવેશ કરવાની આશા છોડી દીધી હશે ? કદી નહિ, એ તો કેવળ અશક્ય ! સંગ્રામસિંહ જેવો કેવળ સ્વાર્થપરાયણ મનુષ્ય સ્વાર્થસિદ્ધિને છેલ્લે પગથીયે પહોંચ્યા પછી નિરાશ બનીને અટકી જાય એમ તો બન્ને જ કેમ ? તે ઉજ્જયનીથી નિકળ્યો ત્યારે પોતાના મકાનમાંથી એક તલવાર અને એક નાની પીસ્તોલ તથા છરો લાવ્યો હતો. વળી દીવો કરવાનું સાધન પણ તેની પાસે હતું. પુનઃ ફાનસ, પિસ્તોલ તથા તલવાર, આદિ સાહિત્યો સાથે રાખીને તે ગુફામાં પ્રવેશ કરી, પ્રકાશની સહાયથી સ્પષ્ટ રીતે સર્પ નજરે પડે કે તુરત જ પિસ્તોલ વડે તેને ઠાર કરવો અને પછી તે ગુફાની તપાસ કરવી તથા નંદનવનમાં દાખલ થવાને માટે કાંઈ દ્વાર કે રસ્તો છે કે કેમ તે જોવું, એવો તેણે રસ્તામાં ચાલતાં ચાલતાં વિચાર કર્યો હતો. આ કાર્ય ક્યારે કરવું ? પેલાં ત્રણ

જણાં બહાર નીકળીને ચાલ્યાં જાય તે પછી કે તે પહેલાં, એ સંબંધમાં તે કાંઇ પણ નિશ્ચય ઉપર આવ્યો નહોતો. તૂટેલા ડુંગર પાસેથી આગલી જે ગુફામાં અજયસિંહ વગેરે ઉતર્યાં હતાં અને તેમણે જ્યાં આગળ પોતાના અશ્વો રાખ્યા હતા તે ગુફા પાસે તે આવી પહોંચ્યો. તે સ્થળે ત્રણ ઘોડા ચરતા તેની નજરે પડયા. ગુફાની અંદર દાખલ થઇને જોતાં અનાજની કોથળીઓ તથા બીજા પ્રવાસમાં ઉપયોગી થઇ શકે એવા પદાર્થો તેના જોવામાં આવ્યા. એ સર્વ જોઇને તે બોલ્યોઃ "મારો તર્ક તદ્દન ખરો હતો. તે લોકો આ સ્થળે જ આવીને ઉતરેલાં. મેં આગળથી વિચાર કરીને તેઓ અહીં આવ્યાં તે પહેલાંથી જ અહીંથી મુકામ ઉઠાવી લીધો એ ઠીક કર્યું! યદાકદાચિત્ આ સ્થળે તેમણે મને જોયો હોત તો? તો વળી શું? સર્વ નાશ!"

તેણે ત્યાં પડેલી વસ્તુઓને બિલકુલ હાથ લગાડયો નહિ. તે ગુફામાંથી બહાર આવ્યો અને વિચાર કરવા લાગ્યોઃ "આ બધા ઉપરથી એમ લાગે છે કે તેઓ નંદનવનની ગુફામાં ઝાઝો વખત રોકાશે નહિ. કાલે કિંવા બહુ તો પરમ દિવસે તો જરૂર તેઓ ત્યાંથી પાછાં ફરશે. કદાચ આજે પણ સ્હાંજ સુધીમાં પાછાં ફરે તો કાંઇ ના કહેવાય નહિ! જો તેઓ એક વખત ત્યાંથી નિકળી જાય તો મજા પડે. પછી તેમના તરફની ભીતિ રહે નહિ. પછી તો માત્ર પેલા સર્પને જ પૂરો કરવાનું બાકી રહે. હું કાંઇ એવો નિર્માલ્ય નથી કે એ સર્પથી ડરી જઇને નંદનવનમાં પ્રવેશ કરવાની આશા સમૂળગી છોડી દઉં!"

એ પ્રમાણે વિચાર કરતો અજયસિંહ વગેરે પાછાં ફર્યા બાદ નંદનવનની ગુફામાં જવાનો નિશ્ચય કરીને તે ત્યાંથી નિકળી જે સ્થળે તેણે પોતાનો મુકામ રાખ્યો હતો ત્યાં ગયો. ત્યાં બાળભદ્રદાસ શેઠનો

વિશ્વાસુ અશ્વ ઘાસ ઉપર હાથ મારતો હતો. સંગ્રામસિંહને પણ ક્ષુધા તો લાગી હતી. રસોઈ માટેનો સામાન તૈયાર હતો; એક કાચું પોપૈયું લઇ આવીને બાટી તથા શાક બનાવી નાખીને ક્ષુધાદેવીને નૈવેદ્ય ધરાવી તૃપ્ત કરી. ક્ષુધા શાંન્તી થયા બાદ તે થોડીકવાર આડે પડખે થયો.

## પ્રકરણ ૧૭ મું.

### ધીરાજીનો મેળાપ.

સંધ્યાકાળ થવાને લગભગ એકાદ પ્રહર દિવસ બાકી રહ્યો હશે તે વખતે ઘોડાના દાબડાનો અવાજ અચાનક તેના સાંભળવામાં આવ્યો. તે અવાજ સાંભળતાં જ તે એકદમ જાગી ગયો અને ઊભો થઇને પોતાનાં હથિવાર સંભાળવા લાગ્યો. પ્રથમ તેના મનમાં એવી કલ્પના થઈ કે અજયસિંહ, લક્ષ્મીદેવી અને સુમતી પાછાં આવ્યાં હશે અને ઘોડે સ્વાર થઇને જતાં હશે. પરંતુ અલ્પ સમયમાં જ તે જોઇ શક્યો કે એ કલ્પના ભૂલ ભરેલી છે. કેમકે ત્રણ સ્વારને બદલે બે સ્વાર જ તેના જોવામાં આવ્યા અને એ બે સ્વાર પણ પુરુષ જ હતા. જ્યારે તેઓ નજીક આવ્યા ત્યારે તે તુરત જ તેમને ઓળખી ગયો. આ બે સ્વાર બીજા કોઇ નહિ પરંતુ ધીરાજી નાયક અને દરિયાવખાન હતા. આ વખતે અને આ સ્થળે આ બે જણાને જોવાથી સંગ્રામસિંહના આશ્ચયનો પાર રહ્યો નહિ. એ બે જણાને પણ સંગ્રામસિંહને ઓળખતાં વાર લાગી નહિ અને તેથી તેઓ પોતાના ઘોડા સંગ્રામસિંહ જ્યાં બેઠો હતો તે સ્થળ તરફ લાવ્યા.

તેમનો બન્નેનો પોશાક ભપકાદાર હતો. દરેકની પાસે એકેક બંધૂક કમરબંધમાં બબે પિસ્તોલો અને ડાબી બાજુએ એકેક તલવાર લટકતી હતી. ધીરાજી નાયકનો દેખાવ અત્યારે એક મોટા સરદારના જેવો હતો. અત્યારે તેની સાથે માત્ર તેનો વિશ્વાસુ નોકર દરિયાવખાન જ હતો, પરંતુ બીજા માણુસો તેની સેવામાં હતા કિંવા નહિ તે થોડા સમયમાં જ જણાઇ આવશે.

"કોણુ સંગ્રામસિંહ ! તું અહીં કયાંથી!" ધીરાજીએ આશ્ચર્ય વ્યક્ત કરતાં પ્રશ્ન કર્યો: "મારા સાંભળવામાં આવ્યું હતું કે તારા ઉપરના તમામ આરોપોમાંથી તું મુક્ત થયો છે; પરતુ આજે આવા નિર્જન સ્થળે તારી ભેટ થશે એવા તો મને સ્વપ્નેય ખ્યાલ નહોતો !"

"હું છૂટયો તો ખરો, " સંગ્રામસિંહ એક પ્રકારનો વિતરાગભાવ ધારણુ કરીને બોલ્યો: "પરંતુ મારા પરના આરોપ એટલા ભયંકર હતા કે જનસમાજમાં મુખ દેખાડતાં મને શરમ આવે છે! એથી હવે તો આવા નિર્જન અરણ્યમાં નિવાસ કરીને જ બાકીનું આયુષ્ય પૂરૂં કરવું એવો મેં વિચાર રાખ્યો છે!"

સંગ્રામસિંહના સ્વભાવથી પરિચિત ધીરાજીનો આ કથન ઉપર વિશ્વાસ બેઠો નહિ. તે બોલ્યો:" તું ઉજ્જયનીમાં ગૂપચૂપ પડયો રહ્યો હોત કિંવા મારી પાસે આવ્યો હોત કે પછી કોઇ અજાણ્યા પ્રદેશમાં ચાલ્યો ગયો હોત તો શો વાંધો હતો ?"

ધીરાજીને જોયો ત્યારથી જ સંગ્રામસિંહના મનમાં અનેક વિચારો એક પછી એક ઉદ્‌ભવ્યા હતા. આ સ્થળે આવવાનું ખરૂં કારણુ તેને જણાવવું કે નહિ! નંદનવનની ગુફાના દ્વારની ચોકી કરતા સર્પનો નાશ કરવામાં આ બે જણાની સહાય લેવી કે નહિ? એ વિચાર

તેના મનમાં ઘોળાયા કરતો હતો. પરંતુ તેણે એવો જ નિશ્ચય કર્યો કે નંદનવન સંબંધનો આ લોકો પાસે એક ઇશારો સુદ્ધાંત કરવો નહિ. તે કેટલો બધો સ્વાર્થી હતો એ તો વાચકો જાણે જ છે. તેની એ સ્વાર્થવૃત્તિ તેને આ બે જણાને નંદનવનની સંપત્તિમાં ભાગીદાર બનાવવાની સલાહ આપતી નહોતી. વળી તેને એમ પણ થતું હતું કે એ ગુફામાંનો કેટલોક ભાગ તો અજયસિંહ વગેરે ઉપાડી ગયાં હશે. બાકી રહેલામાં જો આ બે જણાને લઈ જઉં તો મારે ભાગ શું રહે ? જો સાથે ધીરાજી નાયક એ ગુફામાં જ પોતાનું રહેઠાણ જમાવે તો મારે તો પછી તેની દયા ઉપર જ જીવવું પડે ! આ બધા વિચારોને અંતે એ વાત આ બે જણાથી ગુપ્ત રાખવાનો જ તેણે નિશ્ચય કર્યો.

તે ધીરાજીએ પૂછેલા સવાલનો જવાબ આપતો બોલવા લાગ્યો: " તમારૂં કહેવું ખરૂં છે, પરંતુ કાજીસાહેબે મને આજ્ઞા કરી હતી કે મારે ઉજ્જયનીમાં રહેવું નહિ. એટલે ત્યાં તો રહેવાય તેવું હતું જ નહિ. વળી કોઈ અજાણ્યા પ્રદેશમાં જાઉં તો પણ ત્યાં મારૂં ખરૂં નામ ઠામ જણાવવું પડે. કદાચ ન જણાવું તો ભવિષ્યમાં કોઈ જાણીતો માણસ ત્યાં આવી ચડે તો હું ખોટો ઠરૂં અને એ વખતે બેઆબરૂ થઇને ત્યાંથી નીકળવું પડે ખરૂં નામ જણાવું તો પણ દુઃખ ! કેમકે તો પછી ત્યાંના લોકોને વહેલી મોડી મારી આગલી કારકીર્દીની માહિતી મળ્યા સિવાય રહે નહિ. તે વખતે શી દશા થાય ? અને જો તમામ હકીકત સાચેસાચી જણાવી દઉં તો તો પછી કોઇને ત્યાં આશ્રય મળવાનો કે મારી સ્થિતિ તરફ કોઈની દિલસોજી ખેંચાવાનો સંભવ જ નહિ. આવા વિચારને લઇને અજાણ્યા પ્રદેશમાં જવાનો વિચાર માંડી વાળ્યો. તમારી પાસે આવવાનો

વિચાર થતો હતો, પરંતુ કેટલાક કારણસર એ વિચાર અમલમાં મેલી શકાય તેમ નહોતું—"

"કેમ ? એનું શું કારણ ?" ધીરાજીએ વચ્ચે પ્રશ્ન કર્યો: "શું હું તને આશ્રય નહિ આપું એમ લાગતું હતું ? અથવા તો બીજો કાંઇ મારા તરફનો ભય હતો ?"

"ના ના, એવું તો કાંઇ નહિ. એ કારણ હું તમને જણાવીશ. પણ પહેલાં તમે અહીં ક્યાંથી એ મને કહો. આ બાજુએ તમારે લાયકનો શિકાર મળવાનો સંભવ નથી." સંગ્રામસિંહે કહ્યું.

"એ પણ હું તને કહીશ. પણ મને ભૂખ લાગી છે. સ્હવારનું કાંઇ પણ ખાધું નથી." એમ કહીને દરિયાવખાન તરફ જોઇને ધીરાજી બોલ્યો: "દરિયાવખાન ! આટલામાં જૂઓને, જો એકાદું હરણું મળે તો તોડી પાડોને !"

"અરે ! એટલી મહેનત શા માટે ?" સંગ્રામસિંહે કહ્યું: "મારી પાસે આટો છે, મીઠું મરચું છે- પોપૈયાં કે જામફળ લાવો અને બાટી ને શાક બનાવી નાખો."

"હા, એ પણ ઠીક છે. દરિયાવખાન રસોઇ બનાવવામાં પણ કુશળ છે. મુસલમાનના હાથનું ખાવામાં તો તમને વાંધો નથી ના ?"

"નારે ના. આપણે વળી હિંદુ મુસલમાનમાં ભેદ શો ? જ્યાં અરણ્યનિવાસ સ્વીકાર્યો ત્યાં પછી સહેજ મિલા સો દુધ બરોબર !" હસતો હસતો સંગ્રામસિંહ બોલ્યો.

'ભલે ત્યારે, દરિયાવખાન ! તમે જલ્દી રસોઇ બનાવી દ્યો. ઢીલ ન કરશો."

દરિયાવખાન રસોઇના કામમાં લાગ્યો અને સંગ્રામસિંહ તથા ધીરાજી થોડેક દૂર એક પત્થર પર બેસીને ગપ્પાં મારવા લાગ્યા.

# પ્રકરણ ૧૮ મું.

## નવીન આફત !

દરિયાવખાનને રસોઇમાં રોકી અહીં પોતાની સાથે એકાન્તમાં વાતચીત કરવામાં **ધીરાજી**નો કાંઇક ખાસ હેતુ હોવો જોઇએ, એ સહજ જ સંગ્રામસિંહના ધ્યાનમાં આવ્યા સિવાય રહ્યું નહિ. એક મનુષ્ય કે જેણે કાંઇ પણ ગુન્હો કર્યો હોય તે એ ગુન્હો ખુલ્લો થઇ જવાના ભયથી જેવો ગભરાઇ જાય છે, તેવો ગભરાટ અત્યારે સંગ્રામસિંહના મનમાં પેદા થયો હતો. કહેવત છે કે 'દોષિતનું મન ઢીલું.' ખરી રીતે જોઇએ તો સંગ્રામસિંહ દોષિત હતો. નંદનવનની ગુફાની પ્રાપ્તિ માટે તેણે તથા **ધીરાજી**એ એકત્ર પ્રયત્ન કરવાનું નક્કી કર્યું હતું. પરંતુ સંગ્રામસિંહ અત્યારે એકલો જ તે કાર્યને માટે આ તરફ આવ્યો હતો. કદાચિત્ **ધીરાજી** નંદનવનની ગુફા સંબંધી પ્રશ્ન કરશે તો ? હું એ ગુફા તરફ ગયો હતો તથા ત્યાંથી અહીં પાછો આવ્યો, એ તેના જોવામાં આવ્યું હશે તો ? વખતે પેલાં ત્રણના ઘોડા જોઇને તો તેણે કાંઇ અનુમાન નહિ કર્યું હોય ? એવા વિચારો એક પછી એક તેના મનમાં આવી ગયા. 'તું નંદનવનની ગુફામાં ગયો હતો ?' એવો પ્રશ્ન **ધીરાજી** કરશે એમ તે ધારતો હતો. પરંતુ તેની એ ધારણા ખોટી પડી. **ધીરાજી**એ તેને પૂછ્યું: "તારી તપાસ ચાલી તેની અગાઉ તથા તપાસ વખતે શું બન્યું હતું તે તું મને વિગતવાર કહે."

આ પ્રશ્ન સાંભળીને સંગ્રામસિંહનો જીવ હેઠો બેઠો. તે બોલ્યો:

"એ બધી હકીકત અતિ વિલક્ષણ છે. તમે સુમતીનું નામ તો કદાચ સાંભળ્યું હશે. તે દૌલતાબાદથી લક્ષ્મીદેવીની સાથે આવી હતી."

"હા, એ મેં સાંભળ્યું છે. પણ તેને ને તારી તપાસની હકીકતને શો સંબંધ છે ?" ધીરાજી કાંઇક આશ્ચર્ય પામતો બોલ્યો.

"એજ હું કહું છું." સંગ્રામસિંહ કહેવા લાગ્યો. "એ સ્યામવર્ણની સ્ત્રી મારી જે રોજ તપાસ ચાલી તેજ રોજ સ્હવારે તુરંગમાં આવીને મને મળી હતી. જે દિવસે મેં નાસી જવાનો પ્રયત્ન કર્યો હતો તેના બીજા દિવસની આ વાત છે. તે તુરંગમાં કેવી રીતે દાખલ થઇ શકી એ મારા જાણવામાં નથી. તેણે મને જણાવ્યું કે "સંગ્રામસિંહ! તારી કેટલીક ગુપ્ત વાતો પણ મારા જાણવામાં છે. બળભદ્રદાસ શેઠના મકાનમાંથી લક્ષ્મીદેવીને ઉપાડી જવામાં તારી સાથે ધીરાજી નાયક અને દરિયાવખાન સામેલ હતા એ પણ હું જાણું છું. વળી બળભદ્રદાસ શેઠનું ખૂન કરનાર તું નથી. પરંતુ દરિયાવખાને તેની છાતીમાં કરેલા છરાના ઘાથી તે મરણ પામ્યાની બાતમી પણ પકે પાયેથી મને મળી છે!" આ પ્રમાણે તેણે મને કહ્યું."

"હં હં!" ધીરાજી બોલ્યો: "વારુ પછી ?"

"તેણે મને પૂછ્યું: 'તેં શા માટે લક્ષ્મીદેવીને ગુલામ તરીકે વેચવાનો મુસ્તફા સાથે સોદો કર્યો ?'" સંગ્રામસિંહ બોલ્યો.

"અને તેં તેનું ખરૂં કારણ જણાવ્યું ?" ધીરાજીએ ઉત્સુકતાપૂર્વક પૂછ્યું. એ વખતે તે તિક્ષ્ણ દૃષ્ટિથી સંગ્રામસિંહના મુખ તરફ જોઇ રહ્યો હતો.

"ખરૂં કારણ જણાવવામાં મને કાંઇ પણ હરકત લાગી નહિ:"

સંગ્રામસિંહ બોલ્યો: "અને તેથી તમામ હકીકત મેં ખરેખરી જ તેને જણાવી દીધી. વળી તેની વાતચીત ઉપરથી હું જોઇ શક્યો હતો કે તેની પાસે કાંઇ પણ હકીકત છૂપાવી શકાય તેમ નથી. કેમકે આપણી રજેરજ હકીકતથી તે વાકેફગાર હતી."

"અને એમ પણ કહેને કે તારે તારો જીવ બચાવવાનો હતો, એટલે સાચેસાચું કહી દીધા સિવાય ચાલે તેમ નહોતું!" ધીરાજીએ કટાક્ષ કર્યો.

"બરોબર કહ્યું." સંગ્રામસિંહ ધૃષ્ટતા પૂર્વક બોલ્યો: "તારી કેવી સ્થિતિ થઇ હતી, ગજસિંહ તારી સામે થયો હતો, પૈસાની તારે કેટલી બધી જરૂર હતી, એ બધી વાત મેં તેને જણાવી."

"એ સાંભળીને તે કાંઇ બોલી ખરી?" ધીરાજીએ પ્રશ્ન કર્યો.

"મારી હકીકત સાંભળીને તેને બહુ આશ્ચર્ય ઉપજ્યું હોય તેમ લાગ્યું. હું એટલો તર્ક કરી શક્યો કે આ હકીકત અગાઉ તેના જાણવામાં નહોતી. તે તેણે મારા મુખથી જ પહેલવહેલી સાંભળી હતી. પછી તેણે મારા સંબંધી વાત ઉપાડી અને મને મારા પરના તમામ આરોપોમાંથી મુક્ત કરાવવાનું વચન આપ્યું. પરંતુ ભવિષ્યમાં લક્ષ્મીદેવીને કદી પણ નુકસાન નહિ કરવાનું તેણે મારી પાસેથી વચન લીધું."

"વારુ, પછી?" ધીરાજી આ વાતમાં અધિક રસ લેવા લાગ્યો.

"પુનઃ તેણે તારી વાત કાઢી. હવે પછી કદી મારે તારી સાથે બિલકુલ સંબંધ રાખવો નહિ એવા તેણે મને સોગન ખવરાવ્યા."

"સંગ્રામસિંહ! આ બધું તું ખરેખરૂં કહે છે કે પછી મને

થાપ આપે છે? યાદ રાખજે, જો તેં મારી પાસે બનાવટ કરી છે એવી મારી ખાત્રી થશે તો તેનું કડવું ફળ તારે ચાખવું પડશે." વેધક દ્રષ્ટિથી સંગ્રામસિંહ સામે જોતો ધીરોજી બોલ્યો.

"હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે જે કાંઇ મેં અત્યારે તને કહ્યું છે તે અક્ષરેઅક્ષર સત્ય છે." સંગ્રામસિંહ બોલ્યો: "એ વખતે તેણે મારી પાસે જે પ્રતિજ્ઞા લેવરાવી હતી તે મારા હૃદયમાં ચોંટી રહી છે. તેનો શબ્દે શબ્દ મને યાદ છે."

"એ શબ્દે શબ્દ બોલ જોઇએ." ધીરોજી બોલ્યો: "આ શ્યામરંગી સ્ત્રીની વાત સાંભળીને મને કાંઇક રમુજ ઉપજી છે!"

સંગ્રામસિંહ બોલ્યો: "*તે સ્ત્રીએ કહ્યું: 'બોલ, આજ પછી હું કદી પણ નાયકનો સંગ કરીશ નહિ અને તેને તેના કોઈ પણ કાર્યમાં સહાય કરીશ નહિ. તેને પકડી આપનારને મોટી બક્ષિસ આપવાનું સરકારે જાહેર કર્યું છે; તે બક્ષિસની લાલચમાં લપટાઇને હું તેને પકડાવીશ પણ નહિ!' આ તેના શબ્દો હતા."

એ સંબંધી ધીરાજીએ કાંઇ પણ ટીકા કરી નહિ. તે થોડીક વાર સ્તબ્ધ બેસી રહ્યો, પછી બોલ્યો: "એ સુમતીને તેં અગાઉ કદી પણ જોઈ હોય એમ તને લાગે છે? અથવા તે કયા ગામની, કઈ જાતિની છે, એ વાતની તને માહિતી છે?"

"જરી પણ નહિ." સંગ્રામસિંહ બોલ્યો: "મને નથી લાગતું કે મેં તેને અગાઉ કોઇ વખત જોઇ હોય. વળી તેનું ગામ, જાત, કુળ એ વગેરેની કાંઈ પણ માહિતી મને નથી. માત્ર તેનું નામ સુમતી છે અને તેના શરીરનો વાન અસાધારણ શ્યામ છે, એટલું મારા જાણવામાં છે."

---

* જુઓ પ્રકરણ ૬ ઠું. ભાગ ૨ જો.

"એ તો હું પણ જાણું છું." ધીરાજી બોલ્યો: "પણ એ સિવાય બીજી કાંઇ તારે ને એને વાતચીત થઈ હતી?"

"હા હા. એક વાત તો હું તને કહેવી ભૂલીજ ગયો." સંગ્રામસિંહ બોલ્યો: "તેણે મને કહ્યું હતું કે 'જો તારે ફાંસીને લાકડે લટકતાં બચી જવું હોય તો તું કાજી પાસે નાયકનું નામ સુદ્ધાં લઇશ નહિ. તેને બદલે બીજું કોઇ બનાવટી નામ ઉપજાવી કાઢજે. દરિયાવખાનનું નામ જાહેર કરવામાં હરકત નથી, પણ નાયકનું નામ આવવું જોઇએ નહિ.' તેની સલાહ મુજબ જ હું ચાલ્યો અને કાજી પાસે જુબાની આપતાં તારા નામને બદલે મેં વીરસિંહનું નામ ઠોક્યું!"

"હા, એ પણ મારા સાંભળવામાં આવ્યું છે." ધીરાજી બોલ્યો: "અને વીરસિંહ તથા દરિયાવખાન નામના સખ્સોને પકડી આપનારને મોટી બક્ષિસ આપવાનું પણ જાહેર કરવામાં આવ્યું છે. વારૂ, પણ પછી એ સુમતીનું શું થયું? અત્યારે તે ક્યાં છે?"

"તારા એ પ્રશ્નનો ઉત્તર હું આપું તે પૂર્વે તું મને એવો પ્રશ્ન શા માટે કરે છે તેનો ખુલાસો કર." સંગ્રામસિંહ બોલ્યો. આ વખતે તેના મનમાં એક નવીન વિચાર સ્ફૂર્યો હતો. જો ધીરાજીનો ઇરાદો સુમતી સાથે શત્રુત્વ કરવાનો હોય તો જ્યારે સુમતી લક્ષ્મીદેવીની સાથે નંદનવનની ગુફામાંથી વૈતાળગઢ તરફ જાય ત્યારપછી ધીરાજીને તેની પાછળ મોકલવો, એટલે એ કાળકાનું કાટલું નિકળી જાય અને ટાઢે પાણીએ ખસ જાય. પણ જો કદાચ ધીરાજીના મનમાં તેને માટે કાંઈ ખરાબ ભાવ ન હોય તો? તો તો તેને એનો પત્તો બતાવવો જ નહિ. કેમકે જો એ સ્ત્રી

ધીરાજીને મળે અને મારાં તમામ કાર્યો જાહેર કરી દે તો ધીરાજી જેવા એક ભયંકર મનુષ્યની સાથે મારે શત્રુત્વ થાય! એ વિચાર આવવાથી જ તેણે ઉપર્યુક્ત પ્રશ્ન કર્યો હતો.

"એનું કારણ તું મને પૂછે છે?" ધીરાજીએ શાંતપણે કહ્યું: "બરોબર છે. તે કારણ જાણવાને તું ઉત્સુક હોવો જ જોઇએ. એ સુમતીએ તને જીવનદાન આપ્યું છે. તેથી કૃતજ્ઞતાને લીધે તેના સંબંધમાં તને ચિન્તા રહે તે યોગ્ય છે. પણ હું તને સોગન પૂર્વક કહું છું કે મારા મનમાં તેને માટે જરી પણ દ્વેષભાવ નથી, તેના એક બાલને પણ મારા હાથે નુકસાન પહોંચનાર નથી."

"એ જાણીને મને ઘણો જ આનંદ થયો છે." સંગ્રામસિંહ બોલ્યો: "પણ ખરૂં કહું છું. આરોપમાંથી મુક્તિ મળી કે તુરતજ મેં ઉજ્જયની છોડી દીધેલું હોવાથી હાલમાં તે સ્ત્રી કયાં છે અને કોની સાથે રહે છે એ સંબંધી મને જરી પણ માહિતી નથી. પણ મારો તર્ક એવો છે કે તે હજુ ઉજ્જયનીમાં જ હોવી જોઇએ. કેમકે તેણે મને વાત વાતમાં એમ કહ્યું હતું કે ઉજ્જયનીમાં તેના મામાનું ઘર છે."

"જ્યારે તને તેની કાંઈ પણ માહિતી નહોતી તો પછી તેના સંબંધમાં મેં જે પ્રશ્ન કર્યો હતો તેનું કારણ જાણવાને તેં એટલી બધી ઉત્કંઠા શા માટે બતાવી?" ધીરાજીએ પ્રશ્ન કર્યો.

આ પ્રશ્નથી સંગ્રામસિંહ સમજી ગયો કે ધીરાજીને મારે માટે સંશય આવ્યો છે. તે સંશયને એકદમ દૂર કરી દેવાના હેતુથી તે બોલ્યો: "મારા ઉપર તેનો કેટલો મોટો ઉપકાર છે એ તો મેં તને જણાવ્યું જ છે. એ માટે તારા મનમાં તેને માટે કાંઇ અસદ્‌ભાવ છે કે કેમ એ જાણી લેવું તે મારૂં કર્ત્તવ્ય હતું."

સંગ્રામસિંહના આ ઉત્તરથી ધીરાજીના મનનું સમાધાન થયું ખરૂં. તથાપિ કિંચિત સંશયનો તન્તુ રહ્યો હોય એવા ભાવપુર્વક તે બોલ્યોઃ "મારા મનમાં તેને માટે અસદ્ભાવ હોય એવી કલ્પના પણ તારા મનમાં કેવી રીતે ઉપજી શકી? તેણે એક તરફથી તને જીવનદાન આપવાની સાથે બીજી તરફથી મારો બચાવ પણ તથી કર્યો શું? તારી તપાસમાં મારૂં નામ આવવા ન પામે એ બાબતની સાવચેતી લેવામાં તેનો હેતુ મને સ્ત્રીહરણના તથા લક્ષ્મીદેવીને ગુલામ તરીકે વેચવાના એ ભયંકર આરોપોમાંથી બચાવી લેવાનો હતો એ સ્પષ્ટ થાય છે. તો પછી તેની સામે શત્રુતા દાખવવાનું મને કારણ જ શું હોય?"

"એ પણ ખરૂં છે. તારૂં આ ઉદારતાભર્યું ભાષણ સાંભળીને મને અત્યંત સંતોષ થાય છે. પણ તારો રસ્તો એવો ચમત્કારિક છે કે જ્યાં મિત્રત્વનો સંભવ હોય ત્યાં તારા મનમાં દ્વેષભાવ રમી રહ્યો હોય અને જ્યાં શત્રુત્વ દાખવવાની જરૂર હોય ત્યાં તું મૈત્રીના ભાવથી વર્તતો દેખાય!"

કિંચિત્ હાસ્ય કરીને ધીરોજી બોલ્યોઃ "એમ છે ખરૂં. કેટલીક વખત અંતરમાં કાંઈ અને બહાર કાંઈ એવો દેખાવ મારે રાખવો પડે છે. વળી મારો સ્વાર્થ હોય તો મારા હડહડતા શત્રુ સાથે પણ હું સ્નેહ બાંધું છું. તેમજ જેણે મારા પર ઉપકાર કર્યો હોય તેને પણ વખતે મારા હાથે નુકસાન પહોંચવાનો સંભવ ખરો. પરંતુ આ સુમતીના સંબંધમાં એવું કાંઇ નથી. પણ એ વાત જવા દે. વારૂ; હવે હું તું ઉજ્જયનીમાંથી નિકળીને સિધો મારી પાસે ન આવ્યો તેનું કારણ સમજ્યો. એ સ્ત્રીએ તારી પાસે મારી સાથે સંબંધ નહિ રાખવાની પ્રતિજ્ઞા લેવરાવી છે તો ભલે; હું

પણ તારી સાથે વધારે સંબંધ રાખવા ઇચ્છતો નથી. જો તેં એ પ્રતિજ્ઞા લીધી ન હોત તો હું તને ઘણી ખુશીથી મારી નોકરીમાં રાખત."

"ત્યારે તો તેં ફરીથી પાછી ટોળી જમાવી હોય એમ લાગે છે."

"હા, અહીંથી લગભગ ત્રણેક કોશ દૂર એક ગુફા છે, તે ગુફામાં મારી આજ્ઞાને અનુસરનારા બાર જુવાનો આ પળે બેઠેલા છે." ધીરોજી અભિમાન પૂર્વક બોલ્યો.

"શાહબાસ!" સંગ્રામસિંહે આનંદ દર્શાવતાં કહ્યું: "એ સાંભળીને મને ઘણો આનંદ થયો છે મને પણ તારા જેવો સરદાર મળે એવું હું ઇચ્છું છું. પણ લાચાર કે એક વખત લીધેલી પ્રતિજ્ઞા તોડવાને મારૂં મન કબૂલ કરતું નથી."

"અને એ પ્રતિજ્ઞાનો તું ભંગ કરે એવી મારી ઇચ્છા પણ નથી." ધીરાજીએ પણ અનુમોદન આપ્યું.

"વારૂ, પણ હું તને એક પ્રશ્ન કરૂં?" સંગ્રામસિંહ બિલકુલ તટસ્થવૃત્તિ દર્શાવતો બોલ્યો: "આજે માત્ર એકલા દરિયાવખાનને સાથે લઇને આમ કઇ તરફ?"

"પેલો લુચ્ચો ગજસિંહ—" ધીરોજી રક્ત બનેલાં નેત્રામાંથી ક્રોધાગ્નિ વર્ષાવતો બોલ્યો: "પ્રથમ તો એ હરામખોરનેજ મારા હાથનો સ્વાદ ચખાડવો છે અને તેણે મારી સાથે ચલાવેલી દગાબાજીનો બદલો આપવો છે."

"સમજ્યો. સમજ્યો!" સંગ્રામસિંહ બોલ્યો: "ત્યારે તો તું એ ગજસિંહની પાછળ પડ્યો લાગે છે!"

"હા, પણ સાંભળ ત્યારે." ધીરોજી ઉત્તેજીત સ્વરે બોલવા

લાગ્યો: "તેં મારી સાથે સંબંધ નહિ રાખવાની પ્રતિજ્ઞા લીધી છે ખરી, પરંતુ હું તને જે કહેવા માગું છું તે સાંભળવાથી કાંઇ તારી પ્રતિજ્ઞાનો ભંગ થાય તેમ નથી. અત્યારે મારી પાસે જે માણસો છે તેમાંના ઘણા ખરા તો મારી આગલી ટોળી માંહેના જ છે. પેલા બદમાશ ગજસિંહે તેમને મારા સંબંધી સાચી ખોટી વાતો કહેલી અને લાલચ આપેલી એટલે તેઓ મારી સામે ફરી બેઠા હતા. પરંતુ પાછળથી ગજસિંહ જેવા બદમાશને પોતાનો આગેવાન બનાવવામાં પોતે ભૂલ કરી છે એમ તેમને માલૂમ પડતાં તેઓએ મારી પાસે આવીને પોતાના અપરાધની માફી માગી, એટલે મેં પાછા તેમને મારી ટોળીમાં દાખલ કર્યા. તેઓ પણ હવે મારી સાથે ઇમાનદારી પૂર્વક વર્તે છે. ગજસિંહ પાસે થોડા માણસો હતા, પરંતુ મને ચોક્કસ સમાચાર મળ્યા છે કે પરમરોજ તે માણસોમાંના કેટલાકો સરકારી માણસો સાથે ઝરેલી ચકમકમાં ઠાર થયા છે. હવે ફક્ત ગજસિંહ સાથે એક જ માણસ છે."

થોડીવાર વિશ્રાંતિ લઈને તે ગર્વપૂર્વક બોલ્યો. "હવે તો એ ગજસિંહને સરકારી માણસો કરતાં ધીરાજી નાયકનો જ વિશેષ ભય છે. મારી તમામ ટોળીઓને મેં જુદી જુદી બાજુએ તેની પાછળ મોકલી છે અને હું ફક્ત એકલા દરિયાવખાનને જ લઇને તેની શોધમાં આ બાજુ આવ્યો છું. હવે તો તારા મનનું સમાધાન થયું ને? મેં તો તને મારી તમામ હકીકત જણાવી પણ તું મારાથી કાંઇક વાત છૂપાવતો હોય એમ કુદરતી રીતે મારા અંતઃકરણમાં ભાસ થાય છે. મને આશ્ચર્ય તો એજ થાય છે કે ઉજ્જયનીની નજીકમાં જ કોઇ ગુપ્ત સ્થળે રહેવાની પુષ્કળ સગવડ હોવા છતાં તું ત્યાં નહિ રહેતાં આવા ભયંકર અરણ્યમાં અડ્ડો લગાવીને પડયો

છે !" તે કિંચિત હાસ્ય કરતો બોલ્યો: "પેલી નંદનવનની ગુફાની શોધ કરવાને તો આ બાજુએ આવ્યો નથીના ?"

છેલ્લા પ્રશ્ને સંગ્રામસિંહના મન ઉપર અદ્દભુત અસર નિપજાવી. તેનો ચ્હેરો એકદમ ઉતરી ગયો. ધીરાજી જેવો કુશળ મનુષ્ય એ મુખચર્યાપરથી તેના હૃદયનો ભાવ સહજ જ સમજી શકે તેમ હતું. પરંતુ એજ વખતે એક વિલક્ષણ પ્રકાર ઉપસ્થિત થવાથી ધીરાજીનું લક્ષ એ તરફ ખેંચવાને લીધે સંગ્રામસિંહના ચ્હેરા ઉપર થયેલો ફેરફાર તેના જોવામાં આવ્યો નહિ, તેમજ પોતે એ પ્રશ્ન મશ્કરીમાં કહેલો હોઇને એ પ્રશ્નથી સંગ્રામસિંહના મન ઉપર શી અસર થાય છે તે જાણવાને પણ તે આતુર નહોતો.

હવે ત્યાં શો પ્રકાર ઉપસ્થિત થયો હતો તે આપણે જોઇએ. એ બે જણા જે સ્થળે બેઠા હતા ત્યાંથી થોડે દૂર એક ઝરો ખળખળ વ્હેતો હતો. તે ઝરાને કાંઠે કાંઠે દશ–બાર હથિયારબંધ માણસો આવતા જણાયા. તેમની તરફ ધીરાજીની નજર ગઇ. દરિયાવખાન રસોઇ બનાવતો હતો તે પણ તેમને જોઇને ચમકયો અને એકદમ ઊભો થઇ ગયો. એક માણસ દરિયાવખાનને પકડવાને માટે આગળ ચાલવા લાગ્યો. એટલામાં દરિયાવખાને પિસ્તોલ તાકી અને તેના અવાજની સાથેજ તે માણસ ધડ લઈને જમીનપર પડયો.

મામલો વિકટ છે એમ ધીરાજી સમજી ગયો. તેણે દરિયાવખાનને બૂમ મારી. દરિયાવખાન તેની પાસે આવ્યો. એ બન્નેના ઘોડા નજીકમાંજ ચરતા હતા. તેમનાપર સામાન માંડેલોજ હતો. પળનો પણ વિલંબ કર્યા સિવાય ધીરાજી તથા દરિયાવખાન પોતપોતાના ઘોડાપર ચડી બેઠા અને તેમણે ઘોડા મારી મૂકયા.

તેમને ન્હાસી જતા જોઇને નવા આવેલા જુવાનોએ તેમના પર ગોળી છોડી. પરંતુ અશ્વવિદ્યામાં કુશળ ધીરાજી તથા દરિયાવખાન ઘોડાની ગતિ બદલાવતા સ્હેજ પણ ઇજા સિવાય પસાર થઇ ગયા. આ માણસો પાસે ઘોડા નહોતા એટલે તેઓ તેમની પાછળ પડી શકે તેમ નહોતું. આ પ્રકાર જોઇને સંગ્રામસિંહ તો આભોજ બની ગયો હતો. તે જે સ્થળે ઊભો હતો ત્યાંને ત્યાં પુતળાની માફક સ્થિર થઇ રહ્યો. પેલા માણસો તેની આસપાસ ફરી વળ્યાં અને તેને બંધીવાન્ બનાવ્યો. સંગ્રામસિંહે જોયું કે પોતાના પર આ એક નવીન આફત આવી પડી !

---

## પ્રકરણ ૧૯ મું.

### સિપાહીઓના જુથમાં.

લૂટારાનો નાયક ધીરાજી અને તેનો માણસ તો સટકી ગયા. પરંતુ બિચારો સંગ્રામસિંહ સપડાઇ ગયો. તેને પ્રથમ તો એમ લાગ્યું કે 'આ ટોળી ગજસિંહની હશે; ધીરાજીને ગજસિંહના એક સિવાયના બીજા બધા માણસો ઠાર થયાના મળેલા સમાચાર ખરા ન પણ હોય !' પણ તેનો એ સંશય થોડા વખતમાં જ નાબુદ થઇ ગયો. કેમકે ધ્યાન આપીને કરેલા નિરિક્ષણથી તે જોઇ શક્યો કે આ ટોળીના સિપાહીઓનો પોશાક અને શસ્ત્રો ધીરાજી કે ગજસિંહની–લૂટારાઓની ટોળીના માણસોના પોશાક અને હથિયારો કરતાં જુદા પ્રકારનાં હતાં. આ જુવાનોના પંજામાં આમ અચાનક રીતે

સપડાવાથી સંગ્રામસિંહ ગભરાઇ જાય એ સ્વાભાવિક છે, અને એ ગભરાટને લીધે તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ.

તે માણસોમાં પરસ્પર ચાલતી વાતચીત પરથી સંગ્રામસિંહ સમજી ગયો કે આ લોકો ધીરાજી નાયકની પાછળ પડયા હતા. એથી તેને લાગ્યું કે જો મારે અને ધીરાજી નાયકને સંબંધ નથી એવી હું આ લોકોની ખાત્રી કરી શકું તો પછી છૂટો થવામાં હરકત આવશે નહિ. એમ વિચારીને તે બોલ્યો: " મારે એ ધીરાજી સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ નથી. "

" વાહ ! લાગે છે તો સાચા બોલો ! " તે ટોળીના જમાદાર જેવો દેખાતો જુવાન કરડાકીથી બોલ્યો: " જ્યારે તારે ને એ લૂટારાને બિલ્કુલ સંબંધ નથી તો પછી તમે બે જણા અહીં બેઠા બેઠા શી વાતો કરતા હતા ? એ વખતના તમારા બેના દેખાવ પરથી કોઇ અણુજ માણસ પણ કહી શકે કે તમે બે એક જ ટોળીના માણસો છો ! "

" આપને મારૂં કથન અસત્ય ભાસે છે; પણ હું મારા ઈષ્ટદેવના સોગન ખાઇને કહું છું કે તમે અહીં આવી પહોંચ્યા તેવી ફક્ત એક કે બે ઘડી પહેલાં જ એ બે જણા અહીં આવ્યા હતા. " સંગ્રામસિંહ બોલ્યો: " મેં અહીં આવીને મુકામ કર્યો ત્યારપછી થોડી વારે એ લૂટારાનો નાયક પોતાના માણસ સાથે આવ્યો હતો. "

" પણ તારે અહીં શા માટે આવવું પડયું ? " જમાદારે દમામથી કર્કશ સ્વરે પ્રશ્ન કર્યો.

તેના આ પ્રશ્નનો શો ઉત્તર આપવો એના વિચારમાં સંગ્રામસિંહ પડી ગયો. તેના મુખમાંથી નંદનવનની ગુફાના સંબંધમાં

તો શબ્દ નીકળવાનું શક્ય જ નહોતું. આ અકલ્પિત પ્રશ્ન સાંભળીને તે સ્તબ્ધ બની ગયો અને તેનો બનાવટી ઉત્તર ગોઠવી કાઢવાનો યત્ન કરવા લાગ્યો.

એ જોઈને જમાદાર કટાક્ષ અને મસ્કરીના રૂપમાં બોલ્યો: "કાં મહેરબાન! આપ સારા માણસ છો ત્યારે આ સરલ પ્રશ્નનો જવાબ આપવામાં આટલા બધા વિચારમાં કેમ પડી ગયા? તું કેવો બદમાશ છે તેની ખાત્રી તો તારો ચ્હેરો જ આપી દે છે. તું પેલા લૂટારાઓની ટોળીમાંનો જ હોવો જોઇએ અને તમે આવા એકાંત સ્થળે આ વખતે મળવાનો સંકેત કરેલો હોવો જોઇએ."

હવે તો સંગ્રામસિંહની સંપૂર્ણ ખાત્રી થઈ કે આ લોકો ધીરાજી અને તેની ટોળીને પકડવાને માટે જ નિમાયેલા હોવા જોઇએ. તેથી જો તેઓ પોતાને લૂટારાની ટોળીમાંનો ચોક્કસપણે માની બેસે તો પોતાના તો બાર જ વાગી જાય, એવી બીતિથી તે નમ્રતા પૂર્વક આર્જવતા કરતો બોલ્યો: "જમાદાર સાહેબ! હું તમને હાથ જોડું છું–તમારે પગે પડું છું. હું ખરેખરૂં કહું છે કે મને જગતની જંજાળમાં રહેવાનો કંટાળો આવવાથી, થોડોક સમય આ નિબીડ અરણ્યમાં એકાન્તવાસમાં ગુજારવાનો ઇરાદો કરીને હું અહીં આવ્યો હતો. એ લૂટારાને મારે કોઈ પણ જાતનો સંબંધ નથી. એટલું જ નહિ પરંતુ તે અહીં આવ્યો અને મારી સાથે વાતો કરતો બેઠો ત્યારે જ મેં જાણ્યું કે તે ભયંકર લૂટારો ધીરાજી છે! જો હું તેને ઓળખતો હોત તો એ અહીં આવ્યો તેજ વખતે અહીંથી ખસી નિકળત!"

"લૂચ્ચા–પાજી!" જમાદાર ગુસ્સાથી બોલ્યો: "કેટલું ભયંકર જૂઠાણું! તારી આ બનાવટી વાત કોઇ પણ સાચી માને

ખરો ? અરે મૂર્ખા ! તું પણ એ એની સાથે ન્હાસી જવાને તારા ઘોડા તરફ વળતો હતો, પણ તને તક નહિ મળવાથીજ તું સપડાઇ ગયો એ શું અમે નથી જાણતા ? વળી જ્યારે તું કહે છે કે તું ધીરાજીની ટોળીનો માણુસ નથી તો પછી અમને અહીં આવતા જોઇને એટલો બધો ગભરાઇ કેમ ગયો ? અને તું અહીં શા માટે આવ્યો હતો એ મારા પ્રશ્નનો ઉત્તર આપતાં તારે વિચાર કેમ કરવો પડ્યો ?"

"ખરૂં કહું તો આપ સર્વ જણ અહીં એકદમ અકસ્માત રીતે આવી ચડવાથી આપ શત્રુ છો કે મિત્ર તેનો તથા આપ અહીં શામાટે આવ્યા છો તેનો વિચાર કરવાનો સંધિ પણ મને પ્રાપ્ત થયો નહિ. એવી વિલક્ષણ સ્થિતિને લીધે મારા મનમાં ગભરાટ પેદા થાય એમાં કાંઇ આશ્ચર્ય નથી. જમાદાર સાહેબ ! હું એક ગરીબ મનુષ્ય છું. હું આપને પગે પડું છું, મારા ઉપર દયા કરો, મને છોડી દ્યો—મારા હાથ પણ દુઃખવા આવ્યા છે !"

તેની આ દલીલ કે કાલાવાલાની જમાદાર ઉપર વિશેષ અસર તો ન થઈ. તદપિ દયાથી તેનું દિલ કાંઈક આર્દ્ર થયું ખરૂં. તે માયાભરી દૃષ્ટિથી કોમળ સ્વરે બોલ્યો: "ભાઈ ! તું કોણ છે તે હું ચોક્કસપણે કહી શકતો નથી. તું લુંટારા માંહેનો એક હો કે બીજો કોઇ હો. પરંતુ તારા મુખેથી જે હકીકત મારા સાંભળવામાં આવી તેમાં પરસ્પર વિરોધ છે એમ તો ચોક્કસ જણાઈ આવે છે. એટલે તારા સંબંધમાં હું કાંઇ પણ ન્યાય આપી શકું એમ મને લાગતું નથી. હું તને અમારા ઠાકોર પાસે લઇ જઇશ. ત્યાં તારે જે કાંઇ કહેવું હોય તે કહેજે; અને તેઓ પોતાની મરજી પ્રમાણે તને સજા કરશે કિંવા છોડી મૂકશે." એટલું કહી તે

પોતાની સાથેના સિપાહીઓ તરફ ફરીને બોલ્યોઃ " ચાલો ભાઇઓ ! સ્હાંજ તો પડવા આવી, આપણે પાછા કાલ સ્હવાર સુધીમાં તો આપણા મુકામે પહોંચી જવું જોઇએ. "

જમાદારનો હુકમ સાંભળીને એક સિપાહી સંગ્રામસિંહનો ઘોડો દૂર ચરતો હતો ત્યાં જઇને ઘોડાને દોરી આવ્યો. તેના ઉપર સામાન નાખીને સંગ્રામસિંહને બેસાર્યો અને તેને ઘોડા સાથે બાંધી લીધો. જમાદારના છેવટના શબ્દો સાંભળીને સંગ્રામસિંહે વધુ બોલવામાં કાંઈ લાભ જોયો નહિં. આ લોકો જ્યાં લઈ જાય ત્યાં જવું અને જે કહેવું હોય તે તેમના ઠાકોરને કહેવું એવો તેણે વિચાર કર્યો. માત્ર આ ઠાકોર કોણ હશે એ જાણી શકયો નહિ. એક વખત તેના મનમાં એમ પણ થયું કે આ લોકો સુવર્ણગઢના માણસો હોય તો ? અજયસિંહ સુવર્ણગઢનો રાજકુમાર હતો એ તે જાણતો હતો. તેથી સુવર્ણગઢના ઠાકોર પાસે જવાનું થાય તો બધું ભોપાળું ખૂલ્લું થઇ જવાનો સંભવ તેને લાગ્યો. એ બાબત અગાઉથી શંકા આણવી કે વિચાર કરવો તે નિરર્થક હતું.

સિપાહીઓ સંગ્રામસિંહને બંધીવાન કરીને તે ડુંગરાવાળા પ્રદેશમાં પ્રવાસ કરવા લાગ્યા. પ્રત્યેક ક્ષણે પોતાને નંદનવનની ગુફાથી દૂર ને દૂર થતો જોઇને સંગ્રામસિંહનું હૃદય તો વિદીર્ણ થઇ જતું હતુ. લગભગ નંદનવનની ગુફાના દ્વાર પાસે આવી પહોંચેલો હોવા છતાં, પોતાનાપર અચાનક આવો પ્રસંગ ગુજરવાથી ફરીથી આ તરફ આવી શકાશે કે કેમ એ બાબત પણ તેના મનમાં શંકા ઉપસ્થિત થઇ અને મુખમુદ્રા બિલકુલ ખિન્ન બની ગઇ.

મનની અશાંતિમાં કેટલોક સમય વિતાવ્યા બાદ તે સ્વતઃ વિચાર કરવા લાગ્યોઃ " મારે આટલું બધું નિરાશ શા માટે થવું

જોઈએ ? એ લોકો મને તેમના ઠાકોર પાસે લઈ જશે. વારૂ, હું તેમને તમામ હકીકત બરાબર કુશળતાપૂર્વક સમજાવી દઇશ. તેમના મનમાં મારે માટે દયાનો સંચાર થાય એવો દેખાવ કરીશ. એટલે તેમનું મન મારા તરફ વળશે અને તેઓ જરૂર મને છોડી દેશે. એક વખત છૂટો થયો એટલે પછી શો વાંધો છે ? પુનઃ આ તરફ આવીશ અને તે ગુફા શોધવાનો પ્રયત્ન કરીશ. નંદનવનની ગુફાનો માર્ગ અતિ વિકટ છે એમ હું પ્રથમથી જાણતો હતો. તદપિ બાળ-ભદ્રદાસનો બુદ્ધિમાન્ અશ્વ મને કેવી કુશળતાપૂર્વક અહીં સુધી લાવ્યો ! જનાવર જે રસ્તે થઇને એક વખત પસાર થાય એ રસ્તો તે કદી પણ ભૂલી જતું નથી, એમ કહેવાય છે તે જો ખરૂં હોય તો આવતી કાલે છૂટો થઇને હું આજ ઘોડા ઉપર અને આજ રસ્તે પાછો અહીં આવીશ અને નંદનવનમાં પ્રવેશ કરવાને લગતી મારી યોજના અમલમાં મેલીશ. વળી આ જગતનો એ એક નિયમ છે કે એક વસ્તુ પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં જેટલી વિશેષ મુશ્કેલી નડે તેટલી તે વસ્તુની વિશેષ મહત્તા આપણને લાગે છે ! પણ જે રસ્તે થઇને અત્યારે હું પસાર થાઉં છું તે રસ્તો, તેની આસપાસનાં વૃક્ષો વગેરે અગત્યનાં ચિહ્નો મારે યાદ રાખવાં જોઇએ. કેવળ ઘોડાની બુદ્ધિ ઉપર વિશ્વાસ રાખવો તે યોગ્ય નહિ. યદાકદાચિત્ એ લોકો મારો આ ઘોડો મને પાછો ન આપે તો ! આ લોકો અહીં સુધી પગે ચાલતા આવેલા હોવાથી એવું અનુમાન કરી શકાય છે કે તેમનું સ્થળ અહીંથી બહુ દૂર નહિ હોય."

એ પ્રમાણે સંગ્રામસિંહની વિચારમાળા ચાલતી હતી. પેલી ટોળીના માણસો તેના ઘોડાની આસપાસ ચાલતા હતા. ઘોડો પણ ધીમે ધીમે માર્ગાતિક્રમણ કરતો હતો. આ લોકો જે પ્રદેશમાં થઇને જતા

હતા તે પ્રદેશમાં નાના મોટા ઘણા ડુંગરા હતા અને ચારે તરફ દૂર સુધી નજર નાખતાં કેવળ જંગલ જ જંગલ દેખાતું હતું. આ ડુંગરામાંના એક ઉંચા ડુંગરા પરથી એક ઝરો જોરથી વ્હેતો હતો, એ બધું સંગ્રામસિંહે ધ્યાનમાં રાખી લીધું.

પોતાની સાથેના માણુસો લૂટારાઓ નથી, એવું તો તેણે પ્રથમથી જ અનુમાન બાંધી લીધું હતું. કેમકે જો તેઓ લૂટારા જ હોત તો ધીરાજી અને દરિયાવખાન તેમનાથી ભય પામીને એકદમ પલાયન કરી ગયા નં હોત. માટે એ લોકો કોઇ પણ સંસ્થાનિકના માણુસો હોવા જોઇએ એવો તર્ક તેણે કર્યો હતો. જમાદારે પોતાના ઠાકોર પાસે લઈ જવાનું કહ્યું હતું તે પરથી પણ તેના તર્કને પુષ્ટિ મળતી હતી. પરંતુ તેઓ કયા સંસ્થાનિકના માણુસો છે અને કયાં જાય છે એ તે સમજી શકયો નહોતો.

જેમ જેમ એકેક ડુંગર પાછળ પડવા લાગ્યો તેમ તેમ સૂર્ય ભગવાન્ પણ પશ્ચિમ દિશા–સુંદરી–ને ભેટવાને ઉતાવળા ઉતાવળા જવા લાગ્યાં. સૂર્યદેવ અદ્રસ્ય થઇ ગયા તે પછી થોડી વારે આ ટોળી એક ખૂલ્લા મેદાનમાં આવી પહોંચી. બધાએ ત્યાં મુકામ કર્યો. સંગ્રામસિંહને પણ ઘોડાપરથી નીચે ઉતર્યો. તે ટોળીમાં બે ત્રણ મુસલમાન હતા, તેમણે પાસેના ઝરા આગળ જઇને હાથ મ્હોં ધોઈ સ્હાંજની નમાજ પઢી લીધી. બે જણા બંધૂક ને તલવાર લઇને શિકારની શોધમાં ગયા. સંગ્રામસિંહને તેના હાથ પગ બાંધીને તેનો ઘાસીઓ જમીન ઉપર પાથરી તેના પર નાખ્યો હતો. ચાર માણુસો તેની આસપાસ પહેરો ભરતા હતા. પેલા બે માણુસો એક હરણુ ને બે બકરાંનો શિકાર કરી તેમને ઉચકીને લઈ આવ્યા. આસપાસથી લાકડાં એકઠાં કરી તેને સળગાવી હરણુ તથા બકરાનું માંસ શેકોને

બધાએ ક્ષુધાનું નિવારણ કર્યું. સંગ્રામસિંહે પોતાને ખાવાની ઇચ્છા નથી એમ કહ્યું એટલે તેને વિશેષ આગ્રહ કરવામાં આવ્યો નહિ. જમીને બધા ચલમો ફુંકવા લાગ્યા. તંબાકુની તલપ સંગ્રામસિંહ અટકાવી શકયો નહિ, તેના પહેરેગીરોએ તેને પણ અચ્છી તરેહસેં દમ લેવા દીધો.

લગભગ એકાદ પ્રહર રાત્રી વિત્યા બાદ તે ટોળીએ પુનઃ પ્રવાસ શરૂ કર્યો. આ વખતે પૃથ્વી ઉપર તદ્દન અંધકાર વ્યાપ્ત હતો. પરંતુ એ ટોળીને માર્ગાતિક્રમણ કરવામાં કોઇ જાતની અડચણ પડી નહિ. આ માર્ગે થઇને તે લોકો અનેક વાર પસાર થઇ ચૂકેલા હોવાથી તે રસ્તો તેમને જાણીતો હતો. લગભગ મધ્યરાત્રીએ ચંદ્રોદય થયો. ચંદ્રના પ્રકાશથી તેમની ઝડપ અગાઉ કરતાં સ્હેજ વધી. એમ કરતાં એક પ્રહર રાત્રી બાકી રહી હશે તે વખતે તેઓ એક ડુંગરી કિલ્લા પાસે આવી પહોંચ્યા; અને ડુંગર ઉપર ચઢીને કિલ્લાના દરવાજા પાસે ગયા. દરવાનને બૂમ મારતાં દરવાને જમાદારના અવાજ પરથી તેને ઓળખીને દરવાજો ઉઘાડયો અને બધા અંદર દાખલ થયા. અંદર ચોકી પાસે જઇને જમાદારે ઠાકોર કિલ્લામાં છે કે નહિ એ બાબત તપાસ કરી. ઠાકોર આ વખતે કિલ્લામાં જ હતા. આટલી મોડી રાત્રીએ તેમને જગાડવા એ જમાદારને યોગ્ય લાગ્યું નહિ. તેથી તેણે સંગ્રામસિંહને ચોકીદારના કબજામાં સોંપ્યો અને ચોકીદારે તેને એક કોટડીમાં પૂરીને બારણાને તાળું લગાવી દીધું. પ્રાતઃકાળે પોતાના આરબ્ધની થનાર પરીક્ષાનું શું પરિણામ આવશે તેની વિવેચનામાં જ સંગ્રામસિંહે બાકીની રાત્રી વિતાવી. તેને બિલકુલ નિદ્રા આવી નહિ.

બીજે દિવસે સૂર્યોદય થયા બાદ બે ઘડી દહાડો ચડયો હશે તે વખતે બહાર વાસેલા તાળામાં કુંચીફરવાનો અવાજ સંગ્રામસિંહને કાને

આવ્યો. તે અવાજ સાંભળતાં જ તેની છાતી ધબકવા લાગી. તદપિ તેણે શાંત વૃત્તિ ધારણ કરવાનો પ્રયત્ન કર્યો અને એ પ્રયત્નથી કેટલેક અંશે સફળતા મળી. તે કોટડીમાંથી બહાર આવ્યો. ચોકીદારે તેના હાથમાં હાથકડી નાખી દીધી અને દોરડા વડે પાછળથી બન્ને હાથ બાંધીને પોતાની સાથે લઈ ગયો. કિલ્લાના દરવાજાની નજીકના પટાંગણમાં આ વખતે કેટલાક સ્વારો ઘોડા સજ્જ કરીને ઊભા હતા. ત્યાં સંગ્રામસિંહને લઇ જઇને એક બાજુએ ઊભો રાખવામાં આવ્યો. અત્ર પોતાને આગલે દિવસે પરહેજ કરનાર જમાદાર પણ સંગ્રામસિંહના જોવામાં આવ્યો. એટલામાં કિલ્લાની અંદરની બાજુએથી ઘોડાના ડાબડાનો અવાજ આવ્યો અને થોડી વારમાં સંગ્રામસિંહની દ્રષ્ટિએ પાંચ ઘોડેસ્વારો પડયા. આ ઘોડેસ્વારોએ બખતર પહેર્યાં હતાં તથા નખથી શિખા પર્યંત તેઓ શસ્ત્રથી સજ્જ બનેલા હતા. આ નવીન સ્વારોમાં મોખરાના ઘોડા ઉપર બેઠેલા સ્વારનો દેખાવ ભવ્ય હતો. વળી તેણે પહેરેલું બખતર તથા તેની પાસેનાં શસ્ત્રો ઉંચી પ્રતિનાં હતાં. એ ઉપરથી આજ કિલ્લાનો માલિક હોવો જોઇએ અને એની જ આજ્ઞા ઉપર પોતાનું નસીબ અવલંબિત થઇ રહ્યું છે, એમ વિચારતો સંગ્રામસિંહ તેની તરફ ઉત્કંઠિત હૃદયે જોઇ રહ્યો. સંગ્રામસિંહની એ કલ્પના યથાર્થ હતી. એ શસ્ત્રબંધ સ્વાર જયગઢનો ઠાકોર હતો. તેનું નામ વિજયસિંહ હતું. આ કિલ્લો તેણે પોતે જ બંધાવ્યો હતો. કિલ્લો એક ઉંચા ડુંગર ઉપર બાંધેલો હોઇને સંરક્ષણને માટે તથા સામેથી આવતા શત્રુપર મારો ચલાવવાને બહુ ઉપયોગી હતો. જયગઢ આ કિલ્લાથી પૂર્વ દિશાએ પંદર કોશ દૂર હતું. તદપિ આ કિલ્લામાં વચ્ચે એક ઉંચો બુરજ હતો તે બુરજની ટોચ ઉપર ચડીને જોતાં

જયગઢનો રાજમહેલ દેખાતો હતો. આ કિલ્લાનું નામ વિજયદુર્ગ રાખવામાં આવ્યું હતું. વિજયસિંહ કોઇ કોઈ વખત આ કિલ્લામાં આવીને દશ-પંદર દિવસનો ધામો નાખતો હતો અને ત્યાં રહીને હમેશાં આસપાસનાં અરણ્યમાં શિકાર કરવાને જતો હતો. આજે પણ હમેશના પ્રમાણે તે પોતાના સેવકો સાથે શિકારે જવાને નિકળ્યો હતો. દરવાજા પાસેના પટાંગણુમાં ઊભેલા સ્વારો પણ તેની રાહ જોતા હતા.

વિજયસિંહ સંગ્રામસિંહની દ્રષ્ટિની પૂર્ણ મર્યાદામાં આવ્યો ત્યારે તેના દેખાવ પરથી સંગ્રામસિંહ સમજી શકયો કે તેની આશરે પચાશ વર્ષની ઉમર હોવી જોઇએ. વિજયસિંહના શરીરનું કાઠું મજબૂત અને કદાવર હતું. તેના દેખાવ પરથી જ તે શૂરવીર હોવો જોઇએ એમ લાગતું હતું. તેનાં નેત્રો અત્યંત તેજસ્વી દેખાતાં હતાં, પરંતુ તેમાં મૃદુતા કરતાં કઠોરતા જ અધિક દેખાતી હતી. તેનો કરડો ચ્હેરો જોઇને જ સંગ્રામસિંહે ધારણ કરેલી શાંતતા પલાયન કરવા લાગી. આવા કઠોર પુરુષના હાથમાંથી પોતાનો છૂટકો થવાનો સંભવ નથી એમ જ તેને લાગ્યું અને તેના પગ ભયથી કમ્પવા લાગ્યા ! તેણે આત્મસંયમની પરાકાષ્ટા કરીને પોતાના શરીર ઉપર કાબુ મેળવવાનો પ્રયત્ન કર્યો. એ ઠાકોર પોતાની તરફ જૂએ છે એમ ધ્યાનમાં આવતાં જ સંગ્રામસિંહે જમીન સુધી લળીને ત્રણ વખત નમન કર્યું અને તે બે હાથ જોડીને ઉભો રહ્યો.



# પ્રકરણ ૨૦ મું.

## જન્મકેદની સજા.

વિજયસિંહે મેદાનમાં આવીને અશ્વને ઊભો રાખ્યો એટલે જમાદાર સંગ્રામસિંહ પાસે આવ્યો અને જરા મોટે સ્વરે વિજયસિંહ સાંભળી શકે તેમ બોલ્યોઃ "ચાલ, આગળ થા, અને તારે જે કાંઈ કહેવું હોય તે સરકારને નિવેદન કર."

"આ કોણ છે?" વિજયસિંહે પૂછ્યુંઃ "એને શા માટે કેદ કરવામાં આવ્યો છે? એ જાસુસ છે કે લૂટારો?"

"સરકાર!" વિનમ્ર ભાવે મર્યાદાપૂર્વક જમાદાર બોલ્યોઃ "આ માણસને અમે કેદ કરીને લાવ્યા છીએ. તે અમને જે સ્થળે અને જે સ્થિતિમાં મળી આવ્યો, એ સ્થળ અને એ સ્થિતિ પરથી અમારૂં અનુમાન એવું થયું છે કે તે લૂટારાઓનો સાગરીત હોવો જોઇએ. તદપિ તે પોતાના સંબંધમાં જુદી જ વાત રજુ કરતો હોવાથી તેને આપ નામદારની હજુરમાં લાવ્યા છીએ. તે જે કહે છે તે ખરૂં છે કે ખોટું એ બાબત અમારા કરતાં આપ વધારે સારી રીતે ન્યાય કરી શકશો."

"હજી આને વીશ વર્ષ તો પૂરાં થયાં નહિ હોય! મૂછોનો દોરો માત્ર ફૂટેલો જણાય છે. આટલી કાચી વયમાં તે લૂટારાઓનો સાથીદાર બની ગયો એ ખરેખર આશ્ચર્ય ઉપજાવનારૂં છે!" વિજયસિંહ કિંચિત્ કઠોરતા અને ચકિત મુદ્રાથી સંગ્રામસિંહ સામે વેધક દ્રષ્ટિએ જોઇને બોલ્યોઃ "વારૂ, જમાદાર! એની હકીકત હું પછી સાંભળીશ. પરંતુ એના સંબંધમાં પહેલાં તારે જે કાંઈ કહેવાનું હોય

તે કહી નાખ. મને સમય નથી, માટે ટુંકામાં જ મુદ્દાસરની હકીકત જણાવી દે."

"જેવી હજુરની આજ્ઞા!" જમાદાર બોલ્યોઃ "હું આપ નામદારના હુકમ પ્રમાણે મારી સાથે બાર સિપાહીઓ લઇને પેલા ડુંગરાવાળા પ્રદેશમાં કોઇનું સૈન્ય છૂપાઇ રહેલું છે કે નહિ, તેની તપાસ કરવાને ગઈ કાલે નિકળ્યો હતો. એ તમામ પ્રદેશ ઢુંઢી કાઢયો પરંતુ કોઈ ઠેકાણે સૈન્ય તો શું પણ થોડા માણુસોની ટોળી જેવું પણ મારા જોવામાં આવ્યું નહિ. એ ઉપરથી સરકારને કોઇએ ખોટી ખબર આપી હશે એમ મને લાગ્યું."

"હા, તું કહે છે તે ઉપરથી તારા કહેવા મુજબ મને ખોટી ખબર જ મળેલી હોવી જોઇએ." વિજયસિંહ બોલ્યોઃ "ઠીક છે, એ ખબર આપનારાની વાત છે! પણ વારૂ પછી?"

"એ પ્રમાણે કોઈ સ્થળે સૈન્ય દ્રષ્ટિએ નહિ પડવાથી અમે પાછા આવતા હતા તે વખતે મધ્યાન્હ થઇ ગયા હતા; એટલે એક સ્થળે અમે વિશ્રાંતિ અને ભોજન માટે મુકામ કર્યો. આપણા માણસો રસોઈ બનાવતા હતા તે વખતે એક પુખ્ત વયનો માણસ અમારી પાસે આવ્યો. તેનું શરીર મજબૂત હતું. દેખાવે પણ તે લસ્કરી જુવાન જેવો લાગતો હતો. પરંતુ તેણે પહેરેલાં કપડાં જૂનાં અને ફાટેલાં હતાં. એ ઉપરથી પ્રથમ તો મને એવી કલ્પના થઈ કે તે કોઈ મુસલમાનનો જાસુસ હોવો જોઇએ. પરંતુ તેની સાથે યુક્તિપૂર્વક વાતચીત કરતાં તે મુસલમાનોનો જાસુસ નથી એવી મારી ખાત્રી થઇ ગઇ. એટલું જ નહિ પરંતુ એ મુસલમાનોની જૂલ્મી રાજ્યનીતિનો દ્વેષ કરનારામાંનો એક હતો, એમ પણ મને જણાઈ આવ્યું. થોડા દિવસ પહેલાં તેની સ્થિતિ સારી હતી. તેની પાસે દશ-વીશ માણુસો

પણ હતા; અને તેમની સહાયથી તે ઉજ્જયનીની હદમાં વારંવાર ધાંધલ પણ મચાવતો હતો. પરંતુ અત્યારે તેના માણસો તેને છોડીને ચાલ્યા ગયા છે અને તેને બિચારાને એકલું જંગલમાં ભટકવું પડે છે. "

" ઘણું કરીને એ ગજસિંહ જ હોવો જોઇએ ! " સંગ્રામસિંહ મનમાં બોલ્યો.

" એના કથન પરથી મારી ખાત્રી થઇ કે મુસલમાની સૈન્ય આપણી હદમાં કોઇ પણ સ્થળે ઉતરેલું નથી અને આપને કોઇએ ખોટી બાતમી આપી છે. પણ તે માણસ સાથેની વાતચીતથી એક બીજા ભયંકર શત્રુની ભાળ લાગી. " જમાદારે કહ્યું.

" શું કહે છે ? " વિજયસિંહે પૂછયું: " બીજો શત્રુ ? એ વળી કોણ ? "

" જેણે આજ ઘણાં વર્ષો થયાં આપણી હદમાં તેમ જ ઉજ્જયનીના પ્રદેશમાં લૂટફાટ ચલાવવાનો ધંધો આદર્યો છે અને જેને પકડવાને માટે ઉજ્જયનીના સુબા તરફથી મોટાં મોટાં ઇનામો કાઢવામાં આવ્યાં છે તે ભયંકર લૂટારો–"

" ધીરોજી નાયક ! " વિજયસિંહે જમાદારનું અધૂરું વાકય પૂર્ણ કર્યું.

" હા તેજ, સરકાર ! " જમાદાર બોલ્યો : " મને પેલા મનુષ્યે કહ્યું હતું કે ધીરોજી તે જગ્યાએ પર્વતોની કઢણમાં ફક્ત બે સાથીદારોની સાથે છૂપી રીતે ફરે છે. મારી સાથે દશ–બાર મનુષ્યો હોવાથી એ માણસે મને ધીરાજીની પાછળ પડીને તેને પકડવાનો ઘણો આગ્રહ કર્યો. મારા મનમાં પણ એ ભયંકર લૂટારાને પકડીને સરકારની સન્મુખ હાજર કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. મેં તે માણસને

મારી સાથે આવવાને જણાવ્યું, પરંતુ એ વાતમાં તે કબૂલ થયો નહિ. મેં ધાર્યું કે તે ધીરાજીથી બ્હિતો હશે, કદાચ તેની સાથે ઝઘડો કરીને તેની ટોળીમાંથી નિકળી ગયો હશે."

"જમાદારની એ ધારણા તદ્દન ખરી છે." સંગ્રામસિંહ મનમાં બોલ્યો.

"મારી એ ધારણા ખરી હો વા ખોટી, પરંતુ એ માણસ અમારી સાથે આવવાને કબૂલ થયો નહિ." જમાદાર કહેવા લાગ્યોઃ "પરંતુ તેણે જે હકીકત જણાવી હતી એ તો તદ્દન ખરી જ હતી. તે અમારી સાથે આવવાને કબૂલ ન થયો તેનું એક કારણ એ પણ હોય કે ધીરાજી નાયકને અમે પકડીએ એટલે તે એ મનુષ્યની ગુપ્ત હકીકત અમારી પાસે ખૂલ્લી કરે અને અમે તેને પોતાને પણ કેદ કરીએ એવી તેને ભીતિ લાગી હશે. ગમે તેમ હોય પરંતુ તેણે કહેલી જગ્યાએ ધીરાજી અને તેના બે સોબતીઓ અમારા જોવામાં આવ્યા. માત્ર કહેતાં મને શરમ ઉપજે છે કે અમને જોતાં જ ધીરાજી તથા તેનો એક મુસલમાન જાતિનો સાથીદાર એકદમ ઘોડેસ્વાર થયા અને અમારા હાથમાંથી છટકી ગયા."

"વાહ! તમે એટલા બધા હોવા છતાં તમારી વચ્ચેથી એ બે પસાર થઈ ગયા?" વિજયસિંહે આશ્ચર્યસહ પૂછ્યું. તેને પોતાના સેવકોની વિજય–શક્તિ માટે અભિમાન હતું. જમાદારના ઉક્ત કથનથી વિજયસિંહને સહજ માઠું પણ લાગ્યું હતું.

પોતાના માલિકને ગુસ્સે થયેલો જોઇને શરમાતો શરમાતો જમાદાર બોલ્યોઃ "સરકાર! મને લાગે છે કે ધીરાજી પાસે કોઇ જાદુઈ શક્તિ હોવી જોઇએ. કેમકે તેમની ઉપર અમારી બંધૂકોમાંથી ગોળીઓનો વર્ષાદ વરસતો હોવા છતાં એક પણ ગોળી તેને લાગી

નહિ! તે પોતાના એક સોબતી સાથે ન્હાસી છૂટયો ખરો પણ તેનો આ બીજો સોબતી અમારા હાથમાં સપડાયો. ”

“ વારૂ! થયું તે થયું! ” વિજયસિંહ બોલ્યો: “ જમાદાર! તમારા શૌર્યને માટે મારી ખાત્રી છે. એટલે ધીરોજી નાયક ન્હાસી છૂટવામાં તમારી ગફલતને જ હું કારણભૂત સમજું છું. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે, એથી એ બાબતમાં તમને કે તમારી સાથેના આપણા માણસોને દોષ દેવો નકામો છે. જો એ મારા હાથમાં આવ્યો હોત તો એ હરામખોરને આ કિલ્લાના બુરજપર ફાંસી દઇને ત્યાં જ એના મડદાને લટકતું રાખી મૂકત! ” એટલું કહીને તે સંગ્રામસિંહ તરફ મુખ ફેરવીને બોલ્યો: “ પણ તું આ હરામખોરની ટોળીમાં શી રીતે ભળ્યો? હજી તારા મ્હોંપર મૂછોના કાંટા જ માત્ર ફૂટયા છે! આટલી ન્હાની વયમાં આ તને શું સૂજયું? ”

“ દયાવંત મહારાજ! ” સંગ્રામસિંહ બે હાથ જોડીને બોલ્યો: “ મારો એ લૂટારા સાથે લેશ પણ સંબંધ નથી. જેમ બે વટેમાર્ગુઓ રસ્તામાં મળી જાય છે તે પ્રમાણે જ મારો ને એનો અચાનક ભેટો થઇ ગયો હતો! આ જમાદાર સાહેબે મને પકડયો ત્યાં સુધી હું કોની સાથે વાત કરતો હતો એ પણ મારા જાણવામાં નહોતું. મને પકડયા પછી જમાદાર સાહેબ સાથે મારે વાતચીત થઇ તે ઉપરથી જ મારા જાણવામાં આવ્યું કે જે માણસ મને મળ્યો હતો તે ભયંકર લૂટારો ધીરાજી નાયક હતો.! ”

સંગ્રામસિંહની આ પતરાજી ઉપર વિજયસિંહને જરી પણ વિશ્વાસ બેઠો હોય એવું તેની મુખમુદ્રા પરથી જણાતું નહોતું. તદપિ તેણે પ્રશ્ન કર્યો: “ કેમ જમાદાર! આ કહે છે તે ખરૂં છે? ”

“ સરકાર! એના કથન ઉપર મારો જરી પણ વિશ્વાસ ચો-

હતો નથી;" જમાદારે કહ્યું: "અને તે કારણથી જ આ માણસને મેં સરકારના પગ પાસે રજુ કર્યો છે. પ્રથમ તો તેણે પોતે કોણ છે એ સ્પષ્ટપણે ખરેખરું જણાવ્યું નથી. બીજું એ જંગલમાં તે શા માટે ભટકતો હતો તેનું પણ તે કારણ આપી શક્યો નથી. ત્રીજું જ્યારે ધીરાજી અને તેનો સાથીદાર પલાયન કરતા હતા ત્યારે આ માણસ પણ તેમની સાથે ન્હાસી જવાના વિચારમાં જ હતો. ચોથું જ્યારે અમે તેની તરફ જઈ પહોંચ્યા ત્યારે તે બિલકુલ ગભરાઇ ગયેલો દેખાતો હતો. જ્યારે એ લુટારાની ટોળીમાંહેનો નહોતો ત્યારે તેને ડર કોનો હતો? એને ન્હાસી જવાની તક મળી હોત તો મારી ખાત્રી છે કે તે પણ ધીરાજીની સાથે પલાયન થઇ ગયો હોત."

"એમ છે કે?" વિજયસિંહ બેદરકારીપૂર્વક બોલ્યો: "ત્યારે તો આ માણસ ધીરાજીનો સાથીદાર જ હોવો જોઇએ!"

"દયાવંત સરકાર!" સંગ્રામસિંહ ગળગળા સાદે બોલ્યો: "હું ઇશ્વરની સાક્ષીએ કહું છું કે—"

"ચૂપ રહે!" વિજયસિંહે ક્રોધપૂર્ણ સ્વરે સંગ્રામસિંહને બોલતો અટકાવીને આગળ ચલાવ્યું: "હરામખોર! વાસ્તવિક રીતે જોઇએ તો તારા જેવાને તો ફાંસીની સજા કરવી તે જ ઉચિત છે. પણ તારી આ કુમળી વય તરફ જોઈને મને તારી દયા આવે છે. માટે હું તને ફાંસીની સજા કરતો નથી. માત્ર તને જન્મપર્યંત કેદની સજા કરૂં છું કે, જેથી તને તારા પાપનો પશ્ચાત્તાપ થયા કરે અને એથી તારો આત્મા પશ્ચાત્તાપના અગ્નિથી શુદ્ધ થવાને લીધે પુનર્જન્મમાં તું આવા પાપકાર્યમાં ન પડે. જમાદાર! પેલા જાસુસ–ગુન્કુરાવને આ કિલ્લાના ગગનબુરજમાં રાખ્યો છે ને? તેની સાથે

આ છોકરાને પણ રાખો. આ બે જણાને એક બીજાની સોબતનો પણ લાભ મળશે."

એટલું કહીને વિજયસિંહે પોતાના ઘોડાને એડી લગાવી અને તે પોતાની સાથેના સ્વારો સહિત કિલ્લાના દરવાજાની બહાર નીકળી ગયો. સંગ્રામસિંહ તો દયાને માટે તેને વિનવતો જ રહ્યો; પરંતુ તેની એ આર્જવતાનો એક પણ શબ્દ કાને પડે તે પહેલાં તો વિજયસિંહ એ સ્થળેથી અદ્રશ્ય પણ થઈ ગયો હતો. એ જોઇને જમાદાર બોલ્યો: "ભાઈ! હવે તારૂં કાંઈ પણ કામ આવે તેમ નથી. તારા નસીબમાં જન્મકેદની સજા માંડી હશે, તે તને આજ મળી! હવે તો એ સજા ધીરજપૂર્વક સહન કર્યા સિવાય તારે માટે બીજો એક પણ ઈલાજ નથી."

પોતાને આટલી બધી કડક સજા થશે એવું તો સંગ્રામસિંહના મનમાં પણ નહોતું. પોતાની વિજ્ઞપ્તિથી અને ખરી હકીકત જણાવી દેવાથી જયગઢના ઠાકોરનું મન પિગળશે, એવી તેની કલ્પના હતી. પરંતુ એમ નહિ બનતાં પોતાને જીવનપર્યંત બંધીવાસમાં રહેવું પડશે એ જાણીને તેને અતિશય દુ:ખ થયું અને એ દુ:ખના આવેગથી તેનું દેહભાન નષ્ટ થયું હતું. જો કે તે મૂર્છિત થયો નહોતો, તથાપી પોતાની આસપાસ શું ચાલે છે તેનું તેને ભાન નહોતું. તે ઊભો થયો અને જમાદારની સાથે મૂંગો મૂંગો ચાલવા લાગ્યો. તેઓ કિલ્લાની પાછલી બાજુએ આવેલા ગગનબુરજ પાસે જઇ પહોંચ્યા. આ બુરજ પર ચડવાનો ભાગ ઘણો સાંકડો હતો. એટલો સાંકડો કે પગથીયાંપર એકી સાથે બે માણસો ચડી કે નીચે ઉતરી શકે તેમ નહોતું. વળી તે પગથીયાં ખડકમાં કોતરીને બનાવેલાં હોવાથી તેમની ઉંચાઈ પણ

એક સરખી નહોતી. એ પગથીયાંપર ચડતાં વારંવાર ઠેસ લાગવાથી સંગ્રામસિંહ બરોબર શુદ્ધિમાં આવી ગયો. કેટલેક ઉંચે ગયા બાદ પગથીયાં પૂરાં થયાં અને સપાટ જગ્યા આવી. તે સ્થળે એક તોપ ગોઠવામાં આવી હતી અને એ તોપ જરૂર પડતાં કોઈ પણ બાજુએ ફેરવી શકાય અને તેનું મુખ ઉંચુ નીચું કરી શકાય એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. એ જગ્યાએ ઊભા રહીને જમાદાર તથા તેની સાથેના માણસોએ જરા વિશ્રાંતિ લીધી. પેલાં સાંકડાં અને ઉંચાં નીચાં ખડબચડાં પગથીયાંપર ચડીને આવતાં તેઓ હાંફી ગયા હતા. એ સ્થળેથી સંગ્રામસિંહે પોતાની દ્રષ્ટિ ચોતરફ ફેરવી. તે પોતે એક ડુંગરના ઉંચા ખડકપર ઉભો છે અને પોતાની જમણી દિશાએ એક ઇમારત છે એમ તેના જોવામાં આવ્યું, આ ખડક એટલો ઉંચો હતો કે સંગ્રામસિંહ ત્યાંથી નીચે જોવા લાગ્યો તો જ્યાં ત્યાં વાદળાં એક બીજા સાથે અથડાતાં તેના જોવામાં આવ્યાં. આ ખડક ઉપર ચડવાને માટે પગથીયાં કોરીને જે રસ્તો કરવામાં આવ્યો હતો તે સિવાય બીજો એક પણ માર્ગ નથી એ સંગ્રામસિંહના ધ્યાનમાં આવતાં વધુ સમય લાગ્યો નહિ. જમાદાર તથા તેના માણસો પુનઃ ત્યાંથી ઉઠયા અને સંગ્રામસિંહને વચ્ચે રાખીને જમણી બાજુએ આવેલી ઇમારત તરફ જવા લાગ્યા. આ ઇમારત મજબુત પત્થરની બાંધેલી હતી. એ સ્થળે પોતાને આખો જન્મારો ગાળવો પડશે એ વિચારથી સંગ્રામસિંહને એવું કષ્ટ થયું કે એટલું કષ્ટ તેના આખા જન્મારામાં થયું નહિ હોય. નંદનવનની ગુફામાં પ્રવેશ કરવાની તેની આશાનો સર્વનાશ થઈ ગયો ! એ દુઃખ તેના મનથી અસહ્ય હતું. એવી સ્થિતિમાં તે પેલા ગગન બુરજમાં દાખલ થયો.

આ ઇમારતના દ્વાર ઉપર બે સિપાહીઓ ભરેલી બંધૂક ખભા

ઉપર રાખીને પહેરો ભરતા હતા. તેમની પાસે થઇને જમાદાર સં- ગ્રામસિંહ વગેરે પહેલા મજલાપર ચઢયા. ત્યાં એક મોટી અગાશી હતી. એ અગાશીપર એક મોટો સ્તંભ ઊભો કર્યો હતો. જેના ઉપર લાલ રંગની રેશમી ધ્વજા ફરકતી હતી. તે અગાશીની બાજુએ એક બીજો મજલો હતો. તે મજલાપર ચડીને ઉપર ગયા બાદ જમાદારે એક ઓરડીના બારણાની સાંકળ ખખડાવી. એ ત્રણ પળમાં તે બારણું ઉઘાડયું અને લગભગ સાઠેક વર્ષનો એક ગૃહસ્થ જેવો દેખાતો વૃદ્ધ મનુષ્ય બહાર આવ્યો.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### આકાશી મીનારો.

આકાશી મીનારામાં કેદમાં પડેલો ગુન્ડુરાવ તે આજ. આ ન- વલકથામાં ગુન્ડુરાવની સાથે હજી પ્રથમ પરિચય જ થાય છે. એના સંબંધમાં કેટલીક હકીકત અમારે જણાવવાની છે. તેથી અમે પ્રથમ તેના શરીરનું થોડુંક વર્ણન કરીશું.

તેનો દેખાવ એક ગૃહસ્થના જેવો હતો. તેનું કપાળ ભવ્ય અને મસ્તક મોટું હતું. માથાપરથી લાંબી ચોટલી તેના ખભા ઉપર પ્રસ- રેલી હતી. ચોટલીના ઘણાખરા વાળ ધોળા થઈ ગયા હતા. માથા ઉપર આગલા ભાગમાં તાલ પડી ગઈ હતી. ચોટલીની માફક તેની દાઢી પણ વેંત સવાવેંત લાંબી વધી હતી અને તેના તમામ વાળ શ્વેત થઇ ગયા હતા. ભરાવદાર દાઢીને લીધે તેના મુખનો ઘણો ખરો ભાગ ઢંકાઇ ગયો હતો. તેનાં નેત્રો પાણીદાર હતાં અને કેશવાળ ચહેરા

પર અધિક તેજસ્વી લાગતાં હતાં. મ્હોં અને મસ્તકપર વધેલા વાળને લીધે તેનો ચ્હેરો એક જંગલી જનાવરના જેવો લાગતો હતો. તેની મુખમુદ્રા ઉપર આનંદ કિંવા આશાની બિલકુલ છટા દેખાતી નહોતી. એથી પ્રથમ દ્રષ્ટિએ જોનારને તે એકાદા સાધુ જેવો લાગતો હતો. તેની પાસે પોતાનું શરીર ઢંકાય એટલાં એક બે વસ્ત્રો હતાં જે જૂનાં અને ફાટેલાં હતાં. એ ઉપરથી એવી કલ્પના થઇ શકતી કે આ માણસને પોતાનાં વસ્ત્રો સારાં અને સફાઇદાર રાખવાની દરકાર નથી અથવા તો તે માટેનાં તેની કને પૂરતાં સાધનો નથી. તેના શરીરની ઉંચાઈ મધ્યમ પ્રકારની હતી. શરીર કૃશ બનેલું હતું અને તેની અંદરનાં એક વખતનાં મજબૂત હાડકાં સ્પષ્ટ જણાઇ આવતાં હતાં. હાથ અને પગના નખ ઘણા લાંબા વધેલા હતા. તાત્પર્ય એટલું જ કે બંધીવાસની સ્થિતિ અને દુઃખના મૂર્તિમંત પુતળારૂપ તે હતો.

"ગુન્ડુરાવ !" જમાદાર બોલ્યોઃ "તારે માટે આ એક સોબતી આણ્યો છે. આટલા દિવસ તમે અહીંઆં એકલા જ હતા. હવે તમે બે થયા એટલે તમને ઠીક પડશે."

"તમારી એ મહેરબાનીની માટે હું તમારો આભાર માનું છું." ગુન્ડુરાવે કહ્યું. પછી જમાદાર અને તેની સાથેના માણસો ચાલ્યા ગયા.

જમાદાર ગયા પછી સંગ્રામસિંહ સાથે વાતચીત કરવાની ગુન્ડુરાવે તુરતમાં જ શરૂઆત કરી નહિ. તેણે પ્રથમ આશ્ચર્ય, દયા અને કાંઇક સંશયની દ્રષ્ટિથી સંગ્રામસિંહ સામે જોયું. સંગ્રામસિંહે પણ એક વખત ગુન્ડુરાવના શરીરનું સૂક્ષ્મ દ્રષ્ટિથી અવલોકન કરી લીધું. એ ઉપરથી તેના મનમાં ગુન્ડુરાવના સંબંધમાં કાંઈક આદર-બુદ્ધિ ઉત્પન્ન થઇ. આટલી વૃદ્ધાવસ્થાએ શરીરનું શોષણ કરનાર બંધીવાસ તેને ભોગવવો પડે છે એ જોઇને સંગ્રામસિંહના મનમાં

ખેદ પણ થયો. એ પ્રમાણે થોડીક વાર પરસ્પર નિરિક્ષણ થયા બાદ પ્રથમ ગુન્ડુરાવે બોલવાની શરૂઆત કરી.

તે બોલ્યોઃ "ભાઇ! તને અહીં કેદી તરીકે લાવવામાં આવ્યો છે એ બાબતનો પ્રશ્ન કરવાની તો જરૂર જ નથી. જે સ્થિતિમાં તું અહીં આવ્યો છે એ સ્થિતિ ઉપરથી જ એ વાત સ્પષ્ટ થાય છે."

અતિશય ઉદ્વિગ્ન બનીને સંગ્રામસિંહ બોલ્યો: "હા હું અહિં બંધીવાન્ છું ખરો!" એ શબ્દો ઉચ્ચારતાં તેની આંખોમાંથી ખરખર અશ્રુ વહેવા લાગ્યાં.

એ જોઇને ગુન્ડુરાવ બોલ્યોઃ "બાપુ! આમ રડવાથી શો લાભ થાય તેમ હતું? તારા આંસુથી આ મજબૂત પત્થરની ભિંતનો ચૂનો પલળશે કિંવા નીચે ચોકી કરનાર પહેરેગીરનું અંતઃકરણ દ્રવીભૂત થશે એમ તને લાગે છે ખરૂં? નસીબમાં જે માંડયું હોય તે મૌનપણે ભોગવ્યા વિના કાંઇ છૂટકો છે?"

"હા, તમારૂં કહેવું ખરૂં છે!" એમ બોલતાં સંગ્રામસિંહે પોતાની આંખો લૂછી.

"ચાલ ત્યારે આ ઓરડીમાં આવ મારી સાથે અને જે સ્થળે તારા જીવનના કષ્ટમય દિવસો પસાર કરવાના છે, તે સ્થળ તપાસી જો." ગુન્ડુરાવે કહ્યું.

સંગ્રામસિંહ જે અત્યારસુધી એ ઓરડીના બારણા પાસે બહાર ઉભો હતો તે ગુન્ડુરાવની સાથે ઓરડીમાં ગયો. તેણે એક વાર એ ઓરડીમાં આમતેમ લક્ષપૂર્વક જોયું. પરંતુ એટલાથી ઓરડીનું પૂર્ણ સ્વરૂપ તેના ધ્યાનમાં આવ્યું નહિ. કેમકે તે તરતનો જ બહારના પ્રકાશમાંથી આવ્યો હતો. અને તે ઓરડીમાં અંધારૂં વિશેષ

હતું. તથાપિ એટલું તો તે સમજી શકયો કે પોતે જે જગ્યાએ ઊભો છે તે ઘણી જ મજબૂત છે. એ ઓરડીની પાછલી બાજુએ માત્ર એક ન્હાનું સરખું જાળીયું હતું. તે ઓરડી જ્યારે બંધ હોય ત્યારે તેની અંદર હવા અજવાળું આવવાને માટે માત્ર તે એકજ રસ્તો હતો.

આ ઇમારત એક ડુંગરીને મથાળે હતી એ તો વાંચકોના લક્ષમાં હશે જ. તેને ત્રણ માળ હતા. પહેલે માળે પહેરેગીર રહેતા હતા. બીજે માળે અર્ધા ભાગમાં અગાશી હતી અને તે અગાશીમાં એ કિલ્લાના માલીકની નીશાનકાઠી હતી. ત્રીજે માળે પણ અર્ધા ભાગમાં ખૂલ્લી અગાશી તથા અર્ધા ભાગમાં છાયાબંધ હતું. આ ઇમારતમાં પરહેજ થયેલા કેદીને બીજા તથા ત્રીજા માળપર ફરવાની છૂટી હતી. પહેલા માળેથી બીજા માળપર જવાના જીનાને મોટાં લોઢાનાં મજબુત બારણાં હતાં. તે બારણાં હમેશાં બંધ જ રહેતાં અને ત્યાં હથિયારબંધ સિપાહીઓનો પહેરો હતો.

થોડોક સમય ગયા બાદ સંગ્રામસિંહની દ્રષ્ટિ ઠરી અને ઓરડીમાંની તમામ વસ્તુ તેને જણાવા લાગી. ઓરડીમાં ઝાઝો સામાન નહોતો. ત્યાં એક બે ચટાઇ હતી જે ગુન્હુરાવને સૂવા તથા બેસવાને કામ લાગતી. એક પાણી ભરવાનો માટીનો ગોળો હતો અને તેની પાસે એક લોટો તથા બે પ્યાલા પડયા હતા. એ તેને પાણી પીવાનું સાધન હતું. એ સિવાય એક ખૂણામાં ભાંગ્યા તૂટયાં હથિયાર, જૂનાં પીપ અને તૂટેલી પેટીઓ, વગેરે પરચુરણ સામાન પડયો હતો.

એ સર્વનું બરોબર નિરિક્ષણ કર્યા બાદ સંગ્રામસિંહ ચટાઈ ઉપર બેઠો. એ જોઇને ગુન્હુરાવે તેની સાથે વાતચિત કરવાનો પ્રારંભ કર્યો. તેણે પૂછયું: તારૂં નામ શું?”

" સંગ્રામસિંહ." સંગ્રામસિંહે ઉત્તર આપ્યો.

" સંગ્રામસિંહ! ગુન્ડુરાવ બોલ્યોઃ " આ તુરંગમાં તારે કેવી રીતે રહેવું પડશે એ હું તને પ્રથમ કહું છું. કારણુ કે આજ સુધી જેવી રીતે મારે વર્તવું પડયું છે, તેવી જ રીતે તારે પણ વર્તવું પડશે એવી મારી કલ્પના છે. જો આ ચટાઇ એજ બિછાનું. કેદખાનામાં ગાદલાં કે પલંગ ન હોય એ તો તું પણ સમજી શકે. આ ચટાઇપર રાત્રી ગાળીને સવારે આપણે જાગૃત થઈએ કે ઉપલી અગાશીપર જઇને આપણું પ્રાતઃકૃત્ય આટોપી લેવાનું. સ્નાન તો અઠવાડીયામાં એક વાર કિંવા બહુ તો બે વાર. લગભગ મધ્યાન્હ સમયે આપણે માટે ખાવાનું તથા પાણી લઈને પહેરેગીર આવશે. તે આવે તે દરમિયાન વધેલું પાણી ગળી રાખવું અને ખાવાનું ટાઢુ વધ્યું હોય તે નાખી દઇને વાસણો માંજીને તૈયાર રાખવાં. ખાવાને માટે બે રોટલા અને એકાદું શાક કે કોઈ વખત અડદની કિંવા મગની મઠની કે દાળ તથા લસણવાળો મસાલો એટલાં વાનાં એક જણને મળે છે. રોટલા મોટા હોય છે. તેમાંથી એક સ્હવારે અને એક સ્હાંજે ખાવો. સ્હાંજે પહેરેગીર આવતો નથી. હું એટલું કહું છું કે આટલા દિવસથી હું કેદમાં છું છતાં કદી પણ ખાવાપીવાના સંબંધમાં મને હરકત આવી નથી. વાર તહેવારે મિષ્ટાન્ન પણ મળે છે. જમાદાર તથા પહેરેગીરો સારા છે; તેમજ આ કિલ્લાનો ઠાકોર પણ એકંદરે તો ભલો લાગે છે. મારા અનુભવથી હું કહી શકું છું કે તેનો આપણને આ કિલ્લામાં નજરકેદ રાખવાનો જ ઇરાદો છે. બીજી તુરંગોમાં કેદીઓને જેવું કષ્ટ આપવામાં આવે છે તેવું અહિં કાંઇ નથી. "

" પણ મારા જેવા નિર્દોષ મનુષ્યને અન્યાયપૂર્વક નજરકેદ રાખવાનું કાંઇ વાજબી ગણાય નહિ! " સંગ્રામસિંહ બોલ્યો.

" એમ તો મને પણ અન્યાયથી જ અહિં રાખવામાં આવ્યો છે." ગુન્ડુરાવે કહ્યું: " પણ અત્યારે એ વાત રહેવા દે. આપણને જોઇએ એટલો વખત એ વાત કરવાને માટે છે. જો આપણે હજારો વાતો કરવાની હશે તો પણ તે આ ગગનબુરજમાં પૂરી થઇ જશે."

" પણ ગુન્ડુરાવજી !" સંગ્રામસિંહે પૂછ્યું " આ નાનું જાળીયું દેખાય છે તે સિવાય બીજી રીતે આપણને ખૂલ્લી હવા મળી શકે એમ છે કે નહિ ? કે પછી આ ઓરડીમાં જ ગોંધાઈ રહેવું પડશે ? "

" હવાને માટે પૂછો તો " ગુન્ડુરાવ બોલ્યો: " આપણને અકળાવાનું જરાપણ કારણ નથી. આ એક જાળીયામાંથી પણ આપણને સ્વચ્છ અને સારી હવા જોઇએ તેટલી મળી શકે તેમ છે. વળી તે સિવાય ઉપરની અગાશી તેમજ બીજા માળની અગાશી ઉપર ફરવાની પણ આપણને પરવાનગી છે. "

" વારૂ પણ તુરંગ ઉપર પહેરાની ચોકસી કેવી છે ! એ સંબંધી તમે પણ વિચાર તો કર્યો જ હશે ? " સંગ્રામસિંહે હેતુ પુરઃસરનો નવીન મુદ્દો રજુ કર્યો.

" આવી મજબૂત જગ્યાએ વિશેષ પહેરો રાખવાની જરૂર નથી. " ગુન્ડુરાવ બોલ્યો: "બીજા માળપરથી નીચે ઉતરવાનો જીનો છે તેનો દરવાજો તો જોયો જ હશે. તે લોઢાનો અને મજબૂત છે. જે વખતે અહીં ખાવાનું તથા પાણી લાવવામાં આવે છે તે વખતે જ એ દરવાજો થોડી વાર ઉઘાડો રહે છે. ખાવાનું લઇને બે માણસો આવે છે. તેમની પાસે તો હથિયારમાં ફક્ત ભેટમાં ખોસેલી બે કટારો જ હોય છે. પરંતુ તેમની સાથે એક પહેરેગીર તલવાર તથા ભરેલી

બંદૂક સાથે આવે છે. એ લોકો અહીંથી ચાલ્યા જાય કે તુરત દરવાજો બંધ કરી દેવામાં આવે છે, તે પાછો બીજા ચોવીશ કલાકે ઉઘડે. આ ઉપરથી તું સમજી શકયો હોઇશ કે ખાવાનું લઇને આવનારા માણસો ઉપર આપણે હલ્લો કરી શકીએ તેમ નથી. કેમકે જો આપણે હલ્લો કરીએ તો પ્રથમ તો તે બે જણા પોતાની કટારેનો ઉપયોગ કરે. કદી તે બેનો આપણે નિકાલ લાવીએ તો તેમની સાથેનો હથિયારબંધ સિપાઈ કાંઇ બેસી રહે નહિ. તેની બંદૂક કિંવા તલવારના આપણે ભોગ થવું પડે! એવી કલ્પના કરો કે તે સિપાઇને પણ આપણે પાર કર્યો. તોપણ નીચે તો પાછો પહેરેગીર હોય જ. એના પંજામાંથી આપણે કેવી રીતે છૂટી શકીએ?"

"પણ સમજો કે તેને પણ યમસદન પહોંચાડી દીધો!" સંગ્રામસિંહ બોલ્યો: "કેમકે 'એક મરણીયો સોને ભારે' એ કહેવત પ્રમાણે એક માણસ જ્યારે પોતાના જીવ પર ઉદાર બને છે ત્યારે તેનામાં સાહસ કરવાની આપોઆપ સ્ફૂર્તિ આવે છે!"

"ઠીક છે." ગુન્દુરાવ શાંતપણે બોલ્યો: "એમ માનો કે તે પહેરેગીરનો પણ ભોગ લીધો. પરંતુ એટલાથી કાંઇ આપણી સામેના ભયનો અંત આવી જાય તેમ નથી. કેમકે એ ચાર ખુન થાય તે દરમિયાન ગરબડ થયા સિવાય રહે નહિ; અને એ ગરબડ સાંભળવામાં આવે કે ગગનબુરજ ઉપર આવવાને માટે ખડકમાં કોરી કાઢેલાં પગથીયાં છે. તેની તળાટીમાં જે સિપાઇઓ રહે છે તેઓ સાવધ બની જાય. એ સ્થળે કાંઇ એક બે માણસો રહેતા નથી. પરંતુ દશ-બાર જુવાનો હમેશાં કાયમને માટે ત્યાં હોય છે. તેઓ આપણા સમાચાર લેવાને એક ક્ષણ માત્રમાં તૈયાર બની જાય!"

"વારૂ પણ એવી કલ્પના કરો કે ત્યાં સુધી પહોંચતાં કોઈ

પણ જાતની ગરબડ થવા ન પામી અને આપણે કરેલાં ચાર ખૂન કોઈના જાણુવામાં ન આવ્યાં, તો ?" મોટી આશાપૂર્વક સંગ્રામસિંહે પ્રશ્ન કર્યો.

"કદાચ તેમ થાય અને નીચે પગથીયાં પાસે ચોકી કરતા પહેરેગીરોના પંજામાંથી છટકી જઇએ તો પણ આપણને મોટા દરવાજામાં થઇને જ કિલ્લાની બહાર જવું પડે. તે સ્થળે આશરે વીશેક પહેરેગીરો સશસ્ત્ર અને સાવધપણે કાયમને માટે પહેરા પર ખડા હોય છે. તેમના તડાકામાંથી આપણે કેવી રીતે નિકળી શકીએ ?"

"એ વાત તો ખરી. દરવાજામાંથી તો નિકળી શકાય નહિ. પરંતુ આપણે બીજે કોઈ રસ્તે થઇને પસાર ન થઇ શકીએ ?" સંગ્રામસિંહે કાંઇક નિરાશ બનેલા વદને પ્રશ્ન કર્યો.

"બીજો રસ્તો !" ગુન્કુરાવ કિંચિત્ તુચ્છતાપૂર્વક સંગ્રામ-સિંહ સામે જોઇને બોલ્યો: "આવા ડુંગરી કિલ્લામાં બે રસ્તા હોય છે એવું મેં તો કોઈ પણ સ્થળે જોયું કે સાંભળ્યું નથી. જ્યારે કિલ્લો બાંધવામાં આવે છે ત્યારે મોટી મોટી બક્ષિસો જાહેર કરીને કોઇ સ્થળે ચડવા ઉતરવાનો માર્ગ છે કે નહિ તે શોધી કાઢવામાં આવે છે; અને જો તેવો માર્ગ માલૂમ પડે તો તે માર્ગ બંધ કરી દેવામાં આવે છે. જો તું અહીં અગાશીમાં ઊભો રહીને ચો તરફ દ્રષ્ટિ કરીશ તો આ કિલ્લાની રચના બરોબર તારા ધ્યાનમાં ઉતરશે. ત્રણ બાજુએ ડુંગરા અને એક બાજુએ નીચે ઉતરવાનો માર્ગ છે. એટલે મુખ્ય દરવાજા સિવાય કિલ્લામાંથી બહાર પડવાને માટે બીજો માર્ગજ નથી. બાપુ ! આ કિલ્લામાં મેં પાંચ વર્ષ કાઢ્યાં છે. એટલા સમયમાં મેં મારી મુક્તિ મેળવવાને માટે કાંઇ પણ પ્રયત્ન કર્યો નહિ હોય એમ તને લાગે છે ? એ પાંચ વર્ષના અનુભવથી મારી

એવી ખાત્રી થઇ છે કે આ કિલ્લામાંથી બહાર પડવું હોય તો નીચે ઉતરવાના માર્ગનો આપણાથી કોઈ પણ રીતે ઉપયોગ કરી શકાય તેમ નથી."

"અને કિલ્લામાંથી બીજા કોઇ પણ રસ્તે બહાર પડવાનું શક્ય નથી! એટલે આખો જન્મારો આ ગગનબુરજમાં ગાળવો એમ જ ઠર્યું!" તદ્દન હતાશ બનેલો સંગ્રામસિંહ બોલ્યો.

એ પ્રશ્નનો ગુન્ડુરાવે કાંઈ પણ જવાબ આપ્યો નહિ. તેણે તિક્ષ્ણતાપૂર્વક સંગ્રામસિંહ સામે જોયું. તેની મુદ્રા ઉપરથી તેના સ્વભાવની પરીક્ષા કરવાનો ગુન્ડુરાવનો હેતુ હતો, પણ એ ઓરડીમાં ઝાઝો પ્રકાશ નહિ આવતો હોવાને લીધે તેનો એ હેતુ સિદ્ધ થયો નહિ. કેટલોક સમય પર્યંત એ બન્ને જણા સ્તબ્ધ રહ્યા. પછી ગુન્ડુરાવ બોલ્યો: "પણ આ બીજી જ વાત વચ્ચે નિકળવાને લીધે આપણે આ કિલ્લામાં કેવી રીતે રહેવાનું છે એ વાત તો અધૂરી જ રહી ગઇ! મેં તને એ તો જણાવ્યું કે અહીં ભૂખમરાનું દુઃખ વેઠવું પડે તેમ નથી. તદુપરાંત હવા પણ સ્વચ્છ અને જોઇને તેટલી મળી શકે તેમ છે. વળી અત્રે રાત્રીએ દીવો કરવાની પણ પરવાનગી છે. તેમજ ઠંડીના વખતમાં તાપણું કરવાનાં પણ પૂરતાં સાધન છે."

## પ્રકરણ ૨૨ મું.

### ગુન્ડુરાવની કલ્પના શક્તિ.

ગુન્ડુરાવનું કથન શ્રવણ કરીને સંગ્રામસિંહ બોલ્યો: "તમારા કહેવા પરથી એટલું તો જોઇ શકાય છે કે આ કિલ્લાનો ઠાકોર ગમે તેટલો નિષ્ઠુર હોવા છતાં તેના અંતરમાં દયા છે. હું આપણે માટે

ખાવાનું લાવનાર માણસ મારફત મારી વિજ્ઞપ્તિ તેમને પહોંચાડીશ, કરૂણાં માગીશ, પગે પડીશ, અને મારી ખરેખરી હકીકત જણાવીને તેમનું મન વાળવાનો પ્રયત્ન કરીશ!"

"એ બધું ખરૂં." ગુન્ડુરાવ બોલ્યો: "પણ તે કાંઈ હમેશાં આ કિલ્લામાં રહેતો નથી. આ ઠાકોરનું નામ વિજયસિંહ છે. તેની રાજધાનીનું ગામ જયગઢ છે. તે કેટલોક સમય જયગઢમાં રહે છે, વળી પોતાના તાબાનાં ગામડાંમાં ફરવા નિકળે છે અને કોઈ કોઇ-વાર આ કિલ્લામાં પણ આવી જાય છે. આ કિલ્લામાં તેનો તમામ દારૂગોળો અને અન્નસામગ્રી રાખવામાં આવે છે. આ કિલ્લા ઉપર નીચેથી શત્રુનો મારો ચાલી શકતો નથી. પરંતુ કિલ્લાપરથી આસ-પાસ ચાર-પાંચ કોશ પર્યંત ઉત્તમ પ્રકારે મારો ચલાવી શકાય છે. એથી આ વિજયદુર્ગ અજીત કિલ્લો છે એવી આ તરફના લોકોની માનિનતા થઈ છે. જો કે આ ઠાકોરની પાસે સૈન્ય થોડું છે, પરંતુ તે લડાઇના કામમાં પૂર્ણ અનુભવી અને કસાયેલું છે. આ કિલ્લાથી શત્રુપર જીત મેળવવી, આત્મરક્ષણ કરવું અને કેદીને સુરક્ષિત રીતે રાખવા, એ ત્રણ કાર્યો સિદ્ધ થઇ શકે છે."

એ સાંભળીને સંગ્રામસિંહ નિરાશાપૂર્વક બોલ્યો: "ત્યારે તો આ કિલ્લામાંથી આપણો છૂટકારો થવાનો કાંઇ પણ રસ્તો નથી! પણ મને લાગે છે કે ઠાકોર હજી પણ કદાચ બીજા એક-બે દિવસ તો આ કિલ્લામાં રહેશે જ. કેમકે આ બાજુએ મુસલમાની સૈન્ય આવેલું હોવાની તેને બાતમી મળ્યાથી તે એ સૈન્ય સામે પોતાના સૈન્યને ઉતારવાના હેતુથી આવ્યો છે. તો આ બે દિવસની અંદર તેને હું અરજ કરૂં તો કાંઇ વળે એમ નથી લાગતું?"

"ના બાપુ! ના." ગુન્ડુરાવ બોલ્યો: "હું તને દરેક બાબ-

તમાં નિરાશ કરૂં છું એથી મને પણ ઘણુંજ માઠું લાગે છે. પણ એમાં મારો કાંઇ ઉપાય નથી. તને ફસાવવાથી મને શો ફાયદો મળવાનો છે? તું અહીં રહે તો તેથી મને કાંઇ વિશેષ લાભ થવાનો નથી, તેમ તને છોડી મૂકે ને તું ચાલ્યો જાય તો પણ મારે તો હતું શું ને ગયું પણ શું? માત્ર મારો એવો સ્વભાવ છે કે કોઇને ખોટી આશામાં રહેવા દેવો નહિ અને દરેકને વાજબી સલાહ આપવી. ભાઇ! આ અંધીખાનામાં મેં મહિનાના મહિના, વર્ષોનાં વર્ષો કાઢચાં છે. આ માર્ગ લઇશ, પેલો માર્ગ લઇશ, આના હાથથી કામ થશે, પેલા માણુસની લાગવગ ચાલશે, એવી એવી મિથ્યા આશામાં અનેક વાર મેં પ્રયત્નો કરી જોયા અને દરેક પ્રયત્નમાં મને તો સંપૂર્ણ નિરાશાનો જ અનુભવ થયો છે. એમ સમજ કે મારા કરતાં તો તું ભાગ્યવાન્ છે!"

સંગ્રામસિંહે આશ્ચર્યસહ પૂછ્યું: "એ કેવી રીતે?"

ગુન્ડુરાવ ગંભિરપણે કહેવા લાગ્યો: "તું ખરેખર ભાગ્યવાન્ છે! જો સાંભળ, તને અહીં આવતાં તુરત જ મારા જેવો સોબતી મળ્યો અને મને જે કાંઈ અનુભવ આ સ્થળે થયો છે તેનો પણ તને લાભ મળી શકશે. માટે નકામી આશાઓને ધારણ કરીને જો તું નિરર્થક મનોવેદના ભોગવીશ તો તેમાં દોષ તારોજ છે. તને જે કાંઇ કરવાનું લાગે તેમાં પ્રથમ તું મારી સલાહ લે અને પછી તે માટે આશા ધારણ કર. મને અહીં જ્યારે પરહેજ કર્યો ત્યારે હું તો એકલો જ હતો. એ વખતે અનેક પ્રકારની મિથ્યા આશા મનમાં ધારણ કરીને હું ટળવળતો હતો. પણ દરેક બાબતમાં હું તો નિરાશ જ થયો છું. તારી માફક મારા મનમાં પણ ન્હાસી જવાનો વિચાર એકવાર ઉત્પન્ન થયો હતો. મેં તે માટે અનેક યોજનાઓ કરી હતી.

કેટલીક વાર તો હું આખી રાતની રાત જાગતો રહ્યો હતો. વિચાર કરી કરીને મસ્તકને ભમાવી મેલ્યું હતું. પરંતુ છેવટે નિરાશા સિવાય બીજી કશી પણ પ્રાપ્તિ થઇ નહિ! વિજયસિંહ ઠાકોર કને માણસો દ્વારા વિજ્ઞપ્તિ મોકલવાનો વિચાર પણ મને થયો હતો. એ વખતે જે પહેરેગીર હતો તે પણ ભલો અને દયાળુ હતો. તે બાપડાએ મારો સંદેશો લઇ જવાનું કબૂલ પણ કર્યું હતું. પરંતુ તેને બાપડાને એક વાર પણ ઠાકોર સાથે સીધી મુલાકાત થઇ શકી નહિ. એવી સ્થિતિમાં આ એકાન્તવાસમાં પાંચ વર્ષ મેં કાઢયાં છે. હવે મને તારી સોબત મળવાથી ઘણો જ આનંદ થયો છે!"

ખેદના ઉષ્ણ નિશ્વાસપૂર્વક સંગ્રામસિંહ બોલ્યો: "એકાન્તવાસમાં સમય કાઢવો બહુ જ કઠણ છે!"

"હા." ગુન્ડુરાવે કહ્યું: "પહેલાં પહેલાં તો બહુ જ કંટાળો આવતો. પરંતુ લાંબા વખતની ટેવ પડી જવાથી હવે આગળ જેવી મુશ્કેલી જણાતી નથી."

"મને કહો!" સંગ્રામસિંહ દીન મુદ્રાથી ગુન્ડુરાવ સામે જોતો બોલ્યો: "તમને પાંચ વર્ષથી વિજયસિંહ ઠાકોરનો અનુભવ છે. તે ઉપરથી તેમના સ્વભાવનું જ્ઞાન તો થયું જ હશે. એટલે તમને પૂછું છું કે જો હું તેને મારી ખરેખરી હકીકત જણાવી દઉં તો પણ તે મને જીવનપર્યંત કેદમાં રાખશે? મને મુક્ત નહિ જ કરે? અને મારી સજામાં ઘટાડો પણ નહિ કરે? મારી ઉમર આટલી--"

"રહે." ગુન્ડુરાવ બોલ્યો: "તું મને એકેકો પ્રશ્ન કર, એટલે તે પ્રશ્નમાં હું તને ઉત્તર આપું. તે પહેલાં હું તને પ્રશ્ન કરું છું કે તને કયા અપરાધ માટે કેદ કર્યો છે? તું કહે છે કે તને અન્યાય

પૂર્વક પરહેજ કરવામાં આવ્યો છે, તેમ જ તારી વાતચીત પરથી એમ પણ જણાઇ આવે છે કે આ સજા તને વિજયસિંહ ઠાકોરે પોતે જ ફરમાવી છે.”

“હા.” સંગ્રામસિંહે કહ્યું: “તેનો ઇરાદો તો મને ફાંસીને લાકડે લટકાવવાનો હતો. પણ મારી ઉંમર સામે જોઇને જ તેણે મને જન્મકેદની સજા કરી!”

“મારો પણ એ જ પ્રકાર છે.” ગુન્ડુરાવ મંદ હસતો બોલ્યો: “ભેદમાત્ર એટલો કે હું વૃદ્ધ હોવાથી તેણે મને જીવિતદાન દીધું! આ ઠાકોર દિલનો છે દયાળુ. વિના કારણ રક્તપાત થવા દેવો કે કોઈના પ્રાણની હાની કરવી એ તેને પસંદ નથી.”

“દયાળુ!” સંગ્રામસિંહ કટાક્ષમાં બોલ્યો: “હાસ્તો, મારા જેવા નિર્દોષ મનુષ્યને વગર તપાસે જન્મકેદની ભયંકર સજા કરી દેનાર આ ઠાકોરને દયાળુ નહિ તો કેવા ગણવા?”

“તારી બાબતમાં શું થયું હશે એ મારા જાણવામાં નથી.” ગુન્ડુરાવ બોલ્યો: “પણ મારી બાબતમાં તો તેણે ઈરાદા પૂર્વક અન્યાય કર્યો છે એમ કહી શકાય તેમ નથી. જો કે હું તદ્દન નિરપરાધી છું એ ખરૂં, પરંતુ જે પરિસ્થિતિમાં મને પકડવામાં આવ્યો તે સ્થિતિપરથી જો તે મને અપરાધી સમજ્યા હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી. તે અપરાધ માટે તેણે કદાચ મને દેહાન્તની જ શિક્ષા કરી હોત. પરંતુ તેમ નહિ કરતાં તેણે મારો પ્રાણ બચાવ્યો તેટલા માટે જ હું તેને દયાળુ કહું છું. તારી બાબતમાં પણ એવા પ્રકારની ગેરસમજજ થઈ છે. આપણો અહિંથી છૂટકારો થવાને માટે માત્ર એક જ માર્ગ છે. ઇશ્વરકૃપાથી જો આપણી કદી ઠાકોરની સાથે

મુલાકાત થાય અને આપણે આપણું નિરપરાધીપણું સાબિત કરી શકીએ તો તે આપણને ખાત્રીથી છોડી દેશે !"

નિરાશા અને કુત્સિત બુદ્ધિપૂર્વક સંગ્રામસિંહ બોલ્યો: "એ ઇશ્વરની કૃપા હવે કેવી રીતે થઈ શકે ? તમે જ કહો છો કે તેની મુલાકાત કરવાને આપણે માટે રસ્તો નથી, તો પછી એ બધું કેવી રીતે બની શકે ?"

થોડો સમય મૌન રહીને ગુન્હુરાવ બોલ્યો: "પણ, સંગ્રામસિંહ ! તને કયા અપરાધ માટે ઠાકોરે સજા કરી છે એ તો તેં મને હજુ જણાવ્યું જ નહિ ! આપણે ઉભયે એક બીજાની તમામ હકીકત પરસ્પર જણાવી હોય તો વધારે સારૂં."

"તમારૂ નામ ગુન્હુરાવ છે અને તમને શા કારણથી કેદ કરવામાં આવ્યા છે એ મારા જાણવામાં છે. તમારાપર—" સંગ્રામસિંહે કહ્યું.

"મુસલમાનોની જાસુસી કરવાનો આરોપ છે." ગુન્હુરાવે વાક્ય પૂરૂં કર્યું: "હા એ વાત ખરી છે. પણ પ્રથમ તું તારી હકીકત મને જણાવ."

સંગ્રામસિંહ બોલ્યો: "મારૂં નામ તો મેં તમને પ્રથમ જ જણાવ્યું છે. હું એક ઉંચા કુળનો રજપૂત છું. ન્હાનપણથી જ હું ઉજ્જયનીમાં એક શ્રીમંત ગૃહસ્થને ત્યાં ઉછર્યો છું. થોડા વખત પહેલાં જ તે ગૃહસ્થ એકાએક મરણ પામ્યા તેમના મૃત્યુને લીધે મારે તેમનું ઘર છોડવું પડયું. તે પછી હું વૈતાળગઢ તરફ જતો હતો. એ રસ્તો ભૂલવાથી ત્યાં આગળ મોટું જંગલ છે ત્યાં જઇ ચડયો. તે સ્થળે એક વ્હેળાને કાંઠે હું બેઠો હતો તે વખતે બીજા

એ માણસો ત્યાં આવ્યા. પેલા લુટારા **ધીરાજી** નાયકનું નામ તમે કદાચ સાંભળ્યું હશે? એ **ધીરાજી** નાયક તથા તેનો એક સોબતી એ બે જણા તે હતા. એ બે જણાની મને અચાનક ભેટ થઇ એમાં મારો શો વાંક? અમે ત્રણ જણ ત્યાં પ્રાસંગિક વાતચીત કરતા બેઠા હતા એટલામાં વિજયસિંહ ઠાકોરના દશબાર સિપાહીઓ ત્યાં આવી ચડયા. એ જોઇને તે લુટારો અને તેનો સાથી ન્હાસી ગયા; અને હું પકડાઇ ગયો. મને પકડીને લાવ્યા બાદ મેં મારી હકીકત ઠાકોરને જણાવી, પરંતુ મારી વાત તેમના માનવામાં આવી નહિ. તેમણે મને **ધીરાજી** નાયકનો સાથીદાર ગણીને જન્મકેદની સજા ફરમાવી અને એકદમ અહિં મોકલી આપ્યો. કહો, આમાં તેમણે અન્યાય નથી કર્યો વારૂ?"

ગુન્ડુરાવનું સંગ્રામસિંહના કથન તરફ સંપૂર્ણ લક્ષ હતું. સંગ્રામસિંહ બોલી રહ્યો એટલે તેણે કહ્યું: "સંગ્રામસિંહ! તેં તારી હકીકત જે પ્રમાણે મને જણાવી તેજ પ્રમાણે વિજયસિંહ ઠાકોર પાસે પણ કહી હશે, ખરૂં ના? આ હકીકત મારી પાસે કહેતાં તેં ઘણી બાબતો છૂપાવી છે. તે પ્રમાણે જો વિજયસિંહ ઠાકોર પાસે પણ છૂપાવી હોય તો પછી તે તને લુંટારાનો સોબતી સમજી તને સજા કરે તો તેમાં કાંઇ નવાઈ નથી."

સંગ્રામસિંહે આશ્ચર્યપૂર્વક પ્રશ્ન કર્યો: "પણ હું મારી ખરી હકીકત છૂપાવું છું એ વાત તમે કેવી રીતે જાણી ગયા?" 'તમે' શબ્દ પર તેણે ખાસ ભાર મૂક્યો હતો.

"તેનાં ઘણાં કારણો છે." ગુન્ડુરાવ બોલ્યો: "પહેલાં બે જ કારણથી એમ લાગતું હતું, પણ હવે ત્રણ કારણથી લાગે છે. હમણાં તેં છેલ્લો પ્રશ્ન મને કર્યો એ પરથી જ, તેં મારૂં મન જાણી લીધું છે અને તારી કથાના ઉપર મારો વિશ્વાસ બેસતો નથી એનું

કારણ પણ તને માલૂમ છે, એમ મને સ્પષ્ટ જણાય છે. પહેલું કારણ તો એ કે ધીરાજી નાયક સાથે તારો ગાઢ સંબંધ છે એમ લાગવા જેવી વાત કેવી રીતે બની એ તેં મને જણાવ્યું નથી. વળી થોડી વાર પહેલાં તું એમ પણ બોલી ગયો હતો કે 'ઠાકોરની મુલાકાત થાય તો મારી ખરેખરી હકીકત હું તેમને જણાવીશ અને તેમનું મન વાળીશ.' તારા છેલ્લા પ્રશ્નમાં તેં એમ કહ્યું કે 'પણ હું મારી હકીકત છૂપાવું છું એ વાત તમે કેવી રીતે જાણી ગયા?' એ પ્રશ્નની ભાષા ઉપરથી કોઈ એટલું તો સમજી શકે જ કે ખરી હકીકત તું છૂપાવે છે!"



## પ્રકરણ ૨૩ મું.

### બે બંધીવાન્.

આ કારણો સાંભળીને સંગ્રામસિંહ લજ્જીત થયો. તે આગળ બોલી શકયો નહિ. એટલામાં પેલો જમાદાર ત્યાં આવ્યો એટલે તેમની વચ્ચે ચાલતી વાત બંધ પડી. જમાદાર પોતાની સાથે એક માણસ પાસે ચટાઇ, કામળ વગેરે પદાર્થો ઉપડાવીને સંગ્રામસિંહ માટે લાવ્યો હતો.

તેણે તે ચટાઇ અને કામળ એક ખૂણામાં મૂકી એટલામાં રોજના નિયમ મુજબ બે માણસો તથા એક પહેરેગીર ખાવાનું તથા પાણી લઇને આવ્યા. તેમણે ખાવાનું ત્યાં મૂકયું અને પાણી માટીના ગોળામાં રેડી દીધું. પછી તેઓ જમાદારને સલામ કરીને ચાલ્યા ગયા. જમાદારની સાથેનો માણસ બહાર બેઠો.

જમાદાર પછી ગુન્ડુરાવને ઉદ્દેશીને બોલ્યો: “ હવે તમને વાતો કરવાને માટે એક સોબતી મળ્યો એ સારૂં થયું. આ હવે કાયમને માટે આઠે પહોર તમારી સાથે જ રહેશે. હું અહિં આવું છું પણ બહુ બહુ તો તમારી સાથે ઘડી અધઘડી બેસી શકું. ”

“ જમાદાર સાહેબ! ગુન્ડુરાવ બોલ્યો: “ તમે આજ પર્યંત મારી સાથે અત્યંત મમતાભર્યું વર્ત્તન દાખવ્યું છે. એ તમારો મારા જેવા એક જન્મકેદની સજા પામેલા મનુષ્યપર મોટો ઉપકાર થયો છે, અને તે ઉપકાર હું કદી પણ વિસરનાર નથી.”

જમાદાર બોલ્યો: “ એમાં મેં કાંઇ વિશેષ કર્યું નથી. મારે વિના કારણ તમારી સાથે શા માટે કડક થવું જોઇએ ? વળી તમારી સાથે વિશેષ કડક રહેવું એવો મને મારા માલિકનો હુકમ પણ નથી. ”

એ પ્રમાણે તેમની વચ્ચે સંભાળણ ચાલતું હતું તે વખતે તોપનો એક અવાજ થયો. તે સાંભળીને જમાદાર બોલ્યો: “ બાપુ હમણાં જ અહીંથી પધાર્યા તે બાબત જાણ કરવાને આ તોપ પડી હશે. હવે આ નિશાન ઉતારી લેવું જોઇએ. ” એમ કહીને તેણે પોતાની સાથેનો માણસ જે બહાર બેઠો હતો તેને હાકલ મારીને બોલાવ્યો અને બીજા માળે અગાશી ઉપર જે લાલ રંગની ધ્વજા ફરકતી હતી તે ઉતારીને સ્તંભ સાથે વિટાળી દેવાની સૂચના કરી.

ગુન્ડુરાવે પૂછ્યું: “ તમારા ઠાકોર રાત્રે પણ પ્રવાસ કરે ખરા ? ”

પોતાના માલિક માટે પૂજ્યબુદ્ધિ દર્શાવતો જમાદાર બોલ્યો: “ અમારા ઠાકોરને રાત્રિ શું ને દિવસ શું ? ગમે તે વખતે અને ગમે તે સ્થળે, પગે ચાલતાં અને ઘોડા ઉપર પ્રવાસ કરવામાં તેમને કોઇ વાતનો સંકોચ જ નહિ. કેટલીક વાર તો તે એકલા પણ નિકળી પડે છે. ”

" વારૂ, પણ તે હવે અહિં પાછા ક્યારે પધારશે ?" સંગ્રામસિંહે પૂછ્યું.

" એ તો કેમ કહેવાય ?" જમાદાર બોલ્યો: " એમનો કાંઇ નિયમ નહિ ! વખતે એક અઠવાડિયામાં આવી ચડે, કદાચ એક માસ લાગે કે છ આઠ માસ પણ નીકળી જાય. "

ગુન્ડુરાવ બોલ્યો:–વિજયસિંહ ઠાકોર અહિં આવ્યા હતા તેને આજે છ માસ થઈ ગયા. મને બરોબર યાદ છે. કેમકે એ વખતે તમારી મારફત તેમની મુલાકાત લેવાની મારી ઇચ્છા હતી. પરંતુ તમને પણ તેમની મુલાકાત મહા મુશ્કેલીએ થઈ હતી. "

જમાદારે કહ્યું: " ગુન્ડુરાવ ! એ માટે હું ઘણો જ દિલગીર છું. મેં અત્યંત પ્રયત્ન કરીને બાપુની એકાંતમાં મુલાકાત લીધી અને એ બાબત વાત પણ કાઢી હતી. પરંતુ એ વાત કાઢતાં જ વિશેષ કાંઇ પણ સાંભળ્યા સિવાય તેમણે મને એકદમ કહી દીધું કે ' મેં જે કાંઇ કર્યું છે તે પૂર્ણ વિચાર કરીને જ કરેલ છે. તે માટે હવે મને વિશેષ કાંઇ પણ કહેવાની કે ભલામણ કરવાની જરૂર નથી.' એ પ્રમાણે સ્પષ્ટપણે તેમણે કહી દીધું, પછી મારા જેવા એક સાધારણ નોકરનું ડહાપણ શું ચાલી શકે ? એ વાતને આજે બરોબર છ માસ થયા છે. એ વખતે રેશમી નિશાન તૂટીને ઉડી ગયું હતું એ તો તમે જાણતા જ હશો. "

" હા, મેં નિશાન ઉડી ગયાનું પહેરેગીર કનેથી સાંભળ્યું હતું." ગુન્ડુરાવ બોલ્યો: " એનો પછી પત્તો મળ્યો કે નહિ ? આજ કેટલા દિવસ થયાં એ બાબત તમને પૂછવાનો મારો વિચાર હતો. પણ તે પછી તમે એક–બે વાર અહીં આવી ગએલા છતાં એ વાત મને યાદ જ આવી નહિં ! "

એનો તે પત્તો લાગે ખરો ? "જમાદાર બોલ્યો:" તે રાત્રે સખત વાયરો છૂટયો હતો. એ વાયરાના જોરથી તે નિશાન તૂટીને ઉડી ગયું હશે અને પડયું હશે જઇને કોઇ ઊંડી ખીણમાં; અથવા જો કોઈ ખેતરમાં કામ કરતા ખેડુતના હાથમાં આવ્યું હશે તો તેના છોકરાને રેશમી અંગરખાં ને ચોરણીઓ થઈ હશે !"

એ વખતે નિશાન ઉતારવાને ગયેલો નોકર નિશાન ઉતારી થાંભલા સાથે બાંધીને પાછો ત્યાં આવ્યો અને પોતે પોતાનું કામ બરાબર રીતે બજાવ્યાનું જમાદારને જણાવ્યું. હવે જમાદારને પણ બીજું કાંઈ કામ નહિ હોવાથી તે બંને કેદીઓને રામરામ કરીને પેલા માણસ સાથે ચાલ્યો ગયો. જમાદાર નીચેનો જીનો ઉતરીને બહાર પડયો તે પછી લોઢાનો દરવાજો બંધ થતાં થયેલો ખડખડાટ સાંભળીને સંગ્રામસિંહને અત્યંત ખેદ થયો. પરંતુ ગુન્ડુરાવના મન ઉપર એ બાબત જરાપણ અસર થઇ નહિ. પાંચ વર્ષથી તે કેદમાં રહેતો હોવાને લીધે તેનું મન એવી બાબતમાં નિષ્ઠુર બની ગયું હતું. તેણે સંગ્રામસિંહને જમવાને બોલાવ્યો. સંગ્રામસિંહના ચિત્તની અનવસ્થા વધી પડી હતી. એક કોળીઓ સરખો તેના ગળા નીચે ઉતરતો નહિ. કેટલીક વાર વિચારગ્રસ્તતાને લીધે હાથમાં લીધેલો કોળીઓ હાથમાં ને હાથમાં રહી જતો. પણ ગુન્ડુરાવનો હાથ અને મ્હોં તો એક સરખાં ચાલુજ હતાં. ગુન્ડુરાવે પોતાની થાળી તો તુરતજ ખાલી કરી દીધી. એ જોઈને સંગ્રામસિંહે પોતાના ભાગનો રોટલો તેને આપવા માંડયો પરંતુ ગુન્ડુરાવે ના કહી અને પોતાનું પેટ ભરેલું જણાવ્યું.

પછી તેણે સંગ્રામસિંહને કહ્યું: "ભાઇ ! જ્યારે પહેલો હું અહીં આવ્યો ત્યારે મારી સ્થિતિ પણ તારા જેવી જ હતી. એક

કોળીઓ અનાજ પણ હું ખાઇ શકતો નહિ. બે–ત્રણ દિવસ સુધી તો હું તદ્દન ભૂખ્યો જ રહ્યો. પરંતુ છેવટે જ્યારે ભૂખથી પ્રાણ અકળાવા લાગ્યો ત્યારે આ રોટલો પણ મીઠો સાકર જેવો લાગવા માંડયો. આ મારૂં અંગરખું જે પણે ખીતીએ લટકે છે તે. જ્યારે હું અહીં આવ્યો ત્યારે એ મને શરીરે તંગ થતું હતું. અત્યારે એજ મને ઢીલું લાગે છે. એટલું મારૂં શરીર ઘટી ગયું છે."

સંગ્રામસિંહ બોલ્યોઃ "એ વાત ખરી, પરંતુ અત્યાર સુધીમાં તમારા મુખમાંથી જે ઉદ્દગાર નિકળ્યા છે તે પરથી તમને અહીં વિશેષ સંકટ લાગતું હોય એવું મને દેખાતું નથી. તમે મોટા તત્ત્વજ્ઞાની લાગે છો અને સાંપ્રત સ્થિતિમાં જ આયુષ્ય ગાળવાનો તમારો વિચાર હોય એમ લાગે છે."

"હા, એમ ખરૂં." ગુન્હુરાવ બોલ્યોઃ "માથે પડયું તે ભોગવ્યા વિના છૂટકોજ નહોય તો પછી એ માટે વિશેષ ચિંતા કરીને જીવ બાળવાથી શો લાભ? બાકી આ સ્થિતિમાં આખો જન્મારો ગાળવાનો મારો વિચાર છે કે નહિ, એ પ્રશ્ન જુદો!"

"ત્યારે તો આ કિલ્લામાંથી તક મળતાં ન્હાસી જવાની તમારી ઇચ્છા હોવી જોઇએ!" સંગ્રામસિંહ બોલ્યોઃ "અત્યાર સુધી તમે અહીંથી પલાયન કરી જવાના સંબંધમાં જે કાંઈ કહ્યું અને જે કાંઇ અડચણો દર્શાવી એ તો ઉપર ઉપરથી જ કહેલું હોવું જોઇએ! તમારા મનનો વિચાર જુદોજ લાગે છે!"

ગુન્હુરાવે એનો તુરત જ સરલ જવાબ આપ્યો નહિ. પણ થોડો સમય વિચાર કરીને તે બોલ્યોઃ "બાપુ! મનુષ્ય બહારથી ગમે તેટલો શાંત દેખાય તો પણ તેના હૃદયની સ્થિતિ જુદી જ હોય છે. ગમે તેવી સ્થિતિમાં કોઇ પણ મનુષ્ય હોય તો પણ તેની

આશા તદ્દન નષ્ટ થાય એ શક્ય નથી. એકાદો આશાનો તંતુ તો તેના મનમાં હોય ને હોય જ !"

"તમારૂં કથન બેશક ખરૂં છે." સંગ્રામસિંહ બોલ્યોઃ "તમારા મનમાં કાંઇક વિચાર તો ઘોળાયા કરતો હશે જ, કિંવા અહીંથી છૂટા થવા માટે એકાદી યુક્તિ પણ તમે શોધી રાખી હશે." અત્યારે સંગ્રામસિંહની સ્થિતિ 'ડૂબતો મનુષ્ય તરખલાને વળગે' એવી થઇ પડી હતી. એટલે આ વૃદ્ધની સાથે પોતાનો છૂટકારો થશે એવી આશા તેને ઉપજી. પરંતુ એ આશા લાંબો વખત ટકી શકી નહિ.

કેમકે અગાઉ કરતાં પણ વિશેષ શાંતતા ધારણ કરીને ગુન્ડુરાવ બોલ્યોઃ "તારા મનમાં એવી કલ્પના ઉદ્દ્ભવે, એવું હું કાંઇ બોલ્યો હોઉં એમ મને લાગતું નથી. તદપિ ભવિષ્યમાં શું થશે એ કોણ કહી શકે તેમ છે ? આવતી કાલે જ વિજયસિંહ ઠાકોરના મનમાં દયા ઉત્પન્ન નહિ થાય એની ખાત્રી શી ? અથવા એમ કોણ કહી શકશે કે આ કિલ્લા ઉપર કોઇ હલ્લો કરીને જીતી લેશે નહિ ? ઘણી વખત અશક્ય જણાતી વાતો પણ બની આવે છે. કેટલાક બિલકુલ દુર્ભેદ્ય કિલ્લાનું પણ અત્યારે નામ નિશાન રહ્યું નથી. એક વખતનું હસ્તીનાપુર, ઇંદ્રપ્રસ્થ, મયદાનવે બનાવેલી સભા એમાંનું અત્યારે કાંઈ પણ જણાય છે ? કદાચ ધર્તીકંપ થાય અને આ ગગનબુરજ અને કિલ્લાનો અમુક ભાગ પડી જાય તો પણ આપણને ન્હાસી જવાની તક મળે ! માટે ભાઇ ! જ્યાં સુધી એક માણસના ખોળીઆમાં જીવ છે ત્યાં સુધી આશા પણ રહે. આશા વિના દેહ ટકી જ શકે નહિ; અને મારા જેવા વૃદ્ધને માટે તો આવી બંધીવાસની સ્થિતિમાં આશા સિવાય બીજો શો આધાર હોય વારૂ ?"

સંગ્રામસિંહે આ સર્વ ભાષણ શાંતપણે સાંભળ્યું ખરૂં. પરંતુ એમાં તેને કાંઈ દમ જણાયો નહિ. તેણે પુષ્કળ વિચાર કરી જોયો પરંતુ વિજયદુર્ગ પર કોઇ હલ્લો કરીને તે કબજે કરે કિંવા વિજયસિંહ ઠાકોરના મનમાં દયા ઉત્પન્ન થાય કે ધર્તીકંપથી આ કિલ્લાનો નાશ થાય એવું તેને લાગ્યું નહિ.

તેના મનમાં એ વિચાર ચાલતો હતો ત્યારે ગુન્ડુરાવ તો સ્તબ્ધ જ બેઠો હતો. થોડી વારે તેણે સંગ્રામસિંહને કહ્યું: "જમાદાર આવી ચડવાથી આપણી આગલી વાતમાં વ્યત્યય પડયો હતો. હવે આપણે તારા સંબંધી વાત કરીએ. સંગ્રામસિંહ! હું તને એક છેવટની સલાહ આપું છું તે બરોબર ધ્યાનમાં ઉતાર અને પછી તને જે પ્રમાણે વર્ત્તવું યોગ્ય લાગે તે પ્રમાણેનું તારૂં વર્ત્તન રાખ. જો તારા મનને મારા માટે ખાત્રી હોય તો તું મારા ઉપર વિશ્વાસ મૂક અને તારા સંબંધમાં તમામ હકીકત જેવી બની હોય તેવી જ મને જણાવ. પણ જો તને તારી અમુક બાબત મારાથી છૂપાવવાનું આવશ્યક લાગતું હોય તો એ મને જણાવવાનો મારો આગ્રહ નથી. મારૂં તને કહેવાનું માત્ર એટલું જ છે કે આ બંધીવાસમાં આપણા ઉભયનું જીવન એક સરખી રીતે જ પસાર થવાનું હોઇને આપણે બન્નેએ પરસ્પર વિશ્વાસ રાખીને એક બીજાની પાસે એક બીજાનાં દીલ ખોલવામાં જ બન્નેનું હિત સમાયેલું છે."

"મારો મત પણ એવો જ છે." સંગ્રામસિંહ નમ્રતા પૂર્વક બોલ્યો: "ગુન્ડુરાવજી! તમારી સાથે અત્યાર સુધી મારે જે કાંઇ વાત થઈ છે તે ઉપરથી મારો એવો નિશ્ચય થયો છે કે તમારા પર વિશ્વાસ રાખવામાં લેશ પણ સંશય લાવવાનું કારણ નથી. વળી તમારી વયોવૃદ્ધતા, અનુભવ અને ચાણાક્ષતાને લીધે મારી ખાત્રી છે કે

તમે જે કાંઇ કહેશો તે પુખ્ત વિચાર કરીને જ કહેશો."

"સંગ્રામસિંહ!" ગુન્ડુરાવ શાંતિપૂર્વક બોલ્યોઃ "મેં આ જન્મમાં અનેક પ્રકારનો અનુભવ મેળવેલો છે. તે પરથી પુષ્કળ બોધ મેં લીધો છે. વળી મારી ઉમર પણ તારા કરતાં લગભગ ત્રણ ગણી હશે. આજે તો આપણે તારા સંબંધી જ વાત કરીશું અને આવતી કાલે હું તને મારી હકીકત કહીશ. વળી એ પણ હું તને કહું છું કે જો તું મારી સાથે નિષ્કપટ અંતઃકરણ રાખીશ તો મારૂં વર્ત્તન પણ તારી સાથે તેવા જ પ્રકારનું રહેશે!"

"એ તો મેં હમણાંજ કહ્યું કે હું કદી પણ તમારી સાથે પ્રતારણા કરનાર નહિ." સંગ્રામસિંહ ભારદર્શક સ્વરે બોલ્યો.

તે એ પ્રમાણે બોલ્યો હતો ખરો, તદપિ તેના મનમાં તો કપટ હતું જ. એક વાત તો તેણે ચોક્કસ કરી હતી કે મરણ પર્યંત પોતાને આ બંધીખાનામાં રહેવું પડે તો ભલે, પરંતુ ગુન્ડુરાવ પાસે નંદનવનની ગુફા સંબંધી એક શબ્દ સરખો પણ કાઢવો નહિ. તેનું કારણ માત્ર એટલું જ કે તે સ્વભાવતઃ જ આપસ્વાર્થી હતો. તેનો પોતાનો જ નંદનવનની ગુફામાં પ્રવેશ થશે કે કેમ એ તો હજી એક પ્રશ્ન જ હતો. તદપિ સ્વાર્થ, લોભ અને મત્સર એ ત્રણ કારણુને લઇને એ વિષયમાં ગુન્ડુરાવ સાથે નિખાલસ ન થવું એવો તેણે નિશ્ચય કર્યો હતો.

ગુન્ડુરાવે તેને કહ્યું: "જમાદાર અહીં આવ્યો એ વખતે હું તને એમ કહેતો હતો કે તેં તારી હકીકત વિજયસિંહ ઠાકોર પાસે ખરેખરી જણાવી નથી, કિંવા મારી પાસે પણ જણાવતો નથી એ ત્રણ કારણથી સમજી શકાય છે. વારૂ તે ઉપરથી એક વાત એ પણ સ્પષ્ટ થાય છે કે એ વાત એવી પણ હોવી જોઇએ કે જે જાહેરમાં

કહેતાં તને કાં તો શરમ કિંવા ભીતિ લાગતી હોવી જોઇએ ! ”

સંગ્રામસિંહે કહ્યું: “ હવે આપની પાસે ખૂલ્લા દિલે કહું છું કે મેં વિજયસિંહ ઠાકોરને ખરી હકીકત જણાવી નથી. જે સ્થળે ધીરાજીની અને મારી મુલાકાત થઇ તે સ્થળે હું શા માટે આવ્યો હતો એ વાતનો હું સંતોષકારક ખુલાસો કરી શક્યો નહિ. તે કારણથી જ હું ધીરાજીની ટોળી માંહેનો હોવો જોઇએ એવી ઠાકોરને સ્વાભાવિક શંકા ગઇ. ”

ગુન્ડુરાવ પોતાની તિક્ષ્ણ નજરથી સંગ્રામસિંહની મુદ્રા ઉપર ઉપજતા વિકાર તરફ લક્ષ આપતો બોલ્યો: “ તું ત્યાં જે કામ માટે આવ્યો હતો તે તેં ઠાકોરને ખરેખરૂં શા માટે ન જણાવ્યું ? ”

પોતાના મનોવિકાર છૂપાવવામાં સંગ્રામસિંહ કેટલો હૂશિયાર હતો તે આપણે પૂર્વે અનેક વખત જોઇ ગયા છીએ. કદાચ અણીનો પ્રસંગ આવી જાય તેની વાત જુદી, પરંતુ જો તે શાંતપણે એકાદું કપટાચરણ કરતો હોય તો તેની મુદ્રા ઉપરથી તેનું કપટ ધ્યાનમાં આવી શકે તેમ નહોતું. તેથી આ વખતે પણ તે ગુન્ડુરાવ પાસે બધું ખોટે ખોટું અડાવતો હતો તો પણ તેના ચ્હેરા પર તેના કપટપટુ મનની લેશ પણ છાયા દેખાતી નહોતી. તેનો ચ્હેરો તો બિલકુલ શાંત અને સૌમ્ય તથા સરલ જ હતો. વાણીમાં પણ એવી જ સરલતા લાવવાનો પ્રયત્ન તેણે કર્યો હતો. તે બોલ્યો: “ ગુન્ડુરાવજી ! આપ જ વિચાર કરી જૂઓ કે જો મેં એમ કહ્યું હોત કે ‘ ઉજ્જયીના એક મુસલમાન અધિકારીને ઠાર કરીને હું ત્યાંથી ન્હાસીને જંગલમાં આવીને રહ્યો હતો તથા તે સ્થળે અચાનક ધીરાજીનો મને ભેટો થયો હતો;’ તો એ વાત વિજયસિંહને ખરી લાગી હોત કે ? બીજું એ કે જ્યારે

હું ધીરાજી સાથે વાત કરતો બેઠો હતો ત્યારે વિજયસિંહના સ્વારો આવી ચડતાં ધીરાજી જે કાંઇ બોલ્યો અને તેણે જે ત્વરા કરી એ પરથી મેં એમ ધાર્યું કે આ લોકો કોઈ બીજા લૂટારાની ટોળી માંહેના હોવા જોઇએ. એથી મેં પણ ધીરાજીની માફક પલાયન થઇ જવાનો જ વિચાર કર્યો એમાં મારી શી ભૂલ થઈ વારૂ ? ઠીક, મેં એ લૂટારાની સાથે જ ન્હાસી જવાનો પ્રયત્ન કર્યો એથી જમાદારે સ્વાભાવિક રીતે જ કલ્પના કરી કે હું પણ એની ટોળી માંહેનો જ હોવો જોઇએ !"

ગુન્ડુરાવ બોલ્યો: "એકંદરે બધી બાબતો તારી વિરૂદ્ધમાં અચાનક રીતે જ બની ગઈ ! અસ્તુ. જ્યારે તું તારી હકીકત મારી પાસે ખૂલ્લા દિલે કહે છે ત્યારે તે સત્યજ હોવી જોઇએ એમ હું માની લઉં છું. મારા જેવા એક અજાણ્યા માણસને છેતરવામાં પણ તને શો લાભ થાય તેમ છે ? વળી આ બધી હકીકત તું તારી ખુશીથી મને કહે છે. મારી કાંઈ સત્તા નથી કે મારાથી તારો કોઇ સ્વાર્થ સિદ્ધ થઇ શકે તેમ નથી કે તારી અનિચ્છા છતાં પણ તારી અંગત વાર્ત્તા મને જણાવવાની તને ફરજ પડે. વારૂ, પણ એ વાત જવા દે. ચાલ, આપણે બીજા માળની અગાશીપર જઇને બેસીએ અને ત્યાંથી સૂર્યાસ્તની શોભા નિહાળીએ."

---

# પ્રકરણ ૨૪ મું.

## અગાશી પર.

ત્યાંથી તે બન્ને બીજા માળની અગાશીપર આવ્યા. આ અગાશીપર એક ઉંચો ચોતરો બાંધ્યો હતો અને તેનાપર નિશાન કાઠી ઊભી કરવામાં આવી હતી. વિજયસિંહ જ્યારે આ કિલ્લામાં કિંવા તેની આસપાસના પ્રદેશમાં રહેતો હતો ત્યારે આ સ્તંભ ઉપર નિશાન ચડાવવામાં આવતું હતું. બીજા પ્રસંગે તે નીચે ઉતારીને થાંભલાની સાથે બાંધી દેવામાં આવતું હતું એ અગાઉ જણાવ્યું છે. બન્ને જણા અગાશી પર આવ્યા ત્યારે સંગ્રામસિંહનું લક્ષ પ્રથમ નિશાન કાઠી તરફ ગયું. નિશાન ચડાવવાની જે દોરી થાંભલાની આસપાસ લટકતી હતી એના તરફ તે બારિકાઇથી જોવા લાગ્યો. એ દોરીની લંબાઈ કેટલી હશે તેનો તે વિચાર કરવા લાગ્યો. છેવટે અગાશીના કઠેડા પાસે જઇને ત્યાંથી નીચે જોવા લાગ્યો.

એ જોઇને ગુન્ડુરાવ બોલ્યો: " અત્યારે તારા મનમાં શો વિચાર ઘોળાય છે તે હું સમજી ગયો છું. પરંતુ એ વિચાર તદ્દન નકામો છે. આ દોરી એક માણસનું વજન ઝીલી શકે એટલી મજબૂત છે ખરી, અને જેમ તેમ કરીને આ બુરજના તળીયા સુધી તે પહોંચે પણ ખરી, પણ એ રસ્તે નીચે ઉતરવાથી પણ શો લાભ ? એવી કલ્પના કર કે અહીંથી તું નીચે ઉતર્યો, પણ ત્યાંથીએ નીચે તો જવું જોઇશે જ; અને એ બની શકે એમ નથી. કેમકે ત્યાંથી પણ જે સ્થળે તોપ પડી છે ત્યાં ગયા સિવાય છૂટકો નથી. એ તોપ ભરેલી છે અને બે પહેરેગીરો રાત્રી દિવસ ત્યાં ચોકી કર્યા કરે છે. જો અહીંથી જવાનો બીજો કોઇ

સુલભ માર્ગ હોત તો હું આજ પાંચ વર્ષથી અહીં પડયો રહ્યો હોત ખરો ?"

"હાય ! મારૂં નસીબજ અવળું છે !" કેવળ નિરાશા પૂર્વક સંગ્રામસિંહે એ શબ્દો ઉચ્ચાર્યા.

એ પછી તેમણે પશ્ચિમ દિશા તરફ પોતાની નજર ફેરવી અને સૂર્યાસ્ત સમયે વાદળાંના થતા ચિત્ર વિચિત્ર રંગ અને સ્વરૂપ નિહાળતા બેઠા. એકાએક કાંઇક યાદ આવ્યું હોય તેમ ગુન્ડુરાવ બોલી ઉઠયો: 'થોડા દિવસ પહેલાં મેં પહેરેગીર પાસેથી સાંભળ્યું હતું કે મોગલ બાદશાહ જહાંગીર અને તેના શાહજાદા ખુરમ વચ્ચે ખટપટ જાગી છે એ વાત ખરી છે ?"

"હા, એવું મેં પણ સાંભળ્યું છે અને એ બે વચ્ચે લડાઈ થવાનો પણ સંભવ છે. જહાંગીરશાહની બેગમ નુરજહાનની ખુરમ પ્રત્યે ઇતરાજી છે. જો લડાઇ થશે તો ઉજ્જયનીનો સુબો ઘણું કરીને શાહજાદાનો પક્ષ લેશે." સંગ્રામસિંહે જણાવ્યું.

"પરંતુ લડાઇ શરૂ થાય તોપણ આપણને શું ?" ગુન્ડુરાવ બોલ્યો: "માત્ર યુદ્ધની વાત સાંભળવી મને પ્રિય લાગે છે એથી જ મેં તને સહજ પૂછયું."

તે પછી લગભગ ત્રણેક ઘડી પર્યંત તેમની વચ્ચે ઉજ્જયનીના સુબાની સત્તા વિષે, માળવા પ્રાંતના જુદા જુદા જાગીરદારો અને તાલુકદારોની રાજ્યવ્યવસ્થા વિષે, માળવા અને મેવાડ તથા મારવાડના પરસ્પર સંબંધ વિષે વાર્તાલાપ ચાલ્યો. એ વાર્તાલાપ શરૂ હતો તે દરમિયાન સંગ્રામસિંહના મનમાં થતું હતું કે ગુન્ડુરાવ પોતાની હકીકત જણાવે તો સારૂં. પરંતુ ગુન્ડુરાવે પોતાના સંબંધમાં એ વખતે એક શબ્દ સરખો કાઢયો નહિ. સંગ્રામસિંહે એક વખત

તેને પોતાની હકીકત જણાવવા માટે આડકતરી રીતે સૂચના પણ કરી. પરંતુ તે સૂચના પર ગુન્હુરાવે વિશેષ લક્ષ આપ્યું નહિ. એટલે સંગ્રામસિંહને પોતાની જીજ્ઞાસાને નિરુપાયે દબાવી દેવી પડી. લગભગ અંધારૂં થઈ ગયું એટલે તે બન્ને પાછા ઉપર પોતાની ઓરડીમાં ગયા અને ગુન્હુરાવે દીવો કર્યો. દીવો કરતાં તે બોલ્યો: "આપણને અહીં દીવો રાખવાની પરવાનગી છે અને તેલ તથા દીવો કરવાનાં સાધન મળે છે એ આનંદની વાત છે. જો તેનું કાંઇ પણ સાધન આપણને આપવામાં આવ્યું ન હોત તો આપણે શું કરનારા હતા ? વારૂ, હવે આપણે વાળુ કરી લઈએ અને પછી ઇશ્વરનું ભજન કરતાં સૂઈ જઇએ. તારા મનમાં કાંઇ પણ ભળતાસળતા વિચાર આવતા હોય તો તે છોડી દેજે અને કાલ સ્હવાર સુધી સ્વસ્થ મનપૂર્વક નિદ્રા લેજે. બધી વાત બાજુએ રાખીને પહેલાં શરીર સાચવવું."

પરંતુ ગુન્હુરાવની એ શિખામણની સંગ્રામસિંહના મન ઉપર વિશેષ અસર થઇ નહિ. આ બંદીખાનામાં આજની પહેલી રાત્રી હોવાથી ઘણો સમય સુધી તેને નિદ્રા આવી નહિ. રાત્રે સૂવામાં મોડું થવાથી સ્હવારે પણ તે મોડો ઉઠયો. તે જ્યારે ઉઠયો ત્યારે ગુન્હુરાવને પ્રાતર્વિધિ આટોપીને સ્વસ્થપણે પોતાની ચટાઈપર બેઠેલો તેણે જોયો. સંગ્રામસિંહને જાગૃત થએલો જોઇને તે બોલ્યો: "પ્રાતઃકાળ થતાં આપણું પહેલું કામ આ ઓરડીમાંથી ઝાડું કાઢવાનું છે. આજ સુધી તો બધું કામ હું એકલો જ કરતો હતો, પણ હવેથી આપણે બન્ને વારાફરતી કામ કરીશું. આજે તો પ્રથમ હું જ કામ કરીશ. આવતી કાલે તું, પરમદિવસે હું, એમ વારાફરતી કરીશું." એમ કહીને ગુન્હુરાવે ખૂણામાં પડેલી સાવરણી હાથમાં લીધી. એ જોઈને સંગ્રામસિંહ બોલ્યો: "એમાં વળી વારા શા ? હું એકલો જ બધું કામ કરી નાખીશ."

એમ કહેવામાં તેનો હેતુ જુદો હતો. પોતાને માટે ગુન્ડુરાવનો સારો અભિપ્રાય બંધાય એવી તેની ઇચ્છા હતી અને આ પ્રમાણે વર્તવાથી તેનું શુભ પરિણામ તે વૃદ્ધના મન ઉપર થવામાં વાર લાગશે નહિ એવું સંગ્રામસિંહનું માનવું હતું. તેની એ માનિનતા કેટલેક અંશે યોગ્ય પણ હતી.

ગુન્ડુરાવના હાથમાંથી સંગ્રામસિંહે સાવરણી લેવા માંડી એટલે તે બોલ્યો: "નહિ, એમ નહિ બને. મારી વૃદ્ધાવસ્થાને માન આપવાને માટે તું મારૂં કામ કરવાને તત્પર થાય એ ઠીક છે, પરંતુ એ પ્રમાણે બધું તારી પાસે જ કરાવવું એ મારે માટે યોગ્ય ગણાય નહિ. ભાઈ! અત્યારે આપણે બન્ને આ સ્થળે કેદી તરીકે છીએ, માટે એક સરખી યોગ્યતાના જ છીએ. હું મોટો અને તું ન્હાનો એમ માનવાની જરૂર જ રહેતી નથી. એમ માન કે તું એક મોટા રાજ્યનો ધણી હોત અને હું ગરીબ ભિખારી હોત તો પણ અહીં તો આપણે એક સરખી રીતે જ રહેવું પડત! એટલે આવા પ્રકારનાં ન્હાનાં ન્હાનાં કામો તો આપણે બન્નેએ વારાફરતી કરી લેવાં જોઈએ."

એ પ્રમાણે વાતચીત કરતાં ગુન્ડુરાવે ઓરડી ઝાડીઝુડીને સાફ કરી નાખી અને સંગ્રામસિંહ પણ પ્રાતર્વિધિ આટોપીને તૈયાર થઇ ગયો. મધ્યાન્હનો સમય થતાં એક પહેરેગીર બે માણસોને સાથે લઇને ખાવાનું તથા પાણી લઇને આવ્યો. તે થોડીક વાર આ બે જણા સાથે પ્રાસ્તાવિક વાતો કરીને ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૨૫ મું.

## ગુન્ડુરાવની આત્મકથા.

ભોજન કર્યા પછી ગુન્ડુરાવે સંગ્રામસિંહને કહ્યું: "ચાલ આપણે અગાશી પર જઇને બેસીએ. અત્યારે એટલો બધો તાપ નથી. વળી ચોતરાને છાંયડે બેસીશું એટલે બિલ્કુલ તડકો લાગશે નહિ. ત્યાં જઇને ગઈ કાલે કબૂલ કર્યા મુજબ હું તને મારી આત્મકથા કહીશ."

ગુન્ડુરાવની હકીકત જાણવાને સંગ્રામસિંહ બહુ જ ઉત્કંઠ હતો. એટલે તે મોટા આનંદપૂર્વક ઉઠયો અને ગુન્ડુરાવ સાથે અગાશીપર ગયો. ત્યાં ચોતરાને છાંયડે બન્ને જણા બેઠા. સૂર્યદેવ પશ્ચિમ દિશા તરફ ગમન કરતા પોતાનો પ્રતાપ જગતને દર્શાવતા હતા. પરંતુ આ સ્થળ જમીનની સપાટીથી ઘણું ઉંચું હોવાને લીધે શિતળ પવન વાતો હોવાથી તાપની અસર વિશેષ જણાતી નહોતી. અગાશીમાં ખૂલ્લી હવા મળવાથી અને આસપાસનું મનોરમ્ય દ્રશ્ય દ્રષ્ટિએ પડવાથી આ બે બંધીવાનોનાં મન જરા પ્રસન્ન બન્યાં. થોડી વાર સામાન્ય વાતચીત ચાલ્યા બાદ ગુન્ડુરાવે પોતાની આત્મકથા કહેવાનો પ્રારંભ કર્યો.

તેણે કહ્યું: "મારો જન્મ વિજયનગરમાં થયેલો છે. (આ સ્થળે વાચકોને જણાવવું જોઇએ કે ગુન્ડુરાવની માતૃભાષા કર્ણાટકી–હતી. પરંતુ તે કેટલાક સમયથી આ પ્રદેશમાં રહેલો હોવાથી તથા તેણે ઉત્તર હિંદુસ્તાનના જુદા જુદા ભાગોની મુસાફરી કરેલી હોવાથી તે હિંદી ભાષાથી જ્ઞાત હતો અને સંગ્રામસિંહની સાથે હિંદી ભાષામાં જ બોલતો હતો.) મારી જન્મભૂમિમાં હું પ્રતિષ્ઠિત સરદારો માંહેનો

એક હતો. પરંતુ એથી શું થયું? મેં થોડા સમય પહેલાજ તને કહ્યું છે કે હું એક રાજા હોઉં કે ભિખારી તદપિ આ બંધીખાનામાં એવા પ્રકારનો ભેદભાવ નહિ રાખતાં આપણે પરસ્પર બરોબરીયાના સંબંધથીજ વર્તવું જોઇએ. વળી મારો જન્મ સરદાર કુટુંબમાં થયો હતો તોપણ હું કાંઈ શ્રીમંત નહોતો. મારા માતપિતા તો હું ઉમર લાયક થયો તે પહેલાં જ મને છોડીને ઇહલોકનો ત્યાગ કરી ગયાં હતાં. તેમનાં મૃત્યુથી મારાપર કોઇનો અંકૂશ રહ્યો નહિ અને ભરજુવાનીમાં આવતાં હું મોજશોખી માણસોના સંગમાં પડયો. એ વખતે એક પણ વ્યસન એવું બાકી રહ્યું નહિ હોય કે જેનો અનુભવ મેં કર્યો ન હોય. અત્યારે જો કે મને મારાં તે વખતનાં આચરણથી શરમ ઉપજે છે, પણ તું અને હું બન્ને અત્યારે સમદુ:ખી હોવાને લીધે મારાં તે વખતનાં આચરણો તારાથી છૂપાવવાનું હું યોગ્ય ધારતો નથી. તે પછી લગભગ વીશ બાવીશ વર્ષની અંદર મેં મારી તમામ જંગમ મીલ્કત રંડીબાજી અને દુર્વ્યસન તથા મોજશોખમાં ગૂમાવી દીધી. એ પ્રમાણે મારી ભરજુવાનીનો સમય તો મેં નિરર્થકજ ગૂમાવ્યો. પરંતુ જ્યારે હું ચાળીશ વર્ષનો થયો ત્યારે મારી આંખો ખૂલ્લી; અને મને મારા વર્તનનો એટલો બધો કંટાળો આવ્યો કે મેં એકદમ તમામ વ્યસનો છોડી દીધાં. જેઓ મારા સ્નેહી તરીકે ગણાવામાં અભિમાન માનતા હતા તેઓ પણ મારી પાસે કાંઇ ન રહેવાથી મારો ત્યાગ કરીને ચાલ્યા ગયા. મને પણ તેમનો સહવાસ પસંદ નહિ હોવાથી તેઓના ચાલ્યા જવાથી શોક થયો નહિ. એ અરસામાં એક પરમહંસ સાથે મારો ભેટો થયો. તે વિદ્વાન હતો. વૈદ્યક અને રસાયણશાસ્ત્ર સંબંધી તેણે ઊંડું જ્ઞાન સંપાદન કરેલું હતું. તેને કિમિયા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. જો પ્રયત્ન કરવામાં

આવે તો ત્રાંબામાંથી સુવર્ણ બની શકે છે એમ તેનું માનવું હતું. તેની પાસે મેં બે-ત્રણ વર્ષ પર્યંત વૈદ્યક અને રસાયણશાસ્ત્રનો અભ્યાસ કર્યો. બે પદાર્થોના સંયોગથી એક ત્રીજો અપૂર્વ પદાર્થ બને છે એનો મને અનુભવ થવા લાગ્યો અને જેને કિમિયો કહેવામાં આવે છે તેમાં કાંઇ તથ્ય હોવું જોઇએ એમ મને પણ લાગ્યું. એ વખતે શ્રીમંત થવાની મારી ઉત્કંઠા કાંઇ નાશ પામી ગઇ નહોતી. જો કે પૈસા પ્રાપ્ત કરીને તેના દ્વારા ક્ષણિક દૈહિક સુખ ભોગવવાનો મારો હેતુ નહોતો. પરંતુ દ્રવ્યવાનો અનેક જાતનાં પરોપકારનાં કાર્યો કરી શકે છે; અને એવાં પરોપકારનાં કાર્યો મારા હાથે પણ થાય એવી ઇચ્છાથી કિમિયો સિદ્ધ કરવાના નાદમાં હું પડયો. માત્ર એ નાદથી દ્રવ્યવાન્ થવાને બદલે તો ઉલ્ટો હું વધારે કંગાળજ બનતો ગયો. કિમિયો સિદ્ધ કરવાને માટે મેં તથા પરમહંસે અનેક પ્રયોગો કર્યા. એમાં મને દ્રવ્ય-હાની વિશેષ થઈ ખરી, પરંતુ એ પ્રયોગોથી મારા શાસ્ત્રીય જ્ઞાનમાં વધારો થયો અને સહનશીલતાનો અમૂલ્ય ગુણ મને પ્રાપ્ત થયો. કેમકે કેટલીક વખત એક ભઠ્ઠી તૈયાર કરીને અમે તેની પાસે ચોવીશ કલાક સુધી ખાધાપીધા કે ઉંઘ લીધા સિવાય બેસી રહેતા અને જ્યારે ચોવીશ કલાકે તે ભઠ્ઠી ખોલતા ત્યારે અંદર મૂકેલી વસ્તુ રાખના સ્વરૂપમાં દ્રષ્ટિએ પડતી! એમ છતાંયે નહિ કંટાળતાં અમે અમારા પ્રયોગમાં આગળ વધતા અને ભઠ્ઠી ચડાવવામાં અમારી ભૂલ થઇ હશે એમ માની તે સુધારવાનો પ્રયત્ન કરતા. અર્થાત્ આ વખતે દ્રવ્યહાનીથી શોક નહિ થતાં મને ઉલટો આનંદ જ થવા લાગ્યો. પણ પછી મેં વિચાર્યું કે 'જો હું આથી પણ વિશેષ દ્રવ્ય કિમિયામાં ઉડાડી દઇશ તો મારે ભિખ માગવાનો ધંધો સ્વીકારવો પડશે!' એવો વિચાર કરીને કિમિયાનો નાદ મેં છોડી દીધો. મારે નજીકનું

કોઇ સગું નહોતું. માત્ર સાત પેઢી જેટલે છેટેનો સંબંધી એક વૃદ્ધ ડોસો હતો જે સગપણને હિસાબે મારા પિતાને કાકો થતો હતો. લોકો એમ વાતો કરતા કે તેની પાસે પુષ્કળ મીલકત છે. એ વખતે તેને નેવું વર્ષ થઇ ગયાં હતાં. એ વખતે કિમિયાનો નાદ મેં છોડી દીધો હતો. મારી મીલકતનો મોટો ભાગ ફનાશતીયા થઇ ગયો હતો. એ ડોસો શ્રીમંત ગણાતો હતો. એટલે મારો વિચાર તેની પાસે જવાનો થયો. ત્યાં જવું કે નહિ એ બાબત કોઇ પણ જાતના નિશ્ચય ઉપર હું આવ્યો નહોતો. પણ કર્મધર્મ સંયોગે એ ડોસાનેજ મારૂં સ્મરણ થયું અને તેણે જ મને બોલાવવાને માણસ મોકલ્યું. એથી મને વિશેષ આનંદ થયો. મારી મેળે હું ગયો હોત તે કરતાં એના બોલાવવાથી ત્યાં જવું તે વધારે સારૂં એમ મને લાગ્યું. હું ત્યાં જવાને નિકળ્યો. વિજયનગરથી એનું ગામ વીશ પચીશ કોશ દૂર હતું. હું તેમને ત્યાં જઈ પહોંચ્યો તે વખતે એ ડોસાનો પ્રાણોત્ક્રમણ થવાનો સમય નજીક આવી પહોંચ્યો હતો. મારી અને તેની મુલાકાત થઇ એટલે પોતાના લ્હેણા દેણાની વ્યવસ્થા તેણે મને જણાવી. એ ઉપરથી હું જાણી શક્યો કે તેને લોકો જેટલો શ્રીમંત માનતા હતા તેટલો શ્રીમંત તે નહોતો. એટલું જ નહિ પરંતુ જેટલું લ્હેણું હતું તેટલું જ તેને દેવું પણ હતું. અર્થાત્ જો લ્હેણાની રકમ પૂરેપૂરી વસુલ ન થાય તો દેવામાં ઘર અને ગરાસ બધું જાય તેમ હતું. એ વાતમાં ને વાતમાં ઘણો સમય નીકળી ગયો અને તેની શક્તિ ઘટતી ગઇ. તેને બીજી પણ કેટલીક વાત કહેવાની હોય એમ મને લાગ્યું. એટલે મેં મારો કાન તેના મુખ નજીક ધર્યો. તેણે ધીમે સ્વરે મને કહેવા માંડયું. પરંતુ અલ્પ સમયમાં જ તેનો આત્મા પરલોકમાં પ્રયાણ કરી ગયો અને પેલી વાર્ત્તા અધુરી

રહી ગઈ. એ અધૂરી વાત કહેવામાં કાંઈ મહત્ત્વ નથી એટલે એ વાત કરવામાં નકામો સમય ગાળતો નથી. ”

એટલું કહીને ગુન્ડુરાવે થોડી વાર વિશ્રાંતિ લીધી. તેને પણ વૃદ્ધાવસ્થાને લીધે બોલતાં બોલતાં થાક લાગે એ સ્વાભાવિક હતું. થોડી વારે પુનઃ આત્મકથાનો પ્રારંભ કર્યો:

“જેની પાસેથી મને થોડોક પણ દ્રવ્યલાભ થવાની આશા હતી તેની પાસેથી એક ફૂટી કોડી પણ મને મળી નહિ અને હાથ હલાવતો હું પાછો વિજયનગર આવ્યો. આ પ્રયત્નમાં જ્યારે મને યશ ન મળ્યો ત્યારે મેં માની લીધું કે મારા નસીબમાં જ શ્રીમંતાઈ નથી. તે પછી થોડાંક વર્ષો મેં વિજયનગરમાં જ ગાળ્યાં ત્યારબાદ હરદ્વાર, કાશી, ગયા, પ્રયાગ, જગન્નાથ, રામેશ્વર, વગેરે સ્થળોએ યાત્રા કરી આવ્યો. યાત્રાએથી પાછો ફર્યા બાદ પણ મને મારા વતનમાં ગમતું નહિ. એટલે પાછો મેં પ્રવાસે નિકળવાનો વિચાર કર્યો. મારૂં ચિત્રકળાનું જ્ઞાન બહુ સારૂં છે. ન્હાનપણથી જ એ કળાનો મને શોખ હતો અને એ વિષયની મેં બરોબર તાલીમ ઉસ્તાદ ચિત્રકાર પાસે લીધી હતી. એટલે હું મારી સાથે જાત જાતના રંગ, કલમો, કાગળો વગેરે ચિત્ર કાઢવા માટે જરૂરી સામાન અને થોડી મ્હોરો લઇને નિકળ્યો. આ પ્રવાસ દરમિયાન મારૂં લક્ષ મોટે ભાગે સારાં સારાં સ્થળોનાં ચિત્રો કાઢવામાં જ રહેતું. હું જે જે સ્થળે ફરતો ત્યાં કોઇ પણ મનોરમ્ય સ્થળ, સુંદર પક્ષી કિંવા મનુષ્ય કે પશુ, જે જે સુંદર અને આકર્ષક માલૂમ પડતું તેનું ચિત્ર હું દોરી લેતો. એવાં ઉત્તમોત્તમ ચિત્રોનો સંગ્રહ કરીને હું મારી પાસે રાખી મૂકતો. એવી રીતે મારી પાસે ચિત્રોનો મોટો સંગ્રહ થયો અને તેમાં અધિકાધિક વધારો કરવાનો મને નાદ લાગ્યો. આ તરફના દેશમાં વનશ્રી ઉત્તમ છે એવું

મેં ઘણા પ્રવાસીઓ કનેથી સાંભળ્યું હતું. એથી આ પ્રદેશ નિહાળવાના હેતુથી હું ફરતો ફરતો આ તરફ આવ્યો. રસ્તામાં કદાચિત એકાદા સરદારનો તો કદાચિત્ એકાદા ખેડુતનો મ્હેમાન થતો. ક્વચિત્ એકાદી ધર્મશાળામાં તો કોઇ વાર એકાદા વૃક્ષ નીચે, ક્વચિત્ ડુંગરાની તળેટીમાં તો કોઇ વાર એકાદી ગુફામાં પણ મુકામ કરતો. એ પ્રમાણે પ્રવાસમાં મેં પાંચેક વર્ષ ગાળ્યાં. એક દિવસે આ વિજયદુર્ગ કિલ્લા પાસે હું આવી પહોંચ્યો. શાસ્ત્રીય દ્રષ્ટિએ આ કિલ્લાની રચના નિહાળીને મને અત્યાનંદ થયો. પ્રવાસમાં મેં ઘણા ઘણા કિલ્લા જોયા છે; તેમાં સર્વોત્તમ કિલ્લામાંહેનો આ એક છે એવું મારૂં મત બંધાયું. એથી આકર્ષાઇને આ કિલ્લાનું ચિત્ર દોરીને તેને મારા સંગ્રહમાં રાખવાનો મેં ઇરાદો કર્યો. કિલ્લામાં અજાણ્યા મનુષ્યને વિજયસિંહ ઠાકોરની પરવાનગી સિવાય પ્રવેશવાનો અધિકાર નહિ હોવાથી કિલ્લાની બહાર જ સપાટ મેદાનમાં એક મોટા વૃક્ષ નીચે ઝુંપડી જેવું બનાવીને તેમાં મેં મારો મુકામ રાખ્યો. હું હમેશાં આ કિલ્લાની આસપાસના એકાદા સ્થળે બેસીને ત્યાંથી કિલ્લાનો જેટલો ભાગ દૃષ્ટિએ પડે તેટલા ભાગનું ચિત્ર કાઢતો, અને તેમાં યથાયોગ્ય રંગ પૂરીને તેને સુંદર બનાવવાનો અંતઃકરણ પૂર્વક પ્રયત્ન કરતો હતો. એટલું યાદ રાખવું કે આ ચિત્ર કાઢવામાં ચિત્રકળા પ્રત્યેની મારી પ્રીતિ સિવાય બીજો કાંઇ પણ હેતુ ન હોતો. એક દિવસ સાયંકાળે હું રંગ પૂરતો બેઠો હતો તે વખતે એ સિપાઈઓ તે સ્થળે આવ્યા, તે સિપાઇઓને એ ચિત્ર જોઇને અત્યંત આશ્ચર્ય થયું. આ કિલ્લાની દીવાલો, ગગન બુરજની ઇમારત, બીજાં મકાનો, આ બુરજના બીજા માળની અગાશીપરની નિશાનકાઠી, આપણે બેઠા છીએ તે ત્રીજો માળ ઇત્યાદિ તમામ ભાગ જોવાથી એક ન્હાના

બાળકને કોઇ નવીન પદાર્થ જોતાં જેટલું આનંદાશ્ચર્ય થાય છે, તેટલું આનંદાશ્ચર્ય તેમને થયું. તે દિવસથી પછી રોજ સિપાઇઓનાં ટોળાં ને ટોળાં મારાં ચિત્રો જોવાને મારી પાસે આવવા લાગ્યાં. તેમને પણ આ કિલ્લાનું ચિત્ર જોઇને આનંદ થયો. એક ચિત્રકાર પોતાનાં ચિત્રોની કદર થતી જોઇને આનંદિત બને એ સ્વાભાવિક છે. એથી મને પણ મારા આ ચિત્રની પ્રશંસા થતી જોઈને આનંદ થવા લાગ્યો અને મારા ચિત્ર પ્રત્યેનો તેમનો પ્રેમ જોઇને હું તેમને મારાં બીજાં ચિત્રો પણ દેખાડવા લાગ્યો. પણ મારા એ ઉત્સાહનું પરિણામ શું આવ્યું ? જેવી રીતે તું પેલા લુટારાની પાસે થોડી વાર બેસવાથી લુટારાનો સોબતી ઠર્યો તેવી રીતે મારી પણ આ ગતિ થઈ! કેવળ નિર્દોષ અંતઃકરણ પૂર્વક મારા મનની પ્રસન્નતાને માટે જે ધંધો મેં સ્વીકાર્યો હતો તેમાં પણ મને અપયશ મળ્યો! દુર્દૈવનું જોર વિલક્ષણ છે. તેની સામે કોઈનું પણ ચાલી શકતું નથી।"

પુનઃ થોડી વાર તેણે વિસામો લીધો અને પોતાનું મન શાંત કરીને આત્મકથન આગળ ચલાવ્યું. તે બોલ્યોઃ "એ પ્રમાણે વિજયદુર્ગના જુદા જુદા દેખાવ તૈયાર કરવાનું મારૂં કામ ચાલતું હતું તે અરસામાં એક દિવસે મોટો ચમત્કારિક યોગ બની આવ્યો. હું મારો ચિત્ર દોરવાનો સામાન લઇને એક સ્થળે બેઠો હતો ત્યાં કેટલાક મુસલમાન સિપાઇઓની એક ટોળી આવી ચઢી. તેઓ આ પ્રદેશમાં જે કારણથી આવ્યા હતા તે કારણ જો એજ વખતે મારા ધ્યાનમાં આવી ગયું હોત તો હું વિશેષ ખબરદારી લેત. મને ચિત્ર કાઢવામાં એકતાન થઇ ગયેલો જોઇને એ લોકો મારી આસપાસ એકઠા થયા. તેમણે મારાં ચિત્રો જોવાં માંડયાં. મારી પાસે વિજયદુર્ગના આશરે દશ–બાર દેખાવ હતા, તે જોઇને એ ટોળીનો ઉપરી બહુજ ખુશ

થયેલો દેખાયો. તેણે એ ચિત્રો મારી પાસે વેચાતાં માગ્યાં, પણ મારો મારાં ચિત્રો વેચવાનો ઇરાદો નહોતો; એટલે મેં તે વેચાતાં આપવાની ના કહી. એ જોઇને તે બોલ્યો: "જો આ ચિત્રો વેચાતાં આપવાની તમારી મરજી ન હોય તો તમે અમને આવાં બીજાં ચિત્રો તૈયાર કરી આપો. તેમાં રંગ ઓછો વધતો પૂર્યો હશે તેની દરકાર નથી પણ જેના યોગે આ કિલ્લાના સ્વરૂપનું યથાર્થજ્ઞાન થઈ શકે એવાં તે હોવાં જોઈએ." તે જ્યારે એ પ્રમાણે આગ્રહ કરવા લાગ્યો. ત્યારે તેને આ ચિત્રો શા માટે જોઈએ છીએ એ મારા ધ્યાનમાં આવ્યું, અને નવાં ચિત્રો તૈયાર કરી આપવાની પણ મેં અનિચ્છા પ્રદર્શિત કરી. એ જ વખતે કેટલાક રાજપૂત સ્વારો ત્યાં આવી લાગ્યા. તેમની અને મુસલમાન સિપાઇઓની દ્રષ્ટાદ્રષ્ટ મળી. એ વખતે મારાં ચિત્રો પેલા મુસલમાન અધિકારીના હાથમાં હતાં. તેણે એ ચિત્રો પોતાના ચામડાના પાકીટમાં મૂકી દીધાં અને તલવાર ખેંચીને તે પેલા રાજપૂત સિપાઈઓ સાથે યુદ્ધ કરવાને સિદ્ધ થયો. એ બે ટોળીઓ વચ્ચે ઝપાઝપી થઇ પરંતુ તેમાં મુસલમાનોને યશ મળ્યો નહિ. તેમનામાંથી પાંચ છ જણા ઠાર થયા અને બાકીના શરણ થયા. તેમને કેદ કરીને રાજપૂત સિપાહીઓ પોતાના ઠાકોર પાસે લઇ ગયા. મને પણ તેઓ તે સિપાહીઓની સાથે લઇ ગયા. વિજયસિંહે મુસલમાન સિપાહીઓની જડતી લેવાનું ફરમાવ્યું તો પેલા અધિકારી પાસેથી મારાં ચિત્રો મળી આવ્યાં. એ મુસલમાન સિપાહીઓ ભોપાળના નવાબ તરફના હતા એમ માલૂમ પડયું. એટલે તેમને બધાને ફાંસીની સજા કરવામાં આવી. હું પણ તેમની સાથે પકડાયેલો હોવાથી મને પણ વિજયસિંહે તેમના માંહેનોજ ધાર્યો. વળી પેલાં જડતીમાં મળેલાં ચિત્રો મેં તૈયાર કર્યાં હતાં એમ સિદ્ધ થવામાં પણ વાર લાગી નહિ.

કેમકે એ ચિત્રો આ કિલ્લાના માણસોએ ઘણી વાર મારી પાસે જોયાં હતાં. એ ઉપરથી એવું અનુમાન કાઢવામાં આવ્યું કે મેં એ ચિત્રો આ મુસલમાનો માટે તૈયાર કર્યાં હતાં. પોતાના કિલ્લાના દેખાવો તૈયાર કરીને પોતાના દુશ્મનોને આપનાર મનુષ્યને વિજયદુર્ગનો માલિક દુશ્મનનો જાસુસ સમજે તેમાં કાંઈ નવાઇ નથી. મારી પાસે બીજો કોઇ મજબૂત પૂરાવો પણ નહોતો કે હું તે રજુ કરીને મારૂં નિ-ર્દોષપણું સાબિત કરી શકું. એટલે તેણે મને પણ જન્મકેદની સજા ફરમાવી. વાસ્તવિક રીતે જોઇએ તો પેલા મુસલમાનોની સાથે મને પણ ફાંસીને લાકડેજ લટકાવ્યો હોત. પણ મારી વૃદ્ધાવસ્થા અને મારા ચિત્રકળાના જ્ઞાન તરફ લક્ષ આપીને તેણે મને ફાંસીની સજા ફરમાવી નહિ, એટલે હું એને દયાળુ સમજુ છું. તેની જગ્યાએ બીજો કોઇ ઉતાવળી પ્રકૃતિનો હોત તો લાંબો ટુંકો વિચાર નહિ કરતાં તેણે મને દેહાન્ત દંડજ કર્યો હોત, તેણે મારા પ્રાણ ઉપર આક્રમણ ન કર્યું એ ખરેખર તેનો મારાપર મોટો ઉપકાર થયેલો સમજવો જોઇએ, અને તેના એ ઉપકારને માટે હું આજન્મ તેનો ઋણી રહીશ."

---

## પ્રકરણ ૨૬ મું.

---

### ભાતનો ઉપયોગ.

વિજયદુર્ગના ગગન બુરજમાં કેદી બનેલા ગુન્ડુરાવે એ પ્રમાણે પોતાની હકીકત સંગ્રામસિંહને કહી સંભળાવી. એ સાંભળીને સં-ગ્રામસિંહને પણ આ એક સરદાર કુટુંબના વૃદ્ધ મનુષ્ય ઉપર કાંઇ

પણ દોષ વિના આવી પડેલી લીધે આપત્તિને ખેદ થયો. જેમ જેમ એક પછી એક દિવસો પસાર થતા ગયા તેમ તેમ આ બન્ને કેદીઓ વચ્ચે પરસ્પર વિશેષ ને વિશેષ સ્નેહ જામતો ગયો. પહેલાં પહેલાં સંગ્રામસિંહને લાગતું કે ગુન્ડુરાવનો સ્વભાવ થોડોક ચમત્કારિક છે, પણ ધીમે ધીમે તેને માલૂમ પડયું કે ગુન્ડુરાવ સ્વભાવે તદ્દન નિખાલસ અને આનંદી છે. ગુન્ડુરાવનો સ્વભાવ પહેલાં જરા કરડો હતો ખરો પરંતુ જગતમાં અને તુરંગમાં તેને જે કષ્ટો સહન કરવા પડયાં હતાં તેને લીધે અત્યારે તેનો સ્વભાવ બિલકુલ શાંત પડી ગયો હતો. માત્ર નહિ પસંદ પડે તેવી એકજ વાત તેનામાં હતી કે તેના મનમાં જે કાંઇ આવ્યું એ તુરત તે કહી નાખતો. પોતાના કથનથી સામાને માઠું લાગશે કે કેમ તેનો તે વિચાર કરતો નહિ. “ રજવાડામાં નોકરી કરનારા માટે જે શિષ્ટાચારની જરૂર છે તથા જે પ્રકારની ભાષણપદ્ધતિ તેમને સ્વીકારવી પડે છે, તેવા પ્રકારના શિષ્ટાચારની અને ભાષણસંપ્રદાયની તુરંગમાં કાંઇ પણ જરૂર નથી. કેમકે તુરંગમાં વસનારા કેદીઓ પૈકી એકની યોગ્યતા અધિક અને બીજાની ઓછી માનવી તે વાજબી નથી; ” એવો તેનો સ્પષ્ટ અભિપ્રાય તેણે પ્રસંગોપાત સંગ્રામસિંહ પાસે પ્રદર્શિત કર્યો હતો અને તે અભિપ્રાયને અનુસરીને તે બિલકુલ સરલ અંતઃકરણ પૂર્વક સંગ્રામસિંહ સાથે વર્તતો હતો. સંગ્રામસિંહને પણ તેના સહવાસમાં આનંદ ઉપજવા લાગ્યો અને તે પણ પછી ગુન્ડુરાવ સાથે ખૂલ્લા દિલથી વર્તવા લાગ્યો. તેણે બની શકે તેટલો પ્રયત્ન કરીને ગુન્ડુરાવને સંતુષ્ટ રાખવાનો ખાસ નિશ્ચય કરી રાખ્યો હતો. ગુન્ડુરાવનું સંગ્રામસિંહના સ્વભાવ નિરિક્ષણનું કામ તો ચાલુજ હતું પરંતુ સંગ્રામસિંહે લીધેલી સાવચેતીને લીધે ગુન્ડુરાવને તેનામાં

કાંઇ દોષ માલૂમ પડી શકયો નહોતો. તેને પણ સંગ્રામસિંહનું નિખાલસપણું પસંદ પડયું હતું. એ પ્રમાણે તે વૃદ્ધ યુવાનની મૈત્રી બાઝી અને તે દિવસાનુદિવસ વૃદ્ધિંગત થતી ગઈ.

એ લોકો તે સ્થળે કેદી તરીકે હતા તદપિ ખાવાનું તો તેમને પેટપૂર મળતું હતું. રોજ તેમને રોટલા ને શાક મળતું. પરંતુ અઠવાડિયામાં બે વખત રોટલાની સાથે ભાત અને દાળ પણ મળતાં. માળવા પ્રાંતમાં ભાતનો પ્રચાર ઘણો થોડો હતો. સાધારણ લોકો મોટે ભાગે ઘઉં અને બાજરીનો ઉપયોગ કરતા અને કવચિત્ કવચિત્ જ ભાત બનાવતા. ગુન્ડુરાવ વિજયનગરનો વતની હતો. એ તરફ મોટે ભાગે ચોખાનોજ ખોરાકમાં ઉપયોગ થતો હોવાથી એટલે પોતાને રોજ રોજ ઘઉં કે બાજરાના રોટલા પસંદ પડતા નથી તેમજ વૃદ્ધાવસ્થાને લીધે રોટલા પચાવવાનું પણ કઠણ પડે છે એમ કહીને બે ચાર દિવસે પોતાને ભાત મળે તો સારૂં, એવી તેણે જમાદારને અરજ કરી હતી. જમાદારનો સ્વભાવ એકંદરે ભલો હોવાથી તેણે ત્યારથી ગુન્ડુરાવને અઠવાડીયામાં બે દિવસ ભાત મળે એવો બંદોબસ્ત કર્યો હતો. તે પ્રમાણે જે દિવસે ભાત આવવાનો હતો તે દિવસે ગુન્ડુરાવની સાથે સંગ્રામસિંહ માટે પણ ભાત આવ્યો.

તે દિવસે જમતાં જમતાં સંગ્રામસિંહ બોલ્યોઃ "ભાતનો સ્વાદ સારો લાગે છે ખરો પરંતુ એથી કાંઈ આપણને સંતોષ થાય નહિ. આપણે તો આપણા રોટલા જ સારા. એક રોટલો ખાધો હોય તો જરૂર પડે તો ચોવીશ કલાક પણ કાઢી શકાય. વળી ભાત વાયુ કરનારો પણ છે."

"હા, કેટલેક અંશે તારૂં કહેવું સાચું છે." ગુન્ડુરાવ બોલ્યોઃ "પણ પશ્ચિમ તરફ કોકણ અને મલબાર કાંઠાપર, મહિસુર રાજ્યમાં,

અમારી તરફ અને દક્ષિણ હિંદુસ્તાનમાં લોકો મોટે ભાગે કેવળ ભાત ઉપરજ પોતાનો નિર્વાહ ચલાવે છે. રોટલી કે રોટલામાં તો કોઇ સમજે પણ નહિ. બહુ તો સારા માઠા પ્રસંગે ઘઉંનો રવો કાઢીને તેના લાડુ બનાવે કે બીજું કાંઈ મિષ્ટાન્ન કરે. ભાત, ઘઉં કે બાજરી કરતાં જલ્દી પાચન થઇ જાય છે. એટલે મારા જેવા વૃદ્ધને માટે તો રોટલા કરતાં ભાતનો ખોરાક જ સારો ગણાય. એટલા માટે જ મેં જમાદારને અરજ કરીને અઠવાડિયામાં બે વખત ભાત મળે એવી ગોઠવણ કરાવી છે."

"ગમે તેમ હોય પણ આપણને તો ભાત પસંદ નથી." સંગ્રામસિંહ બોલ્યો: "એટલે આજથી જે જે દિવસે ભાત આવશે તે તે દિવસે મારા ભાગનો ભાત પણ હું તમને આપી દઇશ."

આમ કહેવામાં સંગ્રામસિંહનો હેતુ જુદો જ હતો. તેને ભાત પસંદ નહિ હોવાથી તેણે પોતાના ભાગનો ભાત ગુન્ડુરાવને આપી દેવાનું ઔદાર્ય દર્શાવ્યું હતું એમ માનવું નહિ. પરંતુ કોઇ પણ રીતે તેનો વિચાર ગુન્ડુરાવનું મન પોતાના તરફ પૂર્ણપણે આકર્ષવાનો હતો. એટલા માટે જ તેણે આ ઉદારતા દાખવી હતી. બાકી તેની સ્વાર્થવૃત્તિને આટલી પણ ઉદારતા દર્શાવતાં કેટલો શ્રમ પડયો હશે એ તો તેનું પોતાનું જ મન જાણે!

"તને જો ભાત પસંદ ન જ હોય તો તારા ભાગનો ભાત લેવામાં મને વાંધો નથી." ગુન્ડુરાવે જરી પણ આનાકાની નહિ કરતાં કહ્યું: "પણ તો પછી તેના બદલામાં તારે મારા ભાગનો રોટલો લેવો પડશે!"

"કબૂલ!" સંગ્રામસિંહ બોલ્યો: "જો મને મારા ભાગના

રોટલાથી સંતોષ નહિ થાય એમ લાગશે તો હું જરી પણ શરમાયા સિવાય તમારા રોટલાનો સ્વીકાર કરીશ. ”

એ પ્રમાણે તેમની વચ્ચે શરત થઇ. પરંતુ આજના પ્રસંગનું સંગ્રામસિંહના મનપર માત્ર થોડું વિપરિત પરિણામ થયું. ભાતના સંબંધમાં પોતે દર્શાવેલી ઇચ્છાનો ગુન્ડુરાવે બિલકુલ આનાકાની નહિ કરતાં એકદમ સ્વીકાર કરી લીધો એ પરથી તેનો સ્વભાવ આપ સ્વાર્થી હોવો જોઈએ એમ સંગ્રામસિંહે માની લીધું! પણ એક વખત બોલ્યા પછી કાંઈ ફરી જવાય તેમ નહોતું.

ભાતના સંબંધમાં એક બીજી વાતે પણ સંગ્રામસિંહનું લક્ષ ખેંચ્યું. જે જે દિવસે ભાત મળતો તે તે દિવસે સ્હવાર સ્હાંજના બે રોટલાને બદલે ફક્ત એક જ રોટલો આપવામાં આવતો. એ રોટલો ગુન્ડુરાવ આગ્રહ કરીને સંગ્રામસિંહને આપી દેતો અને સંગ્રામસિંહ પણ તેનો સ્વીકાર કરી લેતો. કેમકે પોતાના ભાગનો ભાત ગુન્ડુરાવને આપી દેવો પડતો હોવાથી પોતાના ભાગના એક રોટલામાં બેય ટંક નભે તેમ નહોતું. ગુન્ડુરાવ તેમાંથી માત્ર થોડો જ ભાત ખાઇને બાકીનો એક વાસણમાં ભરીને રાખી મૂકતો અને તે દિવસે સ્હાંજે તે બિલકુલ ખાતો નહિ. એટલું જ નહિ પણ બીજે દિવસે સ્હવારે એ ભાત કયાંય દ્રષ્ટિએ પણ પડતો નહિ! એ જોઇને સંગ્રામસિંહને સ્વાભાવિક શંકા ઉપજતી કે ‘ ગુન્ડુરાવ ભાતને માટે અત્યંત ચાહના દર્શાવતો હોવા છતાં ભાત તો માત્ર થોડોજ ખાય છે, ત્યારે બાકીનો ભાત કયાં જતો હશે? મધ્ય રાત્રે ઉઠીને તો તે ખાતો નહિ હોય?’ એ પ્રમાણે પાંચ–સાત વખત તેના જોવામાં આવ્યું એટલે એ બાબત સ્પષ્ટપણે ગુન્ડુરાવને પુછી જોવાનું તેને મન થયું. પરંતુ દિર્ઘ વિચાર કરતાં એમ કરવું તેને ઠીક લાગ્યું

નહિ. 'ગમે તે હો, પણ એક વખત મેં તેને મારા ભાગનો ભાત આપી દેવાનું કબૂલ કર્યું, પછી એનું તેની મરજીમાં આવે તેમ કરવાને તે મુખત્યાર છે. આવી ક્ષુલ્લક બાબત માટે તેને પ્રશ્ન કરતાં તેમાં મારા સ્વભાવની હલકાઇ જ ગણાય!' એ પ્રમાણે વિચાર કરીને એ સંબંધમાં તેણે ગુન્હુરાવને કાંઇ પણ પ્રશ્ન કર્યો નહિ કે ભાષણપ્રસંગમાં પણ એ બાબત એક શબ્દ સરખો કાઢયો નહિ.

એમ કરતાં ત્રણેક મહિના પસાર થઇ ગયા, પણ ભાતનો શો શો ઉપયોગ થાય છે એ સંગ્રામસિંહના જાણવામાં આવી શક્યું નહિ. એક રાત્રીએ એક નવીન પ્રકાર તેની દ્રષ્ટિએ પડયો. તે રાત્રીએ કાંઇક ભયંકર સ્વપ્ન આવતાં સંગ્રામસિંહ ઉંઘમાંથી જાગી ગયો. તેજ વેળાએ ગુન્હુરાવને પોતાની ચટાઇમાંથી ઉઠીને બાજુની ઓરડી તરફ જતો તેણે જોયો. આટલી રાત્રીએ એ ઓરડીમાં જવામાં તેનો શો હેતુ હશે, તે એકદમ સંગ્રામસિંહના ધ્યાનમાં આવ્યું નહિ. એટલે તેણે પોતે જાગી ગયો છે એમ જણાવવા ન દેતાં સૂતાં સૂતાં જ ગુન્હુરાવની હિલચાલ તપાસવાનો વિચાર કર્યો. ગુન્હુરાવે અવાજ ન થાય તેવી રીતે ધીરેથી બાજુની ઓરડીનાં બારણાં ઉઘાડયાં, અને તે અંદર ગયો. પુનઃ દ્વાર વાસી દઇને તેણે ચકમક અને લોઢાની સહાયથી દીવો સળગાવ્યો, બારણાંની તડમાંથી અંદરનો પ્રકાશ દેખાવા લાગ્યો. એ જોઇને સંગ્રામસિંહ બેઠો થયો. પોતાનાં પગલાંનો જરા પણ અવાજ ન થાય તેવી રીતે સાવચેતીથી ધીમે ધીમે ચલતો તે બારણાં પાસે ગયો અને તડમાંથી અંદર ચાલતો પ્રકાર નિહાળવા લાગ્યો. તે વખતે ગુન્હુરાવ એક આળીઆમાં રાખેલ ભાતનું વાસણ લેતો હતો. એ જોઇને સંગ્રામસિંહે ધાર્યું કે કદાચ ગુન્હુરાવ અત્યારે આ ભાત ખાઇ જશે! પરંતુ તેની એ ધારણા ખરી નહોતી.

ગુન્દુરાવે ભાતનું વાસણ જમીનપર મૂક્યું અને તેમાંથી એક થાળીમાં ભાત કાઢીને તે ખાવાને બદલે તેમાં કાંઇક કાળો પદાર્થ નાખીને તેને મસળવા લાગ્યો. એ જોઇને સંગ્રામસિંહને અત્યંત આશ્ચર્ય થયું અને હવે તે એ ભાતનું શું કરે છે તે જોવાને માટે શાંતપણે ત્યાં જ ઊભો રહ્યો. ભાત મસળઇ રહ્યા બાદ ગુન્દુરાવે એક ખૂણામાં પડેલા ભાંગેલા પીપમાંથી જૂનાં કપડાં કાઢયાં અને તેમાંથી એક કપડાને તે પેલા ભાતની સાથે મેળવીને તૈયાર કરેલા પદાર્થનો લેપ દેવા લાગ્યો. એ પ્રમાણે બે–ત્રણ કપડાંને લેપ દીધા બાદ પાછાં તે પીપમાં મૂકી દીધાં. એ પીપ એવે ઠેકાણે પડયું હતું કે ત્યાં કોઈની નજર જાય તેમ ન હતું. આ બધું જોઇને સંગ્રામસિંહના આશ્ચર્યનો તો પાર જ રહ્યો નહિ અને આ ડોસો આ બધું શું અને શા માટે કરે છે તે સંબંધમાં અનેક વિચારો તેના મનમાં ઉપજવા લાગ્યા. થોડી વારે ગુન્દુરાવે દીવો ઓલવી નાખ્યો અને બિલકુલ ગડબડ ન થવા દેતાં બારણું ધીમેથી ઉઘાડી પાછું બંધ કરી દીધું, અને તે પોતાની ચટાઇપર જઇને બેઠો. સંગ્રામસિંહે તો તે પહેલાં જ ચટાઈપર પડીને પોતે ભર ઉંઘમાં હોય એવો દેખાવ કર્યો હતો. ગુન્દુરાવે સંગ્રામસિંહની સામે એક વાર જોયું અને પછી તે સૂઈ ગયો. તેને તો સૂતા વાંત જ ગાઢ નિદ્રા આવી ગઇ. પરંતુ સંગ્રામસિંહની સ્થિતિ નિરાળી હતી. તેને લાંબો વખત સુધી નિદ્રા આવી નહિ. તેનું મન અનેક પ્રકારના વિચારોથી ગ્રસિત બનેલું હતું.

તે પછી પણ બીજી બે વાર જે જે દિવસે ખાવામાં ભાત આવતો તે તે દિવસે રાત્રે ગુન્દુરાવે ઉપર જણાવ્યા પ્રમાણે તે ભાતનો ઉપયોગ કર્યો અને સંગ્રામસિંહે પણ પ્રથમની માફક જ તેની એ હિલચાલ ઉપર દેખરેખ રાખી. એ પરથી સંગ્રામસિંહને એવી

ल्पना थइ के 'आ डोसो आ केदमांथी न्हासी जवाने माटे साधन तैयार करतो होवो जोइए !' तक मळतां ए संबंधी युक्तिप्रयुक्तिथी गुन्डुराव पासेथी वात कढाववानो विचार करी राख्यो. संग्रामसिंहनो आपणने बहु सारो परिचय थयो छे. ते उपरथी आपणे जोइ शक्या छीए के पोताना संबंधमां सामा माणसने बनतां सुधी कोइ पण जातनी शंका न आवे एवा प्रकारनुं ते वर्तन राखतो हतो. गुन्डुरावनी साथेनुं तेनुं वर्त्तन पण एवा ज प्रकारनुं हतुं. आ वात काढतां गुन्डुरावने पोताने माटे कोइ पण जातनी शंका आववी जोइए नहि ए बाबत तेणे खास विचार कर्यो हतो अने यदाकदाचित् शंका आवी जाय तो ते शंकाने केवी रीते निर्मूळ करवी ते पण तेणे गोठवी राख्युं हतुं. एक दिवसे बपोर पछी तेओ बन्ने जणा अगाशीपर बेठा हता. ते वखते संग्रामसिंहे गुन्डुरावनुं मन प्रसन्न जोइने वात काढवानी संधि साधी.

---

## प्रकरण २७ मुं.

### आकाशगमन !

"अहाहा!" संग्रामसिंह बोल्योः "आ पश्चिम तरफनो प्रदेश अत्यारे केटलो रमणीय देखाय छे! आ वखते जो आपणे आ प्रदेशमां कोइ पण जातना प्रतिबंध सिवाय हरीफरी शकता होत तो केवी बहार आवतने ?"

"हा. आवा प्रकारना रमणीय समये स्वतंत्रपणे संचार करवो ए आनंददायक छे खरो." गुन्डुराव बोल्योः "परंतु आ जगतमां

માત્ર સૃષ્ટિની શોભા નિહાળવા કરતાં બીજાં પણ ઘણાં મહત્ત્વનાં કાર્યો મનુષ્યે કરવાનાં છે! કેમ ખરૂં કે નહિ? વારૂ, સંગ્રામસિંહ! કદાચ તું આ કિલ્લામાંથી મુક્ત થાય તો પછી શું કરીશ?"

"કોણ હું?" આ પ્રશ્નનો શો જવાબ આપવો તે તુરત જ નક્કી કરીને સંગ્રામસિંહ બોલ્યોઃ "જો મારી મુક્તતા થાય તો હું ઘણું કામ કરી શકું. મારા જેવા જુવાનને માટે પોતાનું કર્ત્તવ્ય દાખવવાને માટે ઘણા રસ્તા ખૂલ્લા છે. હમણાં હમણાં મુસલમાન લોકોએ આપણાપર બહુ જૂલ્મ ગુજારવા માંડયો છે. કહે છે કે અકબર શાહના વખતમાં રાજ્યવ્યવસ્થા સારી હતી. પરંતુ જહાંગીર બાદશાહ ગાદીપર આવ્યા બાદ જુદા જુદા પ્રાંતના સુબા લગભગ સ્વતંત્ર થઇ ગયા છે અને તેઓ પોતાના તાબાના હિંદુ રાજ્યકર્ત્તાઓને હેરાન કરે છે. તેથી આ પ્રાંતના કેટલાક રાજ્યકર્ત્તાઓનો ઇરાદો ઉજ્જયનીના સુબાને તેના કર્મનું બરોબર ફળ ચખાડવાનો છે. એટલે હું પણ જો અહીંથી છૂટો થાઉં તો એકાદ હિંદુ રાજ્યકર્ત્તાના લશ્કરમાં જોડાઇ જાઉં અને આ દેશના દુશ્મનો સામે લડીને મારા દેશની સેવા બજાવું!"

"શાહબાસ!" ગુન્દુરાવ બોલ્યોઃ "સંગ્રામસિંહ! તારો આ વિચાર સાંભળીને મને ઘણો જ આનંદ થયો છે. આજ આટલા દિવસથી હું તારા સ્વભાવની પરીક્ષા કર્યા કરતો હતો. એ ઉપરથી મને એટલું તો લાગતું હતું કે તારામાં પાણી છે! જો તને ખરૂં કહું તો પહેલે દિવસે તારી સાથે મારે જે કાંઇ વાતચીત થઇ હતી તે પરથી તારે માટે મારો અભિપ્રાય સારો બંધાયો નહોતો. કેમકે એ વખતે તારા મનમાં આ પહેરેગીરને મારવો, પેલા પહેરેગીરને ઠાર

કરવો અને એ પ્રમાણે કરીને પોતાનો છૂટકો કરવો, એવા પ્રકારનો વિચાર ઘોળાયા કરતો હતો !—"

સંગ્રામસિંહ વચ્ચે જ બોલી ઉઠ્યો: "હા; એ વખતે પરતંત્રતાના દુઃખનો ભાર મારા મગજ ઉપર એટલો બધો હતો કે એથી મારી બુદ્ધિ બહેર મારી ગઇ હતી. તે કારણને લીધે એવા શબ્દો મુખમાંથી નિકળી ગયા હતા. પરંતુ અત્યારે વિચાર કરતાં મને એમ લાગે છે કે એ વખતના મારા તે વિચારો વાજબી નહોતા."

"તમે જુવાનીયાઓ એ સ્થળે જ ભૂલ કરો છો !" ગુન્દુરાવ બોલ્યો: "બાપુ ! સંકટ સમયે કિંવા અડચણ પ્રસંગે મનુષ્યે ગભરાઇ જવું જોઇએ નહિ. બીજે વખતે કદાચ એકાદું કાર્ય આપણે વગર વિચારે કરી નાખીએ તો બહુ વાંધો નહિ, પણ આવા પ્રસંગે પુખ્ત વિચાર કરીને જ બોલવું કે ચાલવું જોઇએ. તે વખતે જો તને મારા જેવો સલાહકાર મળ્યો ન હોત તો જરૂર તું એકાદા પહેરેગીર ઉપર હુમલો કરી તેને ઠાર કરત કે ઇજા કરત ! તેનું પરિણામ એ આવત કે પછી તારે આ કિલ્લાના મેદાનમાં ફાંસીને લાકડે લટકવું પડત !"

"હવેથી એવી મૂર્ખતા હું કદી પણ કરીશ નહિ." સંગ્રામસિંહ બોલ્યો: "પરંતુ મને કહો, આપણે વિચારપૂર્વક ચાલીએ તો આ કિલ્લામાંથી મુક્ત થવાનો એકાદો માર્ગ મળી શકે એમ છે ખરો ?'

"બાપુ ! એટલો બધો ઉતાવળો ન થા." ગુન્દુરાવે કહ્યું: હું જે કહું તે તરફ લક્ષ આપ. જે દિવસે તું પ્રથમ અહીંઆ આવ્યો, તે દિવસે આપણા વચ્ચે શો વાતચીત થઈ હતી એ તને યાદ છે ? તે દિવસે હું શું બોલ્યો હતો એ તો તારા સ્મરણમાં હશે જ. મેં કહ્યું હતું કે અહીંથી ન્હાસી જવામાં આપણે આ ગગનબુરજ

ઉપરથી નીચે ઉતરવાના માર્ગનો બિલકુલ ઉપયોગ કરી શકીએ તેમ નથી."

"હા, તે મારા ધ્યાનમાં જ છે." કિંચિત્ નિરાશ બનીને સંગ્રામસિંહ બોલ્યો: "પણ જ્યારે નીચે ઉતરવાના માર્ગનો ઉપયોગ આપણે કરી શકીએ તેમ નથી તો પછી કિલ્લાની બહાર આપણે કેવી રીતે જઇ શકીએ તેમ હતા? હા, જો આપણને પક્ષીઓની માફક પાંખો હોત તો કદાચિત આકાશ માર્ગે ઉડીને પલાયન કરી જાત ખરા!"

"પાંખો હોત તો આકાશમાર્ગે ઉડી જઇ શકાત, એમ તને પણ લાગે છે ખરૂં?" એ શબ્દો ગુન્ડુરાવે એવા સ્વરે ઉચ્ચાર્યા કે તેના એ કથનમાં કાંઇક વિશેષ ગૂઢાર્થ ભરેલો છે એવું સંગ્રામસિંહના ધ્યાનમાં આવ્યું. પોતાના કથનમાં રહસ્ય માટે સંગ્રામસિંહને શંકા ગઇ છે એમ ગુન્ડુરાવ પણ જાણી ગયો. તેણે આગળ કહ્યું: "જો તને પાંખ કિંવા તેના જેવું જ બીજું સાધન પ્રાપ્ત થાય તો તું આ ગગનબુરજમાંથી પલાયન કરી શકે, એ વાત તને અસત્ય જેવી તો લાગતી નથી ને?"

ગુન્ડુરાવના આ શબ્દો સાંભળીને સંગ્રામસિંહને આશ્ચર્ય સાથે તદન નિરાશા ઉપજી. તે પોતાના મન સાથે જ બડબડયો: "અરેરે! આ ડોસાની બુદ્ધિ વૃદ્ધાવસ્થાને લીધે ક્ષિણ થઈ લાગે છે. 'સાઠી બુદ્ધિ નાઠી' વાળી કહેવત ખોટી નથી. આકાશ માર્ગે તે વળી આપણાથી ઉડાય ખરૂં! આની વાતમાં કાંઇ દમ જણાતો નથી."

"મારૂં કથન તને અશકય લાગે એ સ્વાભાવિક છે." તેને મૌન જોઇને ગુન્ડુરાવે આગળ ચલાવ્યું: "પરંતુ તારી બુદ્ધિને શાસ્ત્રીય જ્ઞાનનો પટ લાગેલો નહિ હોવાથી તારી કલ્પનામાં મારૂં

કથન ઉતરી ન શકે કિંવા કદાચ તું મને ગાંડો માણસ ગણી કાઢે તો પણ તેમાં આશ્ચર્ય જેવું નથી. વારૂ તેં આપણાં પુરાણોમાં વિમાનો સંબંધી વાતો તો વાંચી હશે. તે વખતના લોકો વિમાનોમાં બેસીને આકાશમાર્ગે મુસાફરી કરતા હતા એ પણ તેં વાંચ્યું હશે. શું એ બધી વાત ખોટી હશે ?"

"એ બધું ખરૂં પણ હોય, પરંતુ તેનું અત્યારે શું? એ વિદ્યા તો હજારો વર્ષો થયાં બિલકુલ લુપ્ત થઇ છે. વળી હું એવો મૂર્ખ નથી કે કોઇ દેવ મારા પર પ્રસન્ન થઇને એકાદું વિમાન મને આપશે એમ માની લઉં !" એટલું કહીને સંગ્રામસિંહ ગુન્ડુરાવ સામે તુચ્છતા પૂર્વક જોવા લાગ્યો.

સંગ્રામસિંહની આ વિષયમાં અજ્ઞતા હોવા માટે ગુન્ડુરાવને આશ્ચર્ય ઉપજ્યું નહિ, તેમજ એ બાબતમાં તેણે પોતાને તુચ્છ ગણ્યો તે માટે માઠું પણ લાગ્યું નહિ. પરંતુ વિમાન સંબંધી પોતે જો થોડીક વિગતો કહે તો તે સંગ્રામસિંહ સમજી શકશે કે કેમ એ જાણવાને માટે ગુન્ડુરાવે તેને પ્રશ્ન કર્યો: "વાર તહેવારે, દીવાળીના તહેવારોમાં કે રાજામહારાજા કે શ્રીમંતોના લગ્નપ્રસંગે દારૂખાનું છોડવામાં આવે છે એ તો તેં જોયું હશેજ. તે દારૂખાનામાં આકાશદીવો છોડવામાં આવે છે એ પણ તેં જોયો હશે. એ દીવો એની મેળે આકાશમાં કેટલો બધો ઉંચો ચઢી જાય છે ?"

"હા, એવા દીવા ઉડાડતા મેં ઘણીએ વાર જોયા છે. પરંતુ એ દીવાને વિમાન સાથે શો સંબંધ છે ?" સંગ્રામસિંહે સહેજ વિશ્વાસ પૂર્વક પ્રશ્ન કર્યો.

"એ દિવાને વિમાન સાથે બહુજ ગાઢ સંબંધ છે." ગુન્ડુરાવ

બોલ્યો: "જે તત્વને લઈ ને એ આકાશ દીવો ઉંચે ચડે છે, એ જ તત્વને લીધે વિમાન પણ આકાશમાં જઇ શકે છે!"

"મને એમાં કાંઇ પણ સમજ પડતી નથી." સંગ્રામસિંહ બોલ્યો. પરંતુ તેના મનમાં એટલું તો થયું કે ગુન્ડુરાવનું કથન તદ્દન કાઢી નાખવા જેવું નથી. વળી ગુન્ડુરાવે રસાયણશાસ્ત્રનો અભ્યાસ કરેલો છે, એ વાત તે જાણતો હોવાથી તેણે વિમાન બનાવવાની કળા શોધી કાઢી હોય એવી પણ સંગ્રામસિંહે કલ્પના કરી અને કહ્યું: "તમે મારા કરતાં અનેકગણા વધારે વિદ્વાન છો. એટલે જો તમે મને વિગતવાર સમજાવો તો આ બાબતનો બરોબર ખ્યાલ આવી શકે."

"વારૂ ત્યારે સાંભળ. પાણીમાં એક ન્હાનો પત્થરો નાખીએ તો તે ડૂબી જાય છે જ્યારે લાકડું ડૂબતું નથી." નિશાળમાં એક મહેતાજી વિદ્યાર્થીને શિક્ષણ આપતો હોય એવી ઢબથી ગુન્ડુરાવ સંગ્રામસિંહને સમજાવવા લાગ્યો: "એજ પ્રકાર વાયુના સંબંધમાં પણ છે. આકાશદીવો ઉપર ચડે છે તેનું કારણ એટલું જ છે કે તેમાં દારૂની બત્તી હોય છે તે બળવાથી એ દીવો વાયુ કરતાં હલકો બને છે અને એથી તેના પર ઉપરના વાયુનું દબાણ નહિ થતું હોવાથી તે ઉપર ચઢે છે. એવાજ પ્રકારનો જો મોટો દીવો કર્યો હોય તો તેમાં માણસ પણ બેસીને ખુશીથી આકાશમાં ચડી શકે. અર્થાત્ જેમ લાકડું પાણી કરતાં હલકું હોવાથી પાણીમાં નહિ ડૂબતાં ઉપર તરી શકે છે તે પ્રમાણે જો એકાદ પદાર્થને વાયુ કરતાં હલકો બનાવવામાં આવે તો તે પણ વાયુના ઉપર તરી શકે છે."

આટલાથી સંગ્રામસિંહને થોડી ઘણી સમજ પડી ખરી. પરંતુ હજી પણ તેના મનમાં શંકા રહેલી છે એવું ગુન્ડુરાવના જોવામાં આવ્યું એટલે તે ઉઠયો અને બોલ્યો: "તું મારી સાથે ઓરડીમાં ચાલ."

બન્ને જણા બીજા માળની અગાશીપર હતા ત્યાંથી ઉઠીને ત્રીજે માળ પોતાની ઓરડીમાં ગયા. ઓરડીનું બારણું બંધ કરીને અંદરથી સાંકળ વાસી દીધી. ગુન્ડુરાવ જે દીવાલમાં ગોખલો હતો અને જેમાં દીવો મૂકતા હતા તે દીવાલ તરફ ગયો. દીવાને લીધે ગોખલાની ઉપલી બાજુએ ભિંત ઉપર થોડા ભાગમાં મેશ વળી હતી. એ ભાગમાં તેણે વિમાનનું ચિત્ર દોરવા માંડયું. તે ચિત્રકળામાં નિષ્ણાત હતો. અત્યારે તેની પાસે ચિત્ર દોરવાનું કાંઇ પણ સાધન નહોતું. પરંતુ દીવાસળીની સહાયથી તેણે એ ચિત્ર દોરવા માંડયું હતું. કેવા પ્રકારનું વિમાન બનાવવું એ તેણે પોતાના મનમાં ગોઠવી રાખ્યું હતું. ચિત્ર કાઢવાની સાથે તેના જુદા જુદા ભાગોની તે સંગ્રામસિંહને સમજણ આપતો હતો. વચ્ચે વચ્ચે સંગ્રામસિંહ શંકા કાઢતો તેનું તે નિસ્સન પણ કર્યે જતો હતો. એમ કરતાં કરતાં બે પ્રહર વિતી ગયા. પ્રથમ પ્રથમ તો સંગ્રામસિંહને એ બધું ચમત્કારિક લાગ્યું. પરંતુ જ્યારે ગુન્ડુરાવે તેને બધું સમજાવ્યું ત્યારે બધી વાત તેને ગળે ઉતરી ગઇ અને ગુન્ડુરાવની અદ્દભુત કલ્પનાશક્તિ અને અસામાન્ય શાસ્ત્રીય જ્ઞાનથી તે આશ્ચર્યચકિત બની ગયો. તેણે કહ્યું: " ગુન્ડુરાવજી ! આપની કલ્પનાશક્તિ અતિ વિલક્ષણ છે. આપના જેવો બુદ્ધિમાન્ પુરુષ આ આ જન્મમાં તો મેં કદી જોયો નથી અને હું નથી ધારતો કે હવે પછી પણ બીજો કોઇ મનુષ્ય જોવામાં આવે."

" ના ના, એમ કાંઇ સમજવું નહિ." ગુન્ડુરાવ ગર્વરહિત ભાવથી બોલ્યો: " જે પરમહંસ મારાં આ વિષયના ગુરૂ હતા તેમની વિદ્વત્તાનો તો એક સોમો ભાગ પણ મારામાં નથી ! મારા કરતાં પણ અધિક વિદ્વાન્ એવા હજારો મનુષ્યો આ જગતની સપાટીપર વસતા હશે, તેમની પાસે તો હું કોણ માત્ર ?"

" એ ગમે તેમ હો, પરંતુ આપની આ કલ્પના મને તો વિલક્ષણ અને અપૂર્વ જ લાગે છે." સંગ્રામસિંહે કહ્યું.

એમ તેણે કહ્યું ખરૂં, પરંતુ હજી એક બીજી મુશ્કેલી તેની સામે ઊભી હતી. તેના મનમાં વિચાર આવ્યોઃ ' એમ માનો કે આ પ્રમાણે વિમાન તૈયાર થઈ શકે. પરંતુ તે તૈયાર કરવાને માટે સાધનો જોઇએ તે આ તુરંગમાં ક્યાંથી મળે તેમ હતાં? એટલે પછી ગુન્ડુરાવની કલ્પના ખરી હોય તો પણ તેને અમલમાં મેલવાનું તો અશક્યવત્ જ છે.' એ વિચારે તેને પાછો બિલકુલ નિરાશ કરી દીધો. તે પોતાને જ ઉદ્દેશીને પરંતુ ગુન્ડુરાવ સાંભળી શકે તેવી રીતે બડબડવા લાગ્યોઃ " આ યુક્તિ છે તો સારી પણ તેનો ઉપયોગ શો ? એક વિમાન તૈયાર કરવાને માટે કેટલા બધા પદાર્થો જોઇએ ? અને તેમાંનું એક પણ અત્યારે આપણી પાસે ક્યાં છે ?"

સંગ્રામસિંહના આ ઉદ્ગારો ગુન્ડુરાવના કાને પડયા સિવાય રહ્યા નહિ. સંગ્રામસિંહનો ઉતાવળીયો સ્વભાવ જોઇને તેને અત્યંત ખેદ થયો. તે બોલ્યોઃ " અરેરે ! આવા નિર્માલ્ય માણુસ ઉપર વિશ્વાસ રાખવામાં હું ઠગાણો ! સ્હેજ કારણથી જેને આનંદ ઉપજે અને નિરાશ થવાને માટે પણ જેને વિશેષ કારણની જરૂર નહિ એવા નિર્માલ્ય મનુષ્યથી શું બની શકે તેમ હતું ? "

આજ લગભગ ત્રણ ચાર માસ થયાં સંગ્રામસિંહ ગુન્ડુરાવની સોબતમાં હતો, પરંતુ આના જેવું કઠોર ભાષણ કદી પણ તેના મુખમાંથી નિકળેલું સંગ્રામસિંહે સાંભળ્યું નહોતું. પોતે કરેલી ઉતાવળને માટે મનમાં ને મનમાં પશ્ચાત્તાપ કરતો તે નમ્રતા પૂર્વક બોલ્યોઃ " ગુન્ડુરાવજી ! મને માફ કરો, મારા પર એટલા બધા ગુસ્સે ન થાઓ. હું અજ્ઞાન છું એ તો આપ જાણો જ છો. એટલે મારી

બુદ્ધિ લાંબી ચાલી ન શકે એ દેખીતું છે. જ્યારે આપે વિમાન દ્વારા આકાશમાર્ગે ગમન કરીને અહીંથી પલાયન થઈ શકાય છે એમ જણાવ્યું ત્યારે તેવું વિમાન બનાવવાનાં સાધનો આ સ્થળે મારા જોવામા નહિ આવવાથી મારા જેવા અજ્ઞાનને શંકા થાય એ સ્વાભાવિક છે. પરંતુ હવે મને મારી ભૂલ માલૂમ પડી છે. મારી આપને એટલી વિનતિ છે કે અજ્ઞતાને લીધે હું જે કાંઇ બોલી ગયો હોઉં તે આપ ધ્યાનમાં ન લેશો."

સંગ્રામસિંહના આ નમ્રતા ભર્યાં ભાષણે ગુન્ડુરાવના મન પર સારી અસર કરી. તે પૂર્વવત્ પ્રસન્ન બન્યો અને બોલ્યોઃ "સંગ્રામસિંહ! મેં તારે માટે જે શબ્દો કાઢયા છે તે માટે મને ખેદ થાય છે. દરેક મનુષ્યે આપત્તિના સમયમાં ધીરજ ધરવી જોઇએ, ઉતાવળ કરવાથી કામ માર્યું જાય છે. જો તેં થોડી વાર ધીરજ ધરી હોત તો વિમાન બનાવવાનાં સાધનોના સંબંધમાં નિરાશા પ્રકટ કરવાનું તને કારણ ન રહેત. ખેર, હવેથી એવી ઉતાવળી પ્રકૃતિ ન રાખીશ. કોઇ પણ કાર્યથી એકદમ નિરાશ કિંવા આશાન્વિત બની ન જઇશ."

ગુન્ડુરાવના આ કથનથી સંગ્રામસિંહને પણ શાંતિ મળી. ગુન્ડુરાવના શાસ્ત્રીય જ્ઞાન ઉપર તેનો સંપૂર્ણ વિશ્વાસ બેઠો હતો. તેની સામે થવાથી—તેને ગુસ્સે કરવાથી આખો જન્મારો બંધીવાસમાં કાઢવો પડશે એવી તેને ભીતિ હતી. એટલે હવેથી દરેક વાતમાં તેની હાએ હા કર્યા કરવી એવો સંગ્રામસિંહે નિશ્ચય કર્યો અને તે બોલ્યોઃ "આપ મને આપના પુત્રવત્ માનજો. આજથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે આપને માઠું લાગે કિંવા ખેદ થાય એવું એક પણ કૃત્ય મારે હાથે થવા પામશે નહિ!" કહેવાની જરૂર નથી કે આ શબ્દો તેના હૃદયના નહોતા.



# પ્રકરણ ૨૮ મું.

## ગુપ્ત ખજાનો.

થોડી વાર સ્તબ્ધ રહ્યા બાદ ગુન્ડુરાવ બોલ્યો: " હવે આપણે પહેલું કાર્ય તો એ કરવું જોઇએ કે આ વિમાનનું ચિત્ર બીજા કોઇની દ્રષ્ટિએ પડે નહિ." એમ બોલતાં બોલતાં ભિંત ઉપર જે આકૃતિ તેણે કાઢી હતી તે એક કપડા વડે ભૂંસી નાખી અને કહ્યું: " જ્યારે આપણે એકાદું ગુપ્ત કાર્ય કરવાનું હોય ત્યારે બહુ સાવધ રહેવું જોઇએ. અર્ધીપર્ધી સ્થિતિમાં જો એકાદી કલ્પનાનો સ્ફોટ થયો તો પછી તે પાર પડવાની આશા જ રાખવી નહિ. જે મનુષ્ય પોતાનું કાર્ય છેવટ પર્યંત ગુપ્ત રાખી શકે તે જ મનુષ્યને પ્રજ્ઞ ગણવો."

ભિંત ઉપરનું રેખાચિત્ર ભૂંસી નાખીને ગુન્ડુરાવ સંગ્રામસિંહને અંદરની ઓરડીમાં લઇ ગયો. આ ઓરડીમાં કોઇ કોઇ સમયે ગુન્ડુરાવને કાંઇક ઉદ્યોગમાં ગુંથાયેલો સંગ્રામસિંહે જોયો હતો. તે ઓરડીમાં એક ભંડારીયું હતું. તે ભંડારીયામાં એક લાકડાનું પીપ બંધૂકમાં ભરવાના દારૂથી ભરેલું હતું. ગુન્ડુરાવ એ પીપ સંગ્રામસિંહને બતાવતાં બોલ્યો: " આ જ સુધી મેં મારી યોજના તારાથી ગુપ્ત રાખી હતી. પરંતુ એ યોજના હું તારાથી ગુપ્ત જ રાખત અને એકલો જ તેનો લાભ લેત એમ માનવાનું કારણ નથી. જ્યાં સુધી તે અધૂરી હતી ત્યાં સુધી પ્રકટ કરવાનું મને યોગ્ય લાગ્યું નહિ. હવે તે પૂર્ણ થઇ ગએલી હોવાથી અત્યારે તને એ યોજનાથી વાકેફ કરવા

ધારૂં છું. જો આ પીપમાં દારૂ ભરેલો છે. અહીં પહેલાં ઉંદરોનો ઉપદ્રવ વધારે હતો, એટલે એક વખત ઉંદરનું દર શોધીને તેને બંધ કરી દેવાના હેતુથી હું અહીં જોવા લાગ્યો. ત્યાં આ ભંડારીયામાં તપાસતાં દારૂનું પીપ મારા જોવામાં આવ્યું. એ વખતે આ દારૂ કાંઇ પણ કામમાં આવશે એવું મને લાગ્યું નહોતું. તો પણ એ વાતની ચોળાચોળ નહિ કરતાં મેં અહીંનું અહીં તેને રાખી મૂક્યું. અત્યારે આ દારૂ આપણને કેટલો બધો ઉપયોગમાં આવી શકે તેમ છે તે તું જાણી શકીશ."

"એટલે શું, દારૂ વડે સુરંગ ફોડીને આ ગગનબુરજનો ઉપલો ભાગ ઉડાડી મેલવા ધારો છો ?" સંગ્રામસિંહે પ્રશ્ન કર્યો.

"મૂર્ખ ! કેવળ મૂર્ખ ! હમણાં જ મેં તને સલાહ આપી છે કે કોઇ પણ બાબતમાં ઉતાવળા થવું નહિ. પરંતુ તે સલાહ તારા સ્મરણમાં ન રહી !" ગુન્ડુરાવે પિતા પુત્રને ઠપકો આપે એવા ભાવથી કહ્યું.

"હું ભૂલ્યો—ખરેખર મારી મોટી ભુલ થઇ. પરંતુ એ પરિણામ આવેશનું છે. અત્યારે કોણ જાણે કુદરતી રીતે એટલી આશા અને ઉત્સાહ પ્રકટયાં છે કે એથી આવેશમાં આવી જવાથી આપની વાજબી સલાહનું મને વિસ્મરણ થઇ ગયું." સંગ્રામસિંહે બનાવટી ખુલાસો રજુ કર્યો. ખરી વાત તો એ હતી કે પોતાનામાં પણ કલ્પનાશક્તિ છે એવું તે ગુન્ડુરાવને દર્શાવવા માગતો હતો અને ગુન્ડુરાવની યોજનાના સબંધમાં એકાદી ખરી કલ્પના રજુ કરીને તેને છક કરી દેવા માગતો હતો !

ગરીબ વિચારો સંગ્રામસિંહ ! તેની ધારણામાં તે ઠગાયો. ગુન્ડુરાવે કહ્યું: "તું વચ્ચે બોલી ઉઠયો એથી મને તારા ઉપર ગુસ્સો

ચડયો નથી. પરંતુ જે વાતનું તને જ્ઞાન નહિ એ વાતમાં માથું મારવાનો તારો સ્વભાવ જોઇને મને તારી દયા આવી અને એથી જ મેં તને એટલો ઠપકો આપ્યો. વારૂ તેં શો પ્રશ્ન કર્યો ? આ બુરજને દારૂની મદદથી ઉડાડી દેવાનો ? કેવો વિચિત્ર પ્રશ્ન ! ભલા આ બુરજને ઉડાડી દેવાથી આપણને લાભ શો ? તેમ કરવાથી બુરજ ભેગો આપણો પણ નાશ નહિ થઇ જાય તેની ખાત્રી શી ? કદાચ આપણો નાશ ન થાય અને બુરજને ઉડાડી દેવાને લીધે આપણે બુરજમાંથી મુક્ત થઇ શકીએ; તો પણ કિલ્લાની બહાર નિકળવાને માટે તો પાછો પ્રયત્ન કરવાનો જ રહ્યો. "

"ત્યારે આપે આ દારૂનો ઉપયોગ કેવી રીતે કરવા ધાર્યો છે ?" સંગ્રામસિંહે પૂછ્યું.

"તે જ હું તને કેહેવા માગતો હતો." ગુન્ડુરાવ બોલ્યો: "પણ પ્રથમ હું તને મારો બીજો ખજાનો બતાવું, પછી બધો ખુલાસો કરીશ."

"ખજાનો ?" સંગ્રામસિંહે આશ્ચર્યસહ પૂછ્યું. તેના મનમાં તો નંદનવનની ગુફામાં ભરેલાં રત્નો અને સુવર્ણના જ વિચારો ઘોળાયા કરતા હતા. તેથી 'ખજાનો' શબ્દનું શ્રવણ કરતાં—અને તે પણ આ કારાગ્રહ જેવા સ્થળે—તેને આશ્ચર્ય થાય તેમાં કાંઇ નવાઇ નહોતી.

"હા, ખજાનો !" ગુન્ડુરાવ હસતો હસતો બોલ્યો: "આ પદાર્થોને હું મારો ખજાનો જ માનું છું, કેટલાકો સોનું, રૂપુ, હીરા. માણેક, આદિ બહુમૂલ્ય પદાર્થોના ભંડારને જ 'ખજાનો' શબ્દ લગાડે છે; પણ મારી એવી માનિનતા નથી. હું તો જે વસ્તુ આપણા

સૌખ્યને માટે ઉપયોગી થઇ પડે, જે વસ્તુ દેખાવમાં નિર્જીવ હોવા છતાં કોઇ પ્રસંગે ઉપયોગિતામાં અતિ જરૂરની હોય તે વસ્તુના સંગ્રહને જ ખજાનો કહું છું ? પણ મારા ખજાનામાં શું ભરેલું છે તે હું તને બતાવું." એમ કહીને તેણે એક બીજા પીપનું ઢાંકણું ખોલ્યું. તે પીપ માંહેના પદાર્થ તરફ દ્રષ્ટિ કરતાં સંગ્રામસિંહના આશ્ચર્યની સીમા રહી નહિં. તે મોટેથી બોલી ઉઠયોઃ "આ શું ? આ અહીં ક્યાંથી ?"

ગુન્ડુરાવે કહ્યું: " મેં પ્રથમથી જ ધાર્યું હતું કે આ ચીજ અહીં આ સ્થળે જોતાં તને અત્યંત આશ્ચર્ય થશે, પણ આ શો પદાર્થ છે એ તો તું જાણેજ છે. તું જે દિવસે આ કિલ્લામાં આવ્યો તે દિવસે જમાદારે જે કહ્યું હતું તે તને યાદ છે કે નહિ ? તે બોલ્યો હતો કે ' તે રાત્રે સખ્ત વાયરો છૂટયો હતો. એ વાયરાના જોરથી તે નિશાન તૂટીને ઉડી ગયું હશે અને પડયું હશે જઇને કોઈ ઊંડી ખીણમાં–અથવા તો કોઈ ખેતરમાં કામ કરતા ખેડુતના હાથમાં આ-વ્યું હશે તો તેના છોકરાને રેશમી અંગરખાં અને ચોરણીઓ થઇ હશે ! ' પણ એમ કાંઇ બન્યું જ નથી. જમાદારે એવું અનુમાન કર્યું તે આપણને તો એક રીતે લાભકારક જ નિવડયું છે ! કેમકે એ કારણને લઇને તેમણે નિશાનને માટે શોધાશોધ કરવાની દરકાર કરી નથી. પણ તું જ વિચાર કર કે આ નિશાન જેવડો બોજો સંભા-ળીને ગુપ્ત રીતે આવા સ્થળે રાખવો એ કેટલું બધું કઠણ છે ? તેમ છતાં આજ સુધી તો એ નિશાન હું ગુપ્ત રીતે સાચવી રહ્યો છું; એટલું જ નહિ પણ એ રેશમી નિશાનને શિવીને તેને વિમાનનો આ-કાર પણ આપ્યો છે ! એક વખત મારૂં પ્હેરણ અને અંગરખું ફાટી જવાથી સાંધવાને માટે મેં જમાદાર પાસે સો–દોરાની માગણી

કરી હતી. મારી માગણી સ્વીકારીને મને સો-દોરા આપવામાં આવ્યા. એ દોરા વડે મારાં કપડાં શિવ્યાં, પણ રેશમી કાપડ શિવવાને માટે સુતરના દોરા સારા નહિ. તેમ જ વિમાનની કોથળી શિવીને તૈયાર કરવા જેટલા મારી પાસે દોરા પણ નહોતા. એટલે નિશાનની ફરતી કોરો શિવેલી હતી તથા દોરીમાં ભરાવેલો નિશાનનો જે ભાગ શિવેલ હતો તે શિવણીમાંથી દોરા ઉકેલ્યા અને એ દોરા વડે આખી રાત્રીના ઉજાગરા કરીને બે-ત્રણ રાતમાં વિમાનની કોથળી તૈયાર કરી દીધી. એ કોથળી તો મેં તૈયાર કરી, પણ મારી સામે બીજી એક અડચણ આવીને ઊભી રહી. રેશમી કાપડ મજબૂત હોય છે ખરૂં, તો પણ પાતળી થયેલી હવા તેમાં દાખલ થવા લાગે એટલે તે કપડાનાં ઝીણાં છિદ્રો વાટે બહાર નીકળી ગયા સિવાય રહે નહિ. અર્થાત્ એ કોથળીને અંદર ભરેલી હવા જઇ ન શકે એટલી ઘટ્ટ કરવાની મને આવશ્યકતા લાગી. એ કામ કેવી રીતે પાર પાડવું તેનો વિચાર થઇ પડયો. પરંતુ એ માટે પણ મને એક યુક્તિ સૂજી આવી અને તે યુક્તિનો અમલ પણ સરલતાથી થઇ ગયો. અહીં પ્રથમ મને ખોરાકમાં રોટલા અને દાળ તથા શાક આપવામાં આવતાં હતાં. પરંતુ અમારી તરફ ભાત ખાવાનો રીવાજ હોવાથી મને ઘઉં બાજરાનો ખોરાક પસંદ નથી પડતો તથા વૃદ્ધાવસ્થાને લીધે પચતો પણ નથી, એવું બ્હાનું કાઢીને મેં ભાત માટે જમાદાર પાસે માગણી કરી. જમાદારે મહેનત કરીને અઠવાડિયામાં બે દિવસ મને ભાત મળે એવી ગોઠવણ કરી. ભાત મળવા લાગ્યો એટલે તેને મસળીને રેશમની કોથળીપર લગાવવા માંડયો. એમ કરવાથી હવે આ કોથળી બિલકુલ મજબૂત બની ગઇ છે અને તેમાંથી કોઇ પણ ઠેકાણેથી હવા બહાર જઈ શકે તેમ નથી, એ બાબતની પણ મેં ખાત્રી કરી

લીધી છે." એ પ્રમાણે કહેતાં ગુન્ડુરાવે તે કોથળી પીપમાંથી બહાર કાઢીને જમીનપર પહોળી કરી. કોથળીનો આકાર શંકુના જેવો હતો. તે ગોળ અને નીચેથી પહોળી તથા ઉપર જતાં મ્હોં પાસે સાંકડી હાથીની સૂંઢના જેવી હતી. તેનું મુખ હાથમાં લઇને ગુન્ડુરાવે તેમાં ફુંકો મારીને હવા ભરવા માંડી· હવા ભરાવા લાગી કે કોથળી ફુલવા લાગી. વૃદ્ધાવસ્થાને લીધે ગુન્ડુરાવ ફુંકો મારતાં હાંફી જતો હતો, એટલે તેણે કોથળીનું મુખ પોતાના હાથ વડે પકડી રાખીને સંગ્રામસિંહને ફુંકવાનું કહ્યું. તે જુવાન હોવાથી એક દમમાં વધારે હવા ભરી શકતો અને તેથી થોડા વખતમાં કોથળી ફુલીને લંબગોળ દડા જેવી બની ગઈ. એ ફુલેલી કોથળીને જોતાં સંગ્રામસિંહના મનમાં તો આનંદના ઉછાળા આવવા લાગ્યા. હવે એમાંથી કોઈ પણ સ્થળેથી પવન જાય છે કે કેમ તે જોવાને માટે કોથળીની નજીક દીવો ધરીને ગુન્ડુરાવ બોલ્યોઃ "જો કોઇ ઠેકાણેથી પવન જોરથી નિકળતો હશે તો આ કોથળી થોડી વારમાં પાછી બેસી જશે, અને જો તેમાં એકાદું મોટું કાણું હોત તો આપણે તેને ફુલાવી જ શકયા હોત નહિ. પણ જ્યારે આપણે તેને ફુલાવી શકયા છીએ ત્યારે એટલું તો સમજી શકાય છે કે જેટલો પવન આપણે તેમાં ભરતા હતા તેટલો બધો બહાર નિકળી જતો નહોતો. વારૂ, પણ તેમાંથી કોઇ સ્થળેથી થોડી થોડી હવા બહાર નિકળતી હશે તો ? એ પણ તપાસી જોવાને માટે યુક્તિ છે. કોઈ પણ ઠેકાણેથી હવા બહાર પડતી હોય તો તે થોડી થોડી પણ સ્હેજ જોરથી જ બહાર પડતી હોવી જોઇએ. હવે જો તે જોરથી બહાર નિકળતી હોય તો તેના વેગ પાસે દીવો ધરતાં દીવાની જ્યોત એ પવનની સામી દિશાએ વળેલી રહેવી જોઇએ. વારૂ, લે તું આ દીવો તારા હાથમાં પકડી રાખ અને હું આ કોથળીનો દરેક ભાગ

તેની સામે ધરું છું." એમ બોલતાં તેણે ફુલેલી કોથળીનો દરેક ભાગ દીવાની સામે ધરવા માંડયો અને કહ્યું: "જો, દીવાની જ્યોત આમ તેમ જરી પણ હલતી નથી. તે બિલકુલ સ્તબ્ધ છે. એ ઉપરથી હવે આ કોથળી આપણા કામમાં આવે એટલી મજબૂત થઇ છે એમ માનવામાં જરી પણ હરકત નથી."

ગુન્ડુરાવની આ તમામ કૃતિ તરફ જોતાં તથા તેની હકીકત શ્રવણ કરતાં સંગ્રામસિંહના આશ્ચર્યનો પાર રહ્યો નહોતો. તેના મુખ ઉપર આનંદ અને સંતોષનાં ચિન્હો સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં. એ જોઇને ગુન્ડુરાવને પણ આનંદ થયો અને તે બોલ્યો: "આ ફુલેલી કોથળીની સહાયથી તો આપણું વિમાન આકાશમાં મુસાફરી કરી શકે. પરંતુ તે વિમાનમાં આપણે બેસવું ક્યાં? તેને માટે પણ મેં ગોઠવણ કરી રાખી છે." એમ કહેતાં કોથળીનું મુખ તેણે ખૂલ્લું કરી દીધું એટલે તેમાંથી પવન થોડા વખતમાં નિકળી ગયો. બાદ તેને પાછી સંકેલીને જે પીપમાંથી કાઢી હતી તે પીપમાં મૂકી દીધી, અને તેની પાસે પડેલું પીપ તેણે ખસેડયું. એ પીપની પાછળ કેટલાક લાકડાના કકડા પડેલા હતા. તે કકડા સંગ્રામસિંહને બતાવતો ગુન્ડુરાવ બોલ્યો: "આ આપણે બેસવાની જગ્યા! આ કકડા અહીં પડેલા જ હતા. તેને ગોઠવીને પાલખીના જેવો આકાર બનાવી શકાશે અને તેમાં આપણે બે ખુશીની સાથે બેસી શકીશું. એ કકડાને એક બીજાની સાથે જડવાને માટે આપણી પાસે ખીલીઓ નથી. પરંતુ તેમને બાંધવાને માટે રસી તો છે જ."

"હા!" સંગ્રામસિંહ બોલ્યો: "નિશાનકાડીની દોરી આપણને કામ લાગે તેવી છે. તે મજબૂત અને પૂરતી લાંબી પણ છે. મને લાગે છે કે વિમાન માટેની બધી તૈયારી તો થઈ ચૂકી છે.

પરંતુ હવે એક વાત રહી. દારૂ સળગાવીને બનાવેલી પાતળી હવા કોથળીમાં ભરશો કેવી રીતે ?"

"એ બાબતની પણ તજવીજ કરેલી જ છે." એમ કહીને એક બીજા પીપમાંથી કપડાંની વણેલી જાડી દીવેટો ગુન્ડુરાવે બતાવી. તે દીવેટો રંગે કાળી હતી. તે બોલ્યો: "ભાત સાથે દારૂ મસળીને તેનો પાતળો પાતળો થર દઇને આ દીવેટો મેં તૈયાર કરી છે. તેને સળગાવતાં તે સળગ્યા કરશે અને તેના ઉપર કોથળીનું મ્હોં ધરવાથી દારૂ સળગવાને લીધે બનેલી પાતળી હવા કોથળીમાં ભરાવા લાગશે. હવે તો માત્ર યોગ્ય સંધિ મળતાં આ સર્વ વસ્તુ એકત્ર કરીને છેવટનો આકાશગમન કરવાનો પ્રયત્ન કર્યો એટલે આપણે આ કેદમાંથી છૂટયા !"

"પણ એ યોગ્ય સંધિ મળશે ક્યારે ?" કારાગૃહમાંથી મુક્તિ મેળવવાને અધીરા બનેલા સંગ્રામસિંહે પ્રશ્ન કર્યો.

"એ પણ જલ્દીથી જ મળશે. ઘોર અંધારી રાત્રી, શિતળ હવા અને મંદ પવન, એવા સમયે આપણે આ યોજના અમલમાં મેલવી જોઇએ. અમાસને રોજ રાત્રી તો અંધારી હોય છે જ અને તેમાં આ સ્થળ ઉંચું હોવાને લીધે વાદળાં પ્રબળ ઘટ્ટ જણાતાં હોવાથી તારાનો પ્રકાશ પણ ઓછો રહે છે. મધ્ય રાત્રી પછી પવન પણ સખ્ત હોતો નથી. એટલે આવતી અમાસને રોજ આપણો બેત અમલમાં મેલવાનો મારો વિચાર છે. આટલા દિવસ તો હું બધી તૈયારી કરતો હતો. તું રાત્રે સૂઈ રહેતો તે વખતે હું જાગતો રહીને કોથળીને ભાતનો થર ચડાવતો કે દારૂમાં ભાત મસળીને તે કપડાને લગાવતો. એ બધું કામ જ્યાં સુધી તૈયાર થયું નહોતું ત્યાં સુધી મેં તને કાંઈ પણ જણાવ્યું નહોતું. હવે કહે, તું પણ મારી સાથે આ જોખમ ખેડવાને તૈયાર છે ?"

"શા માટે નહિ ? હું તો આજે રાત્રે જ આકાશમાં મુસાફરી કરવી હોય તોયે તૈયાર છું." સંગ્રામસિંહ ઉત્સાહપૂર્વક બોલ્યો.

"આજ તો નહિ પણ અમાસની રાતે. આજે આઠમ થઇ. અમાસને સાત દિવસ બાકી છે. આટલા માસ તેં આ કેદખાનામાં ગાળ્યા તો સાત દિવસ વધારે." ગુન્ડુરાવે કહ્યું.

"એ ખરૂં છે. પરંતુ આપની પાસેથી આ હકીકત સાંભળ્યા બાદ હવે તો એકેકો દિવસ એકેકા યુગ જેટલો મોટો લાગશે. તદપિ તે માટે બીજો ઉપાય જ નથી. એટલા દિવસ ધીરજ ધરવી એ કર્ત્તવ્ય છે."

"હં, હવે બોલ્યો તે ખરૂં!" ગુન્ડુરાવ બોલ્યો: "જો આવો સ્વભાવ રાખીશ તો ભવિષ્યમાં તું કદી પણ દુઃખી થઇશ નહિ; એટલું જ નહિ પરંતુ આથી પણ ભયંકર પ્રસંગ આવવા છતાં તેમાંથીએ સરલતાથી પાર પડી શકીશ."

પછી ગુન્ડુરાવ અને સંગ્રામસિંહે મળીને બધી વસ્તુએ અગાઉની માફક ગોઠવી દીધી કે કદાચિત કોઇ આવીને તે ઓરડીમાં જૂએ તો પણ તેને કાંઈ પણ શંકા આવે નહિ. એ વ્યવસ્થા થઇ રહ્યા બાદ દીવો ઓલવી નાખીને બન્ને જણા ત્યાંથી બહાર નિકળ્યા. જે ખંડમાં તેઓ સૂતા બેસતા હતા ત્યાં આવી જળપાન કરીને ગુન્ડુરાવ બોલ્યો: "આજનો દિવસ આપણી તમામ ગુપ્ત વાતો ખૂલ્લી કરવાનો છે. હજી મારે એક ગુપ્ત વાત તારી પાસે ખૂલ્લી કરવાની છે. એ વાતને આ વિમાનની યુક્તિ સાથે કાંઇ પણ સંબંધ નથી. પરંતુ જે કારણથી હું આ બાજુ પ્રવાસે નિકળ્યો હતો તેની સાથે તે સંબંધ ધરાવે છે. માટે ચાલ આપણે અગાશીમાં જઇને બેસીએ. પેલી ઓરડી માંહેની બંધ હવાને લીધે મારો જીવ સ્હેજ રૂંધાઇ ગયા જેવો પણ લાગે છે."



# પ્રકરણ ૨૯ મું.

## અકલ્પિત યોગાયોગ !

સંગ્રામસિંહ જ્યારે અગાશીપર ગયો તે વખતે તેના મનમાં જુદા જ વિચાર ઘોળાતો હતો. ગુન્ડુરાવની આશ્ચર્યજનક કલ્પનાશક્તિ જોઈને તેને એમ લાગવા માંડયું હતું કે જો નંદનવનની ગુફાને લગતી હકીકત ગુન્ડુરાવને જણાવું તો તે તેમાં પ્રવેશ કરવાનો કાંઇ પણ ઉપાય શોધી કાઢે ખરો ! વિજયદુર્ગના કિલ્લામાંથી પોતાનો છૂટકારો થવામાં તો તેને હવે લેશ પણ અંદેશો રહ્યો નહોતો. તેમાંથી છૂટા થયા પછી એ ગુફામાં પ્રવેશ કરવાનો માર્ગ શોધવા સિવાય બીજો એકે ઉદ્યોગ તેને માટે હતો નહિ. તેથી જેટલી બાબતની પોતાને માહિતી હતી તેટલી તમામ હકીકત ગુન્ડુરાવ પાસે ખૂલ્લા દિલે જાહેર કરવાનો સંગ્રામસિંહે વિચાર કર્યો. આ બાજુ ગુન્ડુરાવના મનમાં પણ કાંઇક વિચાર ચાલી રહેલો હોય એમ તેની મુખમુદ્રા પરથી જણાઇ આવતું હતું.

એ પ્રમાણે વિચારમાં મશગુલ બનીને બન્ને જણા શાંતપણે અગાશીમાં બેઠા બેઠા શિતળ અને સ્વચ્છ હવાનું પાન કરતા હતા. થોડીવારે ગુન્ડુરાવે મૌનનો ત્યાગ કર્યો અને કહ્યું: “સંગ્રામસિંહ ! આટલા દિવસ સુધી મેં એક વાત તારાથી છૂપી રાખી હતી તે આજે હું તને જણાવું છું.”

સંગ્રામસિંહ બોલ્યો: “મેં પણ એક વાત તમારાથી ગુપ્ત રાખી હતી, તે આજે તમને કહેવાનો જ હું હમણા વિચાર કરતો હતો. હું આ તરફના ડુંગરાળ પ્રદેશમાં શા માટે ફરતો હતો, તેનું

ખરૂં કારણ મેં તમને જણાવ્યું નથી. એક મુસલમાન અધિકારીનું મેં ખૂન કર્યાની હકીકત તમને જણાવી હતી એ કેવળ બનાવટી જ હતી. પરંતુ, ગુન્ડુરાવજી! આપને મારી નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ છે કે એ કારણને લઇને આપ મારાથી અંતર રાખશો નહિ કિંવા આપનામાં મારો વિશ્વાસ નથી એમ માનશો નહિ. હું આપને મારા વડીલ સમજું છું અને ઉત્તરોત્તર આપના પ્રત્યેની પૂજ્યબુદ્ધિ મારા મનમાં અધિકાધિક દ્રઢતર થતી ગઇ છે. આપણામાં જે સ્નેહભાવ જામ્યો છે તેમાં ત્રુટી ન પડે એજ મારી ઇચ્છા છે."

ગુન્ડુરાવ સ્મિત કરતો બોલ્યો: "એમાં આપણી વચ્ચે અંતર પડવાનું કે આપણી મૈત્રીને હાની પહોંચવાનું કાંઇ પણ કારણ નથી. કેમકે ખરી રીતે જોઈએ તો આપણે બન્નેએ એક બીજાથી એક બીજાની એકેકી વાત ગુપ્ત રાખી છે. એટલે એમ કરવામાં જો કાંઇ પણ ગેરવાજબી થયું હોય તો તે માટે માત્ર તું કિંવા હું નહિ પરંતુ, આપણે બન્ને એકસરખા દોષવાન્ છીએ."

"તદપિ મારો દોષ એમાં તમારા કરતાં મોટો છે." સંગ્રામસિંહે કહ્યું: "કેમકે તમે મને વારંવાર ભાર મૂકીને ખરેખરી હકીકત તમને જણાવવાનું કહેલું અને મેં પણ તમારી પાસે ખરેખરી હકીકત જાહેર કરી દેવાનું કબૂલ કરેલું હોવા છતાંયે તમારી સાથે કપટાચરણ ચલાવેલું છે."

ગુન્ડુરાવ બોલ્યો: "એ વાત ખરી છે; તોપણ એ માટે રોષ રાખવાનું મને કાંઇ પણ કારણ નથી. જે વાત તને ખાસ મહત્વની લાગતી હોય તે વાત મને કહેવા કિંવા નહિ કહેવાનો તને પૂર્ણ અધિકાર હતો. વળી હું કાંઇ તારો ન્યાયાધીશ નહોતો કિંવા તારી પાસેથી ખરી હકીકત જાણીને તેને આધારે તને આ કેદખાનામાંથી

મુક્ત કરાવવાની મારામાં શક્તિ પણ નહોતી. એટલે અમુક વાત મારાથી ગુપ્ત રાખવામાં તને કોઇ જાતની હાની પહોંચે તેવું હતું નહિ. હા, જો તારી સત્ય વાર્ત્તા તેં વિજયસિંહ ઠાકોરને જણાવી હોત તો કદાચ તને સજા ન થતાં મુક્તિ મળવાનો સંભવ હતો. પણ હવે એ માટે અત્યારે પશ્ચાત્તાપ કે વિચાર કરવાની આવશ્યકતા નથી. વારૂ, ત્યારે પ્રથમ તું તારી એ વાત જણાવે છે કે હું મારી વાત જણાવું ?"

"ના, પ્રથમ હું જ મારી હકીકત તમને જણાવીને તમારી સાથે ચલાવેલા કપટાચરણમાંથી મુક્ત થઉં." સંગ્રામસિંહ કહેવા લાગ્યોઃ "પછી હું તમારી વાત સાંભળીશ, અને તે પણ જો તમારી ઇચ્છા હોય તો જ. હકીકત એવી છે કે ઉજ્જનીયમાં બળભદ્રદાસ નામના એક મોટા વ્યાપારી હતા. તેમના કેટલાક ખાનગી કાગળપત્રો પરથી મને નંદનવનની ગુફા સંબંધી થોડીક માહિતી મળેલી હતી–"

"શું ? નંદનવનની ગુફા સંબંધી" ગુન્હુરાવ વચ્ચે બોલી ઉઠયોઃ "મારે જે ગુપ્ત વાર્ત્તા તને જણાવવાની છે તે પણ એ ગુફાને લગતી જ છે ! અકલ્પિત યોગાયોગ કહેવાય છે તે આનું નામ ! વારૂ, પણ પહેલા તારી બધી હકીકત કહે, પછી મારે જે કહેવાનું છે તે હું તને કહીશ."

"મારે કાંઇ વિશેષ કહેવાનું નથી." સંગ્રામસિંહ બોલ્યોઃ "મારે જે કાંઈ કહેવાનું છે તે નંદનવનની ગુફા સંબંધી જ છે. પરંતુ તેટલા પરથી તે ગુફામાં પ્રવેશ કરવાની પૂરી માહિતી મળી શકે તેમ નથી. મને મળેલી માહિતીને આધારે મારા શેઠ બળભદ્રદાસના મૃત્યુ પછી હું આ ડુંગરાળ પ્રદેશમાં તે ગુફાની શોધમાં ફરતો હતો, અને

તેમ કરતાં છેક તે ગુફાના દ્વાર સુધી જઇ પહોંચ્યો હતો. તે ગુફાના દ્વાર પાસે તદ્દન અંધકાર હતો, તે અંધકારમાં ગુફાનું દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કરતાં મારો હાથ એક ભયંકર સર્પને અડકયો ! તેના સ્પર્શ માત્રથી એ સર્પ કેટલો ભયંકર અને કદાવર હોવો જોઇએ તેનો ખ્યાલ મને આવી શકયો હતો. તેનો સ્પર્શ થતાં મને એટલી બધી ભ્રાંતિ લાગી કે એક પળ પણ ત્યાં નહિ રોકાતાં હું ત્યાંથી બહાર નિકળી આવ્યો ! તે સ્થળે ખરેખરો સર્પ હોવાના સંબંધમાં મને તો લેશ માત્ર પણ સંશય નથી. વારૂ, ત્યારે કહો હું તમને તે સ્થળે લઈ જઉં તો તે સર્પને ત્યાંથી દૂર કરીને ગુફાના દ્વારમાં પ્રવેશ કરવાનો માર્ગ ખૂલ્લો કરવાનું તમારામાં સામર્થ્ય છે ખરૂં ?"

"તે હું પછી કહીશ." ગુન્દુરાવ બોલ્યો: "પણ એ ગુફા કયે સ્થળે છે એ તને ચોક્કસપણે યાદ છે ખરૂં ? તું ફરીથી પણ બરોબર તે જ જગ્યાએ જઇને ઊભો રહે ખરો ?"

"હા હા !" સંગ્રામસિંહે ખાત્રી પુર્વક કહ્યું: "એ ગુફાની તથા તે ગુફા સુધી પહોંચવાના રસ્તાની મને બરોબર માહિતી છે, એટલે હું તો ત્યાં જઈ પહોંચું, એટલુંજ નહિ પણ અહીં બેઠા બેઠા તમને તેના માર્ગનાં નિશાન બતાવું તો તમે પણ મારા તરફથી મળેલી માહિતીને આધારે બરોબર તે જ સ્થળે જઈને ઊભા રહો !"

"તો તો સારૂં !" ગુન્દુરાવ બોલ્યો: "આપણો અહીંથી છૂટકારો થયા બાદ આપણે જમીન પર કોઇ પણ સ્થળે જઇને પડીએ તોપણ ત્યાંથી એ ગુફા સુધી પહોંચવામાં આપણને વાંધો આવે તેમ નથી. આપણે ત્યાં પહોંચ્યા બાદ પ્રયત્ન કરીશું અને ગુફામાં પ્રવેશ કરવાની કાંઇક ને કાંઇક યુક્તિ શોધી કાઢીશું."

" જો હું જીવંતપણે આ કિલ્લામાંથી બહાર પડીશ" સંગ્રામસિંહે કહ્યું: "તો મારો પગ પહેલો એ નંદનવનની ગુફા તરફ જ વળશે! વારુ, પણ ગુન્હુરાવજી! હવે તમે તમારી હકીકત જણાવો."

ગુન્હુરાવે કહ્યું: "મારી હકીકત ટુંકામાં કહી શકાય તેમ નથી, તદપિ તે કહેવામાં વધુ સમય લાગશે નહિ. મારે પણ નંદનવનની ગુફા સંબંધી જ કહેવાનું છે. પરંતુ પ્રથમ તેની સાથે સંબંધ ધરાવતી પ્રારંભિક હકીકત હું જણાવીશ. લગભગ પચાશેક વર્ષ ઉપર અમારા વિજયનગર રાજ્યમાં એક મોટો શ્રીમાન્ ગૃહસ્થ રહેતો હતો. તે મોટો ઉદાર અને ધર્માત્મા હતો. તેણે અનેક સત્કૃત્યો કરીને તેમાં પોતાનું દ્રવ્ય એટલું બધું વાપરી નાખ્યું કે છેવટે તે કફલ્લક બની ગયો. તેણે પોતાની પાસે હતું નહતું તે સર્વ દ્રવ્ય તો વાપરી નાખ્યું, પરંતુ એટલાથી પણ તેને સંતોષ થયો નહિ. તેણે પોતાની સ્થાવર જંગલ તમામ મીલકત વેચી નાખી અને તેની કીમતના ઉપજેલા પૈસા પણ દાન ધર્મમાં ખર્ચી નાખ્યાા તેની એ ઉદારતા કહો કે ઉડાઉપણું કહો; પણ એ કારણને લઇને છેવટે તેને પોતાના ઉદરપોષણને માટે 'ભિક્ષાન્નદેહી' કરવાની ફરજ પડવા લાગી. અર્થાત એથી તેણે દેશત્યાગ કરવાનું આવશ્યક ધાર્યું અને તે વિજયનગર છોડીને ક્યાંક ચાલ્યો ગયો. લગભગ બે વર્ષ પછી પાછો તે વિજયનગરમાં આવ્યો. એ વખતે તેની આર્થિક સ્થિતિ ઘણી જ સારી થઈ ગઈ હતી. પ્રથમના કરતાં પણ તેની પાસે વધારે દ્રવ્ય હતું. એ બે વર્ષમાં તે ક્યાં ક્યાં ગયો અને ત્યાં તેણે શું કર્યું તથા દ્રવ્ય કેવી રીતે એકઠું કર્યું તેની કોઇને પણ માહિતી નહોતી. એ પ્રમાણે ગરીબ સ્થિતિમાંથી તેને એકદમ માત્ર બે વર્ષમાં જ અતિ શ્રીમંત બની ગએલો જોઇને સ્વાભાવિક રીતે જ કેટલાક મનુષ્યો તેણે એ દ્રવ્ય

કેવી રીતે પ્રાપ્ત કર્યું હતું તે જાણવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ તેઓ જેમ જેમ તે સંબંધી અધિકાધિક ચોકસી કરવા લાગ્યા તેમ તેમ તો ઉલટો તેમના સંદેહમાં વધારો જ થતો ગયો. કોઇ પણ ખરૂં કારણ જાણી શકયું નહિ. એનું પરિણામ એ આવ્યું કે તેને એ પ્રમાણે અકલ્પિત રીતે દ્રવ્યવાન્ બનેલો જોઇને સ્વાભાવિક ઇર્ષ્યાને વશ થઇને કેટલાક મનુષ્યો કાંઇ પણ કારણ કે હેતુ વગર તેના પ્રત્યે શત્રુત્વની લાગણી ધરાવવા લાગ્યા. પહેલાં ઘરબાર વેચીસાટીને અકિંચન બની દેશ ત્યાગ કરી ગએલો મનુષ્ય પુનઃ વિપુલ દ્રવ્ય પ્રાપ્ત કરીને પાછો આવે અને પૂર્વના કરતાં પણ વિશેષ ઉદારતાપૂર્વક દ્રવ્યનો વ્યય કરે તથા તેની માનપ્રતિષ્ટા વધવા લાગે એ પેલા ઈર્ષ્યાળુ લોકો કેવી રીતે જોઇ કે સાંખી શકે ? એ લોકોએ તેના સંબંધમાં સાચી ખોટી વાતો કરીને તે સમયના અમારા મહારાજાના કર્ણમાં વિષ રેડયું. અમારા મહારાજાએ તેને પોતાની રૂબરૂ બોલાવ્યો અને કયા સાધન દ્વારા તેણે દ્રવ્ય પ્રાપ્તિ કરી, એ વિષયમાં તેને પ્રશ્નો કર્યા. પરંતુ તેના ઉત્તરમાં તેણે માત્ર એટલું જ જણાવ્યું કે ‘ મેં જે કાંઇ દ્રવ્ય સંપાદન કર્યું છે તેમાં ન્યાયમાર્ગનું જ અવલંબન કરેલું છે. અન્યાયથી કિંવા કોઈનો ઘાતપાત કરીને મેળવેલું નથી. ’ પરંતુ એટલાથી અમારા મહારાજાના મનનું સમાધાન થયું નહિ. એટલે તેમણે તેને કેદમાં નાખ્યો, પુષ્કળ ધમકી આપી, કેદખાનામાંથી પણ વારંવાર બોલાવીને તેને એની એ બાબતમાં પૂછયું: પરંતુ તે તો માત્ર ઉપર જણાવેલો એકનો એક જવાબ આપ્યા કરતો હતો. એથી અમારા મહારાજાએ પોતાનું અપમાન થયેલું ધારીને અમુક દિવસમાં જો તે ખરી હકીકત ન જણાવે તો તેનો પ્રાણ લેવાની ધમકી આપી. તે ગૃહસ્થ પણ અત્યંત નિગ્રહી હતો. તેણે

મરણ સ્વીકાર્યું; પરંતુ પોતાનું દ્રવ્યપ્રાપ્તિનું સાધન જણાવવાને તે તૈયાર થયો નહિ!"

"શાહબાસ!" સંગ્રામસિંહ બોલી ઉઠયો: "ધન્ય છે તારી ટેકને અને ધન્ય છે તારા જેવા અડગ પુત્રને જન્મ આપનાર તારી માતાને! પરંતુ ગુન્ડુરાવજી! આવા ઉદાર અને ધર્માત્મા ગૃહસ્થના ઉપર પણ આવું દુઃખ! શું ઇશ્વરને ત્યાં પણ ન્યાય નહિ હોય?"

"બાપુ! એ વાત બહુ ઊંડી છે." ગુન્ડુરાવ બોલ્યો: "આ દુનિયાનો પરાપૂર્વથી ચાલતો આવેલો નિયમ છે કે સત્પુરુષોને જ દુનિયાની દ્રષ્ટિએ દેખાતાં દુઃખો સહન કરવાં પડે છે. જો કે એ વિષયમાં મારી માનિનતા જુદી જ છે. સુખ અને દુઃખ એ મનનાં કારણ છે. '**मन एव मनुष्याणां कारणं मोक्ष बंधयोः**' અર્થાત્ મનુષ્યના બંધન અને મોક્ષનું કારણ મન જ છે. જે વસ્તુ એક મનુષ્યના મનને દુઃખરૂપ લાગે છે, તે જ વસ્તુ બીજાને સુખપ્રદાયિની જણાય છે. એ ગૃહસ્થે પોતાનો નિગ્રહ જાળવવામાં—પોતાની ટેક ટકાવી રાખવામાં સુખ માન્યું, એટલે મરણ પણ તેને સુખરૂપ જ ભાસ્યું. વળી ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે કે **जातस्य हिध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृत्तस्यच**' એટલે કે જેનો જન્મ છે તેનું મરણ નિશ્ચિત છે, તેમજ જેનું મરણ છે તેનો પાછો જન્મ પણ તેટલો જ નિશ્ચિત છે. આમ હોવાથી આ ક્ષણભંગુર દેહના નાશ માટે શોક કરવો મિથ્યા છે. બીજી રીતે જોઈએ તો જે જગતની દ્રષ્ટિએ દુઃખસ્વરૂપ દેખાય છે તે સત્પુરુષની કસોટી કરવાનું એક સાધન છે. એ કસોટીમાંથી યથાયોગ્ય રીતે પાર પડનાર મનુષ્ય જ મહાત્માના ધામમાં પ્રવેશ કરવાનો અધિકારી બને છે. હરિશ્ચંદ્ર, રામચંદ્ર અને યુધિષ્ટિર જેવા મહા પુરુષોને પણ એ કસોટીમાંથી પસાર થવું

પડયું છે; અસ્તુ. એ ગૃહસ્થને જે તુરંગમાં રાખવામાં આવ્યો હતો તે તુરંગના અધિકારી તરીકે મારા જે વૃદ્ધ કાકાની હકીકત મેં તને મારા આત્મકથનમાં જણાવી હતી તે હતો.''

"એટલે પોતાના મરણ સમયે જેમણે તમને બોલાવીને પોતાની મીલકતની વ્યવસ્થા કરવાનું કહ્યું હતું તે ?" સંગ્રામસિંહે પૂછયું.

"હા, તે જ." ગુન્ડુરાવે કહ્યું: "તે પણ મોટા સજ્જન મનુષ્ય હતો. આ બનાવ બન્યો તે વખતે તેની આર્થિક સ્થિતિ કાંઇ સારી નહોતી. તો પણ તે મોટા મનનો અને દયાળુ સ્વભાવનો હતો. તુરંગમાં કેદ પડેલા પેલા ગૃહસ્થની જ્યારે ખાત્રી થઇ કે તેનું મૃત્યુ સમીપ આવ્યું છે, ત્યારે તેણે પોતાની તમામ હકીકત તેને કહી અને દ્રવ્યપ્રાપ્તિ પોતાને કયાંથી અને કેવી રીતે થઇ તે જણાવ્યું."

"નંદનવનની ગુફામાંથી !" સંગ્રામસિંહ બોલ્યો: "એટલી વિપુલ સંપત્તિનું સાધન તો નંદનવનની ગુફા જ હોવું જોઇએ !"

"હા, તે ગૃહસ્થે મારા કાકાને નંદનવનની ગુફાને લગતી બધી હકીકત જણાવી અને પોતાના મરણ પહેલાં તેણે એટલે મારા કાકાએ તે ગુફામાં જવું નહિ તથા એ ગુફા સંબંધી હકીકત કોઇને પણ કહેવી નહિ એવી પ્રતિજ્ઞા લેવરાવી. એ પ્રતિજ્ઞામાં માત્ર એક જ છૂટ હતી કે જ્યારે મારા કાકાનું અવસાન થવાનો સમય નજીક આવે તે વખતે ફક્ત તેણે કોઇ પણ સજ્જન અને ઉદાર દિલના મનુષ્યને એ ગુફાની માહિતી આપવી. તદુપરાંત તે ગૃહસ્થે એ ગુફામાંથી મેળવેલી અફાટ સંપત્તિનો અમુક ભાગ એક સ્થળે ગુપ્ત રીતે રાખી મૂકયો હતો તે સ્થળની પણ મારા કાકાને માહિતી આપી. તે પછી થોડા દિવસો બાદ અમારા મહારાજાની આજ્ઞાથી એ ગૃહસ્થનો શિરચ્છેદ કરવામાં આવ્યો. મારા

કાકાને એ ગૃહસ્થે જે દ્રવ્ય અક્ષિસ કર્યું હતું તે એટલું વિપુલ હતું કે તેને તો પોતાના આખા જન્મારામાં એથી વિશેષ દ્રવ્યની જરૂર પડી નહિ; અને તેથી તેને નંદનવનની ગુફામાં જઈને ત્યાંથી બીજું વિશેષ દ્રવ્ય લાવવાની જરૂર રહી નહિ. પોતાના અવસાનકાળે એ ગુફાને લગતી હકીકતથી વાકેફ કરવાને માટે તેણે મને પોતાની પાસે બોલાવ્યો હતો. પરંતુ મેં ઉપર જણાવી એટલી ત્રોટક હકીકત સિવાય એ ગુફાના માર્ગના સંબંધમાં તે મને કશું પણ જણાવી શક્યા નહિ. કેમકે એ વાત કરતાં કરતાં જ તેમનો આત્મા પંચત્વને પામી ગયો. માત્ર એટલું મારા જાણવામાં આવ્યું કે વિંધ્યાચળ પર્વતમાં એ ગુફા આવેલી છે.”

‘ ત્યારે તો નંદનવનની ગુફા સંબંધી એટલી અધીપર્ધી હકીકત જાણવાથી તમે નિરાશ થઈને તેનો નાદ છોડી જ દીધો હશે, ખરૂંને ?” સંગ્રામસિંહે પ્રશ્ન કર્યો.

“ ના, ના ! ” ગુન્ડુરાવ બોલ્યો: “ નિરાશા—એ શબ્દ જ મને માહિત નથી ! હા, જ્યાં સુધી મારી પાસે દ્રવ્ય હતું ત્યાં સુધી મેં નંદનવનની ગુફા માંહેના દ્રવ્યની ઇચ્છા કરી નહિ. પરંતુ કિમિયાના નાદમાં જ્યારે મેં મારૂં સર્વસ્વ ગુમાવી દીધું એટલે નંદનવનની ગુફાની શોધમાં નિકળવાનો મેં વિચાર કર્યો. મને એવી આશા હતી કે ગમે તેમ કરીને પણ હું તે ગુફા શોધી કાઢીશ અને તેમાંથી મારે જોઈશે તેટલું દ્રવ્ય લાવી શકીશ. એ પ્રમાણે વિચાર કરી વેશાંતર કરીને હું એ ગુફાની શોધ માટે નીકળ્યો. ચિત્રકળાનું સાહિત્ય પણ મેં મારી સાથે જ રાખ્યું હતું. આ કિલ્લાની નજીકના ડુંગરાળ પ્રદેશમાં હું ફરવા લાગ્યો અને દરેક ભાગનું યથા પ્રમાણ ચિત્ર કાઢવા લાગ્યો. ચિત્ર કાઢવાનાં બે કારણો હતાં. એક તો એ કે જો દરેક ભાગ-

નાં ચિત્રો મારી પાસે હોય તો યદાકદાચિત્ હું તે ગુફા પાસે જઇ પહોંચું તો એ ચિત્રોને આધારે તે ગુફા પાસેથી પાછો ફરવાનો માર્ગ શોધી શકું. બીજું કારણ એ કે એક ભાગની તપાસ મેં કરી હોય અને તેનું ચિત્ર દોરી લીધું હોય તો પુનઃ કદાચ હું તે જ પ્રદેશમાં આવું તો પેલા ચિત્રને લીધે એ પ્રદેશની મેં તપાસ કરેલી છે એ વાતની ખાત્રી થઈ શકે, કે જેથી કરીને એ પ્રમાણે જુદા જુદા પ્રદેશની પુનઃ પુનઃ તપાસણી કરવામાં સમય નિરર્થક બરબાદ થાય નહિ. એ રીતે એ ડુંગરાળ પ્રદેશમાં ફરતાં ફરતાં પુષ્કળ નવીન ગુફાઓ મારા જોવામાં આવી છે, અને જ્યારે અન્ય મનુષ્યોને જેની માહિતી નથી એવા તદ્દન નવીન ગુફાઓ કે જેમાં કદી કોઇ પણ મનુષ્યે પ્રવેશ કરેલો નથી, તેની હું શોધ કરી શક્યો છું, તો આ નંદનવનની ગુફા પણ વ્હેલો મોડો શોધી શકીશ એમાં મને જરી પણ સંદેહ નહોતો. મારા મૃત્યુપર્યંત હું નિરાશ થનાર નહિ કે મારો આ ઉદ્યોગ છોડનાર નહિ !"

ગુન્ડુરાવનું કથન શ્રવણ કર્યા બાદ સંગ્રામસિંહે પણ નંદનવનની ગુફાના સંબંધમાં પોતાને જે માહિતી હતી તે ગુન્ડુરાવ પાસે વ્યક્ત કરવાનો પ્રારંભ કર્યો. પરંતુ તેમાં માત્ર તેણે અજયસિંહ, લક્ષ્મીદેવી અને સુમતીનાં નામોનો જરી પણ ઉલ્લેખ કર્યો નહિ. માત્ર બળભદ્રદાસ શેઠના ખાનગી કાગળપત્રો પરથી પોતાને એ ગુફાના સંબંધમાં ત્રોટક માહિતી મળી, એ માહિતીના જોર પર તે ગુફાની શોધ કરતો પોતે ઠેઠ ગુફાના દ્વાર સુધી જઇ પહોંચ્યો, માર્ગમાં નાની મોટી ગુફાઓ અને બીજી નિશાનીઓ જોવામાં આવી, વ્હેળા પર બનાવેલા વૃક્ષના પૂલ પરથી પોતે પસાર થઈ ગયો; ઈત્યાદિ સર્વ હકીકત સાંગોપાંગ જણાવીને છેવટે ભયંકર સર્પરાજના

શરીરને પોતાના હાથનો સ્પર્શ થયો અને પોતે ભય પામીને ત્યાંથી ત્વરાથી પાછો ન્હાસી આવ્યો એ પણ તેણે ગુન્ડુરાવને જણાવ્યું.

આ પ્રમાણે ગગનબુરજના એ બન્ને કેદીઓએ પરસ્પર પોતાનાં દિલ ખોલી નાખ્યાં. હવે તેમને એક બીજાથી ગુપ્ત રાખવા જેવું કાંઇ પણ રહ્યું નહિ. અકલ્પિત યોગાયોગથી જ એ બન્નેનો અત્ર મેળાપ થઇ ગયો હતો. બન્નેનો હેતુ માત્ર એક જ હતો. જે હેતુ સિદ્ધ કરવાને માટે ગુન્ડુરાવે પ્રવાસ આરંભ્યો હતો તે જ હેતુની સિદ્ધિ અર્થે સંગ્રામસિંહ પણ આ ડુંગરાળ પ્રદેશમાં આવ્યો હતો. ગુન્ડુરાવને લાગ્યું કે 'જો આ અકલ્પિત યોગાયોગ બની આવ્યો ન હોત—જો સંગ્રામસિંહનો મેળાપ થયો ન હોત તો તે એકલો કદાચ ગગનબુરજમાંથી મુક્ત થયા બાદ નંદનવનની ગુફાની શોધ કરવાના ઉદ્યોગે લાગત તોપણ તેને શોધી કાઢવામાં વિશેષ સમય અને શ્રમનો વ્યય કરવો પડત. અને વખતે તેમ કરતાં પોતાના જીવનનો અન્ત આવી જાત તો એ શોધ અધૂરી જ રહેવા પામત!' સંગ્રામસિંહે વિચાર્યું કે 'ગુન્ડુરાવની વિલક્ષણ કલ્પનાશક્તિના પ્રભાવે ગુફાના દ્વારમાં પ્રવેશવાની અને તે દ્વારની ચોકી કરતા સર્પને ત્યાંથી દૂર કરવાની સંભાવના રાખી શકાય તેમ છે. બાકી જો ગુન્ડુરાવનો મેળાપ ન થયો હોત તો મારા એકલાથી વખતે તે કાર્ય સિદ્ધ થઇ શકયું હોત નહિ!' બન્નેને એટલું તો થયું જ કે ગમે તે કારણથી પણ આ કારાગ્રહમાં બન્નેનો મેળાપ થયો તે એક રીતે લાભદાયીજ નિવડયું છે. અર્થાત્ જે કારાગ્રહને સંગ્રામસિંહ ધિક્કારતો હતો તેને હવે તે ઉપકારક માનવા લાગ્યો. તેણે ગુન્ડુરાવને કહ્યું: "ઇશ્વર જે કરે છે તે સારૂં જ કરે છે. માઠું થાય તે સારાને જ કાજે. સારૂં થયું કે પેલા લૂટારાના સરદારનો મને ભેટો થયો અને હું પકડાયો,

કે જેથી કરીને આ કારાગ્રહમાં બંધીવાન થવાનો મને પ્રસંગ મળ્યો. જો તેમ ન બન્યું હોત તો આપનો મેળાપ કેવી રીતે થઇ શકત? આપનો મેળાપ ન થયો હોત તો હું એકલો ગુફાના દ્વારમાં કેવી રીતે પ્રવેશ કરી શકત?"

ગુન્ડુરાવ બોલ્યોઃ "ભાઇ! ઈશ્વરના કાર્યમાં તારો આવો વિશ્વાસ જોઇને મને આનંદ અને સંતોષ થાય છે. હું તો તને પ્રથમથી જ કહેતો આવ્યો હતો કે જે સ્થિતિ પ્રાપ્ત થાય તેમાં સંતોષ જ માનવો. પ્રભુ જે આપણો પિતા છે તે પોતાના પુત્રનું બૂરૂં કદી પણ ન કરે; અસ્તુ. હવે આજે સમય બહુ વિતી ગયો છે, માટે ચાલો ભોજન કરી લઇએ."

ત્યારપછી પણ અમાસના દિવસ સુધી એ બન્ને વચ્ચે માત્ર નંદનવનની ગુફાને લગતી જ વાતો ચાલતી રહી. તે વાતોમાં એક અંધવાડિયું કયારે અને કેવી રીતે પસાર થઈ ગયું તેની તેમને ખબર પણ પડી નહિ.

## પ્રકરણ ૩૦ મું.

### વિમાન.

છેવટે અમાસની રાત્રી આવી પહોંચી. તે દરમિયાન તેમણે નક્કી કરેલા ખેતમાં કોઇ પણ જાતનું વિઘ્ન આવ્યું નહિ. વિજયસિંહ પણ પાછા આવ્યા નહિ અને નિશાનકાઠી ઉપર નિશાન ચડાવવાની પણ જરૂર પડી નહિ. જમાદાર ત્યાં એક બે દિવસે આવી જતો તેને

કિંવા રોજ નિયમ મુજબ તેમની પાસે અવનારા પહેરેગીરો અને માણસોને આ કેદીઓની યોજનાનો સંસારો સરખો લાગ્યો નહિ.

રાત્રીનો એક પ્રહર વિતિ ગયો. હવે ત્યાં કોઇ પણ આવે તેમ નથી એવી તે બન્ને બંધીવાનોની ખાત્રી થઈ. જે સ્થળે વિમાનનો સામાન સંતાડવામાં આવ્યો હતો ત્યાંથી તેમણે બહાર કાઢયો અને તે બન્ને જ ણા એ ચાર–ધક્કા ખાઇને એ બધો સામાન નિશાનકાડી વાળી અગાશી ઉપર લઇ ગયા. પછી દરેકે કરવાના કામના ગુન્ડુરાવે ભાગ પાડી દીધા. પોતાના ભાગમાં આવેલું કાર્ય કરવાને સંગ્રામસિંહ મોટા આનંદ સાથે તૈયાર થઇ ગયો. તેણે પ્રથમ અઢી ત્રણ હાથની લંબાઇના લાકડાના કકડા લઇને એક બીજાના છેડા એક બીજાની સાથે નિશાનકાડીપર લટકતી દોરી વડે બાંધીને તેનું એક ચોકઠું બનાવ્યું. તે ચોકઠાપર ચટાઇ ઓ તથા ઓઢવાની કામળીઓ મજબુત રીતે બાંધીને તેના પાલણા જેવો આકાર બનાવ્યો. વિમાન અતિશય હલકું થવાથી કદાચ પવનમાં ઝોકાં ખાય એવી ગુન્ડુરાવને ભીતિ હતી. એક મછવામાં જ્યારે વજન વધુ નથી હોતું અને તે હલકો હોય છે ત્યારે પવનના જોરથી દરિયાની સપાટી પર આમ તેમ ડોલે છે. તેના ડોલવાને લીધે તેમાં પાણી ભરાવાથી ડુબી જવાનો ભય રહે છે. તેથી તેને ડોલતો અટકાવવાને તેમાં રેતીના કોથળા કિંવા પત્થર ભરવામાં આવે છે. એવા પ્રકારનો કાંઇક પદાર્થ વિમાનમાં રાખ્યો હોય તો તેને ઝોક લાગવાનો કે તે ઉંધું વળી જવાનો ભય રહે નહિ એવી ગુન્ડુરાવે અગાઉથી જ કલ્પના કરી રાખી હતી. પરંતુ તે માટે રેતી, માટી કે પત્થરાનો સંગ્રહ કરી રાખવાની સગવડ ન-હોતી. કેમકે રેતી તથા માટી તો ત્યાં મળી શકે તેમ હતી જ નહિ અને પત્થરને માટે ભિંતને તોડવી પડે તેમ હતું. પરંતુ તેમ કરવાથી

એ કાર્ય ત્યાં રોજ આવનારા માણસોથી છૂપાવી શકાય તેમ નહોતું. એટલે તેણે જરૂર પડે તે વખતે જ ભિંતનો થોડોક ભાગ તોડીને તેમાંથી જોઇતા પત્થરા લેવાનો વિચાર કરી રાખ્યો હતો. એ વિચાર તેણે સંગ્રામસિંહને જણાવ્યો અને ઓરડીમાંથી એકાદું જૂનું તૂટેલું હથિયાર લઇને તેની મદદથી ધીમે ધીમે અગાશીના કઠેડાને ખોદવાની સૂચના કરી. સંગ્રામસિંહે પણ વિના વિલંબે તેની સૂચનાને અમલમાં મેલી.

ખોદવાનું કામ ચાલતું હતું તે વખતે સંગ્રામસિંહના મનમાં અનેક વિકારોનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. હવે પોતે કદી પણ નહિ કરેલો–પોતાની કલ્પનામાં પણ નહિ આવેલો એવો હવામાં પ્રવાસ કરનાર હતો. જો કદાચ વિમાનમાં છિદ્ર પડે તો? અથવા તે એકાદા ભયંકર અરણ્યમાં કે ઊંડી ખીણમાં જઇ પડે તો? એવા સ્થળે જો વિમાન પડે તો પોતાના પર પ્રાણસંકટ આવનાર, એ વિચારથી તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. પરંતુ ધીમે ધીમે આશાદેવીએ તેના મન ઉપર પોતાનું સામ્રાજ્ય જમાવવા માંડયું અને એ ભયપ્રદ વિચારોનો લોપ થવા લાગ્યો. હવે તેની દ્રષ્ટિ સન્મુખ નંદનવનની ગુફા માંહેનાં સર્વ સુખો પ્રત્યક્ષ થવા લાગ્યાં. સુવર્ણ, રૂપું, અમૂલ્ય રત્નો, આદિની પ્રાપ્તિ જ્યાં થઈ ત્યાં પછી બીજું શું જોઇએ? તે વિચારવા લાગ્યો: 'ત્યાં ફુલઝાડ અને ફળવૃક્ષો છે એમ કહેવાય છે, પણ મને તો તેની જરી પણ કિંમત દેખાતી નથી. મારી પાસે જો દ્રવ્ય હશે તો હું હજારો ફૂલબાગ બનાવી શકીશ! અને જો દ્રવ્ય જોઇતું હોય તો સાહસકર્મમાં પ્રવૃત્ત થવું જ જોઇએ!'

એ પ્રમાણે વિચાર કરતો સંગ્રામસિંહ અગાશીના કઠેડામાંથી પત્થર ખોદવાનું કામ કરતો હતો. તે વખતે બીજી બાજુએ ગુન્દુરાવ પેલી રેશમી કોથળી સાથે પાલણાને બાંધવાનું કામ કરતો હતો. તે

પેલી ઓરડીમાંથી એક ભાંગેલી તલવાર લઇ આવ્યો હતો એ તલવાર પોતાને જોઇએ તેવડા નિશાનકાઠીની દોરીના ટુકડા કરવામાં ઠીક કામ આવી ગઇ. પાલણુના ચાર છેડે દોરીના ચાર ટુકડા બાંધ્યા અને રેશમી કોથળીની આસપાસ ચારે બાજુએ દોરીઓ નાખીને તેને અરસપરસ ગુંથીને તેની સાથે પેલા પાલણાના છેડે બાંધેલા ટુકડાની છૂટી ન જાય તેવી ગાંઠ બાંધી દીધી. એક દોરી વડે તે વિમાન નિશાન કાઠી સાથે બાંધી દીધું કે જેથી તેમાં હવા ભરાતાં તે ઉડી જાય નહિ. એ પ્રમાણે વિમાન તો તૈયાર થઇ ગયું, આ બધી તૈયારી કરતાં એકાદ પ્રહર લાગ્યો હશે. મધ્યરાત્રીનો સમય થયો હતો. હવે માત્ર રેશમની કોથળીમાં હવા ભરવાનું કામ બાકી રહ્યું હતું.

ગુન્ડરાવે કાપડના કકડા ઉપર દારૂનો થર લગાવીને તૈયાર રાખ્યા હતા તે હવે લીધા. ચકમકની સહાયથી દેવતા પાડીને એક પછી એક ગુંચળું સળગાવવા માંડયું અને તેની જ્યોતિ ઉપર વિમાનની સૂંઢ ધરી. તે સૂંઢમાં થઇને ધીરે ધીરે ગરમ હવા વિમાનની અંદર દાખલ થવા લાગી અને વિમાન ફુલવા લાગ્યું. એક હાથમાં સળગતું ગુંચળું તથા બીજા હાથમાં વિમાનની સૂંઢ ધરીને ગુન્ડુરાવ તેમાં ગરમ હવા ભરવાનું કામ કરતો હતો અને સંગ્રામસિંહને તે વિમાન દાબી જોવાની અવારનવાર સૂચના કર્યા કરતો હતો, હવા ભરવાનું કામ ગુન્ડુરાવે ધાર્યું હતું તે પ્રમાણે સંતોષકારક નિવડયું એ જોઇને તે આનંદિત બન્યો. ‘ હવે આપણો મનોરથ થોડા વખતમાં જ પૂર્ણ થશે ’ એમ તે સંગ્રામસિંહને કહેવા લાગ્યો.

એ ગરમ હવા ભરવાનું કામ લગભગ ચારેક ઘડી સુધી ચાલ્યું હશે. ત્રણ પ્રહર રાત્રી વિતી ગઇ અને એક પ્રહર બાકી રહ્યો. વિમાનમાં પુષ્કળ હવા ભરાઇ અને તે આકાશ તરફ ઉડવાને જોર કરવા લાગ્યું. એ જોઇને આનંદિત થતો ગુન્ડુરાવ બોલ્યો: “ સંગ્રામસિંહ!

મારામાં જેટલું બુદ્ધિસામર્થ્ય હતું તેટલાનો ઉપયોગ કરીને આ વિમાન મેં તૈયાર કર્યું છે અને મારા શબ્દોમાં સમાયેલા સત્યની તને ખાત્રી કરી આપી છે. હવે તો આપણે આપણી મુક્તિ માટે કેવળ ઇશ્વર ઉપર જ ભરોસો રાખવો જોઈએ. તથાપિ બિહશ નહિ ! બિહક રાખવાનો સમય તો ક્યારનો વિતી થયો છે. હવે તો એક પરમેશ્વર ઉપર આધાર રાખીને વિમાનમાં બેસી તેને છોડી મૂકવું એટલું જ કરવાનું બાકી છે."

સંગ્રામસિંહ જો કે ડરપોક સ્વભાવનો હતો ખરો; જેણે કદી પણ વિમાન જોયેલું નહિ, જેને વિમાનની કલ્પના સરખી પણ આવેલી નહિ, તે વિમાનમાં બેસીને આકાશમાર્ગે પ્રવાસ કરતાં ડર ખાય એ પણ સ્વાભાવિક હતું. પરંતુ હવે તેનાથી પાછા પગ લેવાય તેમ નહોતું. ગુન્ડુરાવના કથનને અનુસરીને તે વિમાનમાં જઇને બેઠો. હવે માત્ર વિમાનની દોરી કાપીને તેને છૂટું કરવા સિવાય બીજું કાંઇ પણ કરવાનું બાકી રહ્યું નથી, એવી પોતાની ખાત્રી કરી લીધા બાદ ગુન્ડુરાવ પણ એક ભાંગેલી તલવાર હાથમાં લઇને સંગ્રામસિંહની પડખે બેસી ગયો. તેણે એક વખત પરમેશ્વરનું નામસ્મરણ કરીને વિમાનને જે દોરી વડે નિશાનકાઠી સાથે બાંધ્યું હતું તે દોરી એક હાથે પકડીને બીજા હાથમાં ઝાલેલી તલવાર વતે એ દોરી કાપી નાખી. સંગ્રામસિંહે પણ નિશાન કાઠીએ બાંધેલી એક બીજી દોરીનો છેડો પકડી રાખ્યો હતો તે છોડી દીધો. તે સાથે જ વિમાને અગાશીનો ત્યાગ કરીને ઉંચે ઉડવા માંડયું. તે ધીમે ધીમે ઉંચું ચડતું હતું એ જોઈ ને જરા ઝડપથી તેને ઉંચે ચડાવવાના હેતુથી ગુન્ડુરાવે તેમાં ભરેલા થોડાક પત્થરા નીચે નાખ્યા. એથી વજન ઓછું થવાને લીધે વિમાન વધારે બળપૂર્વક ઉંચે જવા લાગ્યું !

# પ્રકરણ ૩૧ મું.

## બે વૈમાનિકો.

ગુન્ડુરાવે ફેંકેલા પત્થરામાંના કેટલાક અગાશી ઉપર પડયા જ્યારે બીજા કેટલાક એ બુરજ જે ટેકરી પર હતો તે ટેકરીના છેડાપર પડીને ત્યાંથી રડતા રડતા નીચે જવા લાગ્યા. તે પડવાથી થયેલો અવાજ નીચે ચોકી કરતા પહેરેગીરોના સાંભળવામાં આવ્યો. પ્રથમ તો તેમને એમ લાગ્યું કે ગગનબુરજના એક બાજુ તરફના ભાગમાંથી પત્થરા ખર્યા હશે અને તેનો અવાજ આવ્યો હશે. એ કલ્પનાને લીધે થોડીક વાર તો તેઓ સ્વસ્થ બેસી રહ્યા. પરંતુ પુનઃ પત્થરાનો અવાજ સંભળાવાથી તેમને શંકા આવી અને એ વાતની તેમણે જમાદારને ખબર કરી. તેણે વિલંબ નહિ કરતાં એકદમ ગગનબુરજ ઉપર જઇને શો વર્ત્તમાન છે તે જોવાનો વિચાર કર્યો, અને એક બે માણસોના હાથમાં મશાલ આપીને તેમની સાથે તે ઉપર ગયો. આ બુરજનો એકાદો ભાગ પડી ગયો હોય તો તુરત જ તેની પોતાના ઉપરી અધિકારીને ખબર આપવાની જરૂર હતી. વિજયસિંહનો સર્વ ભરોસો આ વિજયદુર્ગના કિલ્લાપર જ હતો. એટલે ભવિષ્યમાં પોતાના ઉપર દોષ નહિ આવવા દેવા માટે આટલી અપરાત્રીએ પણ જમાદારે કિલ્લાના એ ભાગમાં જઇને તેની તપાસ કરવાની આવશ્યકતા વિચારી તેને પ્રથમ તો એમ લાગ્યું કે બુરજ ઉપર ત્રીજા માળની ઠેઠ ઉપલી અગાશીનો એકાદો ભાગ કદાચ તૂટી પડયો હશે. તેથી તે પોતાની સાથેના બે માણસો સાથે એ અગાશી તરફ જવા લાગ્યો. ત્યાં જતાં જતાં સહજગત્યા તેણે ગુન્ડુરાવને

હાકલ મારી, પણ કોણ બોલે? ફરીથી હાકલ દીધી. તેનું પરિણામ પણ શૂન્યમાં જ આવ્યું. એટલે તેણે કેદીઓવાળી ઓરડીનું બારણું ઉઘાડયું. અંદર જઇને જૂએ છે તો સૂમસૂમાકાર! બે કેદીઓમાંથી એક પણ ત્યાં દેખાતો નહોતો! એટલું જ નહિ પરંતુ તેમની પથારીઓ, કામળા તથા કપડાં પણ ત્યાં નહોતાં અને બીજો સામાન જ્યાં ત્યાં વેરણ ખેરણ સ્થિતિમાં પડયો હતો! એ જોતાં જ જમાદારને ધ્રાસકો પડયો. તે ત્યાંથી ઉતાવળો ઉતાવળો બીજા માળની નિશાનકાડીવાળી અગાશીમાં આવ્યો. ત્યાં એક તૂટેલું તિક્ષ્ણ ધારવાળું હથિયાર તેના જોવામાં આવ્યું. એક બાજુની ભિંતનો થોડોક ભાગ પડી ગયેલો હતો તે પણ તેણે જોયો. તેમ જ નિશાનકાડી સાથે જે દોરી બાંધેલી હતી તેના એક નાના ટુકડા સિવાય બાકીની બધી દોરી ગૂમ થઇ ગયેલી જણાઇ. એ પરથી કેદી ન્હાસી ગયા છે એ બાબતની તો તેને જરી પણ શંકા રહી નહિ.

એ કેદીઓ કયા સાધન દ્વારા ન્હાસી ગયા હશે એ બાબતનો તે વિચાર કરવા લાગ્યો. તેના મનમાં સાહજિક જ એવી કલ્પના આવી કે નિશાનકાડીની દોરી છોડી લઇને તે દોરીની સહાયથી તેમણે અગાશીમાંથી નીચે ઉતરવાનો વિચાર કર્યો હશે; પરંતુ તે દોરી ટુંકી પડી હશે તેથી કેદીઓએ પોતાનાં કપડાં અને કામળા ફાડીને તેના ચીરા ઉતારી દોરી સાથે બાંધ્યા હશે. એ વાટે તેઓ નીચે ઉતરીને પલાયન કરી ગયા હશે. તે પાછો બુરજ ઉપરથી નીચે ઉતરી આવ્યો. કેદીઓના ન્હાસી જવા વિષે બુરજની ચોકી કરતા પહેરેગીરોને તેણે જણાવ્યું. જમાદારની કલ્પના પ્રમાણે જો તે બન્ને કેદીઓ અગાશી પરથી નીચે ઉતરી પડયા હોય તો જે સ્થળે તોપ રાખેલી હોવાનું પૂર્વે જણાવ્યું છે તે જગ્યા પાસે થઇને જ તેમને પસાર

થવું પડે તેમ હતું, પરંતુ ત્યાં બે પહેરેગીરો પહેરો ભરતા હતા. તેમણે જણાવ્યું કે 'અમે તો કોઇ પણ માણસને અહીંથી પસાર થતાં જોયો નથી.' અર્થાત્ એ લોકો એ બાજુએ થઇને ગયા નથી એ તો નક્કી થયું. ત્યારે તે ગયા ક્યાં? જમાદાર અને બીજા પહેરેગીરોએ ઘણી કલ્પના કરી, ઘણી ચર્ચા કરી, પરંતુ એ લોકો બુરજ પરથી કયે સ્થળે અને કેવી રીતે ન્હાસી ગયા એ વિષયમાં કોઇ પણ ચોક્કસ નિર્ણય કરી શકયું નહિ. છેવટે તેઓ કોઇ ઠેકાણે છૂપાઇ રહેલા હોવા જોઇએ, એવી કલ્પના કરીને જમાદારે પુષ્કળ માણસોને મસાલ આપીને કિલ્લાની અંદર ચોતરફ શોધ કરવાની આજ્ઞા કરી. એ પ્રમાણે બે ઘડીમાં તો કિલ્લામાં મોટી ધમાલ મચી રહી!

કિલ્લાની અંદરના ભાગમાં તમામ સ્થળે શોધ કરવામાં આવી. દરેકે દરેક ખૂણો ખાંચરો તપાસી જોયો પરંતુ કોઇ પણ સ્થળે કેદીઓનો પત્તો લાગ્યો નહિ. એટલે બીજે દિવસે સ્હવારે સૂર્યોદય થતાં એ કિલ્લાના સેનાપતિએ દશ–દશ સ્વારોની પાંચ–છ ટુકડીઓ કરીને તે ટુકડીઓને કિલ્લાની આસપાસ ચોતરફ શોધને માટે મોકલી આપી. તેણે સિપાઇઓને એવી આજ્ઞા કરી હતી કે કેદીઓની શોધ કરવામાં ગમે તેટલો સમય લાગે તોપણ તમામ ઠેકાણે તપાસ કરીને તદ્દન નિરાશા પ્રાપ્ત થાય કિંવા કેદીઓ પકડાય તે સિવાય તેમણે પાછા આવવું નહિ. કેમકે તેને ભય હતો કે આ કેદીઓ આવા મજબૂત કિલ્લામાંથી પલાયન થઇ જવાના વર્તમાન વિજયસિંહજીના કાને જતાં તે જરૂર ઠપકો આપ્યા સિવાય રહેશે નહિ; અને જો કેદીઓ પકડાય તો આટલી હુશિયારીથી ન્હાસી ગયેલા કેદીઓને પકડી પાડવાને લીધે વિજયસિંહને અત્યંત સંતોષ અને આનંદ થાય તેમ હતું.

કિલ્લામાં આ પ્રમાણે પ્રવૃત્તિ ચાલી રહી હતી ત્યારે કોઇના

પણ મનમાં આ લોકો ગગનબુરજમાંથી ઉંચે ઉડીને આકાશમાર્ગે પ્રવાસ કરે છે એવી તો કલ્પના સરખી આવી નહોતી. એવા પ્રકારની કલ્પના તેમના મનમાં આવી પણ કેવી રીતે શકે? એ વખતે કાંઇ હાલના જેવા હવાઇરથો પ્રચારમાં નહોતા; તેમજ વિજ્ઞાનમાં તે સમયે આપણો દેશ તદ્દન પછાત હતો. માત્ર હજારો વર્ષો પર આપણા દેશમાં વિમાનો હતાં અને તે વિમાનો યાંત્રિક શક્તિવડે નહિ પરંતુ મંત્રના બળવડે આકાશમાં ચાલતાં હતાં એવી તત્કાલિન લોકોની માનિનતા હતી. એથી ગુન્ડુરાવ અને સંગ્રામસિંહના સંબંધમાં આકાશમાર્ગે પલાયન કરી જવાની તો કોઇને શંકા પણ નહોતી.

ગુન્ડુરાવે વિમાન પરનો ભાર ઓછો કરવાથી તે એક મોટા પતંગની પેઠે આકાશમાં ઉંચે ચડવા લાગ્યું. અમુક ઉંચાઇએ ગયા પછી તેની ઉંચે ચડવાની ગતિ બંધ થઈ ગઇ. આ વિમાન હવે થોડા વખતમાં જ નીચે પડશે અને તે વિજયદુર્ગની આસપાસમાંજ કોઇ સ્થળે પડશે એમ સંગ્રામસિંહને લાગવા માંડયું. પરંતુ ગુન્ડુરાવે તેને કહ્યું કે "હવે આપણે પવનના વેગથી આકાશમાં ઉંચે નહિ જતાં આડે માર્ગે પ્રવાસ કરીએ છીએ અને વિજયદુર્ગ તો આપણાથી ઘણું દૂર છે." ગુન્ડુરાવના એ શબ્દોથી સંગ્રામસિંહના મનનું કાંઇક સમાધાન થયું.

આ પ્રમાણે એ વિમાન પ્રવાસ કરતું હતું તે વખતે એ બન્ને વૈમાનિકોનાં મનમાં શા વિચારો ચાલતા હતા વારૂ? ગુન્ડુરાવને પોતાના શાસ્ત્રીય જ્ઞાનના સંબંધમાં સ્વાભાવિક અભિમાન ઉત્પન્ન થયું હતું. આટલા મજબૂત બંદોબસ્તમાંથી પોતાની જ્ઞાનશક્તિના યોગે પોતે મુક્તિ મેળવી શકયો, એથી તેને સંતોષ થતો હતો. પરંતુ તેના એ સંતોષને મર્યાદા હતી. કેમકે શિક્ષણ અને અનુભવને લીધે તેનું મન સુસંસ્કૃત બનેલું હતું. સંગ્રામસિંહની સ્થિતિ તેના



"હવે આપણે પવનના વેગથી આકાશમાં ઊંચે નહિ જતાં આડે માર્ગે પ્રવાસ કરીએ છીએ અને વિજયદુર્ગ તો આપણાથી ઘણું દૂર છે." પૃષ્ઠ ૨૫૬.

કરતાં કાંઈ જુદી જ હતી. પોતાને કેદખાનામાંથી મુક્ત થયેલો જોઇને તેના મનમાં આનંદના ઉછાળા આવતા હતા. પણ તેનો એ આનંદ વધુ વખત ટકી શકયો નહિ. કેમકે પવન જરા જોરથી ફુંકાવા લાગ્યો; અને જે પ્રમાણે એક હલકો મછવો પવનના જોરથી સમુદ્રપર ઝોકાં ખાય છે, તે પ્રમાણે આ વિમાન પણ આકાશમાં ઝોકાં ખાવા લાગ્યું. વમળમાં આવી પડેલો પદાર્થ જેમ ચકરી ખાય છે તેમ આ વિમાને પણ એક-બે પ્રદક્ષિણા કરી કે સંગ્રામસિંહના આનંદનો અંત આવી ગયો અને તેનું મન અત્યંત ભયભિત બની ગયું. પોતાના પગ પુનઃ જમીનનો સ્પર્ષ નહિ કરે એમ લાગવાથી તેને અત્યંત દુઃખ થયું. પોતાના મનની આ સ્થિતિ જો ગુન્ડુરાવના જાણવામાં આવશે તો તે પોતાને બ્હિકણુ ગણશે એવા વિચારથી તે કાંઇ પણ શબ્દોચ્ચાર નહિ કરતાં મૌન બેસી રહ્યો. એ વખતે અંધારૂં હોવાથી તેના મનમાં શું ચાલે છે તે ગુન્ડુરાવ જાણી શકે તેમ નહોતું.

વિમાન તો જોરપૂર્વક આગળ ને આગળ વધવા લાગ્યું. પોતાના પ્રવાસનો આરંભ થયાને કેટલો સમય થયો હશે, એનું સંગ્રામસિંહને ભાન રહ્યું નહોતું. જ્યારે ગુન્ડુરાવે તેને કહ્યું કે પરોઢીયું થયું છે; ત્યારે તેને આશ્ચર્ય લાગ્યું. પ્રાતઃકાળનો આનંદદાયક વાયુ મંદમંદ વાતો હતો. પરંતુ અલ્પકાળમાં જ તેનો વેગ વધવા લાગ્યો અને વિમાન પુનઃ ઝોકાં ખાવા લાગ્યું. અફાટ સમુદ્રનાં ઉંચાં નીચાં થતાં મોજાં ઉપર ચાલતો મછવો જેમ આડો તેડો થાય છે તેમ આ વિમાન પણ આડું તેડું થતું હતું. થોડા વખતમાં જ સૂર્યોદયનો કદી પણ નહિ જોયેલો એવો ભવ્ય દેખાવ સંગ્રામસિંહના જોવામાં આવ્યો. બાલરવિનાં આરક્ત કિરણોથી વિમાનના આસમંતાત્ ભાગે આવેલા ડુંગરનાં શિખરો તેજસ્વી પીળા રંગના દેખાતા હતા. અત્યાર સુધી

પોતે એકાદી પૂર્ણ અંધકારથી ભરેલી ગુફામાં હતો, પરંતુ હવે ત્યાં પ્રકાશનો પ્રવેશ થવા લાગ્યો છે એમ તેને લાગવા માંડયું. તેણે નીચે પૃથ્વી તરફ નજર કરી; પરંતુ તે હજી પણ ગાઢ અંધકારમાં ડુબેલી હોવાને લીધે તેની દ્રષ્ટિએ સ્પષ્ટપણે પડતી નહોતી. એ પ્રકારના દેખાવથી તેને આનંદ થયો ખરો, પરંતુ એ આનંદ અલ્પ સમયને માટે જ હતો. કેમકે વાયુ અતિશય જોરથી ફુંકાવા લાગતાં તે પવનના સુસવાટમાં વિમાન ક્યારે ઉંધું પડી જશે તેનો નિયમ નથી, એવી કલ્પનાથી તે જે પાલણામાં બેઠો હતો તે પાલણાને ખૂબ ચીટકીને બેસી રહ્યો. એ વિમાન મજબૂત છે એમ ગુન્ડુરાવને લાગતું હતું. તદપિ સખ્ત પવન સામે તેનો નિભાવ ક્યાં સુધી થઈ શકશે એ એક પ્રશ્ન હતો. ગુન્ડુરાવને પણ ભય લાગતો હતો કે કદાચ પવનના જોરથી વિમાનની કોથળી પાલણાથી છૂટીને ઉંચે ઉડી જશે અને પાલણું જોરથી નીચે જમીન ઉપર પડશે; અને એટલી અકલ્પિત ઉંચાઇએથી નીચે પડતાં પોતાના શરીરના કુચ્ચે કુચ્ચા ઉડી જશે! ગુન્ડુરાવ જેવા હિમ્મતવાન્ મનુષ્યની આ અવસ્થા થઇ તો પેલા બિહકણ સંગ્રામસિંહના મનની સ્થિતિ કેવી બની હશે તેનો વિચાર કરવાનું કાર્ય અમે વાચકને જ સોંપીએ છીએ. પ્રારંભમાં જ્યારે વિમાન ડોલતું હતું ત્યારે તો તેણે ધીરજ રાખીને ગુન્ડુરાવને કાંઇ પણ પૂછ્યું નહોતું. પરંતુ હવે તેનું ધૈર્ય ટકી શક્યું નહિ. તેણે ગભરાયેલા વદને ગુન્ડુરાવને પૂછ્યું: " હવે આમાંથી આપણો બચાવ થશે કે નહિ?"

ગુન્ડુરાવ ગંભિરપણે બોલ્યો: " સંગ્રામસિંહ! આ પ્રસંગ ખરેખર કટોકટીનો છે. અત્યારે જે જે ક્ષણ પસાર થાય છે તે જ આપણી! કઈ ક્ષણે શું થશે તેનો ભરોસો નહિ. આપણે દરેક બાબતનો

પૂરતો વિચાર કરીને જ આ સાહસકર્મમાં પ્રવૃત્ત થયા છીએ. હવે મનને ડગમગાવવાથી શો લાભ? હવે તો આપણે આપણા રક્ષણનો તમામ ભાર પરમ કૃપાળુ પરમેશ્વર ઉપર જ મૂકી દેવો. જે સર્વશક્તિમાન્ ઇશ્વરે અત્યાર સુધી આપણી સંભાળ લીધી છે, તે પ્રભુ છેવટ પર્યંત આપણી સંભાળ લેશે જ. તેની ઇચ્છા પાસે મનુષ્યની સર્વ કલ્પનાઓ તુચ્છ છે!"

આવા સાત્વિક ભાષણથી એ દુર્જન સંગ્રામસિંહનું સમાધાન કેવી રીતે થાય? ગુન્ડુરાવના ઉપર્યુક્ત કથનથી તેના મનનું સમાધાન તો થયું નહિ જ, પરંતુ ભીતિ ઉલટી વૃદ્ધિંગત થઈ!

પોતાને આવા સાહસકર્મમાં પ્રવૃત્ત કરવા માટે તેણે ગુન્ડુરાવને દોષ પણ દીધો હોત, કિન્તુ અત્યારે કાંઈ પણ બોલવું એ નિરુપયોગી છે એમ વિચારીને તથા કદાચ પોતાના શબ્દોથી ગુન્ડુરાવ પોતાને બિહકણુ ધારશે એમ સમજીને તે એ વખતે કેવળ મૌન જ રહ્યો.

પુનઃ પવનની ગતિ બદલાણી—વાયુ મંદમંદ વાવા લાગ્યો અને વિમાન પણ ઝોકાં ખાતું ધીમે ધીમે ચાલવા લાગ્યું. સૂર્યનાં કિરણો પૃથ્વી ઉપર પડીને તેને પ્રકાશિત કરવા લાગ્યાં, નીચેના ડુંગરા તથા ઊંડી ઊંડી ખીણોને એક પછી એક સપાટાબંધ પસાર થતી જોઇને વિમાન કેટલા જોરથી ચાલે છે તેનો સંગ્રામસિંહને ખ્યાલ આવી શક્યો. જેમ એક પક્ષી ઉંચે આકાશમાં સંચાર કરે છે, તે પ્રમાણે પોતે પણ અત્યારે આકાશમાં સંચાર કરી રહ્યા છે, એ જોઇને તે બન્નેને થોડો થોડો આનંદ થવા લાગ્યો. એ વખતે પોતાના વૃદ્ધ સાથીના મુખ તરફ દ્રષ્ટિ કરતાં સંગ્રામસિંહે તેના ચ્હેરા ઉપર સંતોષનું ચિન્હ જોયું. એથી તેના મનમાં પણ સુખરૂપ જમીન ઉપર જઈ શકાશે એવી આશા ઉત્પન્ન થઈ, અને તેનો ભયથી ફિક્કો પડી

ગયેલો ચ્હેરો જરી ચમકવા લાગ્યો. જે પ્રમાણે એક કસાયેલો ખલાસી વહાણનું સુકાન પકડી રાખીને મોટા આનંદ પૂર્વક સમુદ્રની શોભા નિહાળતો જળપર્યટન કરતો હોય છે, તે પ્રમાણે વિમાનની કોથળીની સૂંઢ પકડી રાખીને ગુન્ડુરાવ ગંભિરપણે નીચે પૃથ્વી ઉપરની શોભા નિહાળતો હતો. આ પ્રકારના દેખાવનું ચિત્ર જો કોઇ કુશળ ચિત્રકારની પીછીથી દોરવામાં આવ્યું હોય તો તે કેટલું સુંદર દેખાય વારૂ? થોડી વારે ગુન્ડુરાવે વિચારગ્રસ્તતામાંથી મુક્ત થઇને સંગ્રામસિંહને પ્રશ્ન કર્યો: "નંદનવનની ગુફા જે સ્થળે છે તે સ્થળની તને પકી માહિતી તો છે ને?"

"હા હા!" સંગ્રામસિંહ ઉત્સાહપૂર્ણ રીતે બોલ્યો: "ડુંગરાનો એ ભાગ તેના તરફ દ્રષ્ટિ કરતાં જ હું ઓળખી શકું તેમ છે." આ વખતે ભવિષ્યની આશાથી સંગ્રામસિંહનું મન ઉલ્લસિત બની રહ્યું હતું.

ગુન્ડુરાવ બોલ્યો: "આવી સ્થિતિમાં આપણે કેટલો પ્રવાસ કર્યો છે તે આપણાથી બરોબર સમજી શકાય તેમ નથી. તો પણ મને લાગે છે કે આપણે એ ગુફાની નજીકમાં જ કોઇ સ્થળે ઉતરીશું. આપણું વિમાન પણ હવે ધીમે ધીમે નીચે ઉતરતું હોય એમ લાગે છે.'

એટલામાં તો આનંદથી ઉભરાતા હૃદયે સંગ્રામસિંહ બોલી ઉઠ્યો: "જૂઓ જૂઓ, પેલો મોટો ડુંગરો. વળી જૂઓ તેની નજીક ચોતરફ ન્હાના તૂટેલા ડુંગરા દેખાય છે તે! એની વચ્ચે જે સુંદર રમણીય પ્રદેશ દેખાય છે તે નંદનવન જ હોવું જોઇએ!"

"હા, એ ડુંગર અને એ પ્રદેશ તો મેં જોયો. પરંતુ વિમાન ત્યાં જઈ પહોંચશે એમ લાગતું નથી. કેમકે વિમાન નીચે ને નીચે જ ઉતરતું

જાય છે. તથાપિ તે એ ગુફાથી બહુ અંતરે પડશે નહિ એવી મારી અટકળ છે."

આ વખતે વિમાન મંદ ગતિએ ચાલતું હતું. ગુન્ડુરાવે દોરીનો એક લાંબો ટુકડો હાથમાં લીધો. જે દોરી વડે વિમાનને નિશાનકાઠી સાથે બાંધ્યું હતું તેનો આ ટુકડો હતો. તે દોરીને એક છેડે ફાંસો કરીને તે હાથમાં ઝાલી રાખી વિમાનને કોઈ સ્થળે અટકાવવાને ગુન્ડુરાવ સજ્જ થઇ રહ્યો હતો.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### પુનઃ જમીન ઉપર.

"ગુન્ડુરાવજી! સંગ્રામસિંહે ઉત્કંઠિત હૃદયે પૂછ્યુંઃ "આ વિમાનને હજી પણ થોડુંક આગળ લઇ જઇને પછી નીચે ઉતરી ન શકાય? જો આ થોડું આગળ જાય તો પછી આપણે બરોબર વે ગુફામાં જ ઉતરી શકીએ. આપણે અહીંથી નંદનવન જોઇ શકીએ છીએ. આટલે સુધી આવી પહોંચ્યા છીએ તેમ છતાં જો આટલામાં જ આ વિમાન નીચે પડે તો આપણે નંદનવનની ગુફાના દરવાજે જઇને થોભવું પડશે!"

ગુન્ડુરાવે એક વખત નંદનવન તરફ દ્રષ્ટિ કરી અને અત્યારે વિમાનનો વેગ અગાઉ કરતાં કેટલો કમી થયો છે તેનો પણ અંદાજ કરી જોયો. તે બોલ્યોઃ "સંગ્રામસિંહ! આપણે મોટા સંકટમાંથી આપણો પ્રાણ બચાવીને અહીં સુધી તો સુરક્ષિતપણે આવી પહોંચ્યા છીએ. હવે આપણે થોડા શ્રમને માટે દાંડાઇ કરવી તે ઠીક નહિ.

પેલી ઊંડી ખીણો દેખાય છે તેની સામે દ્રષ્ટિ કર! તે કેટલી બધી ઊંડી છે? વિચાર કર, આપણે આગળ જવાનો લોભ કરીએ અને તેમ કરતાં જો તે પૈકી એકાદી ખીણમાં જઇ પડીએ તો આપણી શી અવસ્થા થાય? ત્યાં આપણને અન્નપાણી વગર ભૂખ અને તરસના દુઃખે મરવું પડે અથવા કોઇ વિકરાળ વનપશુના ભોગ થવું પડે! માટે આટલામાં જ કોઇ સારી જગ્યા જોઇને વિમાનને થોભાવવું એ ઉત્તમ છે.”

અતિશય ચિડાયા સરખો બનીને સંગ્રામસિંહ બોલ્યોઃ “પણ તો પછી આપણા આટઆટલા પ્રયાસ અને જોખમને પરિણામે લભ્યાંશ શો થયો? પૂર્વે હું જે સ્થળે મારા પોતાના પ્રયત્નથી જઇ પહોંચ્યો હતો તેજ જગ્યા પર આપણે આવી પહોંચ્યા! પણ આ વખતે આપણી સ્થિતિ ઘણી ખરાબ છે! પ્રથમ હું અહીં આવ્યો ત્યારે મારી પાસે પૂરતાં કપડાં હતાં, ખોરાકને માટે અનાજ વગેરે હતું અને એક બંધૂક તથા એક તલવાર એવાં બે હથિયારો પણ હતાં. અત્યારે તેમાંનું કાંઈ પણ મારી પાસે નથી!”

“અરે મૂર્ખ!” ગુન્ડુરાવ કિંચિત્ ગુસ્સે થઈને બોલ્યોઃ “તારા જીવનું રક્ષણ થયું અને જન્મકેદમાંથી તને મુક્તિ મળી તે માટે ખરી રીતે તો તને આનંદ થવો જોઈએ; પરંતુ તેમ નહિ થતાં તું ઉલટો ખેદ પામે છે, એ એક આશ્ચર્ય નહિ તો બીજું શું? મેં તને અગાઉ કહેલ છે અને અત્યારે પણ કહું છું કે તારો આ ઉતાવળો સ્વભાવ જ જ્યારે ત્યારે તારા નાશનું કારણ બનશે!”

“ગુન્ડુરાવજી! મને ક્ષમા કરો.” સંગ્રામસિંહ નમ્રતાપૂર્વક બોલ્યોઃ “મારા ઉતાવળીઆ સ્વભાવને લીધે જે શબ્દો મારા મુખમાંથી નિકળી ગયા તે માટે મને પણ હવે ખેદ થાય છે. આજ પછી

કદી પણ એવો સ્વભાવ હું રાખીશ નહિ."

"તો તો બહુ જ સારૂં." ગુન્દુરાવે કહ્યું: "તને આટલો જલ્દીથી પશ્ચાત્તાપ થયો એ જોઇને મને આનંદ થાય છે. મારી તો તને માત્ર એટલી જ સલ્લાહ છે કે સંતોષવૃત્તિ રાખવી, દીર્ઘ પ્રયત્ન કરતાં શિખવું અને જે વાત આપણા હાથની નથી તે સિદ્ધ ન થાય તો તે માટે ખેદ કરવો નહિ. વારૂ, હવે એ વાત જવા દ્યો. અત્યારે તો આપણે બની શકે તેટલો પ્રયત્ન કરીને આ વિમાનને કોઇ સારી જગ્યાએ ઉતારવા તરફ જ લક્ષ આપીએ."

એમ કહીને ગુન્દુરાવે પોતાના હાથમાંની દોરીનો ફાંસો નીચે જમીન તરફ નાખ્યો. અત્યારે વિમાન જમીનથી લગભગ પચીશ ત્રીશ હાથની ઉંચાઇ પર હતું. ત્યાંથી થોડુંક નીચે આવતાં દોરીનો ફાંસો એક ઝાડની ડાળમાં ભરાયો અને વિમાનની આડી ગતિ કુંઠિત બની. ગતિ એકાએક કુંઠિત થવાથી વિમાનને મોટો ધક્કો લાગ્યો. પણ એ ધક્કો સહન કરવાને તે બન્ને વૈમાનિકો તત્પર જ હોવાથી તેની તેમના ઉપર કાંઇ પણ અસર થઇ નહિ. અત્યારે વિમાન જમીનથી લગભગ પંદર—સોળ હાથની ઉંચાઇએ હતું. ગુન્દુરાવે ફાંસાવાળી દોરી પોતાના હાથમાં હતી તે ધીમે ધીમે સરકાવવા માંડી. એટલે વિમાન પણ નીચે ઉતરવા લાગ્યું. આટલી ઉંચાઇ પરથી તે નીચે પડતાં તેનો ધક્કો વિશેષ લાગશે નહિ એવી ગુન્દુરાવની ખાત્રી હતી, અને તે પ્રમાણે એ વિમાન વગર ઇજા પહોંચે પાછું જમીનને અડકયું!

અહા! એ બન્ને સહાસિક પુરુષોને પોતાના પગ પુનઃ જમીનને લાગતાં થયેલા આનંદનું વર્ણન કોણ કરી શકે? ગુન્દુરાવે વિમાનમાંથી બહાર પડતાં જ મોટેથી પરમેશ્વરના નામનો જય જયકાર કર્યો. સંગ્રામસિંહનું અંતઃકરણ પણ આનંદથી છલોછલ ભરાઇ ગયું

હતું. આ વખતે ક્ષુધાદેવીએ તે બન્ને ઉપર પોતાનું જોર ચલાવ્યું હતું, વાયુમાર્ગે બળપૂર્વક ગતિ કરતા વિમાનમાં પ્રવાસ કરવાથી તેમનાં મસ્તક ભમી ગયાં હતાં અને આખી રાત્રીનો ઉજાગરો હો-વાથી નિદ્રા તથા આરામની પણ જરૂર હતી.

પ્રથમ તો ગુન્ડુરાવે એ પ્રદેશનું સૂક્ષ્મ નિરિક્ષણ કરી જોયું. એ ઉપરથી આ પ્રદેશમાં અગાઉ પોતે કદી પણ આવેલ નથી એ વાત તુરત જ તેના ધ્યાનમાં આવી ગઇ. કદાચિત્ આ પ્રદેશમાં ફરતાં સંગ્રામસિંહ જો અહીં આવ્યો હશે તો વિશ્રાંતિને માટે આટલામાં કોઈ સ્થળે સારી જગ્યા છે કે નહિ અને તે અહીંથી કેટલી દૂર છે એ તેને માહિત હશે, એવા હેતુથી ગુન્ડુરાવે તેને પ્રશ્ન કર્યો: " આ-પણે અત્યારે કયે સ્થળે છીએ એ તારા ધ્યાનમાં આવે છે ખરૂં ?

એ સાંભળીને સંગ્રામસિંહ ત્યાંથી થોડેક દૂર એક ન્હાનો ટેકરો હતો તેના પર ચડયો. ત્યાંથી ચોતરફ નજર ફેરવીને તે આનંદિત થતો બોલ્યો: " પણે જૂઓ પેલી તરફ આઘે રાયણનું વૃક્ષ દેખાય છે. એ વૃક્ષ નીચે બેઠાં બેઠાં હું ધીરાજી નાયક સાથે વાતો કરતો હતો, તે સ્થળેથી મને વિજયસિંહજીના સિપાઇઓએ પકડયો હતો. એ વૃક્ષ પાસે ગયા એટલે ત્યાંથી નંદનવનની ગુફા પાસે જવાનો રસ્તો મને પૂર્ણપણે માલૂમ છે. વળી ત્યાં બોર અને શિતાફળનાં તેમ જ બીજાં ફળોનાં પણ પુષ્કળ વૃક્ષો છે. જો તે પરનાં ફળો કોઇ ઉતારી ગયું નહિ હોય તો તે આપણને ખાવામાં પણ કામ લાગશે. "

એમ બોલતાં સંગ્રામસિંહ ટેકરાપરથી નીચે ઉતરીને ઝડપથી એ વૃક્ષ તરફ જવા લાગ્યો. તેની સાથે સાથે ચાલવામાં વૃદ્ધ અને શ્રમિત ગુન્ડુરાવને પુષ્કળ શ્રમ પડતો હતો. છેવટે તે બન્ને એ ઝાડ

નીચે આવી પહોંચ્યા. તેમના સદ્‌ભાગ્યે શિતાફળ, મોટાં બોર અને વૈનપક પોપૈયાં ત્યાં પુષ્કળ હતાં. તેમાંથી થોડાંક ખાઈને તથા પાસે વહેતા ઝરામાં હસ્તમુખપ્રક્ષાલન કરી જળપાન કરીને બન્ને જરી તાજા થયા. પૂર્વે જ્યારે આ પ્રદેશમાં નંદનવનની ગુફાની શોધ માટે સંગ્રામસિંહ આવ્યો હતો ત્યારે તે એકેક ગુફામાં વિશ્રાંતિ લેતો હતો, એ દરેક ગુફામાં તેલ, ફાનસ, ગંધકની સળીઓ, ચકમક, વગેરે સાધનો રહેતાં હતાં. એ વાત યાદ આવતાં તે બોલ્યો: “અહીંથી થોડે દૂર એક ગુફા છે. તેમાં તેલ તથા ફાનસ વગેરે સાધનો છે. પૂર્વે તો ત્યાં હતાં, અત્યારે પણ છે કે કેમ એ કાંઇ કહી શકાય નહિ! પણ આપણે એક વખત એ ગુફામાં જઇને જોવું તો ખરૂં. જો તે આપણને મળી આવે તો નંદનવનની ગુફામાં જતાં ત્યાં અંદરના ભાગમાં દરવાજા પાસે પુષ્કળ અંધારૂં છે તે સ્થળે ઉપયોગી થઇ પડે ખરાં!”

## પ્રકરણ ૩૩ મું.

### સર્પ સંબંધી કલ્પના.

પછી તે બન્ને જણા એ ગુફા તરફ ગયા. સંગ્રામસિંહે જણાવ્યા મુજબના તમામ પદાર્થો ત્યાં હતા. તેણે બતી કરીને એ ગુફાના ખૂણા ખાંચરાની તપાસ કરી, તો એક ખૂણામાં બે ન્હાની તપેલીઓ પડેલી જોવામાં આવી. એ તપેલીઓ મળવાથી ગુન્ડુરાવને વિશેષ આનંદ થયો. તેણે સંગ્રામસિંહને પૂછીને એટલામાં ક્યાંય પાણીનું સાધન છે કે નહિ એ બાબત ચોકસી કરી. નજીકમાં ઝરો વહેતો હતો એ સંગ્રામસિંહને માલૂમ હતું. એટલે તેને પાણી લેવાને મોક-

લીને ગુન્ડુરાવ પણ જંગલમાં એક પ્રકારના કંદમૂળની શોધ માટે ગયો. ફરતાં ફરતાં એ કંદ તેને મળી આવ્યું. તે રતાળુના જેવા આકારનું હતું. એવા બે-ત્રણ કંદ લાવીને એક પત્થર વડે તેને છુંદી નાખ્યાં અને એ ગુફામાં જ એક ન્હાની ચૂલ તૈયાર કરી, એક તપેલીમાં પાણી નાખી તેમાં બાફવાને મૂક્યાં. બફાઇ રહ્યા પછી બન્ને જણા તે કંદ ખાવા લાગ્યા. તેમાં મીઠું કે બીજું કાંઇ નાખ્યું નહોતું. તથાપિ એ તેમને એટલાં બધાં મીઠાં લાગ્યાં કે અન્ય સમયે તેમને પંચ પકવાન્નથી જેટલો સંતોષ થયો નહિં હોય એટલો સંતોષ આ કંદના પ્રાશનથી થયો. એ પેટમાં જતાં જ એક વિલક્ષણ પ્રકારની હુશિયારી તેમનામાં આવી અને હવે તેઓ આગળ પ્રવાસ કરવાને તૈયાર થઇ ગયા.

સંગ્રામસિંહ બોલ્યો: " અહીંથી આપણે કોશ-દોઢ કોશ જઇશું કે પછી આપણે નીચે ઉતરવું પડશે. "

ગુન્ડુરાવે કહ્યું: " હવે હું બરોબર તાજો થઇ ગયો છું. એક કોશ તો શું પણ પાંચ કોશ સુધી જવાની પણ મારામાં શક્તિ આવી છે. "

એ બન્ને જણા ગુહામાંથી બહાર પડયા. રસ્તો બતાવવાને માટે સંગ્રામસિંહ આગળ આગળ ચાલવા લાગ્યો અને ગુન્ડુરાવ તેની પાછળ ચાલતો હતો. સંગ્રામસિંહે અગાઉ આ ભાગમાં ફરતાં જે નિશાનીઓ ધ્યાનમાં રાખી હતી તે બધી સૃષ્ટિનિર્મિત હોવાથી તેનો લોપ થવાનો સંભવ નહોતો. એટલે તે નિશાનીઓના અનુરોધે તે ચાલતો હતો અને ગુન્ડુરાવ તેની પાછળ જતો હતો.

પોતે રસ્તો ચૂકતો નથી એવી પોતાના મનની ખાત્રી થતાં

સંગ્રામસિંહના મનમાં હવે બીજા વિચારો ઉત્પન્ન થવા લાગ્યા: 'જો અજયસિંહનો નંદનવનની ગુફામાં ભેટો થઇ જાય તો મારૂં શું થાય? એ કાંઈ સામાન્ય પુરુષ નથી. જો તે સામે થાય તો અમારા બેનું તેની પાસે કાંઇ પણ ચાલે તેમ નથી. વળી તેની સાથે પેલી કાળકા સુમતિ હોય તો? એને મારાં સર્વ ચરિત્રની માહિતી છે. એનો ને મારો ભેટો થાય અને અજયસિંહ પણ ત્યાં જ હોય તો પછી મારે તો જીવવાની આશા જ રાખવી નહિ?' એવો વિચાર આવતાં એમ પણ તેના મનને થયું કે 'જો હું મારી ખરેખરી હકીકત અજયસિંહને કહી દઉં–હું કેટલા મહિના કેદમાં હતો, ત્યાંથી કયા સાધન દ્વારા મેં મારી મુક્તિ મેળવી, મારી સાથેનો આ વૃદ્ધ પુરુષ કેવો કલ્પક અને હુશિયાર છે, એ બધું જણાવું તો અજયસિંહ કદાચ મારા ઉપર ક્રોધે ન પણ ભરાય. તે સ્વભાવે તો અત્યંત દયાળુ છે. જો તેને દયા આવે તો કદાચ તે મને એ ગુફામાં પણ લઈ જાય! વળી એ લોકો તે ગુફામાં હોવા જ જોઇએ એમ પણ શા માટે માનવું? કેમકે થોડાક માસ પહેલાં જ એ ત્રણ જણાં અહીં આવ્યાં હતાં. તે વખતે પુષ્કળ સંપત્તિ એ ગુફામાંથી લઈ ગયા હશે. તેઓ એટલામાં પાછાં અહીં શા માટે આવે? અને જો કદાચ તેઓ આવ્યાં હશે તો હવે જે વિશ્રાંતિની છેલ્લી ગુફા આવશે ત્યાં પહોંચતાં માલૂમ પડી આવશે–તેમના ઘોડા એટલામાં જ કોઈ ઠેકાણે ચરતા હશે.'

અજયસિંહ, લક્ષ્મીદેવી અને સુમતીના સંબંધમાં ગુન્ડુરાવ પાસે તો એક શબ્દ માત્ર પણ કાઢવો નહિ એવો સંગ્રામસિંહે પક્કો નિર્ધાર કર્યો હતો. તેમ કરવાનું કારણ હતું. જો તે એ લોકોમાંથી એકાદાનું નામ ગુન્ડુરાવ પાસે લે તો તેમને લગતી તમામ હકીકત

તેને કહેવી પડે. તેમ કરતાં પોતાની કેટલીક ગુપ્ત હકીકત પણ પ્રકટ થઇ જાય અને પોતે ગુન્હુરાવની દ્રષ્ટિએ હલકો પડે. કદાચ અજયસિંહ વગેરેના સંબંધમાં તદ્દન બનાવટી વાર્તા કરે અને તેમ કહેતાં પકડાઇ જાય તો પણ ખોટું. એવા વિચારથી એ લોકોના સંબંધમાં કાંઇ પણ બોલવું નહિ એજ તેણે ઉત્તમ ધાર્યું. થોડી વારમાં જ તેઓ છેલ્લી વિશ્રાંતિની ગુફા પાસે જઈ પહોંચ્યા. ત્યાં જઇને આસપાસ તપાસ કરતાં તે સ્થળે કોઇ પણ આવ્યું હોય એવું ચિન્હ સંગ્રામસિંહના જોવામાં આવ્યું નહિ. એથી તેના મનનો ભય ટળી ગયો અને તેને વિશેષ સંતોષ થયો.

એ ગૂહામાં અલ્પ સમય વિશ્રાંતિ લેઇ જળપાન કરીને તેઓ પાછા ત્યાંથી નિકળ્યા અને આગળ જવા લાગ્યા. સંગ્રામસિંહ આગળ અને ગુન્હુરાવ પાછળ એમ ચાલતાં જે ડુંગરો તૂટેલો હતો ત્યાં સુધી જઇ પહોંચ્યા. ત્યાં પહોંચ્યા બાદ સંગ્રામસિંહ બોલ્યોઃ “ હવે અહીંથી આપણને નીચે ઉતરવું પડશે. આપણી સામે આ ઝાડી દેખાય છે તે જૂઓ. તેમાં થઇને આગળ જતાં નીચે ઉતરવાનો માર્ગ હશે એવી કોઇને કલ્પના પણ આવી શકે ખરી ? પરંતુ ખરેખર અહીંથી નીચે ઉતરતાં આપણને કોઇ જાતની અડચણ પડે તેમ નથી. એટલું ખરૂં કે જેને એ રસ્તાની માહિતી હોય તેના સિવાય બીજાથી ત્યાં જઇ શકાય તેમ નથી.” એમ કહેતો તે ઝાડીમાં દાખલ થયો. ગુન્હુરાવ પણ તેની પાછળ ચાલ્યો. તેઓ નીચે ઉતરતા હતા તે વખતે સંગ્રામસિંહ બોલ્યોઃ “આ રસ્તો વાંકોચૂકો છે અને વચ્ચે બહુ સાંકડો છે. માટે તમે સાચવીને ચાલજો. વારૂ, આપણે આ રસ્તે થઇને નંદનવનની ગુફાના દ્વાર સુધી તો જઇ પહોંચીશું પણ તેના દ્વાર ઉપર પેલા સર્પની ચોકી છે તેનું શું ?”

ગુન્ડુરાવ બોલ્યો: "એ બાબત મેં તો પહેલેથી જ વિચાર કરી રાખ્યો છે. પણ એ વિષયમાં મારો શો નિશ્ચય થયો છે તે હું તને અત્યારે જણાવવાની અગત્ય જોતો નથી. તને શું લાગે છે? એ સર્પને ત્યાં મંત્રના બળથી રાખી મૂકેલો છે અને હજી પણ તે ત્યાં જ હશે? પણ સંગ્રામસિંહ! હું તને ખરેખર કહું તો મંત્ર ઉપર મને બિલકુલ શ્રદ્ધા નથી, અને તને સર્પનો જેવો ભય લાગે છે તેવો મને બિલકુલ લાગતો નથી."

"જો મંત્ર ન હોય તો બીજું શું?" સંગ્રામસિંહના મનમાં પુનઃ આશા ઉત્પન્ન થઇ. હવે પુનઃ કાંઇક પણ નવીન અને શાસ્ત્રીય વિચારોથી યુક્ત ભાષણ સાંભળવાનું પ્રાપ્ત થશે એવા ઉદ્દેશથી તેણે ઉક્ત પ્રશ્ન કર્યો.

"તું કહે છે તે પ્રમાણે એ સ્થળે જો ખરેખરો જ સર્પ હોય તો તું પ્રથમ એ સ્થળે ગયો તે વખતે તેણે ઉંદર કે દેડકાનો આહાર કરેલો હોવો જોઇએ અને એ કારણુને લઇને તે ઘેનમાં પડેલો હોવો જોઇએ. તે એ વખતે તદ્દન અશક્ત બનેલો હોવાને લીધે જ તારા શરીર ઉપર ધસી આવ્યો નહિ હોય." ગુન્ડુરાવે કહ્યું: "એક કલ્પના એ. હવે બીજી કલ્પના: તે સ્થળે સર્પની બનાવટી મૂર્તિ કરીને પણ બેસારી હોય! જો તેમ હોય તો તે પછી તારી સામે ધસવાનો સવાલ જ રહેતો નથી. વારૂ આપણે પહેલી કલ્પના ખરી માની લઇએ. તારો હાથ એ વખતે જેને અડકયો હતો તે ખરેખરો સર્પ છે એમ માનીએ તો પણ આટલા દિવસ સુધી તે એને એ સ્થળે પડયો રહ્યો નહિ હોય. કેમકે સર્પની જાત કદી પણ કાયમને માટે એક સ્થળે રહેતી નથી. જો કે મારી તો ખાત્રી છે કે તે સાચો સર્પ નહિ પણ સર્પની મૂર્તિ જ હોવી જોઇએ. અમારી તરફ સર્પપૂજાનો

રીવાજ બહુ પ્રચલિત છે. માત્ર અમારી તરફ જ નહિ પણ લગભગ આખા ભારતવર્ષમાં સર્પની પૂજા કરવાનો રીવાજ ઘણા પ્રાચીન સમયથી ચાલુ છે. નાગપંચમીને રોજ ઘરેઘર સર્પનું ચિત્ર આલેખીને તેની પૂજા થાય છે. પત્થર કિંવા ધાતુનો નાગની મૂર્તિ બનાવીને તેની ઠેકઠેકાણે સ્થાપના કરવામાં આવેલી જોવામાં આવે છે. વળી સર્પનો ડર મનુષ્યોને બહુ લાગતો હોવાથી જો કોઇ નંદનવનની ગુફામાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરે તો તેને ભય ઉપજાવવાના હેતુથી પણ ત્યાં ખાસ કરીને સર્પની પ્રતિમા રાખવામાં આવેલી હોય એ માનવા યોગ્ય છે. "

ગુન્ડુરાવનું આ ભાષણ સાંભળીને તેમાં અધિક સત્યાંશ છે એમ સંગ્રામસિંહને લાગ્યું. તેણે પોતાના હાથનો જે વખતે સર્પને સ્પર્શ થયો હતો તે પ્રસંગ યાદ લાવીને વિચાર કર્યો તો તેને લાગ્યું કે ગુફામાં ભેજ હોવાને લીધે શિતળ બની ગએલી સર્પની પત્થર કિંવા ધાતુની પ્રતિમાને પોતાનો હાથ અડકયો હોવો જોઇએ. તે બોલ્યો: " ગુન્ડુરાવજી ! તમારા આ ભાષણથી મારા અંતઃકરણમાં સારો પ્રકાશ પડયો છે. મારી ખાત્રી છે કે તમે પ્રત્યેક શબ્દ પૂરતો વિચાર કર્યા પછી જ બહાર પાડો છો. પણ ચાલો, એક વખત આપણે એ ગુફામાં જઇ પહોંચીએ. મને તો એમ થયું છે કે ક્યારે હું ત્યાં જાઉં ! "

" મારી ક્યાં ના છે ?" ગુન્ડુરાવે કહ્યું: " પણ હજીયે તારા મનમાં શંકા રહેતી હોય અને ત્યાં ખરેખરો સર્પ હજી પણ પડેલો હશે એમ તું ધારતો હો તો આપણે આટલામાંથી બે દંડા પેદા કરી લઇએ. એટલે પછી આપણને બિહવાનું કારણ રહેશે નહિ.

જો તે આપણા શરીર પર ધસતો આવે તો બે ઝપાટા લગાવ્યા કે કામ ખલાસ!"

ગુન્ડુરાવની એ સૂચના સંગ્રામસિંહને આવકારદાયક લાગી. તેણે એક મજબૂત ઝાડમાંથી બે મોટા અને જાડા દંડા ભાગી લીધા. દરેકે એકેક દંડો પોતાના હાથમાં રાખ્યો અને તેઓ આગળ ચાલવા લાગ્યા.

## પ્રકરણ ૩૪ મું.

### અંધારી ગુફામાં.

તેઓ જે રસ્તે થઇને નીચે ઉતરતા હતા તે ઘણો અગવડ ભર્યો હતો. એક વખત એ જ રસ્તે થઇને સંગ્રામસિંહ નીચે ઉતર્યો હતો; પરંતુ તે વખતે તે અજયસિંહ વગેરેની પાછળ પાછળ જતો હતો. અત્યારે તો તેને પોતાને જ માર્ગ શોધી કાઢવાનો હતો. એ વખતે જે દંડા તેમના હાથમાં હતા તે નીચે ઉતરતાં ખાડા ખૈયાવાળી અને ખડબચડી જગ્યામાં ચાલતાં ટેકાવવાને ઠીક કામમાં આવતા હતા.

સંગ્રામસિંહને આ રસ્તે આવ્યાને ઘણા માસ વિતી ગયેલા હોવાને લીધે રસ્તાની આસપાસનાં ન્હાનાં ન્હાનાં વૃક્ષોની સ્થિતિમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. એટલે ઠેકાણે ઠેકાણે તે ઊભો રહેતો અને આસપાસ જોઇને પાછો આગળ વધતો. તેના મનને એમ પણ થતું કે અમે બરાબર જગ્યાએ જઇએ છીએ કે આમતેમ આડે માર્ગે રખડીએ છીએ? વળી કેટલાંક મોટાં વૃક્ષો જે પોતાની જગ્યાએ કાયમ જ હતાં, તેની સામે જોતાં તેની સ્મરણશક્તિ તાજી

થતી અને તે આગળ વધતો. એ પ્રમાણે જતાં જતાં તેઓ પેલા વ્હેળાને કાંઠે આવી પહોંચ્યા. ત્યાં અગાઉ જે વૃક્ષનો પૂલ સંગ્રામસિંહે જોયો હતો તે અત્યારે પણ પૂર્વવત્ સ્થિતિમાં જ હતો. એ જોઈને તેના મનને અત્યંત સંતોષ થયો. જો તે પૂલ નાશ થયો હોત તો બીજા વૃક્ષનો પૂલ બનાવવો પડત. તે સિવાય સામે કાંઠે જવાનો બીજો એક પણ માર્ગ નહોતો.

સંગ્રામસિંહે ગુન્દુરાવને એ પૂલ બતાવ્યો. તેની પાસે ઊભા રહીને ગુન્દુરાવે ચોતરફ નજર ફેંકી, તો મોટું ચમત્કારિક દ્રષ્ય તેની દ્રષ્ટિએ પડયું. ચોતરફ જ્યાં જૂએ ત્યાં ભયંકર ઊંડી ખીણો, સામે એક વ્હેળો, તેમાં ખળખળ ધ્વની કરતું ત્વરાથી વહ્યું જતું પાણી! તે વ્હેળો પસાર કરવાને માટે વૃક્ષના પૂલ સિવાય બીજો એક માર્ગજ નહિ. એવા પ્રકારની સૃષ્ટિરચના જોતાં ગુન્દુરાવના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. સેંકડો કલ્પનાઓ કરતાં પણ જે પ્રકારનું ચિત્ર પોતે કાઢી શકે તેમ નહોતો, એવો પ્રદેશ તેની દ્રષ્ટિએ પડવાથી આ ચિત્રકારના આનંદનો અવધી રહ્યો નહિ. થોડીક પળ સૃષ્ટિદર્શનમાં ગાળ્યા બાદ તે સંગ્રામસિંહની પાછળ સાવધાની પૂર્વક ઝાડનો પૂલ પસાર કરી ગયો. ત્યાંથી આગળ ચાલતાં થોડા સમયમાં અગવડ ભર્યો પ્રવાસ પૂર્ણ થયો અને જે ગુફામાં એક વખત સંગ્રામસિંહનો પ્રવેશ થયો હતો તે ગુફા પાસે તેઓ આવી પહોંચ્યા.

એ સ્થળે આવતાં સંગ્રામસિંહના મનમાં પુનઃ સર્પની ભીતિ ઉત્પન્ન થઇ. તેના પગ થર થર કંપવા લાગ્યા. ગુન્દુરાવની દ્વિતિય કલ્પના ખોટી ઠરે અને જો ખરેખર તે ભયંકર સર્પનો ભેટો થાય તો જીવવાની આશા જ નથી એમ તેના મનને થયું. તેની એ સ્થિતિ ગુન્દુરાવ સમજી ગયો અને બોલ્યોઃ "સંગ્રામસિંહ! તું કેટલો

બધો બિહકણુ છે ? મારા જેવા વૃદ્ધ માણસને ભીતિ લાગે કે તારા જેવા જુવાન જોધને ?"

સંગ્રામસિંહ બોલ્યો: "હું કાંઇ અંદર દાખલ થતાં બિહઉં છું એમ નથી. પણ ન કરે નારાયણ ને કદાચ જીવંત સર્પની મુલાકાત થઇ તો પ્રસંગ કઠણ આવશે એમ માત્ર મારા મનને થયું હતું."

એમ તે બોલ્યો તો ખરો પરંતુ અગાઉ જેમ તે વગર વિચારે આ અંધકારથી ભરપૂર ગુફામાં દાખલ થયો હતો તે પ્રમાણે 'આ વખતે પણ દાખલ થવાની તેની હિમ્મત ચાલી નહિ. પ્રથમ તેણે પોતાની સાથે ફાનસ હતું. તે સળગાવ્યું. એ દીપકના પ્રકાશના અનુરોધે તે તથા ગુન્હુરાવ અંદર દાખલ થયા. એ દીવાના પ્રકાશથી જેટલો ભાગ જોઈ શકાયો તેટલો સંગ્રામસિંહે તપાસી લીધો. પ્રથમ તે અહીં આવ્યો ત્યારે અંધારૂં હોવાને લીધે એ ગુફા કેવી છે તે એ વખતે જાણી શકાયું નહોતું. અત્યારે તેને ગુફાનું સ્વરૂપ સ્પષ્ટ દેખાતું હતું. પ્રવેશદ્વાર નજીક તે પહોળી હતી. તેની આસપાસની ભિંતો અને ઉપરનો ભાગ સપાટ નહોતો પરંતુ જે પ્રમાણે એક ખડકમાંથી કોઈ કોઇ સ્થળેથી પત્થરા જુદા પડી જવાને લીધે તે કોઇ સ્થળે સપાટ તો કોઈ સ્થળે ખાડાવાળો લાગે છે તેવો હતો. તેની ભિંતોપર જંગલી વનસ્પતિ ઉગેલી હતી.

સંગ્રામસિંહનું એ નિરિક્ષણ ચાલુ હતું તે દરમિયાન ગુન્હુરાવ પણ પોતાની દ્રષ્ટિએ ગુફાનું નિરિક્ષણ કરતો હતો. તેનો ઘાટ, તેની રચના, તેમાં ઉગેલી વનસ્પતિ, ઇત્યાદિપરથી આ ગુફા કોઇએ બનાવેલી છે કે તે કુદરતે જ નિર્માણ કરેલી છે એ વિષયમાં તે જુદા જુદા તર્ક કરતો હતો. એ તર્કપ્રણાલીનો અંત આવે એમ તેને લાગ્યું નહિ એટલે તેમાં નિરર્થક સમય નહિ ગાળતાં તેણે સંગ્રામસિંહને

કહ્યું: "એ ફાનસ તું મારા હાથમાં આપ! અહીં જો કાંઇ સંકટ હોય તો તેની સામે થવાને માટે હું તૈયાર છું. હવે મારે શું છે? મારે આગળ પાછળ કોઇ છે નહિ, અને વળી બહુ બહુ તો મારૂં આયુષ્ય આઠ—દશ વર્ષ સુધીનું ગણાય. કદાચ મારૂં મૃત્યુ થાય તો પણ હરકત નહિ. પરંતુ તું હજી તરૂણ છે, તારે આ જગતનાં અનેક ભાતનાં સુખોનો અનુભવ હજી લેવાનો છે! એટલે હું જ આગળ થઉં છું."

એક વખત તો કેવળ સ્વાર્થપરાયણ સંગ્રામસિંહના મનને થયું કે ગુંન્ડુરાવને ફાનસ આપવું અને તેને આગળ કરવો. પરંતુ બીજી જ પળે એ વિચાર બદલાયો. પોતાના મનની નિર્બળતા અને બિહકણપણાને માટે તેને લજ્જા ઉપજી. તે બોલ્યોઃ "ના ના, એમ બને જ નહિ. હું જ આગળ થઇશ. આવા જોખમના પ્રસંગમાં તમારા જેવા વૃદ્ધ માણસને મોખરે કરવા અને પોતે તેની પાછળ રહેવું એ નામર્દનું કામ છે. હું ગમે તેવો છું પરંતુ હિચકારો નથી. એવું કાર્ય મારાથી કદી પણ થશે નહિ." એમ કહેતો તે ફાનસનો પ્રકાશ પોતાની સામે પડે એવી રીતે એક હાથમાં દીવો અને બીજા હાથમાં ચેલો દંડો રાખીને આગળ થયો.

તેઓ લગભગ બસો—અઢીસો પગલાં સુધી આગળ ગયા, પરંતુ તે દરમિયાન એ ગુફામાં તેમનું લક્ષ આકર્ષાય એવું કાંઇ પણ તેમના જોવામાં આવ્યું નહિ. ગુફામાં સર્વત્ર શાંતિ પ્રસરેલી હતી. માત્ર તેમનાં પગલાંનો પ્રતિધ્વની તેમના કાને પડતો હતો. હા, વચ્ચે વચ્ચે એકાદું ચામાચીડીઉં તેમની પાસે થઇને પાંખો ફફડાવતું પસાર થતું તેમની દૃષ્ટિએ પડતું. જેમ જેમ તેઓ આગળ જવા લાગ્યા તેમ તેમ સંગ્રામસિંહ પોતાના હાથમાંનું ફાનસ ઉંચું કરીને સામે ધરવા લા-

ચો અને તેના પ્રકાશ વડે પોતાની સામેનો જેટલો ભાગ નજરે પડે તેટલો બરાબર ધ્યાન આપીને જોવા લાગ્યો. ગુન્હેરાવ પણ તેની પાછળ નહિ રહેતાં તેની પડખે પડખે જ ચાલતો હતો. તેને સંગ્રામસિંહની હિમ્મત ઉપર પૂરતો વિશ્વાસ નહોતો. કદાચ કાંઈ સંકટ આવી પડે તો પોતે આગળ થઇ જવું એવો તેનો વિચાર હતો અને એ હેતુથી જ તે સંગ્રામસિંહની સાથે સાથે ચાલતો હતો. પરંતુ હજુ સુધી તો કાંઇ પણ સંકટનું ચિન્હ જણાતું નહોતું; તદપિ સંગ્રામસિંહનું કાળજું તો જોરબંધ ધબકારા મારી રહ્યું હતું. તેને પ્રતિક્ષણે એમ થતું હતું કે અગાઉ જે સર્પને પોતાના હસ્તનો સ્પર્શ થયો હતો તે સર્પ હમણાં જ દેખાશે કિંવા તેનો ફુંફાડો કર્ણગોચર થશે! જો કે તેમાંનું કાંઇ પણ અત્યારસુધી તો બન્યું નહિ.

તેઓ પાછા થોડાક આગળ વધ્યા એટલે દૂર કેટલેક છેટે એક કાળો પદાર્થ પડેલો હોય એવું તેમને દેખાયું. એ ઉપરથી તેમણે અનુમાન કર્યું કે એ સ્થળે ગુફાનો છેડો આવતો હશે. કેમકે હવે ગુફા અગાઉ કરતાં સાંકડી થતી જતી હતી. માત્ર તેની ઉંચાઈ જે લગભગ સાત હાથની હતી તે તેટલી જ કાયમ રહી હતી. જેમ જેમ તેઓ આગળ ચાલ્યા તેમ તેમ પેલા કાળા પદાર્થનો આકાર અધિક સ્પષ્ટ દેખાવા લાગ્યો.

ધીમા પરંતુ સ્પષ્ટ અવાજે સંગ્રામસિંહે ગુન્હેરાવને પ્રશ્ન કર્યો: "આપણી સામે કાંઈ પણ તમારા જોવામાં આવે છે ખરૂં?" પરંતુ એટલા શબ્દો ઉચ્ચારતાં પણ સંગ્રામસિંહનું હૃદય કેટલું બધું થરથરતું હતું તે ગુન્હેરાવ જાણી ગયા સિવાય રહ્યો નહિ.

"હા, આપણી સામે એક અવાઢવ્ય પત્થર પ્રતિમા મને દેખાય

છે. " કેવળ ભીતિરહિત ગુન્ડુરાવે નિર્ભરપણે સંગ્રામસિંહના ઉત્તરનો જવાબ આપ્યો.

હવે તો સંગ્રામસિંહને પણ તે પ્રતિમા અધિક સ્પષ્ટપણે દેખાવા લાગી અને તેની ભીતિ અદ્રશ્ય થઇ ગઈ. તે બોલ્યો: "હા તે પ્રતિમા જ છે."

"આ મોટી ઉંચી પ્રતિમા પુરુષની હોય એમ લાગે છે. હવે તો તે સ્પષ્ટ દેખાય છે. ખરેખર આ ભગવાન્ ગૌતમ–બુદ્ધની પ્રતિમા છે; અને પણે જો, સંગ્રામસિંહ! પેલો તું કહેતો હતો તે સર્પ!"

'સર્પ' શબ્દ કર્ણગોચર થતાં જ સંગ્રામસિંહ ચમક્યો. તે બોલ્યો: "હેં! સર્પ!"

"હા, સર્પ!" ગુન્ડરાવ પોતાની સ્વભાવસિદ્ધ શાંતિને ધારણ કરતો બોલ્યો: "પરંતુ એ સર્પ જીવન્ત નથી. પ્રતિમાની પેઠે એ પણ નિર્જીવ જ છે. મને લાગે છે કે આ બન્ને પ્રતિમા–ગૌતમ બુદ્ધ અને સર્પની–આરસપહાણની હોવી જોઇએ."

ગુન્ડુરાવની આ કલ્પના અવાસ્તવિક નહોતી. એ ગુફાને છેડે ગૌતમ–બુદ્ધની મોટી અને ઉંચી પ્રતિમા એક પત્થરનો ચોતરો બનાવી તેના પર ઊભી કરવામાં આવેલી હતી. તે પ્રતિમાનો આકાર જો કે ભવ્ય હતો તો પણ મુદ્રા કેવળ શાંત હતી. એ પ્રતિમાનો ઘડનારો કોઇ કુશળ કારિગર હોવો જોઇએ એમ લાગતું હતું. તેની ઉંચાઇ પણ લગભગ સ્હાડા ત્રણ હાથથી સ્હેજ વધારે હોવાને લીધે તે આબેહૂબ મનુષ્ય સરખી દેખાતી હતી. મૂર્તિના પગની પાસે બીજી સર્પની પ્રતિમા હતી. એ સર્પની બનાવટ પણ બહુ કુશળતા પૂર્વક કરવામાં આવી હતી. સર્પના શરીરના આગલા ભાગને જમીનથી લગભગ એક હાથ ઉંચો રાખવામાં આવ્યો હતો અને જાણે

તે હમણાં ઉછળીને ફેણ મારશે એવો દેખાવ કરવામાં આવ્યો હતો. ગુફામાં ઘણે સ્થળે પાણી ઝરવાથી શેવાળ બાઝી ગઇ હતી. તે પ્રમાણે સર્પની પ્રતિમા ઉપર પણ શેવાળ બાઝેલી હતી. એ શેવાળને લીધે અંધારામાં જો તે સર્પના શરીરનો સ્પર્શ કરવામાં આવે તો તે જીવન્ત સર્પની પ્રમાણે જ શિતળ, સુંવાળું અને સરવર સરવર થતું ભાસે તેમ હતું. તે સર્પની એવા પ્રકારની યોજના કરવામાં આવી હતી કે અંધારામાં કોઈ પણ મનુષ્ય હાથ લંબાવીને આમતેમ ફેરવે તો તે સર્પના શરીરનો કોઇ પણ ભાગ તેના હાથને અડકવો જ જોઇએ.

ગુન્દુરાવને અત્યારે જાણે બીજું કાંઈ પણ કામ ન હોય અને કોઈ પણ જાતની ચિંતા ન હોય તે પ્રમાણે કેવળ શાંતિ અને એક ચિત્તવૃત્તિથી તે ચિત્રકારની દ્રષ્ટિએ એ બન્ને પ્રતિમાઓ તરફ જોતો હતો; જ્યારે બીજી બાજુએ સંગ્રામસિંહ જુદા જ ઉદ્યોગમાં ગુંથાયો હતો. તેને અત્ર સર્પનો ભય રહ્યો નહોતો. હવે ચિંતા માત્ર નંદનવનમાં પ્રવેશ કરવાનું દ્વાર શોધવાની હતી. તેથી બુદ્ધદેવની પ્રતિમાની આસપાસ ફરીને એટલામાં એકાદું દ્વાર દેખાય છે કે નહિ એ જોવાનો તે પ્રયત્ન કરતો હતો. તે પોતાની પાસે જે સોટો હતો તેના વડે આસપાસ ચોતરપ ઠોકીને ક્યાંય પોલાણ જેવું છે કે કેમ તે અવાજ પરથી નક્કી કરવા માગતો હતો ! એ પ્રમાણે તેણે એ પ્રતિમાની ત્રણે બાજુએ તપાસ કરી જોઇ. તેમાં કેટલોક સમય ગયો હશે, તથાપિ ગુન્દુરાવનું એ પ્રતિમાઓનું નિરિક્ષણ કરવાનું કાર્ય સમાપ્ત થયું નહોતું. તે પોતાના બન્ને હસ્ત છાતી પર સ્વસ્તિકાકારે રાખીને—અદબ વાળીને એ પ્રતિમાઓનો એક પછી એક પ્રત્યેક ભાગ બારિકાઇ પૂર્વક તપાસતો ઊભો હતો. સંગ્રામસિંહ પોતાના હાથમાંનું ફાનસ આમ તેમ ફેરવતો હોવાથી

વચ્ચે વચ્ચે ગુન્ડુરાવના અવલોકનકાર્યમાં ભંગ પડતો હતો ખરો; તદપિ તે સંગ્રામસિંહને ફાનસ નીચે એક સ્થળે મૂકવાનું કહેતો નહોતો. અર્થાત્ તે અત્યારે અવલોકનકાર્યમાં અત્યંત ગુલ્તાન બની ગએલો જણાતો હતો અને બાહ્યદ્રષ્ટિથી પ્રતિમાઓનું અવલોકન કરવા સાથે આંતર દ્રષ્ટિથી કાંઇ પણ ઊંડા વિચારમાં રત થએલો દેખાતો હતો !

## પ્રકરણ ૩૫ મું.

### એક વૈચિત્ર્ય.

સંગ્રામસિંહ ગુફાની ભિંતો અને નીચેની જમીન ઠોકી ઠોકીને ચાક્યો પરંતુ ક્યાંય પણ પોલાણવાળી જગ્યા હોય એમ નહિ લાગવાથી તે નિરાશ થયો. પોતે આ પ્રમાણે ગુફાના દ્વારનો શોધ કરે છે ત્યારે આ ડોસો છાતીપર હાથ રાખીને પત્થરની મૂર્તિ સામે નિરાંતે ઊભો ઊભો જોઇ રહ્યો છે, એ દેખાવથી સંગ્રામસિંહ ચિડાયો, અને જરા ગુસ્સાપૂર્વક તે બોલ્યોઃ “ગુન્ડુરાવ ! હવે એ પત્થરની મૂર્તિનું અવલોકન કરવાનું બંધ કરો તો સારૂં ! પહેલાં આટલામાં કોઈ પણ સ્થળે નંદનવનમાં પ્રવેશવાનું દ્વાર છે કે નહિ તે શોધી કાઢવાનો પ્રયત્ન કરો. આ મૂર્તિ કાંઇ અહિંથી ન્હાસી જવાની નથી !”

સંગ્રામસિંહના આ મૂર્ખતાભર્યા ભાષણથી ગુન્ડુરાવને પણ ચિડ ચડી. તેણે તિરસ્કારપૂર્વક તેને કહ્યું: “મૂર્ખા ! તારો ઉતાવ-

બીઓ સ્વભાવ ડગલે ને પગલે દેખાઇ આવે છે ! હું તને આટલા દિવસથી ઉપદેશ કરતો આવું છું, પરંતુ તારો એ સ્વભાવ હજી બદલાતો નથી ! એ ઉપરથી મને લાગે છે કે તારો આ સ્વભાવ જ તારા નાશનું કારણ બનશે. મારૂં એ ભવિષ્યકથન કદી પણ ખોટું પડનાર નથી ! "

એ વાત ખરી છે કે ગુન્ડુરાવે ચિડાઇ જઈને ઉક્ત ઉદ્દગાર કાઢ્યો હતો. પરંતુ તેમાં કેટલો સત્યાંશ હતો તે હવે અલ્પ સમયમાં જ વાચકોના જાણવામાં આવશે. અસ્તુઃ ગુન્ડુરાવના એ ભાષણથી સંગ્રામસિંહ જરા દબાયો, કેમકે એ ડોસાના બુદ્ધિકૌશલ્ય અને ડહાપણની સહાયતા સિવાય પોતાનો પ્રવેશ નંદનવનમાં થવાનું શક્ય નથી એમ તે સારી પેઠે જાણતો હતો. આ વખતે પોતાની ભયંકર ભૂલ થઇ છે, માટે હવે નમ્રતા ધારણ કર્યા સિવાય બીજો ઉપાય નથી, એવો વિચાર કરીને તે બોલ્યો: " ગુન્ડુરાવજી ! મારા મુખમાંથી જે શબ્દો અવિચારીપણે નિકળી ગયા તે માટે મને શરમ લાગે છે. દ્વાર શોધી કાઢવાની આતુરતાને લીધે મને ભાન ન રહ્યું. પરંતુ ગમે તેમ તોયે હું હજી યુવાન્ છું, વળી મારી બુદ્ધિ જોઇએ તેટલી ઘડાયેલી ન હોવાને લીધે બાળકબુદ્ધિ જ ગણાય. એટલે મારા બોલ્યા સામું ન જોશો એવી મારી આપને વિનતિ છે. "

" બાપુ ! " હવે ગુન્ડુરાવ પણ પ્રસન્નતાપૂર્વક બોલ્યો: " હું અત્યારસુધી આ પ્રતિમા સામે જોતો ઊભો હતો, તે કાંઇ અમસ્થોજ નહિ. જેમના જોવામાં પહેલ વહેલી આ ગુફા આવી હશે કિંવા જેમણે એ તૈયાર કરી હશે, તેમણે તેની અંદર બીજા લોકોનો પ્રવેશ થવા ન પામે તે માટે મોટી કાળજી પૂર્વક ગોઠવણ કરી રાખેલી

હોવી જોઇએ એમ તને નથી લાગતું? હું કાંઈ એવો મૂર્ખ નથી કે આ ગુફાની છેવટે એક દરવાજો હશે અને તે ગમે તે ઉઘાડી શકે તેવો હશે એમ માની લઉં! એટલે કે નંદનવનમાં પ્રવેશ કરવાનું દ્વાર ગુપ્ત હોવું જોઇએ. તે ગુપ્ત દ્વાર કયે સ્થળે હશે તેનો હું પ્રતિમા નિહાળતાં વિચાર કરતો હતો."

"પણ તે આ પ્રતિમા પાસે જ હશે!" ગુન્ડુરાવ પ્રતિમાનું જે સૂક્ષ્મ નિરિક્ષણ કરી રહ્યો હતો તે ઉપરથી અટકળ કરતો સંગ્રામસિંહ બોલ્યો.

"હા, તે માર્ગ આ પ્રતિમાની પાસે જ હોવો જોઇએ અને તેનું બારિક નિરિક્ષણ કરવાથી જ મળી આવશે." ગુન્ડુરાવ બોલ્યો: "હવે એ સંબંધી કેવી રીતે વિચારસરણી ચાલુ કરવી એ હું તને બતાવું છું. એવી કલ્પના કર કે આ નંદનવનની ગુફાનો મૂળ માલિક તું છે. તારે આ ગુફા લોકોથી ગુપ્ત રાખવાની છે. તો તું શું કરે? તું જો બુદ્ધિમાન્ હો તો એવો પ્રયત્ન કર કે આટલામાં એવી ગુફા છે એવો કોઈને ખ્યાલ જ આવે નહિ; અને તે ગુફામાં પ્રવેશ કરવાનો માર્ગ બની શકે તેટલો વિકટ બનાવે. પણ પાછું તને પોતાને એ વિકટપણું બાધાકર્ત્તા ન થાય એટલી કાળજી તો તારે રાખવી જ જોઇએ. હવે એ બધું કેવી રીતે બની શકે તેનો આપણે વિચાર કરીએ. એમ માન કે કોઇ અજાણ્યો મનુષ્ય જેને આટલામાં નંદનવનની ગુફા છે એવી કલ્પના પણ નથી તે અહીં આવી ચડે; તો અહીં આવીને જોતાં જે કાંઇ તેની દ્રષ્ટિએ પડે એટલાથી જ તેને સંતોષ થાય અને તેને વિશેષ શોધ કરવાની ઇચ્છા ન થાય એવી વ્યવસ્થા કરવી જોઇએ. જો આપણને પણ અગાઉ

કાંઈ પણ કલ્પના ન હોત અને પહેલવહેલા કેવળ અચાનકપણે જ આપણે અહીં આવી ચડયા હોત તો આપણે પણ બુદ્ધદેવ અને સર્પની પ્રતિમા જોઇને અહીં આથી વિશેષ બીજું કાંઈ નથી એમ જ માની લીધું હોત. કેમ કે સાધારણ રીતે આવા પ્રકારની ગુફાઓમાં કોઇ દેવની પ્રતિમા કે પૂણ્યપુરુષની સમાધિ જ હોય છે. તે પ્રમાણે અહીં જે પ્રતિમા દેખાય છે તે બહુધા બુદ્ધની હોવી જોઇએ અને બૌદ્ધ લોકોનાં જે કાંઇ આવાં કૃત્યો છે તે મોટે ભાગે આવી અગોચર જગ્યાએ જ હોય છે; કેમકે પૂર્વે તેમને ભારતધર્માનુયાયીઓ તરફથી ઘણો ત્રાસ સહન કરવો પડયો હતો. એટલે પોતાના દેવ કે ગુરુની મૂર્ત્તિનો નાશ ન થાય તે માટે આવાં વિકટ સ્થળો તેઓ સ્થાપનાને કાજે પસંદ કરતા હતા. જો બીજો કોઇ પ્રવાસી અહીં આવ્યો હોત તો મારી ખાત્રી છે કે તે આ ગૌતમ ભગવાનની પ્રતિમાના દર્શનથીજ સંતુષ્ટ થાત અને પોતાના શ્રમનો આ દ્રશ્યથી પોતાનેયોગ્ય બદલો મળ્યો એમ સમજત."

"હા, આપનું કથન સયુક્તિક છે ખરૂં." સંગ્રામસિંહને આ વિચારસરણી પસંદ પડવાથી તેણે તેને અનુમોદન આપ્યું. પરંતુ હજુ પણ તેના મનમાં એક શંકા રહી હતી તેથી તેણે પ્રશ્ન કર્યો: "પરંતુ ગુફાનું દ્વાર આ પ્રતિમા પાસે જ હોવું જોઇએ એમ તમે કહેતા હતા તે શા ઉપરથી ?"

"રહે, એમ ઉતાવળો ન થા." ગુન્દુરાવ બોલ્યો: "હું એ બધું તને સ્પષ્ટપણે સમજાવું જ છું. જો તું જ આ ગુફાનો મૂળ માલિક હોય તો આ પ્રતિમાનો જેટલો અને જે પ્રકારનો ઉપયોગ કરવાનું તું ધારે તેટલો અને તે પ્રકારનો ઉપયોગ કરી શકે. આ પ્રતિમાનો ઉપયોગ બે રીતે થઇ શકે એમ મને લાગે છે. એક તો લોકોની

જીજ્ઞાસાની તૃપ્તિને અર્થે; અને એ તો હું તને જણાવી ગયો છું. તેનો બીજો ઉપયોગ નંદનવનમાં પ્રવેશ કરવાનો માર્ગ છૂપાવવાને માટે થઈ શકે. તું પોતે જ કેવો છેતરાયો તેનો વિચાર કરી જો. આ પ્રતિમા અહીં જોવાથી તેની આસપાસ કોઈ સ્થળે ગુફાનું દ્વાર હશે એવી કલ્પના કરીને તેં આટલો સમય અન્ય સ્થળે શોધ કરવામાં નિરર્થક ગૂમાવ્યો. આ પ્રતિમાની અંદર જ ગુફાનું દ્વાર છે એનો તો તને ખ્યાલ પણ આવ્યો નહિ. પેલું જો! તું જેને માટે અત્યાર સુધી ધમપછાડા મારી રહ્યો હતો તે ગુફામાં પ્રવેશ કરવાનું દ્વાર!"

"વાહ વાહ! વાહ વાહ!" આનંદાવેશમાં નાચતો અને કૂદતો સંગ્રામસિંહ બોલ્યો: "ગુન્ડુરાવજી! ધન્ય છે તમને! તમારી કલ્પનાશક્તિ વિલક્ષણ છે, તમારૂં બુદ્ધિસામર્થ્ય અપ્રતિમ છે. ના ના, મને તો એમ જ લાગે છે કે તમે સર્વજ્ઞ છો!!"

"શાંત થા, સંગ્રામસિંહ! શાંત થા." ગુન્ડુરાવે નિરભિમાનપૂર્વક કહ્યું: "એવું ગેરવાજબી, સર્વથા અતિશયોક્તિભર્યું વિશેષણ મને ન લગાડ. 'સર્વજ્ઞ' એ વિશેષણને યોગ્ય તો આખા બ્રહ્માંડમાં કેવળ એક ઈશ્વર જ છે. જે વિશેષણ ઈશ્વરને જ લગાડવું યોગ્ય છે તે મનુષ્ય કિંવા અન્યને કદી પણ લગાડી શકાય નહિ. હું કોણ? તારા જેવો જ એક યઃકશ્ચિત્ મનુષ્ય. હું કોઈ પણ રીતે સ્તુતિને પાત્ર નથી. પણ રહે, ઉતાવળ ન કરીશ. નંદનવન જેવા અગમ્ય સ્થાનમાં દાખલ થતાં પહેલાં પૂર્ણપણે વિચાર કરવાની જરૂર છે."

પરંતુ જ્યારે દ્વાર મળી આવ્યું ત્યારે પછી સંગ્રામસિંહ જેવા ઉતાવળીયા અને સ્વાર્થસાધુ મનુષ્યને ગુન્ડુરાવના પ્રસ્તુત શબ્દો સાંભળવા જેટલી ધીરજ રહે ખરી? તેણે પોતાના હાથમાંનું ફાનસ નીચે મૂક્યું અને દ્વાર ખોલવાને માટે એકાદી ચાંપ કિંવા કળ છે કે કેમ

એ તે જોવા લાગ્યો. જે સ્થળે દ્વાર છે એમ તેને લાગતું હતું તે સ્થળે પૂરતો પ્રકાશ પડે તે માટે બરોબર તેની સામે ફાનસ મૂક્યું હતું. પણ આ શો ચમત્કાર? બુદ્ધ દેવની ઊભી પ્રતિમાના બે પગ વચ્ચેનો ભાગ દરવાજાની માફક ખૂલ્લો થયો અને તેમાંથી એક શ્યામ-રંગી સ્ત્રી બહાર આવી!

તે સ્ત્રી દરવાજામાંથી બહાર પડતાં પેલા દીવાના પ્રકાશથી પોતાની સામે બે મનુષ્યો ઊભેલા તેના જોવામાં આવ્યા. સંગ્રામસિંહ અને પેલી આગંતુક સ્ત્રીએ એક બીજાને પ્રથમ દૃષ્ટિએ જ ઓળખી લીધાં. "કોણ? સંગ્રામસિંહ!" પેલી સ્ત્રી બોલી.

"સુમતી!" સંગ્રામસિંહના મુખમાંથી પણ આશ્ચર્યપૂર્ણ ઉદ્-ગાર નિકળ્યો.

આંખનું મટકું મારવામાં જેટલો સમય લાગે તેટલા સમયની અંદર જ સુમતીના હાથમાં તિક્ષ્ણ ખંજર ચમકવા લાગ્યું. તેનો ઇરાદો એ ખંજર સંગ્રામસિંહના હૃદયમાં ભોંચી ઘાલવાનો હતો. પરંતુ તે પોતાનો ઇરાદો પાર પાડે તે પૂર્વે તો વાઘની માફક કૂદકો મારીને સંગ્રામસિંહે તેના હાથમાંથી ખંજર ખુંચવી લીધું અને ગુન્ડુ-રાવ તેમની નજીક આવી પહોંચે તે પહેલાં તે.જ ખંજર તેણે સુમ-તીના પેટમાં ખોસ્યું! ખંજરના પ્રહારની સાથે જ સુમતી બેશુદ્ધ બની ગઈ અને નજીક આવી પહોંચેલા ગુન્ડુરાવના અંગ ઉપર ઢળી પડી. એ સમય દરમિયાન પોતાના એક મહાન્ શત્રુનો નાશ થવાથી જેટલો આનંદ થાય તેટલા આનંદપૂર્વક લાગણીના એક પણ અંશ વિનાનો સંગ્રામસિંહ પેલા ખૂલ્લા થયેલા દરવાજામાં દાખલ થયો. તેનો અંદર પ્રવેશ થતાં જ તે દરવાજો જેવી રીતે ખૂલ્યો હતો તેવી જ રીતે આપોઆપ બંધ થઈ ગયો. અત્ર એક ખુલાસો કરવાની

જરૂર છે કે દરવાજો ઉઘડતી વેળા કે બંધ થતી વેળાએ જરી પણ અવાજ થયો નહોતો.

સંગ્રામસિંહનું ભયંકર કૃત્ય નિહાળીને ધર્મભિરૂ અને દયાળુ વૃત્તિના ગુન્હુરાવને બહુ જ ક્ષોભ થયો. પરંતુ અત્યારે એ વિષયમાં વિશેષ વિચાર કરવાનો સમય નહોતો. એટલે તેણે પ્રથમ તો પોતાના અંગ ઉપર બેશુદ્ધ થઇને ઢળી પડેલી સુમતીને સાચવીને જમીન પર સૂવાડી. પછી ચોતરા ઉપર સંગ્રામસિંહે મૂકેલું ફાનસ હાથમાં લઇને તે સુમતી પાસે આવ્યો. તે ફાનસ નીચે જમીનપર મૂકીને તેણે સુમતીએ પહેરેલી સાડીમાંથી એક લાંબી પટી ફાડી. તે પટી એક હાથમાં રાખીને બીજા હાથવડે તેણે સુમતીના પેટમાં ઘોંચાયેલું ખંજર જોર કરીને બહાર કાઢી નાંખ્યું. ખંજર બહાર કાઢતાંની સાથે જ જખમમાંથી લોહીનો ફુવારો છૂટવા લાગ્યો. પણ તેમાંથી અધિક રક્ત વહી જવા પામે તે પૂર્વે જ તેણે પેલી પટી જખમ ઉપર કસકસીને બાંધી દીધી.

સુમતીના જખમ ઉપર તે પટી બાંધતો હતો એ વખતે એક ચમત્કારિક દ્રસ્ય તેની નજરે પડયું. એ દ્રસ્ય જોઇને તેના વિસ્મયનો પાર રહ્યો નહિ. એ દ્રસ્ય શું હતું તે અમારા વાચકો જાણશે ત્યારે તેઓ પણ વિસ્મિત થયા સિવાય રહેશે નહિ. સુમતીના શરીરનો જેટલો ભાગ વસ્ત્રથી સાધારણ રીતે ઢંકાયેલો રહેતો હતો તેટલો ભાગ કેતકી પ્રમાણે ગૌરવર્ણનો હતો, જ્યારે બાકીનો એટલે હમેશાં ખુલ્લો રહેનારો ભાગ તદ્દન શ્યામ રંગનો હતો! આ પણ એક વૈચિત્ર જ નહિ તો બીજું શું? શું કુદરતે જ આ સ્ત્રીને આવા શ્યામ અને ગૌર એ પ્રકારના વર્ણની નિર્માણ કરેલી હશે? કે પછી તે સ્ત્રીએ પોતાના કાંઇ ગુપ્ત હેતુને પાર પાડવાને માટે પોતાના ગૌર

વર્ણને લોકોની દ્રષ્ટિથી ઢાંકવાને માટે કૃત્રિમ રીતે શરીરના ખુલ્લા ભાગને શ્યામરંગી બનાવ્યો હશે ? જો તે સ્ત્રીએ એ પ્રમાણે કૃત્રિમ પ્રયોગની સહાય લીધી હોય તો તે સ્ત્રી કોણ હશે અને કયો ગુપ્ત હેતુ સિદ્ધ કરવાને તેણે આવો છદ્મ વેશ ધારણ કર્યો હશે તે જાણવાને અમારા વાચકો ઉત્કંઠિત થયા સિવાય રહેશે નહિ. પરંતુ તેમની એ ઉત્કંઠાને તૃપ્ત કરવાનું કામ અમારૂં નહિ પણ સમયનું છે. હા, સમય આવતાં તેમની જીજ્ઞાસા તૃપ્ત થશે જ એવી અમે ખાત્રી આપી શકીએ ખરા, અસ્તુ.



## પ્રકરણ ૩૬ મું.

### નવાબનો વ્યાધિ.

હવે આપણે દોલતાબાદ શહેર તરફ વળીએ. લક્ષ્મીદેવી, અજયસિંહ, વગેરે દૌલતાબાદ શહેર છોડીને ઉજ્જયનીની હદમાં સુખરૂપ આવી પહોંચ્યાં તેને આજે લગભગ ચાર સ્હાડાચાર માસ વિતી ગયા છે. તે સમય દરમિયાન દૌલતાબાદના રાજ્યમાં અનેક ખટપટો થઇ હતી, પરંતુ તે ખટપટોનો આપણા કથાનક સાથે સંબંધ નહિ હોવાથી તેનું અત્ર વર્ણન કરવાની અમને આવશ્યકતા લાગતી નથી. તથાપિ એટલું માત્ર અમે જણાવીશું કે રાજ્યકીય ખટપટોના નિવારણ અર્થે નવાબને પુષ્કળ શ્રમ લેવો પડયો હતો, અને તેનું પરિણામ તેની નાજુક શરીરપ્રકૃતિ ઉપર પણ આવ્યા સિવાય રહ્યું નહોતું. પ્રારંભમાં તો તેને પોતાનો વ્યાધિ બહુ મહત્ત્વનો લાગ્યો નહિ, પરંતુ ધીમે ધીમે રાજ્યના મુખ્ય હકીમની ખાત્રી થઈ કે નવાબ

ઉપર અસાધ્ય મનાતા ક્ષયરોગે હુમલો કર્યો છે અને જ્યારે ત્યારેતે એ રોગનો ભોગ થઇ પડ્યા સિવાય રહેશે નહિ ! હકીમની કલ્પના ખોટી નહોતી. નવાબ દિવસે દિવસે ક્ષિણ થતો જતો હતો. વચ્ચે વચ્ચે એક-બે દિવસ તેના શરીરને સારૂં લાગતું અને તે બહાર ગાડીમાં બેસીને ફરવા જતો તેમ જ કચેરીમાં પણ હાજરી આપતો. પરંતુ એમ કરવાથી પુનઃ અગાઉ કરતાં વધારે નબળાઇ તેના શરીરમાં આવી જતી અને તેને શય્યામાં કેટલાક દિવસો પર્યંત પડયું રહેવું પડતું. એ પ્રમાણે અવારનવાર થયા કરતું હતું. હકીમ પણ અનેક પ્રકારનાં કીમતી ઔષધો આપી આપીને થાકી ગયો, પરંતુ નવાબને આરામનું એક પણ ચિહ્ન જણાયું નહિ. છેવટે હકીમે તો પોતાના મનમાં ગાંઠ વાળી દીધી કે નવાબ સાહેબ આ રોગમાંથી ઉઠે એવો લેશ પણ સંભવ નથી.

પોતાના પ્રાણથી પણ પ્રિય પુત્રની થયેલી આવી દુઃસ્થિતિ જોઇને સુલતાના વાલિદાના જીવને કષ્ટ થાય એ સ્વાભાવિક હતું. વ્યાધ વધવા લાગતાં તેણે તાબડતોબ સાંઢણી સ્વાર મોકલીને હિમાલયથી રામેશ્વર પર્યંતના સુપ્રસિદ્ધિ પામેલા રાજવૈદ્યો અને હકીમોને બોલાવી મગાવ્યા; અને તેમની પાસે નવાબના વ્યાધિનું નિદાન કરાવ્યું તમામ વૈદ્યો અને હકીમોએ નવાબની તબીયત બારિકાઇથી તપાસી જોઇ. નવાબના હકીમનો શો અભિપ્રાય હતો અને તે શું ઔષધ આપતો હતો તે પણ તેમણે જાણ્યું. છેવટે તેમણે જણાવ્યું કે " નવાબ સાહેબના હકીમે અત્યાર સુધી જે ચિકિત્સા કરી છે તે શાસ્ત્રસંમત જ હતી. તેના ઔષધથી નવાબના વ્યાધિ ઉપર અસર ન થઇ તેમાં હકીમનો લેશ માત્ર પણ દોષ નથી. સર્વશક્તિમાન્ પરમેશ્વરની ઇચ્છા પાસે માનવીજ્ઞાન સમુદ્રની પાસે એક જળબિન્દુની સમાન છે. તે

માટે હવે બીજો કાંઇ પણ પ્રયત્ન નહિ કરતાં પરમેશ્વરની કૃપા પ્રાપ્ત કરવાને સારૂ દૌલતાબાદ અને રાજ્યનાં બીજાં ગામોમાં મસ્જીદો તથા અન્ય ધર્મમંદિરોમાં લોકો પાસે પ્રાર્થના કરાવવી. અમારૂં તો એવું માનવું છે કે પ્રાર્થનાથી જ નવાબ સાહેબને આરામ થઇ જશે. બાકી તેમનો વ્યાધિ વૈદ્યકીય જ્ઞાનની મર્યાદા ઓળંગી ગયેલો છે એમ સ્પષ્ટતાપૂર્વક કહેવામાં અમે આંચકો ખાઇએ તો અમે કેવળ આડંબરી અને મિથ્યાભિમાની જ ગણાઇએ !"

થયું ! વૈદ્યો અને હકીમોએ હાથ ધોઈ નાખ્યા !! ભર જુવાનીમાં આવેલો પોતાનો પુત્ર પોતાને વૃદ્ધાવસ્થામાં આ ભવાબ્ધિમાં અસહાય અવસ્થામાં છોડી, આ ક્ષણભંગુર સંસારનો ત્યાગ કરીને ચાલ્યો જશે એ હવે સુલતાના-વાલીદાના ધ્યાનમાં પણ પૂર્ણપણે આવી ગયું !! એટલે પછી તેના શોક અને આક્રંદને માટે તો પુછવું જ શું? તેણે બહારગામથી આવેલા સર્વ વૈદ્યો અને હકીમોને યોગ્ય મ્હોંબદલો આપીને તેમને રજા આપી અને મહાકષ્ટપુર્વક તે પોતાના દિવાનખાનામાં ગઈ. તેનાં નેત્રામાંથી અશ્રુ વહેવા લાગ્યાં. ભવિષ્યનો વિચાર તેના મગજમાંથી લોપ થઈ ગયો. તે બિલકુલ નિરાશ બનીને એક કોચ ઉપર જઇને પડી. એ પ્રકારે વિહ્વળ મનઃસ્થિતિમાં અંતરવેદનાને અનુભવતી તે થોડો વખત પડી રહી હશે. તત્પશ્ચાત્ એક યુવતી ત્યાં આવી. આ યુવતી બીજી કોઇ નહિ પરંતુ આ નવલકથાના વાચકોની પરિચિત તારખાના જ હતી.

"મા સાહેબ ! આવા સમયે હું આપની પરવાનગી મગાવ્યા સિવાય અહીં આવી છું તે માટે મને ક્ષમા કરો." તારખાના અંદર પ્રવેશ કરી જે કોચ પર સુલતાના-વાલીદા આડે પડખે પડી હતી તેની પાસે આવીને નમ્રતાપુર્વક કહેવા લાગીઃ "સર્વ વૈદ્યો અને

હકીમોએ પોતાનો જે અભિપ્રાય વ્યક્ત કર્યો તે મારા જાણવામાં આવ્યો છે. મા સાહેબ ! જેટલો શોક અને જેટલું દુઃખ આપને થાય છે, તેટલો શોક અને તેટલું જ દુઃખ અમને પણ થાય છે. અર્થાત્ જે સ્થિતિ આપની તે જ સ્થિતિ અમારી છે. આવી સ્થિતિમાં આપના દુઃખમાં ભાગ પડાવીને આપના ઉપરના બોજામાં બની શકે તેટલો ઘટાડો કરવો એવા હેતુથી હું અત્યારે આપની પાસે આવી છું."

તારખાનાના કથનનો કાંઇક જવાબ આપવો એવો સુલતાના—વાલીદાને વિચાર થયો, તે માટે તેણે પ્રયત્ન પણ કર્યો પરંતુ શોકના આવેગથી તેની છાતી ભરાઈ આવવાને લીધે તેના મુખમાંથી એક પણ શબ્દ નિકળી શકયો નહિ.

"મા સાહેબ !" તારખાના થોડીક પળ શાંત રહીને પુનઃ બોલી: "વૈદ્યો અને હકીમોના અભિપ્રાય પછીથી શું જરી પણ આશા રાખી શકાય એવું નથી ? એમની પ્રકૃતિ સારી થવાને માટે શું હવે એક પણ માર્ગ રહ્યો નથી ?"

"હા, વૈદ્યો અને હકીમો તો કેવળ નિરાશ બની ગયા છે. હવે તો આધાર માત્ર એક ખુદા ઉપર છે. જો ખુદાની મહેર થાય તો જ આપણાં મુખ હસતાં થાય તેમ છે." સુલતાના—વાલીદાએ તુટક શબ્દોવડે જણાવ્યું.

તારખાનાએ કાંઇક વિશેષ નમ્રતા ધારણ કરીને કહ્યું: "મા સાહેબ ! જો આપની મંજુરી હોય તો આ સંબંધમાં મારે એક અરજ કરવાની છે."

તારખાનાના છેલ્લા વાકયથી સુલતાના—વાલીદાના મનમાં આશાનો એકાદો અંકૂર ફુટયો અને તે પોતાની મહત્તાના અભિમાનનો ત્યાગ કરતી બોલી: "બાઇ ! હવે વળા મારી મંજુરી માગવાની

જરૂર શી ? એટલો માન મરતબો શા માટે જોઇએ ? અત્યારે તો આપણી સ્થિતિ સરખી જ છે. તારે જે કાંઈ કહેવાનું હોય તે ખુશીથી કહે !"

"મા સાહેબ !" તારખાના બોલી: "એમ તદ્દન નિરાશ થવાની જરૂર નથી. હજી પણ એક આશા છે. આ જનાનખાનાની દિવાલોની અંદર જ એક બાઈ કેદમાં પડેલી છે. મને લાગે છે કે આપને તો કદાચ તેનું વિસ્મરણ–"

"હા બાઈ ! હા," સુલતાના–વાલીદા પોતાને એ વાતનું એકાએક સ્મરણ થઇ આવ્યું હોય તે પ્રમાણે બોલી ઉઠી: "પેલી રાધા સાધ્વીને ? અગાઉ પણ તેં મને તેના સંબંધમાં એક–બે વખત યાદ આપી હતી, નહિ વારૂ ?"

"અને આપે પણ મને વચન આપ્યું હતું" તારખાના બોલી: "કે તેની મુક્તતાના સંબંધમાં આપ વિચાર કરશો ! પરંતુ વચ્ચે એમની માંદગીને લીધે આપના મન ઉપર આવી પડેલા ચિંતાના બોજાને લીધે એ બિચારીનું આપને બિલકુલ વિસ્મરણ થયું જણાય છે."

"જો ખરૂં કહું તો હું તેને વિસરી તો નથી જ." વાલીદા બોલી: "પણ મારા હકીમોએ તેના સંબંધમાં મારૂં મન કલુષિત કરેલું છે. એટલું જ નહિ પણ એ રાધા સાધ્વી એટલી બધી હઠીલી છે કે તેના એ દુરાગ્રહી સ્વભાવથી પણ મને તેના ઉપર ચિડ ચડી છે. તેણે મને ગુસ્સે કરવામાં બાકી રાખી નથી, તેમ છતાં આજ સુધી મેં તેને જીવતી રાખી છે એ પણ તેણે પોતાનું ભાગ્ય જ સમજવું જોઇએ !"

તારખાના કેટલોક સમય સુધી શાંત રહી. પછી તે ધીમા અવાજે બોલીઃ "ગમે તેમ હોય પણ એટલું તો ખરૂં જ કે એ સ્ત્રી વૈદ્યક વિદ્યામાં મોટી કુશળ લાગે છે. જૂવોને તે દિવસે તેણે પેલી લક્ષ્મીને મૃતવત્ સ્થિતિમાં લાવી મૂકી હતી. એ વખતે કોઇને એવી શંકા સુદ્ધાંત આવી નહોતી કે તે જીવતી છે! પરંતુ કેવો ચમત્કાર! તે સાધ્વીએ પછી તે મૂએલી સ્ત્રીને જીવતી કરી દીધી!"

"એ ખરૂં છે" સુલતાના વાલીદા બોલીઃ "અને એથી કરીને જ રાધાના ઔષધનો ચમત્કાર નિહાળવાને માટે એ વેળાએ હું અત્યંત ઉત્સુક બની હતી. પરંતુ એ વખતે તેણે જે દુરાગ્રહીપણું વાપર્યું તે ઉપરથી મારૂં મન બહુ ખાટું થઇ ગયું અને તેના ઉપર મને અત્યંત ક્રોધ ચડયો હતો."

"એ સ્ત્રી દુરાગ્રહી છે તેની તો ના કહી શકાશે નહિ." તારખાનાએ પોતાના ઉદ્દેશને યુક્તિથી સિદ્ધ કરવાના હેતુથી સુલતાના વાલીદાના કથનને ટેકો આપતાં કહ્યુંઃ "પરંતુ તેણે પોતાના ઔષધનો પોતાના ઉપર જ પ્રયોગ કરી બતાવવાનું કબુલ કર્યું હતું એ આપ ગુસ્સાના આવેશમાં ભૂલી ગયાં. વળી તેનો પિતા ભોપાળનો જુહારમલ પણ એક પ્રખ્યાત વૈદ્ય હતો; એટલે તેના પિતાનાં અદ્ભુત અને ચમત્કારિક ઔષધો તેની પાસે હોય એ બનવા જોગ છે, તેના પિતાની વૈદ્યકીય બાબતમાં કુશળતાની તારિફ તો આપે સાંભળેલી જ છે, એટલે એ વિષયમાં આપને વધારે જણાવવાની જરૂર નથી."

હવે સુલતાના વાલીદાના મન ઉપર અસર થએલી જણાઇ. તેના મનને થયું કે આ વખતે એ સ્ત્રીના દુરાગ્રહ સામે લક્ષ આપવું એ ઠીક નથી, તેણે કહ્યુંઃ "મને પણ લાગે છે કે તેની પાસે ચમ-

ત્કારિક ઔષધો હોવાં તો જોઇએ જ. અત્યારસુધી મેં તેના તરફની ઘૃણાને લીધે દુર્લક્ષ કર્યું હતું. પણ હવે તેને એક વખત બોલાવીને તેનાથી કાંઇ બની શકે એમ છે કે કેમ એ પણ જોવું તો ખરૂં."

સુલતાના—વાલીદાએ રાધા સાધ્વીને બોલાવવાના સંબંધમાં અનુકુલ મત પ્રકટ કર્યાથી સુલતાના તારખાનાના મનમાં અત્યંત આનંદ થયો. રાધા સાધ્વીને નજરકેદ કરીને જનાનખાનામાં બંધીવાન જેવી સ્થિતિમાં રાખી મૂકવાથી તેને બહુ દુઃખ થતું હતું. તેણે પ્રસંગોપાત સુલતાના વાલીદા સાથે વાતચીત કરતાં બે ત્રણ વખત આડકતરી રીતે રાધા સાધ્વીના સંબંધમાં વાત કાઢી હતી. પરંતુ જો તેને નજરકેદમાંથી મુક્ત કરવાનો વિશેષ આગ્રહ કરે તો પોતાનો લક્ષ્મીદેવીના પલાયનમાં હાથ હતો એવી શંકા કદાચ સુલતાના—વાલીદાને આવે અને તેને પરિણામે પોતાને નિરર્થક ત્રાસ સહન કરવો પડે, એવી તારખાનાને ભીતિ હતી. એટલે અત્યારે પણ તે રાધા સાધ્વીની વધુ પડતી તરફદારી કરી શકે એમ હતું નહિ. નવાબના મુખ્ય હકીમે વાલીદાનું મન રાધાના સંબંધમાં કલુષિત કરી દીધું હતું. કેમકે રાધા એક પ્રખ્યાત વૈદ્યની પુત્રી હતી, એટલે તેની પાસે તે વૈદ્યનાં અનન્ય ઔષધો હોવાં જ જોઇએ એવી હકીમની માનિનતા હતી. તે ઔષધના ચમત્કારના જોરે રાધા રાજમાતા ઉપર સત્તા જમાવી દેશે અને પછી પોતાનું તેજ કમી થશે એની હકીમને ભીતિ હતી. તદપિ લક્ષ્મીદેવીના કૃત્રિમ મૃત્યુ અને જીવિતાવસ્થાથી વાલીદાના મન ઉપર અદ્દભુત અસર થયા સિવાય રહી ન હોતી. એવી સ્થિતિ આણનારા ઔષધોનો એક વાર ચમત્કાર તો જોવો એવો પ્રથમ તેણે ઇરાદો પણ કરેલો અને મુખ્ય હકીમની નામરજી તથા ભંભે-

રણી છતાંયે તે પોતાનો એ ઈરાદો પાર પાડવાને તૈયાર થઇ હતી. પરંતુ નિષ્પરાયણ વૃત્તિવાળી રાધાએ આપેલા બેદરકારી ભર્યા જવાબોથી પોતાનું અપમાન થયેલું માનીને વાલીદાએ તેને નજરકેદ રાખવાનો હુકમ કર્યો હતો, જ્યારે જ્યારે તારખાનાએ તેના સંબંધમાં વાત કાઢેલી ત્યારે ત્યારે વાલીદાએ તેને કાંઇને કાંઈ ઉડાઉ જવાબ આપ્યા હતા; પરંતુ અત્યારની વાત જુદી હતી. તેનો એકનો એક અને કર્તૃત્વવાન્ પુત્ર આસન્નમરણ બનેલો હોવાથી 'ડૂબતો મનુષ્ય તરખલાને બાઝે' એ કહેવત પ્રમાણે, પોતાના પુત્રના આરોગ્યને માટે પોતાના માનાપમાનને બાજુએ રાખીને ગમે તે કરવાને વાલીદા તૈયાર હતી. તો પછી રાધા સાધ્વી જેવી ચમત્કારિક સ્ત્રીને બોલાવવાને તથા તેની સહાય માટે યાચના કરવાને તે તૈયાર થાય એમાં શું આશ્ચર્ય ! અસ્તુ. સુલ્તાના વાલીદાએ એક ગુલામને આજ્ઞા કરીને કીસલર–આગાને પોતાની પાસે બોલાવ્યો. કીસલર–આગા માસાહેબ અને તારખાનાને કુરનસ બજાવી નમ્રતાપૂર્વક અદબ કરીને ઊભો રહ્યો એટલે વાલીદાએ તેને પુછ્યું: "પેલી રાધા સાધ્વી હજી આ જનાનખાનામાં નજરકેદજ છે ને ?"

"હા, નામદાર !" કીસલર–આગાએ નમ્રપણે જવાબ આપ્યો: "આપના ફરમાન મુજબ તેને આ મહેલમાં જ અટકમાં રાખવામાં આવી છે."

"વારુ, પણ તેની બરદાસ્ત તો બરોબર રાખવામાં આવે છે કે બીજા સાધારણ કેદી પ્રમાણે જ તેની સાથે પણ વર્ત્તવામાં આવે છે?" વાલીદાએ બીજો પ્રશ્ન કર્યો. આ પ્રશ્ન કરવામાં તેનો હેતુ એ હતો કે જો રાધાની બરોબર બરદાસ્ત થતી હોય તો એ સંબંધમાં તેને રોષ ધરવાનું કારણ રહે નહિ.

"માત્ર તેને જનાનખાનાની બહાર જવાનો અને બહારના માણસો સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવાનો જ પ્રતિબંધ છે, તે સિવાય તેનો માન મરતબો પૂરતી રીતે સાચવવામાં આવે છે. તે રોજ દિવસમાં એક વખત ખાય છે, અને રાંધે છે પોતાની હાથે, એટલે હંમેશાં તેની ઇચ્છા મુજબ સીધું આપવામાં આવે છે. વળી તેની તહેનાતમાં એક હીંદુ દાસી પણ આપી છે. બેગમ સાહેબોથી નિરાળા ભાગમાં તેને બે મોટા ખંડ કાઢી આપવામાં આવ્યા છે. આપ નામદારે તેની વ્યવસ્થા બરોબર રાખવાની આજ્ઞા કરેલી તે પ્રમાણેજ બજાવવામાં આવે છે." કીસલર–આગાએ કહ્યું.

"વારૂ, જાઓ તે સ્ત્રીને મારી પાસે પૂરતા માન પૂર્વક લઇ આવો." વાલીદાએ ફરમાવ્યું.

કીસલર–આગા નમન કરીને બહાર ગયો અને પુનઃ થોડી વાર પછી રાધા સાધ્વીને લઇને માસાહેબ પાસે આવ્યો. પોતે નજરકેદ હોવા છતાં રાધાના મન ઉપર તેની કાંઈ પણ અસર થયેલી જણાતી નહોતી. તેનો ચ્હેરો અગાઉના જેવો જ ગંભિર અને પ્રશાંત હતો. એમ કહીએ તો ચાલે કે અત્યારે અધિક શાંત અને ગંભિર દેખાતી હતી. તેની મુખમુદ્રા ઉપર મંદ સ્મિત પ્રસરી રહ્યું હતું. કલેષ કે ચિંતાનું એક ચિહ્ન સરખું તેના ચ્હેરા પર જણાતું નહોતું. તેણે અંદર આવતાં આડી દ્રષ્ટિએ તારખાના તરફ નિહાળ્યું. તારખાનાએ પણ તેના તરફ સંતોષપ્રદર્શક દ્રષ્ટિ કરીને ચક્ષુઓ દ્વારા પોતાનો મનોગત પ્રેમભાવ વ્યક્ત કર્યો. જો કે એ બનાવ કીસલર–આગા કે વાલીદાના ધ્યાનમાં આવવા પામ્યો નહિ—ન આવવા પામે એવી સાવચેતી પણ તારખાનાએ લીધી હતી એ વાચકોને ખાસ જણાવવું પડે તેમ નથી.

"બાઇ!" સુલતાના-વાલીદાએ પોતાની સ્વભાવસિદ્ધ ગંભિરતા ધારણ કરીને રાધાને કહ્યું: "મેં આજ સુધી તારી સાથે નિર્દયતાયુક્ત વર્ત્તાવ રાખ્યો છે, એમ તને લાગતું હશે; નહિ વારૂ?"

"મા સાહેબ!" પોતે એક સત્તાધારી અને અભિમાની વ્યક્તિની સામે ઊભેલી છે, એમ પૂર્ણપણે જાણતી હોવા છતાંયે રાધા નિડરતા પૂર્વક બોલી: "જ્યારે આપે મને સ્પષ્ટ પ્રશ્ન કર્યો છે ત્યારે હું પણ આપને સ્પષ્ટપણે વિના સંકોચે એમ કહેવામાં હરકત જોતી નથી કે કેટલાક મહિના પહેલાં આપે મારી સાથે જ કરાર કર્યો હતો, તે પ્રમાણે આપ વર્ત્યા નથી."

પોતાને વચનભંગી ઠરાવનારા આ કથનથી વાલીદાને ક્રોધ ચડે અને પોતાનું અપમાન થયા સરખું ભાસે એ સ્વાભાવિક હતું. પણ તેણે પોતાના મનની એ સ્થિતિ બહાર જણાવા દીધી નહિ. જાણે પોતાને વિસ્મરણ થયું હોય એવા ભાવપૂર્વક તે બોલી: "શું કહે છે? મેં કરાર કર્યો હતો? પરંતુ મને તો કાંઇ અત્યારે તે યાદ આવતું નથી!"

"આપની એવી ઇચ્છા હતી કે મારી પાસે જે કેટલાંક વિલક્ષણ ઔષધો છે તેની બનાવટ મારે આપને બતાવવી. મારાં ઔષધોથી મનુષ્યની બિલકુલ મૃતવત્ સ્થિતિ થઇ જાય છે અને બીજાં ઔષધોથી મનુષ્ય પુનઃ સાવધ થાય છે એટલુંજ નહિ પરંતુ તેના શરીરનું આરોગ્ય અગાઉ કરતાં પણ વિશેષ દ્રઢ થાય છે, એ ઔષધોની આપ પરીક્ષા કરી જોનાર હતાં એ પરીક્ષામાં મને યશ પ્રાપ્ત થાય તો કેદમાંથી મને મુક્તિ આપીને બીજી પણ બક્ષિસ આપનાર હતાં-જો કે બક્ષિસની તો મને બિલકુલ ગરજ છે જ નહિ; અને જો

મારાં ઔષધોમાં મારા કથન મુજબનો ગુણ ન હોય તો મને દેહાન્ત દંડ કરવાનો આપે પૂર્વે મારી સાથે કરાર કર્યો હતો. જો એ કરારનું આપે પાલન કર્યું હોત તો ક્યારનીયે હું અહીંથી છૂટીને જગતની ખૂલ્લી હવાનું પાન કરતી સ્વાતંત્ર્યને અનુભવતી હોત અને મારા આયુષ્યના બાકીના દિવસો સુખ અને શાંતિમાં ગાળતી હોત."

"મારે ઘણા મનુષ્યોના પરિચયમાં આવવાનું થતું હોવાથી કદાચ આવી ક્ષુલ્લક બાબતનું મને વિસ્મરણ થઇ જાય તો એમાં નવાઇ જેવું નથી." વાલીદા સત્તાના મદની છટા પૂર્વક બોલી: "પરંતુ તારી આ પરિસ્થિતિ માટે અત્યારે મને ખરેખર શોક થાય છે. એ વખતે મને તારા વર્ત્તનથી તારા ઉપર ગુસ્સો ચડયો હતો અને તારા વિષયમાં મારૂં મન કલુષિત પણ થયું હતું. એથી કરીને તારાં ઔષધોનો ચમત્કાર નિહાળવાની જે ઉત્કંઠા મને થઈ હતી તેને મેં ઇરાદા પૂર્વક જ એ વખતે દબાવી દીધી હતી. પણ અત્યારે તું મારી ઇચ્છા પૂર્ણ કરવાને તૈયાર છે ખરી? જો હોય તો અગાઉ જે શરતો આપણી વચ્ચે થયેલ છે તે શબ્દેશબ્દ કબૂલ છે."

"પણ મા સાહેબ!" રાધાએ જરી પણ સંકોચાયા વગર પ્રશ્ન કર્યો: "મારા સંબંધમાં આપનું મન કોણે કલુષિત કર્યું હતું? એવું કોણ છે કે જેણે વિના કારણ મારા અદ્દભુત અને ચમત્કારિક ઔષધોપર દોષારોપણ કરવાની ધૃષ્ટતા કરી છે? કૃપા કરીને તેનું નામ મને જણાવો, એટલે તેના જ્ઞાન અને બુદ્ધિનો તોલ કરવાનું બની શકે."

રાત્રાના આ ધીટતા ભર્યા પ્રશ્નનો થોડીક પળ વાલીદાએ વિચાર કરી જોયો; તેના એ સવાલનો સરલ ઉત્તર આપવો એવો નિશ્ચય

કર્યો. જો બીજો સમય હોત તો પોતાની સામે આવી ધૃષ્ટતા દાખવનારી સ્ત્રીને ક્યારનીયે સુલતાના વાલીદાએ યમલોકમાં પહોંચડાવી દીધી હોત. પરંતુ અત્યારનો સમય જુદો હતો. પોતાના પુત્રના આરોગ્ય તરફ તેનું સર્વ લક્ષ ખેંચાયેલું હતું. એટલે રાધાના વૈદ્યકીય જ્ઞાનની તેને ઘણીજ ગરજ હતી. એથી કોઈ પણ રીતે તેને અપ્રસન્ન થવા ન દેતાં સંતુષ્ટ રાખવી એવો જ તેનો વિચાર હતો. તેણે કહ્યું: ‘ રાજ્યના મુખ્ય હકીમે તારો રેશમી વાવટો તપાસ્યો હતો અને મને જણાવ્યું હતું કે તેમાંનાં ઔષધો કાંઇ પણ કામનાં નથી. બીજા ઔષધો વેચવાનો ધંધો કરનારા ફેરીઆઓ જેવાં સામાન્ય ઔષધો પોતાની પાસે રાખે છે તેવાં જ આ ઔષધો છે.’ જ્યારે મારા મુખ્ય હકીમે એ પ્રમાણે અભિપ્રાય આપ્યો ત્યારે મને તેના કથન ઉપર વિશ્વાસ બેસે એ સ્વાભાવિક હતું એટલે પછી મારૂં તારા તરફ દુર્લક્ષ થાય એમાં પણ શી નવાઈ ?”

રાધા સાધ્વી એ સાંભળીને તિરસ્કારદર્શક હાસ્યને વદનપર ધારણ કરતી બોલી: “ એવા પેટભરા હકીમો ગમે તે કહે તેથી શું થઈ ગયું ? પોતાની મોટાઈને વાંધો ન આવે તે માટે તેણે આપની પાસે મારી નિંદા કરી હોય તો તેમાં આશ્ચર્ય શું ? વારૂ, પણ અત્યારે આપે મને અહીં શા માટે બોલાવી છે ?”

“ આજે તારાં ઔષધોનો ચમત્કાર જોવાની મારી ઇચ્છા થઇ છે.” સુલતાના વાલીદાએ ગંભિરતા પૂર્વક કહ્યું: “ એ માટે તારે મારી સાથે જો કાંઇ પણ શરત કરવાની હોય તો તે મને જણાવ. ગેરવાજબી નહિ હોય તો જરૂર તેનો સ્વીકાર થશે.”

સુલતાના વાલીદાના આ પ્રશ્નનો ઉત્તર આપ્યા પહેલાં રાધા સાધ્વીએ એક ક્ષણ માત્ર વાલીદાના ચ્હેરા સામે વેધક દ્રષ્ટિએ જોયું

અને પછી તે બોલી: "મારા સાંભળવામાં આવેલ છે કે વૈદ્યો અને હકીમોએ તેમને માટે જીવવાની આશા છોડી દીધી છે. જો આપની પરવાનગી હશે તો હું તેમને ખાત્રી પૂર્વક આરામ કરી દઇશ અને પુનઃ પૂર્વ પ્રમાણે આ દુનિયાના અગમ્ય સુખોનો અનુભવ લેવાને પાત્ર કરી દઇશ."

રાધા સાધ્વીના એ શબ્દો શ્રવણ કરતાં સુલતાના વાલીદા પોતાની સર્વ યોગ્યતા વિસરી ગઇ! તે જે કોચ ઉપર બેઠી હતી તેના પરથી એકદમ ઊભી થઇને પોતાની સામે ઊભેલી રાધાની નજીક ગઇ અને બોલી: "હે બાઇ! આ શું તું ખરૂં જ કહે છે? એટલો ઉપકાર તું મારા ઉપર કરીશ ખરી?"

દ્રઢતાપૂર્વક વિશ્વાસયુક્ત વાણીથી રાધાએ કહ્યું: "એમાં ઉપકાર કરવા જેવું કાંઇ છે જ નહિ. પણ મારી ખાત્રી છે કે હું નવાબ સાહેબને જરૂર આરામ કરી દઇશ."

"પણ, બાઇ!" વાલીદાએ શંકાશિલતા પૂર્વક કહ્યું: "કદાચ તારા ઔષધનું કાંઇ ભળતું જ પરિણામ આવ્યું તો એથી કેટલો મોટો અનર્થ નિપજશે, એની તો તને કલ્પના હશે જ."

"હા મને તેની પૂરેપૂરી કલ્પના છે!" રાધાએ અગાઉ કરતાં પણ વિશેષ ખાત્રી પૂર્વક જવાબ આપ્યો: "પણ મા સાહેબ! મારા વિષયમાં હજી પણ આપના મનમાં સંશય છે ખરો? શું આપને એવી શંકા છે કે હું નવાબ સાહેબના શત્રુઓ માંહેની એક છું? જો કદાચ એવા પ્રકારની શંકા ઉત્પન્ન થઇ હોય તો પણ તેને માટે ચિંતા કરવાનું કશું જ કારણ નથી. કેમકે એ શંકાનું પૂર્ણપણે નિરસન કરવાની પણ મારામાં શક્તિ છે."

સુલતાના-વાલીદાએ સ્પષ્ટાંતઃકરણથી કહ્યું: "હું ખરેખર કહું છું કે તું મારા પુત્ર તરફ કિંવા અમારા તરફ શત્રુત્વ ધરાવે છે એવી શંકા તો મારા મનમાં કોડી માત્ર પણ નથી. તદપિ જો એ શંકા નિવારણ કરવાનું તારી પાસે જે સાધન હોય તે તું મને દેખાડીશ તો હું ઘણી જ ખુશ થઇશ. મારા મનમાં તારે માટે શંકા ન હોય તોપણ મારા પુત્રના જીવન ઉપર આખા રાજ્યનો આધાર હોવાથી કોઇ પણ કૃત્રિમ પ્રયોગથી તેના જાનને હરકત થવા ન પામે એ માટે મારે ખાસ કાળજી અને સાવચેતી રાખવી જ જોઇએ. યદા-કદાચિત મારી અનુમતીથી તેં તેને આપેલું ઔષધ હાનીકારક નિવડે તો તને તો માત્ર દેહાંતદંડની સજાજ થાય, જ્યારે મારે તો જીવન-પર્યંત નામોશીના સાગરમાં ડૂબી મરવું પડે."

"ભલે, તો એમાં મને પણ કાંઇ હરકત નથી." રાધાએ કહ્યું: "મારો જે વાટવો આપે આપના કબજામાં રાખ્યો છે તે મને સુ-પ્રત કરો અને મારો પ્રયોગ જોવાને માટે આપના દરબારી હકીમોને બોલાવો એટલે મારી પાસે જે જે ચમત્કારિક પદાર્થો છે તેનો આપને અનુભવ થશે."

"ઠીક છે." એટલું કહીને કીસલર-આગાને ઉદ્દેશીને વાલીદાએ કહ્યું: "તું જા અને આપણા બન્ને હકીમોને બોલાવી લાવ; અને આ રાધા સાધ્વીનો જે વાટવો તારી પાસે છે તે પણ લેતો આવ."

સુલતાના-વાલીદાની આજ્ઞા પ્રમાણે કીસલર-આગા હકીમને બોલાવીને તથા રાધાનો વાટવો લઈને તુરતજ પાછો ત્યાં હાજર થયો. આ વખતે બે હકીમોમાંથી ફક્ત એકજ હકીમ ત્યાં આવ્યો હતો. કેમકે નવાબ સાહેબની તબીયત અત્યારે વધારે નાદુરસ્ત હોવાથી બીજા હકીમને તેમની પાસે બેસી રહેવાની જરૂર હતી આ હકીમે

આવીને માનપૂર્વક વાલીદા અને તારખાનાને નમન કરીને બીજો હકીમ નહિ આવી શકવાનું કારણ જણાવ્યું તથા તે અદબ કરીને એક બાજુએ ઊભો રહ્યો.

"રાધા!" સુલતાના-વાલીદાએ કહ્યું: "અહીંઆ બન્ને હકીમો હોવા જોઇએ એવી તારી ઇચ્છા છે ખરી?"

"કાંઈ જરૂર નથી." રાધાએ કહ્યું: "આ હકીમ સાહેબ એકલા હશે તો પણ ચાલશે."

કીસલર-આગાએ પેલો વાટવો સુલતાના વાલીદા સમક્ષ રજૂ કર્યો. પોતાનાં અમૂલ્ય ઔષધોથી ભરેલો વાટવો પુનઃ દ્રષ્ટિએ પડતાં રાધાને કેટલો આનંદ થયો હશે તેની કલ્પના કરવાનું ગુણજ્ઞ વાચક માટે મુશ્કેલ નથી.

---

# પ્રકરણ ૩૭ મું.

---

## વિષપરીક્ષક પ્યાલો!

સુલતાના-વાલીદાની પાસે રાધા સાધ્વીને ઊભેલી જોઇને હકીમના મનમાં સ્વાભાવિક રીતે જ મત્સરનો પ્રાદુર્ભાવ થયો. વાસ્તવિક રીતે જોઇએ તો એ હકીમે યુનાની વૈદ્યકનો બહુ સારો અભ્યાસ કરેલો હતો અને આયુર્વેદનું પણ થોડું ઘણું જ્ઞાન તે ધરાવતો હતો. વળી તબીબી વિદ્યા આજ કેટલીક પેઢીઓ થયાં તેનામાં વંશપરંપરા ઉતરી આવેલી હોવાથી એ વિષયનો તેને સારો અનુભવ હતો અને એમ કહીએ તો ચાલે કે તેને વૈદ્યક શાસ્ત્રનું માર્મિક જ્ઞાન હતું. પરંતુ રાધા સાધ્વીના ઔષધના ચમત્કારિક પ્રભાવને અગાઉ તે ન જાણી શકેલો હોવાથી તેને લજ્જાયમાન્ થવું પડયું હતું. એથી કરીને

તેના મનમાં રાધા પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો. તે ઊભો ઊભો વક્ર દૃષ્ટિએ તેના તરફ નિહાળતો હતો. તારખાનાને રાધાના વૈદ્યકીય જ્ઞાનનો પૂર્ણ અનુભવ હોવાને લીધે તેને તો રાધા ઉપર સંપૂર્ણ ભરોસો હતો. વાચકો જાણે છે કે તારખાનાને પણ આ જનાનખાનામાં તેની અનિચ્છા છતાં જબરાઇથી આણવામાં આવી હતી. પરંતુ પ્રાપ્ત થયેલી પરિસ્થિતિમાં આનંદ પૂર્વક કાળ નિર્ગમન કર્યા સિવાય બીજો એકે ઉપાય નહિ હોવાથી તે સંતોષ માનીને રહી હતી. તેણે એક પુત્રીને જન્મ આપ્યા બાદ તેને ‘ સુલતાના ’ની પદવી પ્રાપ્ત થઈ હતી, એટલે જનાનખાનામાં તેનું માન સારૂં હતું. તદુપરાંત નવાબનો તેના પર અને તેનો નવાબ ઉપર પરસ્પર પૂર્ણ પ્રેમ હતો. એથી નવાબને આરામ થાય, રાધાને યશ મળે અને આ બંધીવાસમાંથી તે મુક્ત થાય એવી તારખાનાની ખાસ ઇચ્છા હતી. સુલતાના—વાલીદાને માટે તો માત્ર એકજ પ્રશ્ન હતો! કોઇ પણ પ્રકારે પોતાનો પ્રિય પુત્ર મૃત્યુમુખમાંથી બહાર પડે એટલુંજ તે ઇચ્છતી હતી, અને તે કારણથી જ તે પોતાના માન મરતબાને આજુએ રાખીને રાધા સાધ્વીના અપમાનદર્શક શબ્દો સાંભળી રહેવાને તેની ખુશામદ કરવાને પણ [illegible] બની હતી!

એ ત્રણ વ્યક્તિ સિવાય ચો[illegible] કૅસલર—આગા ત્યાં હતો. તેણે પો[illegible]ના બચપણથી [illegible]ત્વારસુ[illegible] [illegible]ની ગાદીપર આવેલા નવા[illegible]ોની એક નિમકહલાલ આન[illegible]ક સેવા ઉઠાવી હતી. સાંપ્રત નવા[illegible]ને તેણે ન્હાનપણથી જ ઉ[illegible] મોટો કર્યો હતો. એટલે તેના પર તેનો સવિશેષ ભાગ હતો. [illegible]ાષધથી નવાબને આરામ થાય એવી તેની ઉત્કટ [illegible]ચ્છા [illegible]ન તે માટે તે મનમાં ને મનમાં ખુદાની બંદગી ક્યાં કરતો હતો.

સુલતાના—વાલીદાએ પેલો વાટવો રાધાને આપ્યો. તે વાટવો પોતાના હાથમાં આવતાંજ રાધાએ મોટી ઉત્કંઠાપૂર્વક તે ઉઘાડી જોયો અને તે માંહેના મહત્ત્વના સર્વ પદાર્થ સિલ્લકમાં છે કે કેમ તેની ખાત્રી કરી જોઈ. તે પછી એ વાટવામાંથી તેણે એક ન્હાનો કાચનો પ્યાલો બહાર કાઢ્યો. તે પ્યાલામાં ચાર—પાંચ તોલા પાણી માય એટલો તે હતો. તે પ્યાલો સર્વની દ્રષ્ટિએ પડી શકે એ હેતુથી રાધાએ એક મેજ જરા આગળ ખસેડીને તેના ઉપર મૂકયો.

"માસાહેબ!" પછી તેણે કહ્યું: "આપ આ પ્યાલા તરફ બરોબર લક્ષ આપીને જોશો એટલે તેનું સ્વરૂપ યથાર્થપણે આપના ધ્યાનમાં ઉતરશે. આ પ્યાલો પારદર્શક છે અને તે ઉત્તમ પ્રકારના કાચનો બનાવેલો છે. તેમાં એક સુંદર ફુલ કોતરેલું છે. કારિગરે તે ફુલ આ પ્યાલા ઉપર બહુ હૂશિયારીપૂર્વક કોતરેલું છે. જૂઓ તેની તામ્ર જેવા લાલ રંગની પાંખડીઓ, તેની આસપાસના લીલા રંગનાં પાન અને ફુલની વચ્ચેના ભાગનો પીળો રંગ!"

"અહાહા! રંગ પૂરવાની કુશળતા તો બસ સર્વોત્તમ છે!" કીસલર—આગાના મુખમાંથી ઉદ્ગાર નિકળી ગયો. જો કે તે સાથેજ તેના મનમાં એક વિચિત્ર શંકાએ સ્થાન લીધું અને એ શંકાથી તેનું મન કાંઈક વ્યગ્ર પણ બન્યું. આ સાધુડી કોઇ જાદુગરિણી હોય અને કદાચ પોતાના જાદુથી રાજકુટુંબીઓને હરકત કરે તો? એવા પ્રકારની શંકા કીસલર—આગાના મનમાં ઉત્પન્ન થઇ હતી—પ્રસ્તુત ભાષણ કરતી વખતનો રાધાનો દેખાવ, મેજ ઉપર પડેલો કદી પણ નહિ જોયેલો એવો કાચનો પ્યાલો અને અગાઉ રાધાએ લક્ષ્મીને મારી નાખીને પાછી જીવતી કરેલી એ બનાવનું સ્મરણ, એ બધાં કારણોને લઇને કીસલર—આગા જેવા બુઢ્ઢા ઇસ્લામીના મનમાં એક

હિંદુ સાધુડીના સંબંધમાં એવી શંકા ઉત્પન્ન થાય એમાં કાંઇ નવાઇ જેવું નથી.

"મા સાહેબ!" રાધાએ કહ્યું: "આપના હાથમાં લઇને આ પ્યાલાનું અવલોકન કરવાની આપની ઇચ્છા હોય તો પણ કાંઇ વાંધો નથી." એટલું કહીને તે પ્યાલો તેણે સુલતાના વાલીદાને આપ્યો. તેણે પ્યાલાનું બારીકાઇથી અવલોકન કરીને તારાખાનાને આપ્યો. તારખાનાએ તે પ્યાલો પાછો રાધાને આપ્યો એટલે "લ્યો, હકીમ સાહેબ! આપ પરીક્ષા કરો!" એમ રાધાએ હસતાં હસતાં કહીને તે પ્યાલો હકીમને આપ્યો. હકીમે જાણે પોતાને એ પ્યાલામાં કાંઇ પણ મહત્ત્વ લાગતું ન હોય એવા ભાવપૂર્વક તે પ્યાલો ચોતરફ ફેરવીને પાછો રાધાને આપ્યો.

રાધા એ પ્યાલાને પુનઃ મેજ ઉપર મૂકીને બોલી: "આપ સર્વએ આ કાચના પ્યાલાનું અવલોકન કરી લીધું છે. તેના પર કોતરેલા ફુલના રંગોનું પણ નિરિક્ષણ કર્યું છે. હવે માસાહેબ! આપ આ મારો વાટવો લ્યો. તેમાં કેટલીક શીશીઓમાં જુદા જુદા પ્રકારનાં વિષ ભરેલાં છે. વિષનું નામ સાંભળીને ચમકશો નહિ. હકીમ સાહેબને પૂછી જૂઓ! ગમે તેવું જાલીમ વિષ પણ જો યોગ્ય પ્રમાણમાં અને યુક્તિ પુરઃસર લેવામાં આવે તો તે શરીરના ભયંકરમાં ભયંકર રોગોને પણ દૂર કરી દે છે અને શરીરને પાછું સશક્ત બનાવી દે છે. વારૂ, તે વિષની શીશીઓમાંથી એક જાલીમમાં જાલીમ વિષ હકીમ સાહેબની સહાયથી પસંદ કરીને તેની શીશી મને આપો."

એ સાંભળીને વાલીદા સહજ વિચારમાં પડી ગઇ. બે પળ મૌન રહીને તે બોલી: "પણ હકીમે અગાઉ આ વાટવા માંહેના

ઔષધો તપાસીને એવો અભિપ્રાય આપ્યો હતો કે તેમાં સુશુપ્તિ કે મૃત્યુવત્ સ્થિતિ આણનારૂં એક પણ ઔષધ નથી; જ્યારે તું કહે છે કે તેમાં વિષની શીશીઓ છે! તો શું તે વખતે હકીમ વિષની પરીક્ષા નહિ કરી શક્યા હોય?"

"બેશક નહિ!" રાધાએ ભાર મૂકીને જણાવ્યું: "મારી પાસે વિષ એવા પ્રકારનાં છે કે તે ગમે તેવો અનુભવ વૈદ્ય કે હકીમ પણ ઓળખી શકે તેમ નથી. આ વાટવાને ત્રણ ખાનાં છે. તેમાં વચલા ખાનામાં વિષની શીશીઓ ભરેલી છે. તેમાંથી એક પછી એક શીશી હું માગું તેમ મને કાઢીને આપતા જાઓ."

"હકીમજી! લ્યો આ વાટવો" વાલીદા બોલી: "અને તેમાંથી રાધાના કહેવા પ્રમાણે શીશી કાઢી આપો." એમ કહી તેણે વાટવો હકીમને આપ્યો અને રાધાને ઉદ્દેશીને કહ્યું: "તિવ્ર ઝેરથી ભયંકર રોગનો નાશ થવાની તારી વાત ખરી છે. મેં તે અમારા યુનાની તબીબી ગ્રંથોમાં પણ વાંચેલ છે. હું એટલું જ ઇચ્છું છું કે તારા ઔષધનો પ્રભાવ નવાબને લાભપ્રદ નિવડે અને તેને યશ મળે."

હકીમે રાધાના વાટવાના વચલા ખાના માંહેની શીશીઓ એક પછી એક જોઇને તેમાંથી એક સર્વથી ન્હાની શીશી બહાર કાઢી અને રાધાને કહ્યું: "બાઈ! જો તારે કાંઈ પ્રયોગ કરવો હોય તો આ શીશી માંહેના ઔષધથી જ તે કરી બતાવ."

રાધાએ હકીમના હાથમાંથી તે શીશી લીધી. તે તું બૂચ ખોલીને તેમાંથી એક અર્ધ રાઇભાર વજનનું ઔષધ પેલા કાચના પ્યાલામાં નાખ્યું. તેમાં ત્રણેક તોલા પાણી રેડીને એક કાચની સળી

વડે તે સારી પેઠે હલાવી પેલું ઝેર તેમાં મેળવી દીધું. એ કાર્ય પૂર્ણ થયા પછી તેણે તે પ્યાલો બારી પાસે સૂર્યનાં કિરણો તેના પર પડી શકે એવી રીતે મૂકયો અને તે બોલી: “આ પ્યાલામાં જે ઔષધ મેં નાખ્યું છે એ ભયંકર વિષ છે એમ તો હકીમ સાહેબે પણ આપને કહ્યું છે. એ દવાનો જેટલો ભાગ મેં આ પ્યાલામાં નાખ્યો છે તેટલો ભાગ અર્ધા તોલા ભાર વાટેલી સાકરમાં મેળવીને જો કોઈને આપવામાં આવે તો તે દવા લીધા બાદ થોડીવારે જ તે મનુષ્ય બેભાન બની જાય. એ અવસ્થામાં સાઠ ઘડી પર્યંત રહે. તે દરમિયાન જો બીજું વિષના ઉતારનું ઔષધ આપવામાં ન આવે તો સાઠ ઘડી પછી તે મનુષ્યનો આત્મા આ ફાની દુનિયાનો ત્યાગ કરીને પરલોકમાં ચાલ્યો જાય! લક્ષ્મીદેવીને આ ઔષધથી જ મે બેભાન બનાવી દીધી હતી. વા, હવે આપ આ પ્યાલાના લાલ અને પીળા રંગના ફુલ ઉપર બારિક લક્ષ રાખજો.”

રાધાના છેલ્લા શબ્દોથી ત્યાં હાજર રહેલા સર્વ જનોનું લક્ષ પેલા કાચના પ્યાલા તરફ આકર્ષાયું; પણ શો ચમત્કાર? ધીમે ધીમે તે ફુલનો પીળો રંગ અને પાંખડીઓનો લાલ રંગ બદલાવા લાગ્યો અને શ્યામતા પકડવા લાગ્યો. ફુલની આસપાસનાં લીલા રંગનાં પાનની પણ એજ અવસ્થા હતી. એ જોઈને બન્ને સુલતાના, હકીમ અને કીઝલર-આગા, એ ચારે જણ આશ્ચર્યચકિત બની ગયાં! કદાચ પોતાની આંખોને આ ભ્રમ તો થતો નહિ હોય, એવું સુલતાના-વાલીદાને લાગ્યું અને તેણે હાથ વડે આંખો ચોળીને પુનઃ પ્યાલા સામે જોયું. પરંતુ એ કાંઈ ભ્રમ નહોતો. ફુલ અને પાનનાં રંગ બદલાઈને તે કાળાં પડતાં જતાં હતાં, એટલુંજ નહિ પણ કાચના પ્યાલાનું પ્રથમનું પારદર્શકપણું દૂર થઈને

એ પ્યાલો સુદ્ધાંત તદ્દન શ્યામ રંગનો બની ગયો હતો ! અંદરનું પાણી માત્ર જેવું ને તેવું પોતાની અસલ સ્થિતિમાં હતું. માંસાહેબ અને સુલતાના તારખાના આ ચમત્કાર જોઈને આશ્ચર્યના સાગરમાં ડૂબી ગઇ. તેઓ તો તે પ્યાલા સામેજ મીટ માંડીને જોઇ રહી હતી. આ પ્રયોગ કરી દેખાડવામાં આ સ્ત્રીનો શો હેતુ છે, તે ધ્યાનમાં નહિ આવ્યાથી પેલો હકીમ પણ ચકિત બનીને હવે આગળ રાધા શું કરે છે તે જોવાને અત્યુત્સુક બની રહ્યો હતો. ક્રીસલર–આગા તો બિચારો દિગ્મૂઢ બનીને ઘડીમાં પ્યાલા તરફ તો ઘડીમાં રાધા તરફ અને ઘડીમાં બન્ને સુલતાના તરફ તો ઘડીમાં હકીમ તરફ જોતો ઉભો હતો !

"સરકાર ! આ એક પ્રકાર તો આપે જોયો." સર્વ પ્રેક્ષકો તરફ કિંચિત્ અભિમાન પૂર્વક જોતી રાધા બોલીઃ "હવે આગળ આથી ઉલટો પ્રકાર બનશે તે પણ આપની નજરે પડશે." એમ કહીને તેણે એ પ્યાલામાંનું પાણી બારી બહાર ફેંકી દીધું અને પ્યાલો પાછો તેજ સ્થળે મૂકયો. પ્યાલો ખાલી થયા બાદ થોડી વારે તેની શ્યામતા દૂર થવા લાગી અને પેલું ફુલ તથા તેની આસપાસનાં પાન પણ પોતાનો પૂર્વરંગ ધારણ કરવા લાગ્યાં. દશ પંદર પળમાં તો તે પ્યાલો પાછો પારદર્શક બની ગયો અને પુષ્પ પણ મૂળ સ્વરૂપમાં આવી ગયું. તે પછી પુનઃ પેલા હકીમ સામે જોઇને રાધા બોલીઃ "હવે એક બીજું વિષ કાઢીને તેનો પણ અનુભવ કરી જૂઓ."

હકીમે વાટવામાંથી એક બીજી શીશી કાઢીને તે રાધાને આપી. એ લેતાં રાધાએ કહ્યું: "આ શીશીમાં જે ઔષધ છે તે પણ વિષજ છે. પરંતુ તે અગાઉના વિષ જેટલું તિવ્ર નથી. આ વિષ

સર્પના શરીરમાંથી કાઢવામાં આવ્યું છે. જો કોઇ મનુષ્યને સર્પ કરડ્યો હોય અને તુરત જ આ ઔષધ યોગ્ય પ્રમાણમાં આપવામાં આવે તો ઔષધ આપ્યા બાદ બરોબર બે દિવસ પછી સર્પનું ઝેર તદ્દન ઉતરી જાય છે. સર્પ બહુ ઝેરી ન હોય તો વહેલો પણ આરામ થઇ જાય છે. પરંતુ આ ઔષધ આપ્યા બાદ રોગી મનુષ્ય શુદ્ધિમાં આવે તે સમય દરમિયાન કેવળ તેનું તાળવું ગરમ હોય છે. તે સિવાય તેની સ્થિતિ અને દેખાવ મૃત્યુ પામેલા મનુષ્યના જેવી જ રહે છે. વારૂ, હવે આ ઔષધમાંથી પણ અગાઉના જેટલું જ હું પ્યાલામાં નાખું છું અને તેમાં પાણી રેડીને તેની સાથે એકત્ર કરૂં છું."

એ પ્રમાણે એ નવીન વિષનો પ્રથમ માફક પ્રયોગ કર્યા બાદ ફુલ અને પ્યાલાને શ્યામ રંગ ધારણ કરતાં અગાઉ કરતાં જરા વધારે વાર લાગી. બાકી ફુલ અને પ્યાલાની સ્થિતિ તો પહેલાના જેવી જ બની ગઈ. આ ચમત્કાર સર્વેએ જોયા બાદ રાધાએ પ્યાલા માંહેનું પાણી બહાર ફેંકી દીધું. થોડી વારમાં જ તે પ્યાલો પાછો પૂર્વની માફક પારદર્શક બની ગયો.

"ઇનશાલ્લા! આ તો મોટો ચમત્કાર છે!" સુલતાના—વાલીદા બોલી.

"હા ચમત્કાર તો ખરોજ!" તારખાનાએ કહ્યું: "પણ જો આવો પ્યાલો હોય તો કોઈ વેળા તે બહુજ ઉપયોગી થઇ પડે."

"ખરેખર, આ બાઇ મોટી કુશળ છે." કીસલર—આગાએ રાધાની પ્રશંસા કરતાં કહ્યું: "તેનાં ઔષધો મોટાં ચમત્કારિક લાગે છે!"

"આપણા યુનાની ગ્રંથોમાં મેં આવા વિષપરીક્ષક પ્યાલા સંબંધી વાંચેલું છે ખરૂં." હકીમ બોલ્યો: "પરંતુ આવો પ્યાલો મેં

તો કદી પણ મારી નજરે અગાઉ જોયો નહોતો. એ વાત ખરી છે કે આ પ્યાલાને માટે જે કાચ તૈયાર કરવો પડે તેને માટે જે જે ક્ષાર કિંવા ઔષધ જોઇએ તે અત્યંત દુષ્પ્રાપ્ય હોય છે, તેમજ યદાકદાચિત્ તમામ ક્ષાર કે ઔષધો મળી શકે તો પણ બધાં યોગ્ય પ્રમાણમાં મેળવીને ભઠ્ઠી કરીને કાચ બનાવવો પડે છે. તેમાં વિશેષ કષ્ટ અને મુશ્કેલી પડતાં હોવાથી આવો પ્યાલો બનાવવાને ભાગ્યે જ કોઇ તૈયાર થાય છે."

રાધાએ પૂછ્યું: "હકીમ સાહેબ! આપની પાસે પણ મારા જેવાં વિષ તો હશે જ?"

"મારી પાસે વિષ તો ઘણી જાતનાં છે." હકીમે જવાબ આપ્યો: "પરંતુ તમે જણાવ્યું તેવી જાતનો ગુણ ધરાવતાં વિષ મારી પાસે નથી. કેમકે તેને માટે જોઇતી વસ્તુઓ અત્યારે કોઇ પણ સ્થળે મળી શકે તેમ નથી."

"નહિ, એ આપની માનિનતા ભૂલ ભરેલી છે." રાધાએ હકીમના મતથી જુદા પડતાં કહ્યું: "નિઃસર્ગદેવીના અગાધ સામ્રાજ્યમાંથી જે જોઇએ તે મળી શકે તેમ છે. હા, એમ કહો કે તે શોધવાનો અવકાશ નથી કિંવા તેને માટે જોઇતી ખંત, સતત પરિશ્રમ અને સહનશિળતા નથી. આપણા દેશમાં એવાં અનેક જંગલો અને પહાડો છે કે જ્યાં આના કરતાં પણ વિશેષ ચમત્કારિક વનસ્પતિઓ અને ખનિજ પદાર્થો તથા અન્ય વસ્તુઓ મળી શકે તેમ છે. આ સર્પના વિષને ઉતરનારૂં ઔષધ તો મેં પોતે જ તૈયાર કરેલું છે, જ્યારે આગલું વિષ મારા સ્વર્ગસ્થ પિતાશ્રીએ બનાવેલું છે. અર્થાત્ આપણે જો પ્રયત્ન કરીએ તો ફલપ્રાપ્તિ થઇ શકે છે. એટલું ખરૂં કે જો તમામ વૈદ્યો કે હકીમો પાસે આવાં વિષો હોય તો તેના

સદુપયોગને બદલે દુરૂપયોગ જ વધારે થવાનો સંભવ છે. એટલે આવાં ઔષધો અને તેની બનાવટોનો વિશેષ પ્રચાર કરવો, એ તો ઇચ્છવા યોગ્ય નથી જ."

"પણ રાધાબાઈ!" હકીમે પ્રશ્ન કર્યો: "તમારી પાસે સોમલ, અફીણ કે વચ્છનાગનું સત્તવ અથવા એવાજ પ્રકારનાં બીજાં વિષો છે ખરાં? એવાં વિષોની તો વૈદ્યોને ઘણી વખત જરૂર પડે છે."

"જો ખરૂં પૂછાવો તો સર્પ કિંવા બીજાં ઝેરી પ્રાણીના ડંખ સિવાય બીજા રોગો ઉપર વિષપ્રયોગ કરવાનું હું કદી પણ પસંદ કરતી નથી. મારા પિતાશ્રી ક્વચિત્ ઉપયોગમાં આવી શકે એવા હેતુથી જુદાં જુદાં વિષ તૈયાર કરી રાખતા હતા ખરા, પરંતુ તેમની એવી આજ્ઞા હતી કે જ્યાંસુધી એક દર્દને વનસ્પતિમાંથી બનાવેલા નિર્દોષ ઔષધથી દફે કરી શકાય ત્યાંસુધી તેના ઇલાજ તરીકે વિષનો ઉપયોગ કદી પણ કરવો નહિ. મારી પાસે અમૃત તૂલ્ય ગુણ આપનારી પુષ્કળ વનસ્પતિઓ છે. હું મોટે ભાગે તો માત્ર તે વનસ્પતિઓનો જ ઉપયોગ કરૂં છું. જો આપની પાસે આપે જણાવ્યું તે માંહેનું એકાદું વિષ હોય તો લઇ આવો અને તેનો પ્રયોગ કરીને આ પ્યાલાના ગુણની વિશેષ ખાત્રી કરી લ્યો."

હકીમે માસાહેબની પરવાનગી માગી, અને ઉતાવળે પગલે ત્યાંથી નિકળીને તે પોતાને મકાને ગયો. થોડા સમયમાં જ તે પાછો આવ્યો. એ વખતે તે પોતાની સાથે ઉંચી જાતના મૂલ્યવાન્ રેશમી કાપડનો બનાવેલો વાટવો લાવ્યો હતો. તેમાંથી તેણે સોમલ, અફીણનું સત્ત્વ, વચ્છનાગનું સત્ત્વ અને એક—બે એવાં બીજાં વિષ એક પછી એક કાઢીને અનુક્રમે કાચના પ્યાલામાં નાખી તેની તપાસ

ચલાવી. વિષની ઓછી વધતી તીવ્રતાના પ્રમાણમાં પ્યાલાને શ્યામરંગ પકડવામાં વધુ ઓછો સમય લાગતો હતો; પરંતુ તે કાળો તો પડતો જ. રાધા સાધ્વીના આ કૌશલ્યથી સુલતાના-વાલીદા તો ખુશ ખુશ બની ગઇ. પરંતુ હકીમના મનમાં મત્સરની જ્વાળા પ્રકટી રહી. તેમ છતાં બહારથી તો તેણે શાંત મુદ્રા રાખી હતી. આ પ્રમાણે વિષોનો પ્રયોગ કરી જોયાથી એટલું તો સિદ્ધ થયું કે કોઇ પણ વસ્તુમાં જો વિષ મેળવેલું હોય અને તે વસ્તુ પાણી સાથે મેળવીને આ પ્યાલામાં નાખવામાં આવે તો પ્યાલો કાળો પડી જાય છે. એથી આ પ્યાલાની સહાયથી અમુક વસ્તુમાં વિષ છે કે કેમ તેની બિનચૂક પરીક્ષા થઈ શકે તેમ છે, એ વાત સ્પષ્ટપણે સિદ્ધ થઈ.

તત્પશ્ચાત્ રાધા સાધ્વીએ કહ્યું: " આ પ્યાલાનો વિષના યોગથી જ માત્ર શ્યામરંગ ધારણ કરવાનો ધર્મ છે, અને એનો તો આપે અનુભવ પણ કરી જોયો. પરંતુ જે પદાર્થમાં વિષ નથી હોતું તેના યોગથી આ પ્યાલા ઉપર કોઈ પણ જાતનું અનિષ્ટ પરિણામ નિપજતું નથી, એ વાતનો પણ હવે અનુભવ કરી જૂઓ. "

રાધાની એ સૂચના પ્રમાણે હકીમે રાધાના તથા પોતાના વાટવામાંથી એક પછી એક વિષના ભેળ વિનાનાં ઔષધો કાઢીને તેને પ્યાલામાં નાખી તપાસણી કરી જોઇ; અને એ પરીક્ષામાં પણ તે પ્યાલો સફળ થયો; અર્થાત્ વિષ વિનાના ઔષધના સંયોગથી તે પ્યાલાની પારદર્શકતા પ્રથમની માફક જ જળવાઇ રહેતી અને ફુલના મૂળ રંગો પણ જેવી ને તેવી સ્થિતિમાં રહેતા.

પછી એ પ્યાલો ચોખા પાણી વડે સાફ કરીને રાધાએ સુલતાના-વાલીદાને આપ્યો અને કહ્યું: " માસાહેબ ! હવે આપ આ પ્યાલો આપના કબજામાં રાખો; એટલે પછી કાંઇ બીજી યુક્તિ કરીને

મેં તે પ્યાલાનો ધર્મ નષ્ટ કર્યો છે એવી આપને શંકા આવવાનું કારણ રહે નહિ. હવે હું આપની પરવાનગીથી થોડા વખતની રજા લઉં છું અને જે વનસ્પતિઓની મને જરૂર છે તે એકત્ર કરીને તેનું અમૃતકલ્પ ઔષધ તૈયાર કરવાના કાર્યમાં ગુંથાઉં છું. મારા તે ઔષધના પ્રતાપે નવાબ સાહેબને ગુણ થવો જ જોઇએ."

"યા અલ્લા! યા અલ્લા!" હકીમ સાહેબ દાઢી પસવારતા બોલ્યા: "માસાહેબ! આ સ્ત્રીએ કાંઇ પણ જાદુગરી કે હાથચાલાકીના ખેલ જેવી કરામતથી આપના મનને ખુશ કર્યું છે એ વાત ખરી, પરંતુ એથી શું આપને એમ લાગે છે કે સદ્ધર્મપાલક નવાબ સાહેબને તેનું ઔષધ આપવા જેટલી તેનામાં યોગ્યતા છે? વિચાર કરો, માસાહેબ! આ બહુ જોખમનું કામ થાય છે!"

"પૂરેપૂરો વિચાર કર્યો છે!" સુલતાના–વાલીદા બોલી: "હકીમ સાહેબ! આ સ્ત્રીની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરવાની તમારા પોતાનામાં લાયકાત હોય એમ હું માની શકતી નથી. તમને પોતાને તબીબી વિદ્યાનું સારૂં જ્ઞાન છે એ હું કબૂલ કરૂં છું, અને શાસ્ત્રીય જ્ઞાનમાં તમે કદાચ આ બાઇના કરતાંયે ચડી જાઓ એ વાતની મને ના નથી. પરંતુ આ બાઇને તેના પિતા પાસેથી ચમત્કારિક ઔષધોનો વારસો મળેલો છે, કે જેવાં ઔષધો તમારી પાસે કિંવા આપણા દરબારના બીજા કોઇ હકીમ કે વૈદ્ય પાસે નથી. માટે એક વખત રાધાબાઇનું ઔષધ નવાબને આપવાનો મેં નિશ્ચય કર્યો છે. તે નિશ્ચય હવે હું ફેરવનાર નથી અને તે બાબતમાં તમારો એક પણ શબ્દ સાંભળનાર નથી." અલ્પ સમય કાંઇક વિચાર કરીને પુનઃ તેણે કહ્યું: "હું તમને ફરમાન કરૂં છું કે નવાબને હું આ બાઇનું ઔષધ આપનાર છું કે મેં આપ્યું છે, એવું મારા હુકમ સિવાય

બીજા કોઇની પાસે તમારે કહેવું નહિ. જો આ વાત બહાર પાડી તો પછી મારા ક્રોધનો પાર રહેશે નહિ! મારી શિક્ષા કેટલી કડક છે એ તો તમે જાણો જ છો!"

સુલતાન વાલીદાએ ફરમાવેલા આ હુકમ સામે એક શબ્દ પણ કાઢવાની કે તેની સામે ઉંચી નજર કરીને જોવાની પણ હકીમ સાહેબની હિમ્મત ચાલી નહિ. તે નીચું મસ્તક રાખીને અદબ પૂર્વક કુરનસ બજાવીને દિવાનખાનામાંથી બહાર પડયો.

"વારૂ, રાધાબાઈ!" સુલતાના-વાલીદાએ પૂછયું: "એ ઔષધ તૈયાર કરવામાં તને કેટલો સમય લાગશે, અને તેમાં તારે શી શી ચીજો જોઇશે?"

"મા સાહેબ!" રાધાએ કહ્યું: "મને માત્ર આ જનાનખાનાના બગીચામાં ફરીને મારી મરજીમાં આવે તે વનસ્પતિનાં પાન, ફળ, ફુલ, મ્હોર કે મૂળ લેવાની પરવાનગી મળવી જોઇએ. બજારમાંથી ગાંધીની દુકાનેથી કોઇ પણ ચીજ મગાવવાની જરૂર નથી. તાજી વનસ્પતિ જેટલી અસર કરે છે તેટલી સૂકાઇ ગએલી કિંવા લાંબા વખતથી પડતર રહેલી વસ્તુની અસર નથી થતી. અત્યારે ઘણી ખરી દવાઓ રોગ ઉપર અસર કરી શકતી નથી તેનું કારણ એ જ છે કે તે દવાઓ મોટે ભાગે લાંબા વખતથી પડતર રહેલી કસ વગરની વનસ્પતિઓમાંથી બનાવેલી હોય છે."

"ભલે, હું હમણાં જ માળીને હુકમ કરી રાખું છું કે તે તને કોઇ પણ વનસ્પતિ લેવામાં હરકત કરે નહિ." વાલીદાએ કહ્યું: "પરંતુ તને તે ઔષધો તૈયાર કરતાં સમય કેટલો લાગશે?"

"આવતી કાલે સ્હવારે એક પ્રહર જેટલો સમય વિતતાં

મારૂં ઔષધ તૈયાર થઈ જશે, અને બરોબર મધ્યાન્હે આપણે તે ઔષધ નવાબ સાહેબને આપીશું."

"એટલો બધો વખત?" વાલીદા ચિંતા અને અધીરાઇ સહ બોલી: "તે પહેલાં ન બની શકે? આજે ને આજે સ્હાંજ સુધીમાં ઔષધ આપી ન શકાય?"

"ના જી." રાધા સાધ્વીએ કહ્યું: "એ પ્રમાણે ઉતાવળ કરવી વાજબી નથી, કેમકે અત્યારે આ મારી ખરી પરીક્ષાનો સમય છે; અને આ ઔષધ મારે ખુદ નવાબ સાહેબને આપવાનું છે. માટે તે મારે સંપૂર્ણ વિધિસહ ગુણકારકજ નિવડે એવું બનાવવું જોઈએ. તેમ કરવામાં પુરતો વખત ન લઉં અને ઉતાવળે તૈયાર કરૂં તો જો કે તે અવગુણ તો ન જ કરે પરંતુ કદાચ ગુણ કરવામાં ઢીલ થાય! એટલા ખાતર જ તેને માટે પૂરતો સમય મેં આપની પાસે માગી લીધો છે."

## પ્રકરણ ૩૮ મું.

### નવાબની ભયંકર સ્થિતિ.

તે પછી રાધા માસાહેબની પરવાનગી લઇને ત્યાંથી બહાર પડી. તેની સાથે બે ગુલામ હતા. આ બે ગુલામો કાયમ તે ન્હાસી ન જાય તે માટે ચોકી કરતા હતા. એ બે ગુલામો સાથે સુલતાના-વાલીદાએ માળીને પોતાનો હુકમ જણાવીને આખો બગીચો રાધા બાઇને સ્વાધીન કરવાનું ફરમાવ્યું હતું. રાધાએ પોતાને જે જે વનસ્પતિ જોઇતી હતી તે તે ચોતરફ ફરીને મેળવી લીધી. એ બધી

વનસ્પતિઓ એકત્ર કરવામાં લગભગ એકાદ પ્રહર જેટલો સમય વ્યતિત થયો. એ સર્વ વનસ્પતિ મેળવીને તે પોતાના નિવાસસ્થાનમાં આવી. તે વખતે સંધ્યાકાળ થઇ હતી. અત્યારે ઉત્સાહના આવેશમાં તેને ભોજન કરવાની રૂચી નહિ હોવાથી કેવળ દુધ ગરમ કરીને પી લીધું અને તે નવાબસાહેબ માટેનું ઔષધ તૈયાર કરવાના કામમાં લાગી. પોતાની સેવામાં જે દાસીઓ હતી તેને તેણે ફરમાવ્યું કે આવતી કાલે સ્હવારના એક પ્રહર પર્યંત તેમણે એ દિવાનખાનામાં આવવું નહિ કિંવા બીજા કોઇને પણ દાખલ થવા દેવું નહિ; તેમજ ગમે તેવું અગત્યનું કામ હોય તો પણ પોતાને બહાર બોલાવવી નહિ. એ પ્રમાણે સખ્ત તાકીદ આપીને તેણે પોતાના ખંડનાં દ્વાર બંધ કરી અંદરથી સાંકળ વાસી દીધી, હવે તેણે ઔષધ તૈયાર કરવાનો આરંભ કર્યો.

નવાબ સાહેબના ક્ષયરોગ જેવા ભયંકર અને જીવલેણ દર્દને દફે કરનારા આ ઔષધમાં શી શી વનસ્પતિઓ નાખવામાં આવી છે તથા તેની કેવી રીતે બનાવટ કરવામાં આવી છે, તે જાણુવાને અમારા વાચકો ઉત્કંઠિત થાય એ સ્વાભાવિક છે. પરંતુ અમે પણ અમારા વાચકોના જેટલાજ તે જાણુવાને ઉત્કંઠિત છીએ, પણ લાચાર છીએ કે અમે વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરેલો નહિ હોવાથી તે વનસ્પતિઓનાં નામો આપી શકતા નથી. તેમજ તેની બનાવટ ગુપ્ત રાખવાની રાધાએ ખાસ ચોકસાઇ રાખેલી હોવાથી એ સંબંધમાં પણ વાચકોને નિરાશ કરવાની અમને દિલગીરી ભરી ફરજ પડે છે. અત્યારે કદાચ દૌલતાબાદના એ જનાનખાનાના બગીચામાં તે સમયની તમામ વનસ્પતિઓ અસ્તિત્વમાં હોય તો વૈદ્યકશાસ્ત્ર અને વનસ્પતિ શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર તથા જુદી જુદી વનસ્પતિઓના

ગુણદોષને પિછાણનાર કોઇ અનુભવી વૈદ્યને વનસ્પતિશાસ્ત્રીને તે સ્થળેથી ક્ષયના ઉપર અકસીર વનસ્પતિઓ મળી શકે ખરી !

રાધા સુલતાના—વાલીદા પાસેથી નિકળ્યા બાદ સુલતાના તારખાનાએ પણ માસાહેબની રજા લીધી અને વાલીદા એકલી પડી. અત્યારે તેના મનમાં એક મુખ્ય વિચાર ઘોળાયા કરતો હતો. રાધા ઉપર તેનો વિશ્વાસ ચોટયો હતો. રાધાના ઔષધથી નવાબને આરામ થશે એમ પણ તે ધારતી હતી. તદપિ દરબારી એક હકીમ નવાબને રાધાનું ઔષધ આપવાની વિરૂદ્ધ હતો. બીજો હકીમ પણ વિરૂદ્ધ થાય એ સંભવિત હતું. એ બે મુખ્ય હકીમના અભિપ્રાય સાથે નવાબના ભાયાતો, અમીર ઉમરાવ અને રાજ્યકર્મચારીઓ પણ સંમત થવાના જ એમ વાલીદા માનતી હતી. આવી સ્થિતિમાં રાધા જેવી એક અજ્ઞાત સ્ત્રીની દવા નવાબને આપવામાં કાંઇ ઓછું સાહસ ખેડવા જેવું નહોતું. તે કહેતી હતી કે 'હું જુહારમલની પુત્રી છું.' પણ એની ખાત્રી બીજા હકીમો અને દરબારીઓને કેવી રીતે કરી આપવી ? ખાત્રી કરવા માટે કોઇ માણસને ભોપાળ મોકલવો જોઈએ. એમ કરવામાં વખત લાગે અને તે દરમિયાન નવાબનો આત્મા દેહત્યાગ કરીને ચાલ્યો જાય તો ? આવી પરિસ્થિતિમાં વાલીદા માટે સલાહકારક અને સરલ માર્ગ તો ફક્ત એકજ હતો અને તે એ કે "મેં રાધાનું ઔષધ તને આપવાનો વિચાર રાખ્યો છે," એમ નવાબને જણાવવું અને તેમાં નવાબની સંમતી લેવી. એક વખત નવાબે સંમતિ આપ્યા બાદ તેના ઉપરની ઘણી જોખમદારી ઓછી થઇ જતી હતી. પછી કદાચ રાધાની દવાનું વિપરિત પરિણામ આવે તદપિ તે માટે દરબારીઓ વગેરે વાલીદાને વિશેષ દોષ દઇ શકે એમ નહોતું. એટલે વાલીદા એવા નિશ્ચય ઉપર આવી

એક વખત આ વાત નવાબને કહેવી અને જો તેની સંમતી મળે તોજ રાધાનું ઔષધ તેને આપવું. પરંતુ અત્યારે ને અત્યારે તે વાત નવાબને કરવામાં મોટો ભય હતો. નવાબ વાલીદાને રૂબરૂમાં રાધાનું ઔષધ લેવાની હા કહે, પરંતુ પાછળથી પેલા હકીમો તેનો વિચાર ફેરવી નાખે તો ? માટે સારો રસ્તો તો એજ હતો કે જે વખતે ઔષધ આપવાનું હોય તે વખતે જ નવાબને વાત કરવી, અને બની શકે તો તે વખતે રાજ્યના દિવાન અને બીજા એક–બે દરબારીઓને પણ હાજર રાખવા. એ પ્રમાણે નિશ્ચય કરીને વાલીદા દિવાનખાનામાંથી ઉઠી અને નવાબની અત્યારે કેવી પ્રકૃતિ છે તે જોવાને તેના ખંડ તરફ ગઈ.

આ બાજુએ હકીમ સાહેબ જનાનખાનામાંથી બહાર પડીને સિધો પોતાના મકાને ગયો. ઘેર જઇને વૈદ્યકશાસ્ત્રનાં મોટાં મોટાં પુસ્તકો કાઢી તેનાં પાનાં ફેરવવા લાગ્યો. રાધાનું ઔષધ જો અસર કરે–અને તે અસર કરશે જ એવી હકીમના મનની ખાત્રી હતી–તો પોતાને શરમાવું પડશે એમ તેને લાગતું હતું. એટલે શાસ્ત્રાધારે જેટલું કરવાનું શક્ય હોય તેટલું કરી જોવું એવો તેણે વિચાર કર્યો હતો, અને તે એકાદા ક્ષય માટેના સર્વોત્તમ ઔષધની શોધમાં લાગ્યો હતો. સંધ્યાકાળ સુધીમાં નવાબને આજ સુધીમાં કદી પણ નહિ અપાયેલું એવું ઔષધ તેણે પુષ્કળ ગ્રંથોને ફેંદીને તેમાંથી શોધી કાઢયું. તેમાં લખેલા વિધિ પ્રમાણે તે ઔષધ તૈયાર કર્યું અને રાત્રે નવાબસાહેબ પાસે જઇને એ ઔષધ તેમને આપ્યું. એ ઔષધે પોતાનો ગુણ દાખવ્યો તો ખરોજ. આજ કેટલાક દિવસો થયા નવાબને રાત્રીએ શાંતિથી નિદ્રા આવતી નહોતી. પરંતુ આજે તે દવા લીધા પછી થોડી વારે જ ઉંઘી ગયો અને આખી રાત્રી તેણે ગાઢ નિદ્રામાં ગાળી.

બીજે દિવસે સ્હવારે નવાબ જાગૃત થયો ત્યારે લગભગ ચાર ઘડી દિવસ ચડયો હશે. રાત્રીએ શાંત નિદ્રાનો અનુભવ કરવાથી આજે હમેશ કરતાં તેના શરીરમાં વિશેષ સ્ફુર્તિ આવી હતી. પણ તેની શક્તિમાં કાંઇ પણ વધારો થયો નહોતો. ખરી રીતે કહીએ તો આ સ્ફુર્તિ એક ઉત્તેજના જેવી હતી. આગલી રાત્રે આપેલા ઔષધ માંહેના કોઈ ઉત્તેજક પદાર્થનું એ પરિણામ હતું. નવાબને અગાઉ પણ આજના જેવી સ્ફુર્તિ દેખાય કે બીજે દિવસે તબિયત વધારે બગડે અને આખા શરીરમાં પિડા થવા લાગે, એવો ક્રમ અનેક વાર ચાલતો હતો. પોતાના પુત્રીની તબિયત આજે હંમેશ કરતાં વિશેષ સારી જોઇને સુલતાના-વાલીદાનું મન પણ દ્વિધા થયું. હવે તેને રાધાનું ઔષધ આપવું એ સલાહ ભર્યું છે કે કેમ એ બાબતનો તે વિચાર કરવા લાગી.

નવાબના શરીરમાં આજે આવેલી હૂશિયારી કૃત્રિમ છે; અર્થાત્ એ હૂશિયારીની મુદત ખલાસ થયા બાદ પુનઃ તેનું શરીર શિથિલ બની જશે અને પિડામાં વધારો થશે એમ તેનો અનુભવી હકીમ સારી પેઠે સમજતો હતો. એટલે એવો પ્રસંગ આવતાં શો ઉપાય કરવો તેનો વિચાર કરીને તે માટે બીજું ગઇ રાત્રીના જેવું જ અક્સીર ઔષધ બનાવવામાં તે ચકચૂર બની ગયો હતો.

નવાબને તે દિવસે પોતે ઉઠયો ત્યારથી જ પોતાના શરીરને સારૂં લાગતું હતું એ તો આપણે જોઇ ગયા. તેજ વખતે પોતાની ફોજે નવીન મુલક કબજે કર્યાની બાતમી મળ્યાથી તેણે દરબારમાં જવાનો વિચાર કર્યો. સુલતાના-વાલીદાએ તેને વિશેષ શ્રમ ન લેવાનો ઘણો આગ્રહ કર્યો પરંતુ નવાબ એહનો બે થયો નહિ-તે દરબારમાં તો ગયો જ ! આજે આનંદનો પ્રસંગ હોવાથી કચેરી ભરવામાં

આવી હતી. નવાબ સાહેબને પધારેલા જોઇને સર્વ દરબારીઓને આનંદ થયો. વિજયી નિવડેલા લશ્કરના સેનાપતિ અને અન્ય ઉમરાવોની સાથે નવાબ લશ્કરની વિજયવાર્ત્તામાં એટલો બધો રસ લેવા લાગ્યો અને પોતાના લશ્કરે કરેલા આક્રમણની, શત્રુઓના સામા હલ્લાની, બન્ને લશ્કરો વચ્ચે થયેલા ખૂનખાર યુદ્ધની, વગેરે વાતોથી તે એટલો બધો ઉશ્કેરાઇ ગયો કે આગલી રાત્રીએ આપેલા ઔષધનું જોર હકીમે ધાર્યું હશે તે કરતાં પણ જલ્દીથી ખપી ગયું અને તેનામાં શિથિલતા આવવા લાગી. કાર્યદક્ષ દિવાન નવાબની તબિયતમાં થયેલો ફેરફાર પામી ગયો અને તેથી તેણે તાબડતોબ એ સમાચારથી હકીમને વાકેફ કરવા અને તેને બોલાવી લાવવાને એક દૂતને મોકલ્યો. પણ હકીમ સાહેબ તે દૂતની સાથે પાછા આવી પહોંચે તે પૂર્વેજ નવાબ દરબારમાં જ મૂર્છિત થઇને ગાદી ઉપર ઢળી પડયો. જ્યારે હકીમ આવ્યો ત્યારે તે નિશ્ચેષ્ટ અવસ્થામાં પડેલો હતો.

તુરત જ હકીમની સૂચનાથી એક મંચક મગાવીને યોગ્ય બંદોબસ્તની સાથે નવાબને જનાનખાનામાં પહોંચાડવાની દિવાને વ્યવસ્થા કરી અને સુલતાના—વાલીદાને પણ વિના વિલંબે નવાબની થઇ પડેલી સ્થિતિના ખબર મોકલવામાં આવ્યા. પોતાના પુત્રની તબિયતમાં સ્હેજ પણ ફેરફાર થાય તોયે પોતાને તેના સમાચાર આપવાની વાલીદાએ દરબારી મંડળને સખ્ત તાકીદ આપી હતી. તે પ્રમાણે સમાચાર મળતાં જ વાલીદા નવાબની પર્યંકશય્યા પાસે આવીને દાખલ થઇ. નવાબ સાહેબ શય્યા ઉપર નિશ્ચેષ્ટ અવસ્થામાં પડયા હતા. સુલતાના—વાલીદા એક કોચ ઉપર ઉદાસ વદને બેઠી બેઠી પોતાના પ્રિય પુત્રના ફિકા પડી ગયેલા વદન સામે જોઇ રહી હતી. દિવાન

તથા સેનાપતિ એ જણા તે કોચથી થોડે દૂર ઉભા હતા. તેમના મુખ ઉપર પણ હવે શું થશે, એ વિચારે ઉત્પન્ન થયેલી ચિંતામિશ્રિત નિરાશાનો ભાવ પ્રકટપણે દેખાતો હતો. સુલતાના-વાલીદાની તહેનાતમાં રહેનારા બે સીધી ગુલામો નીચું માથું રાખી અદબ કરીને દિવાનખાનાના દ્વાર પાસે ઊભા હતા. એટલામાં હકીમ સાહેબ પોતે તૈયાર કરેલું નવીન ઔષધ લઇને ત્યાં આવી પહોંચ્યા. પરંતુ વાલીદાએ તે ઔષધ નવાબને આપવા દીધું નહિ. તેણે પ્રશ્ન કર્યો: "હકીમ સાહેબ! તમારી ખાત્રી છે કે આ દવાથી નવાબને આરામ થશે જ?"

આ પ્રશ્નનો હકીમ તુરત જવાબ આપી શક્યો નહિ. થોડીક ક્ષણ વિચાર કરીને તે બોલ્યો: "માસાહેબ! એવી ખાત્રી તો હું કેવી રીતે આપી શકું? પરંતુ આ દવા મેં ખાસ આજે જ તૈયાર કરેલી છે અને મને આશા છે કે તે આપવાથી ખુદાતાલા આરામ કરી દેશે."

"નહિ, એવી ખોટી આશામાં હવે હું રહેવા માગતી નથી." સુલતાના-વાલીદાએ કહ્યું: "દિવાન સાહેબ! ભોપાળવાળા વૈદ્ય જુહારમલને તો તમે ઓળખતા હશો જ. તેણે પોતાનાં ચમત્કારિક ઔષધોથી આખા હિંદુસ્તાનમાં સારી નામના મેળવેલી છે. તેની રાધા નામની પુત્રી આજ કેટલાક દિવસથી આ જનાનખાનામાં નજરકેદ છે. તેણે મને ખાત્રી આપી છે કે તે પોતાના ઔષધથી નવાબને ચોક્કસ આરામ કરી દેશે. વળી તેની પાસે એક કાચનો વિષપરીક્ષક પ્યાલો છે. તે પ્યાલાની સહાયથી અમુક ઔષધમાં વિષ મેળવેલું છે કે કેમ તેની ખાત્રી થઈ શકે છે. ગઇ કાલે હકીમ સાહેબની રૂબરૂ તેણે પોતાના અને હકીમ સાહેબના વિષની પરીક્ષા કરવાનો પ્રયોગ કરી બતાવ્યો

હતો. તે પ્યાલો એ વખતથી જ તેણે મારા કબજામાં સોંપ્યો હતો કે જેથી તેમાં કોઇ જાતનો ફેરફાર થવા પામે નહિ. હવે જો તમારી અને સેનાધ્યક્ષની સંમતી હોય તો એ રાધાનું ઔષધ નવાબને આપીએ. પેલા પ્યાલાની સહાયથી એ ઔષધમાં કોઇ પણ જાતનું વિષ ભેળવેલું નથી એ વાત આપણે નક્કી કરી શકીશું. મને આશા છે કે તેની દવાથી લાભ થશે જ; પરંતુ કદાચ લાભ નહિ થાય તોયે તે અવગુણ તો નહિ જ કરે. કહો તમારો શો વિચાર છે ?"

"પણ મા સાહેબ–" હકીમ સ્હેજ આગળ વધીને બોલ્યો.

પરંતુ તેને વચ્ચેથી જ અટકાવીને વાલીદાએ કહ્યું: "હકીમ સાહેબ ! એક વખત મેં તમને કહ્યું છે કે હું તમારો અભિપ્રાય નથી માગતી. મારા મનની ખાત્રી થઈ ચૂકી છે કે તમે કેવળ રાધા અત્યેના મત્સરને લીધે તથા તેની દવા ગુણકારી નિવડતાં તમારી માનહાની થવાના ભયથી જ તેનું ઔષધ નવાબને આપતાં અટકાવ કરો છો. પરંતુ તમે જાણો છો કે તેની માત્ર એક જ પડીકીથી પેલી લક્ષ્મી નામની ગુલામડી શબવત્ બની ગઇ હતી. તમે પોતે પણ તે સ્ત્રી મરણ પામેલી છે એવો અભિપ્રાય આપ્યો હતો. પરંતુ તે સ્ત્રી પાછી જીવતી માલૂમ પડી હતી એ ચોક્કસ છે અને તેને જીવતી કરનાર આ રાધા જ હતી એમાં પણ શંકા નથી. એટલે રાધાનું ઔષધ આપવું કે નહિ એ સંબંધમાં તમારો અભિપ્રાય લેવાની જરૂર જ નથી." એટલું કહીને સેનાધ્યક્ષની સામે જોઇને તેમને પુનઃ પ્રશ્ન કર્યો: "કેમ ? આમાં તમારો શો મત છે ?"

દિવાન અને સેનાધ્યક્ષ શું કહે ! તેમની તો કોઇ પણ રીતે નવાબ સાહેબને આરામ થઇ જાય એજ ઇચ્છા હતી. રાધાનું આ-ષધ ગુણ કરશે જ એવી માસાહેબની ખાત્રી હતી. તો પછી તેમણે એ

વિષયમાં પ્રતિકુળ મત શા માટે આપવો જોઇએ. દિવાને સેનાધ્યક્ષની સામે નજર કરી. સેનાધ્યક્ષે ચક્ષુઓ દ્વારા જ પોતાની સંમતી દર્શાવી. એટલે દિવાન બોલ્યોઃ " માસાહેબ ! જેને માટે આપને આટલી ખાત્રી છે તેનું ઔષધ આપવામાં લેશ પણ વાંધો હોય નહિ. વળી આપ કોઇ ઉંટવૈદ્યની દવા નવાબ સાહેબને આપવાની સલાહ પણ આપો જ નહિ. તે સાથે આ ઔષધમાં વિષ નથી એવી પરીક્ષા પણ થઇ શકે તેમ છે; તો પછી તે આપવામાં હું કાંઇ હરકત જોતો નથી; અને હું ધારૂં છું કે સેનાધ્યક્ષનો મત પણ મારા કથનને ટેકો આપનારો જ નિવડશે. "

" હા, નામવર ! હું પણ દિવાન સાહેબના મત સાથે મળતો થાઉં છું. " સેનાધ્યક્ષે અનુમોદન આપ્યું.

રાજ્યના બે મોટા અધિકારીઓએ સંમતી આપ્યાથી સુલતાના–વાલીદાએ પોતાના શિરપરનું એક મોટું જોખમ દૂર થયેલું માન્યું. અત્યારે નવાબની સ્થિતિ એવી હતી કે તે પોતાની સંમતી આપી શકે તેમ નહોતું, એટલે આટલાથી વાલીદાએ સંતોષ માન્યો. તેણે જે ગુલામો ત્યાં ઊભા હતા તેમાંથી એકને રાધાને બોલાવી લાવવા ફરમાવ્યું. તે ગુલામ રાધા પાસે ગયો. એ વખતે રાધાનું ઔષધ પણ તૈયાર થઇ ગયું હતું. એટલે માસાહેબનું તેડું આવતાં તે પોતાનું ઔષધ એક શીશીમાં લઈ ને તે ગુલામની સાથે સુલતાના–વાલીદાની સમક્ષ આવીને હાજર થઇ.

રાધાને આવેલી જોઈ ને વાલીદા દિવાનને ઉદ્દેશીને બોલીઃ " દિવાન સાહેબ ! આપને તથા સેનાધ્યક્ષને જવું હોય તો જાઓ. હું અહીં બેઠી છું. હકીમ સાહેબ ! અત્યારે તમારી પણ અહીં જરૂર નથી, જરૂર પડશે તો તમને બોલાવીશ. "

માસાહેબના એ શબ્દો શ્રવણ કરતાં દિવાન અને સેનાધ્યક્ષ ત્યાંથી ચાલ્યા ગયા. હકીમ સાહેબ રાધાના ઔષધનો ચમત્કાર જોવાની ઇચ્છા છતાં માસાહેબની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શક્યા નહિ. હવે એ દિવાનખાનામાં મૂર્ચ્છિતાવસ્થામાં પડેલો નવાબ, તેની માતા અને રાધા સાધ્વી એ ત્રણ જણાં હતાં. દિવાનખાનાના દરવાજા પાસે એક મજબુત રેશમી દોરી હાથમાં રાખીને બે ગુલામો ઊભા હતાં. *'રેશમી દોરી' સંબંધી અગાઉ જણાવવામાં આવેલું હોવાથી એનું અત્ર પુનઃ સ્પષ્ટિકરણ કરવાની આવશ્યકતા નથી. રાધા સાધ્વીએ ઔષધની શીશી એક મેજ ઉપર મૂકીને સુલતાના—વાલીદાની પરવાનગીથી નવાબની પ્રકૃતિ તપાસવાનો પ્રારંભ કર્યો. તે દિવાનખાનામાં દાખલ થઇ એ વખતે જ પેલા ગુલામોની પાસે રહેલી 'રેશમી દોરી' તરફ તેનું ધ્યાન ગયું હતું. 'રેશમી દોરી' નો હેતુ તે સમજતી હતી. પરંતુ તેણે તેની જરા પણ દરકાર કરી નહોતી. '**नभीतो मरणाद्स्मि केवलं दुषितः यशः**' એ જ તેનું સૂત્ર હતું. મૃત્યુનો તેના મનમાં લેશ પણ ભય નહોતો. કિંતુ પોતાના યશને દુષણ લાગવા ન પામે એ જ તેની ચિંતાનો વિષય હતો.

---

## પ્રકરણ ૩૯ મું.

---

### ઔષધપરીક્ષા.

આ સમયે મધ્યાન્હકાળ થવા આવ્યો હતો. નિમાજ પઢવાનો સમય થયેલો હોવાની ખબર આપવાને માટે સર્વ મસ્જીદોમાંથી મુલ્લાંની બાંગના પોકારો સંભળાતા હતા. આ જ વેળાએ નવાબને

* જૂઓ ચ. ગુ. ભા. ૧લો, પ્રકરણ ૨૭ મું.

ઔષધ આપવાનું રાધાએ આગલે દિવસે નક્કી કર્યું હતું; અને જોગાનજોગ એવો બન્યો કે તે જ સમયે નવાબની તબિયત અતિશય બગડેલી હતી ! આ પણ એક ચમત્કાર જ નહિ તો બીજું શું ? એમ કહીએ તો ચાલે કે રાધાના ઔષધની ખરી પરીક્ષાનો જ આ પ્રસંગ હતો !

એક પર્યંકશય્યા ઉપર અત્યવસ્થ બનેલો નવાબ પડયો હતો. સુલતાન–વાલીદા શોકાતુર ચહેરે વિચારગ્રસ્ત સ્થિતિમાં બેઠેલી હતી. રાધા સાધ્વીથી થોડે દૂર બે હબશી ગુલામો હાથમાં રેશમી દોરી રાખીને ઊભા હતા. આવા પ્રકારના નાજુક પ્રસંગે સુદાંત પોતાની પાછળ બે યમદૂતોને ઊભા કરેલા જોઇને રાધાને કિંચિત ખેદ થયો ખરો, પરંતુ પોતાની મનઃશાંતિને તેણે ડગમગવા દીધી નહિ.

તથાપિ ચાણાક્ષ સુલતાના–વાલીદા રાધાના મનોવિકારની કલ્પના કરી શકી હતી. તે બોલીઃ " રાધાબાઈ ! હજી પણ તારા પ્રત્યે શંકાશિળતા ધારણ કરવાનું મારૂં વર્ત્તન તને પસંદ નથી તે હું જાણું છું. તો પણ જનાનખાનાના નિયમાનુસાર વર્ત્યા સિવાય મારો છૂટકો નથી. તું જ વિચાર કરી જો, આ મારા પુત્રની પ્રકૃતિ તરફ તમામ પ્રજાની દ્રષ્ટિ એક સરખી લાગી રહેલી છે; એવી સ્થિતિમાં તેને તારા જેવી એક ભટકતી સાધ્વીનું ઔષધ આપવાનું છે. વળી મારા આ કૃત્યમાં દરબારી હકીમની સંમતી નથી એ પણ તું જાણે છે. મને પોતાને તારા ઉપર અને તારા ઔષધ પર સંપૂર્ણ શ્રધા છે, પરંતુ એથી બીજાઓને પણ શ્રધા હોવી જ જોઇએ કિંવા બીજાઓએ વિશ્વાસ રાખવોજ જોઇએ એવો કાંઇ નિયમ નથી. એટલે તું જ વિચાર કર કે જો કદાચ મારા પુત્રને કાંઇક થયું તો—"

" મા સાહેબ ! " રાધાએ કહ્યું: " મારી આપને વિનતિ છે કે

એવી શંકા પણ આપ મનમાં ન આણશો. ખાત્રીથી અને હિમ્મત પૂર્વક કહું છું કે ઇશ્વર કૃપાથી મારૂં ઔષધ ગુણ કરશે અને નવાબ સાહેબને પૂર્ણપણે આરામ થઇ જશે,"

"ખુદા તારા શબ્દોને સાચા કરો!" વાલીદાએ કહ્યું: "મારા પુત્રને જો બરોબર આરામ થઇ જશે તો તારો એ ઉપકાર હું કદી પણ વિસરનાર નથી, પણ જો કાંઇ—" એટલું બોલતાં બોલતાં વાલીદા અટકી ગઇ. એ વખતે તેના મનમાં આશા અને નિરાશા વચ્ચે મોટું દ્વંદ્વયુદ્ધ ચાલતું હતું. એટલે તેના મુખમાંથી નિરાશા-સૂચક શબ્દો એકદમ બહાર નિકળી પડતા હતા. તેની એ સ્થિતિ જોઇને રાધા સાધ્વીને કાંઈ વિશેષ આશ્ચર્ય થયું નહિ. કેમકે માનવી સ્વભાવનું-વિપદગ્રસ્ત મનુષ્યના મનની દુર્બળતાનું તેને પૂર્ણ જ્ઞાન હતું.

"મારા ઉપર જો કાંઇ બૂરો પ્રસંગ આવ્યો તો તેના બદલામાં તારો ભોગ લેવાની મને ફરજ પડશે! કાં? હું જે કહું છું તે તારા ધ્યાનમાં આવ્યું કે નહિ?" વાલીદાએ અધૂરૂં રહેલું વાક્ય પૂર્ણ કરતાં રાધાને પ્રશ્ન કર્યો.

"હા, બરાબર મારા ધ્યાનમાં ઉતર્યું!" રાધા મંદમંદ હસતી બોલી: "માસાહેબ! જો અત્યારે બીજો પ્રસંગ હોત કિંવા નવાબ સાહેબને બદલે બીજો કોઈ દર્દી હોત તો કદાચ હું મારા ઔષધનો ઉપયોગ નહિ કરવા દેતાં મરણ પત કરી લેત. પરંતુ મારા મૃત્યુથી કોઇને લાભ કે હાની થનાર નથી; જ્યારે નવાબ સાહેબના પ્રસંગમાં ન કરે નારાયણ ને જો માઠો બનાવ બને તો હજારો મનુષ્યોને નુકસાન થવાનો સંભવ છે. એ કારણથીજ એક લાખોના પાલકનો જીવ બચાવવાને કેવળ પરોપકારવૃત્તિથીજ હું નવાબ સાહેબને

ઔષધ આપવાને પ્રેરાઇ છું. વારૂ, બીજું કાંઈ આપને કહેવું છે?"

"હવે મારે તને કાંઇ વિશેષ કહેવાનું રહેતું નથી. તારા ઔષધથી આરામ થશે જ એવી આપણે આશા રાખીશું. તેમ છતાં તે ઔષધ આપ્યા પહેલાં છેલ્લી વખત હું તને કહું છું કે આ મારો પુત્ર અહીં શય્યાપર પડેલો છે, પેલા મેજ ઉપર તારૂં ઔષધ છે. તું ખાત્રીથી જણાવે છે તે પ્રમાણે જો આ તારૂં ઔષધ ગુણકારી નિવડશે અને મારો પુત્ર અગાઉની માફક નિરોગી બની જશે તો તું જે કાંઇ માગીશ તે હું તને આપીશ—પણ જો તારૂં ઔષધ નિષ્ફળ નિવડયું તો આ રેશમી દોરીનો ફાંસો તારા ગળામાં પડવાને એક ક્ષણનો પણ વિલંબ લાગશે નહિ!" સુલતાના—વાલીદાએ ગંભીરપણે કહ્યું.

"રેશમી દોરીનું મને સ્મરણ કરાવવાની જરૂર નથી." રાધા બોલીઃ "તથાપિ આ મારૂં અમૃત તુલ્ય ઔષધ નવાબ સાહેબને આપતાં પહેલાં જે કાચનો પ્યાલો મેં આપને આપ્યો છે તેમાં નાખી પાણીની સાથે મેળવીને તેની પરીક્ષા કરી જૂઓ. કેટલાંક ઔષધોમાં વિષવાળા પદાર્થો હોવા છતાંયે તે ઔષધો રોગીની પ્રકૃતિને હિતાવહ થાય છે એ વાત ખરી, પરંતુ મારા આ ઔષધને વિષનો સ્પર્શ સુદ્ધાંત થયેલો નથી, એ વાતની ખાત્રી આપ કરી જૂઓ. હવે આપણે નિરર્થક વાતોમાં વખત ગુમાવવાની જરૂર નથી. નવાબ સાહેબની પ્રકૃતિ એટલી બધી નબળી પડી ગઇ છે કે આ સમયે દરેકે દરેક ક્ષણ અતિ કીમતી છે!"

વાલીદાએ બે ગુલામો માંહેના એકને ઇશારત કરતાં તેણે મા સાહેબ પાસે આવી નમન કરીને પોતાના ખીસામાં રાખેલો કાચનો પ્યાલો વાલીદાને આપ્યો. એ 'વિષપરીક્ષક' પ્યાલામાં રાધાએ પેલી

શીશીમાંથી થોડું ઔષધ રેડયું. વાલીદાએ તેમાં બીજું પાણી નાખીને પોતાના હાથે તે પ્યાલો એક બારી પાસે સૂર્યનાં કિરણો તેમાં પ્રવેશી શકે તે પ્રમાણે મૂક્યો. એ તે પ્યાલા તરફ તથા તેના પરના ફુલ તરફ જોવા લાગી. પરંતુ એ ફુલના રંગમાં રંચભર પણ ફરક પડયો નહિ, તેમજ કાચના પ્યાલાની પારદર્શકતા પણ જેવી ને તેવીજ હતી. એ જોઇને વાલીદાનો ચ્હેરો કાંઇક સતેજ થયો અને તેના મનને એટલો સંતોષ તો થયો કે આ ઔષધમાં વિષયુક્ત કોઇ પણ પદાર્થ નથી. પછી તે નવાબની શય્યા પાસે ગઇ. તેણે નવાબને બેઠો કરવાનો પ્રયત્ન કર્યો. આ વખતે નવાબ સહેજ શુદ્ધિમાં આવ્યો હતો પરંતુ વાલીદાએ તેને બેઠો કરવાથી તે શ્રમિત બની ગયો અને તેણે પોતાનાં નિસ્તેજ–કેવળ પ્રેતકળા આવી ગઇ હોય એવાં લગતાં–નેત્રો ખોલીને નિરાશાપૂર્વક પોતાની માતા સામે જોયું.

તેની એવી સ્થિતિ જોઇને વાલીદા બોલી: “ અરે અલ્લા ! હવે આ કેવી રીતે હાથ લાગી શકશે ? રાધાબાઇ ! તમારૂં ઔષધ જરી વહેલુ આપવું જોઇતું હતું. ”

“ મા સાહેબ ! એમ હિમ્મત હારવાની જરૂર નથી. ” રાધાએ હિમ્મત આપતાં કહ્યું: “ હજી પણ મારૂં ઔષધ એનું કાર્ય કરશે જ ! માત્ર તે નવાબ સાહેબના મ્હોંમાં જાય એટલે બસ ! ”

અત્યારે નવાબની કેવળ પ્રાણાંતિક દશા થઇ હતી. તેનું મુખ બંધ હતું. શ્વાસોચ્છ્વાસ અનિયમિત અને મંદપણે ચાલતો હતો. આંખો અર્ધ વીંચાયેલી હતી. હાથ અને પગ બિલકુલ ઠંડા પડી ગયા હતા ! એ સર્વ લક્ષણ ઉપરથી એક અનુભવી વૈદ્ય પણ તેને આ દુનિયાનો માત્ર દશ પંદર પળનો મ્હેમાન ધારે તેમ હતું ! પરંતુ એવી સ્થિતિમયે રાધાએ પોતાનું અમૃતતૂલ્ય ઔષધ એક

હાથે નવાબનું મુખ ખોલીને તેમાં રેડયું, તેનો ઘુંટડો ગળા નીચે ઉતર્યો અને તે પેટમાં જતાંજ નવાબે પોતાનાં અધખોલાં નેત્રો બંધ કરી દીધાં અને બે પળમાં તો તે સ્વસ્થપણે ઉંઘી ગએલો દેખાયો.

ઔષધ મુખમાં રેડયા બાદ સુલતાના વાલીદા એક સરખી રીતે પોતાના પુત્રના ચ્હેરા સામે જોઇ રહી હતી. ધીમે ધીમે નવાબના ચ્હેરા ઉપરની ફીકાશ સહજ સહજ દૂર થવા લાગી અને શ્વાસોચ્છવાસ પણ પૂર્વવત્ એક સરખો નિયમિતપણે ચાલવા લાગ્યો. એ જોઇને વાલીદાના મનને કાંઇક શાંતિ થઇ અને પોતાના પુત્રને આરામ થાય તે માટે તે મનમાં ને મનમાં ખુદાની બંદગી કરવા લાગી. રાધાના ઔષધ ઉપર તેનો વિશ્વાસ બેઠો હતો ખરો, પરંતુ પોતાનાપર તેનું ઔષધ નવાબને આપવામાં રહેલી જવાબદારીનો વિચાર કરીને જ તેણે અનિચ્છા છતાંયે કઠોરપણું ધારણ કરી રાધા પ્રત્યે નિર્દયપણાનું આચરણ રાખ્યું હતું.

દવા આપ્યા પછી રાધા રોગગ્રસ્ત નવાબના પલંગથી થોડે દૂર પડેલા એક કોચ ઉપર બેઠી હતી. રેશમી દોરીવાળા પેલા બે હબશી ગુલામો રાધાની બન્ને બાજુએ ઊભા રહ્યા હતા. રાધાની જીવનનૌકા અત્યારે તોફાની સમુદ્રના ઉછળતા તરંગો પર ઝોલાં ખાતી હતી. માત્ર નવાબનો પ્રાણવાયુ ઉડી જાય એટલીજ વાર હતી. તેમ થતાં બીજી જ પળે રાધાના ગળામાં રેશમી દોરીનો ફાંસો પડે તેમ હતું ! તેમ છતાંયે રાધાના મનમાં લેશ પણ ગભરાટ હોય એમ દેખાતું નહોતું. તે સ્વસ્થપણે કોચ પર બેસીને નવાબના મુખ સામે જોયા કરતી હતી.

" રાધા ! " સુલતાના—વાલીદાએ નવાબના ચ્હેરા સામેથી નજર ફેરવીને પૂછયું: " તારા ઔષધનો ગુણ પૂર્ણપણે માલૂમ પડતાં કેટલો સમય લાગશે ? "

"મારા ઔષધે પોતાનો ગુણ દર્શાવવાનો આરંભ કરેલો છે એ તો આપ નવાબ સાહેબના ચ્હેરા સામે જોઇને જ જાણી શકો છો." રાધા બોલીઃ "જૂઓ, નવાબ સાહેબનો ચ્હેરો સહજ ચમકવા લાગ્યો છે."

"હા, અગાઉની ફીકાશ દૂર થઇ છે. ખરી." વાલીદાએ કહ્યું.

"એમ થવું જ જોઇએ." રાધા બોલીઃ "હવે એક ઘટિકાની અંદર જ આંખોની પાંપણો સતેજ બનેલી દેખાશે અને કાળા પડી ગયેલા હોઠ ઉપર રતાશ આવેલી જણાશે. એ લક્ષણો દેખાવા લાગશે એટલે પછી શું બનશે તે હું આપને એ વખતે જણાવીશ."

એ સાંભળીને વાલીદા પોતાના પુત્રના બિછાના પાસે ઊભી રહીને સ્વસ્થપણે તેના ચ્હેરા સામે જોવા લાગી. તેનો ચ્હેરો અધિકાધિક તેજસ્વી બનતો ગયો અને બરોબર રાધાએ જણાવેલા સમય દરમિયાન હોઠ ઉપર પણ લાલી દેખાવા લાગી. એ જોઇને વાલીદાને અત્યંત સંતોષ થયો, અને અત્યારસુધી તે એક પત્થરની પ્રતિમા માફક એકજ સ્થળે જડવત્ સ્થિર થઇ રહી હતી ત્યાંથી ખસીને રાધા પાસે ગઇ.

"રાધાબાઇ!" સુલતાના—વાલીદા બોલીઃ "તારા કહેવા પ્રમાણે જ બન્યું. પ્રથમનું નિસ્તેજપણું દૂર થઇને તેના આખા શરીર ઉપર અધિકાધિક તેજસ્વિતા દેખાતી જાય છે."

"બરોબર છે. એમ થવું જ જોઇએ." રાધા મક્કમપણે બોલીઃ "પણ હવે પછી શી સ્થિતિ થશે તે હું આપને જણાવું છું. હવે બીજી બે ઘડી વિતશે તે દરમિયાન નવાબ સાહેબનો ચ્હેરો તદ્દન ફીકો પડી જશે અને તેના પર પ્રેતકળા દેખાવા લાગશે. એટલું જ નહિ પણ તેમનું આખું શરીર શબના જેવું એકદમ ઠંડું પડી

જશે. માત્ર શ્વાસોચ્છવાસ અત્યારની માફક જ એક સરખી રીતે ચાલ્યા કરશે અને હૃદયના ધબકારાની ગતિ નિયમિત રહેશે!"

એ શબ્દો સાંભળતાં વાલીદા ચમકી અને અવિશ્વાસયુક્ત દ્રષ્ટિથી રાધાની સામે જોવા લાગી. તેના રોમાંચ ખડા થઇ ગયા અને આખા શરીરમાંથી પરસેવો છૂટવા લાગ્યો.

તેના અંતરનો ગભરાટ કળી જઇને રાધા શાંતિપૂર્વક અને વિશ્વાસદર્શક સ્વરે બોલી: "માસાહેબ! બિહવાનું કશું પણ કારણ નથી. આ ઔષધનું બાહ્ય શરીર ઉપર પરિણામ થયા બાદ તે આખા શરીરમાં રક્ત, માંસ, મેદ, મજ્જા ઇત્યાદિ સપ્ત ધાતુઓની સાથે મળી જાય છે અને તે તમામ ધાતુઓના દોષ વિના વિલંબે દૂર કરી દે છે. માટે આપે જરી પણ ગભરાવું નહિ કે મનમાં ખોટી શંકાને સ્થાન આપવું નહિ."

રાધાના આ ખાત્રીભર્યા આશ્વાસનથી સુલતાના—વાલીદાના જીવમાં જીવ આવ્યો. તે પુનઃ પોતાના પુત્રના બિછાના પાસે જઇને ઔષધનો ચમત્કાર નિહાળવા લાગી. ધીમે ધીમે તેજસ્વિતા અદ્રશ્ય થવા લાગી અને ચ્હેરો ફીકો પડતો ગયો! એ જોઇને વાલીદાના મનમાં પુનઃ ગભરાટ ઉત્પન્ન થયો ખરો, પરંતુ રાધાના વચન ઉપર તેને વિશ્વાસ બેઠેલો હોઇને અંતરના ગભરાટનું ચિહ્ન બહાર જણાવા ન દેતાં તે શાંતપણે નવાબની સામે જોતી ઊભી રહી. રાધાએ કહેલો સમય પૂરો થતાં નવાબના સર્વાંગનો દેખાવ કેવળ શબવત્ બની ગયો! પરંતુ તેનો શ્વાસોચ્છવાસ ગાઢ નિદ્રાધીન થયેલા મનુષ્યની માફક નિયમિત રીતે ચાલતો હતો. એ જોઇને પુનઃ વાલીદા રાધા પાસે આવી અને હવે શો પ્રકાર બનશે એ બાબત પ્રશ્ન કર્યો.

રાધાએ કહ્યું: "હવે માત્ર પા ઘટિકાની અંદરજ નવાબ સાહેબના મુખપર પાછી તેજસ્વિતા દેખાવા લાગશે અને તે પછી અલ્પ સમયમાંજ તેઓ પોતાનાં નેત્રો ખોલશે. તેમનાં નેત્રોની અંદર પણુ એક પ્રકારનું તેજ ચમકવા લાગશે. પરંતુ અગાઉ જે વખતે તેમની તબિયત નાદુરસ્ત હતી તે વખતે જ્વરને લીધે જેવું તેજ દેખાતું હતું એવા પ્રકારનું નહિ પણુ એક નિરોગી મનુષ્યની આંખોના જેવું તેજ જણાશે. નવાબ સાહેબ જાગૃત થયા પછી કદાચ આપની સાથે કાંઇક વાત કરવાની ઇચ્છા પ્રદર્શિત કરશે. પરંતુ તેમને વિશેષ બોલવા દેવા નહિ. કદાચ તેઓ જો વાત કરવાનો અત્યાગ્રહ દર્શાવે તો આપ તેમને મિષ્ટ વચનો વડે પુનઃ સૂઈ જવાનું કહેશો એટલે ખુશીથી સૂઇ જશે."

રાધાએ જણાવ્યું હતું તે પ્રમાણે શબ્દેશબ્દ બની આવ્યું અને નવાબ ઉંઘમાંથી જાગૃત થયો. તેણે પોતાનાં નેત્રો ખોલ્યાં. એ વખતે તેનો ચ્હેરો લાલ સુરેખ દેખાતો હતો. તે પોતાની માતાને સામે ઊભેલી જોઈને તેની સાથે કાંઇક વાત કરવા માગતો હતો. પરંતુ સુલતાનાએ મિષ્ટ વચનો વડે તેને શાંતિથી ઉંઘ લેવાનું જણાવ્યું. નવાબ પણુ પોતાની શારીરિક ક્ષિણુતા ધ્યાનમાં લઇ, બોલવાનો શ્રમ લેવાનું ઉચિત નહિ ધારીને પુનઃ આડે પડખે સૂઈ ગયો. થોડીક પળોમાં તો તેને ગાઢ નિદ્રા આવી ગઇ.

હવે સુલતાના-વાલીદાના મનની સર્વ ચિંતા દૂર થઇ ગઇ. તેના મનમાં જે કાંઇ થોડો ઘણો સંશય હતો તે પણુ દૂર થઈ ગયો. તે રાધા સાધ્વી પાસે આવીને તેની પડખે કોચ ઉપર બેસી ગઈ અને તેના બે હાથ પોતાના હસ્તમાં લઇને બોલી: "તેંજ મારા પ્રિય પુત્રને જીવનદાન આપ્યું!"

"હું તો એક પામર પ્રાણી!" રાધા સાધ્વી બોલી: "નવાબ સાહેબને જીવનદાન આપનાર તો એક પરમાત્મા જ છે. હા મને કદાચ નિમિત્તરૂપ માનો તો ભલે. પણ હવે હું જે કહું છું તે શ્રવણ કરી લ્યો. લગભગ સંધ્યાકાળનો એક પ્રહર બાકી હશે તે વખતે નવાબ સાહેબ જાગૃત થશે. જો તેઓ એ વખતે ન જાગે તો તેમને ખસુસ કરીને આપ જગાડજો. એ વેળાએ તેમને પુષ્કળ ભૂખ લાગી હશે. એટલે તેઓ ખાવા માગે કે તેમને સાદો પરંતુ તેમની ઇચ્છા હોય તેટલો ખોરાક આપજો; ડરશો નહિ. માત્ર હાલ પાંચ–સાત દિવસ માંસ–મદિરા ન આપશો. આજે સ્હાંજે ભોજન કરીને નવાબ સાહેબ ઉઠે કે તેમનું શરીર અગાઉના જેવું નિરોગી અને શક્તિમાન્ બની ગયું એમ સમજજો; અને તે પછી હું ધારૂં છું કે મારે માટે આ 'રેશમી દોરી'નો ઉપયોગ કરવાની આપને જરૂર રહેશે નહિ."

અત્યારસુધી રાધાએ સુલતાના–વાલીદાના કઠોર અને નિર્દયતા-યુક્ત વર્ત્તનના સંબંધમાં એક ચકાર સરખો કાઢયો નહોતો. અત્યારે તેણે જે કટાક્ષ કર્યો તે સાંભળીને સુલતાના–વાલીદા શરમાઇ ગઈ પરંતુ બાહ્યાત્કારી તેમ ન દર્શાવતાં તે બોલી: "રાધાબાઇ! એવી રીતનું વર્ત્તન રાખવું એ એક રાજમાતા તરીકેનું મારૂં કર્ત્તવ્યું હતું, એટલે મેં તારી સાથે જે વર્ત્તન ચલાવ્યું હતું તે કેવળ અયોગ્ય હતું એમ મને લાગતું નથી; અને તે માટે તારે પણ મને દોષ દેવો જોઇએ નહિ!"

એમ કહીને વાલીદાએ ગુલામોને ઇસારત કરતાં તેઓ જે સ્થળે ઊભા હતા ત્યાંથી ખસીને બહાર જઈને ઊભા રહ્યા. થોડીવાર પછી રાધા પણ પોતાની ત્યાં જરૂર નહિ હોવાથી અને આગલી સ્હાંજનું પોતે ખાધેલું નહિ હોવાથી રાજમાતાની રજા લઇને ભોજનની વ્યવસ્થા કરવા માટે પોતાના નિવાસસ્થાન તરફ ગઇ.

# પ્રકરણ ૪૦ મું.

## રાધાનું આત્મકથન.

સાયંકાળ વ્યતિત થઇ ગઈ હતી. આજે દૌલતાબાદ શહેરમાં સર્વત્ર દીપમાળ થઇ રહ્યો હતો. નવાબ સાહેબને આરામ થયાની ખબર વિદ્યુતવેગે આખા શહેરમાં પ્રસરી ગઇ હતી અને એકંદરે નવાબની કારકીર્દી પ્રજાને માટે હિતાવહ હોવાને લીધે લોકોનો તેના પર સંપૂર્ણ પ્રેમ હોવાથી પોતાના માયાળુ નવાબને આરામ થયાના સમાચાર મળતાં પ્રજાજનો આનંદોત્સવ કરે એ સ્વાભાવિક હતું. જનાનખાનામાં પણ સર્વત્ર ઝાકઝમાળ થઈ રહ્યું હતું. દાસ દાસીઓ તમામના મુખપર આનંદ ચમકી રહ્યો હતો. સાયંકાળે તારખાના રાધા સાધ્વી પાસે આવીને ઉપકાર માની ગઇ હતી. તારખાનાની સર્વ ઇચ્છા બર આવી હતી. પોતાના પ્રિયતમ સાજા થયા, રાધાને યશ મળતાં તેને માટે પોતે માસાહેબને ભલામણ કરેલી હોવાથી પોતાને પણ યશ પ્રાપ્ત થયો અને રાધાને મુક્તિ મળી. રાધાનો આભાર માનીને તેની પાસેથી વિદાય થતાં તેણે એક કીમતી હીરાનો હાર રાધાને આપ્યો અને કહ્યું: “ રાધાબાઇ! મારા તરફની આ નજીવી ભેટ, તમે મારા સૌભાગ્યનું રક્ષણ કર્યું છે તે ઉપકારના બદલામાં સ્વીકારો. ”

રાધા બોલી: “ બ્હેન તારખાના! તારા અંતઃકરણમાં મારે માટે જે સદ્દભાવ છે તેનો વિચાર કરતાં તારી હૃદય પૂર્વકની ભેટનો અસ્વીકાર કરવો એ મને ઠીક લાગતું નથી. પરંતુ આ ભેટ મને ક્યાં પણ ઉપયોગમાં આવવાની નથી. જો તું મને ગરીબ ધાર તી

હો તો તેમાં તારી ભૂલ થાય છે. તેં ભેટ કરેલા આવા અનેક હીરાના હાર ખરીદી શકું એટલું દ્રવ્ય મારી પાસે છે." એમ કહેતાં પોતાના વાટવામાંથી તેણે એક ન્હાની લાકડાની પેટી કાઢી. તે પેટી ખોલતાં તેમાં ઉપર દવાની શીશીઓ હતી. એ જોતાં કોઈને એવી કલ્પના પણ ન આવી શકે કે એ પેટીમાં શીશીઓ સિવાય બીજું કાંઇ હશે. પરંતુ રાધાએ તમામ શીશીઓ બહાર કાઢી લીધી અને અંદરની એક છૂપી ચાંપ દબાવતાં વચ્ચેનું પાટીયું બહાર નિકળી આવ્યું. તે પાટીઉં સંપૂર્ણ બહાર ખેંચી લેતાં તેની નીચે પેટીમાં ન્હાના મોટા હીરા, નિલમ, માણિક્ય, આદિ જાત જાતનાં કીમતી અને તેજદાર રત્નો તારખાનાના જોવામાં આવ્યાં. રાધા બોલી: "આમાંનું એકજ રત્ન તારા હાર કરતાં અનેકગણું કીમતી છે. એટલે એ હાર મને આપવાથી મારી દરિદ્રતા દૂર કરવાની તારી ધારણા હોય તો તે નિરર્થક છે; વળી હું મારા શરીર ઉપર કાંઇ પણ અલંકાર ધારણ કરતી નથી એ તું જૂએ છે; એટલે તારો આપેલો હાર મારાથી ધારણ કરી શકાય તેમ નથી, તો પછી તે મારે શા ખપનો? માટે મારી તને પ્રાર્થના છે કે આ હારને બદલે તારા અંગત ઉપયોગમાં આવતી કાંઇ સામાન્ય વસ્તુ મને આપ કે જેના યોગે કરીને અને તારું નિરંતર સ્મરણ રહે, અને વળી મેં તારી પ્રેમભાવથી ભરેલી ભેટ સ્વીકારી પણ કહેવાય."

"જો તમારી એવી જ ઇચ્છા છે તો હું મારો હાથીદાંતનો ઉંચી નકસીવાળો લીખીઓ તમને ભેટ કરીશ. એ તમને તમારા વાળ હોળવામાં ઉપયોગી થઇ પડશે અને વાળ હોળવાનો જ્યારે જ્યારે પ્રસંગ આવશે ત્યારે ત્યારે મારૂં તમને સ્મરણ પણ થશે. બાકી તમે મારા પતિને જીવનદાન આપીને મારા પર જે ઉપકાર

કર્યો છે તેનું ઋણ આ હારથી તો શું પરંતુ આ જગત્ માંહેની કીમતીમાં કીમતી વસ્તુ તમને આપ્યાથી પણ ફેડી શકાય તેમ નથી." એમ કહીને તારખાનાએ પોતાની સાથે આવેલી દાસીને હાથીદાંતનો લીખીઓ લેવાને પોતાના દિવાનખાનામાં મોકલી. તે લીખીઓ લઇને આવતાં, એ રાધાને ભેટ કરીને તારખાના તેને મળી ભેટીને વિદાય થઈ ગઈ.

લગભગ બે ઘડી રાત્રી ગઇ હશે તે વખતે સુલતાના—વાલીદા પોતે રાધા સાધ્વીના ખંડમાં ગઇ. આ પ્રમાણે રાજમાતા કોઇને ત્યાં જઇને તેની મુલાકાત લે એ મોટું સન્માનનું ચિહ્ન છે, એમ તે વખતે માનવામાં આવતું હતું. અર્થાત્ સામાન્ય મનુષ્ય આશા કરી ન શકે એવું મોટું માન રાધાને આપવાનું રાજમાતાએ યોગ્ય ધાર્યું હતું એટલું જ નહિ; પરંતુ રાધા સાધ્વી તેની દ્રષ્ટિએ પડતાંજ સુલતાના—વાલીદાએ તેના અને પોતાના દરજ્જા વચ્ચે રહેલા ફરકને બાજુએ રાખીને મોટા આનંદપૂર્વક આગળ વધીને રાધાને દ્રઢ આલિંગન કર્યું; અને અશ્રુથી ભરેલાં નેત્રોથી તેની તરફ જોતી તે બોલીઃ "રાધાબાઇ! તારા અમારા પર અનંત ઉપકારો છે. નવાબની તબિયત તારા કહેવા મુજબ જ અત્યારે પૂર્વવત્ બની ગઇ છે; અને તે તને મળવાને માટે ઉત્સુકતાથી તારી વાટ જોતા બેઠા છે. બાઇ! હવે તું બિલકુલ સ્વતંત્ર છે. અમારા તરફનો તને કોઇ જાતનો અંતરાય નથી. જ્યાં જવાની તારી ઇચ્છા હોય ત્યાં તું જઈ શકે છે. વળી મારાથી બની શકે તેવી તારી કોઇ પણ મનેચ્છા પૂર્ણ કરવાને હું તૈયાર છું. તારા ઉપકારનો પુરેપૂરો બદલો તો અમારાથી આપી શકાય તેમ નથી જ; માટે તું કૃપા કરીને મારી સાથે નવાબ પાસે આવ અને તેને તારી સમક્ષ સ્વમુખે તારો આભાર માનવાની તક આપ."

"માસાહેબ !" આનંદ, આવેશ કે અભિમાનના એક પણ અંકુર સિવાય રાધા કેવળ શાંતપણે બોલીઃ "નવાબ સાહેબને સ્વમુખે મારી સમક્ષ મારો આભાર માનવાની તસ્દી શા માટે આપવી જોઇએ ? બંધીવાસમાંથી મને મુક્તિ મળી એજ મારે માટે પુષ્કળ છે ! હું આવતી કાલે પ્રાતઃકાળે અહીંથી વિદાય થનાર છું. માટે મારી આપને એટલી માત્ર વિનતિ છે કે મારો કાચનો પ્યાલો મને પાછો આપો."

"એ તો હું તને આપીશ જ, પરંતુ તે હીરા અને મોતીથી ભરીને આપીશ." વાલીદા બોલી.

"ના જી, એમ કરવાની જરૂર નથી." રાધાએ કહ્યુંઃ "આ સાધુડી કાંઇ દ્રવ્યની ઇચ્છા કરતી નથી. તેના મનને દયા સિવાય બીજી કોઇ પણ વસ્તુનો લોભ નથી. મેં નવાબ સાહેબને ઔષધ આપ્યું તે કાંઇ દ્રવ્યના લોભથી નહિ, કે 'રેશમી દોરી' ના ભયથી પણ નહિ !"

રાધાના આ છન્ન ભાષણથી વાલીદાને ગુસ્સો તો ચડ્યો, પણ કરે શું ? તે રાધાના ઉપકાર નીચે દબાયેલી હોવાથી આ પ્રસંગે તેનું ગમે તેવું કઠોર કથન સાંખી રહ્યા સિવાય છૂટકો જ નહોતો. સુલતાના-વાલીદા જેવી અભિમાની સ્ત્રીને ઉત્પન્ન થયેલા ક્રોધને ગળી જવાનું કાર્ય કેટલું કઠણ લાગ્યું હશે તેનો વાચકોએ જ વિચાર કરી લેવો. તે જાણે પોતાને ગુસ્સો ચડ્યો નથી કિંવા માઠું લાગ્યું નથી એવો ભાવ ધારણ કરીને બોલીઃ "તારા મનમાં મારા વર્ત્તનથી ઉપજેલું કષ્ટ હજી સુધી પણ દૂર થયું નથી એ જોઇને મને અત્યંત ખેદ થાય છે; અને એ કષ્ટ તારા મનમાંથી નષ્ટ પામે એ હેતુથી જ હું તને જવાહીરનો સ્વીકાર કરવાની વિનતિ કરૂં છું."

"મા સાહેબ ! મારે જવાહીરની શી જરૂર છે ?" રાધા બોલી: "મેં આ પૃથ્વીતલ ઉપર ભટકવામાંજ મારો જન્મારો વ્યતિત કરવાનો ઇરાદો રાખ્યો છે. એટલે મારા જેવી ભટકતી સાધુડીએ પોતાની સાથે દ્રવ્યનું જોખમ શા માટે રાખવું જોઇએ ? મારા મનના આનંદને માટે તિર્થયાત્રા જેટલી ઉપયોગી થઇ પડે તેટલું દ્રવ્ય ઉપયોગી થઇ પડે તેમ નથી !" એટલું કહીને રાધાએ એક દિર્ઘ નિઃશ્વાસ મૂક્યો.

એ જોઈને સુલતાના—વાલીદા બોલી: "રાધાબાઇ ! તારા મનમાં કાંઇ મહત્ત્વના કારણને લીધે સતત વ્યગ્રતા રહ્યા કરતી હોવી જોઇએ એવી મારી કલ્પના છે !"

વાલીદાના એ ઉદ્દગાર સાંભળીને પોતાની જીવનકથા તેને કહેવી કે નહિ એ બાબત ક્ષણભર વિચાર કરીને છેવટે રાધા બોલી: "મા સાહેબ ! મારી જીવનકથા સાંભળવાની આપની ઇચ્છા છે ખરી ? જો હોય તો હું ટુંકામાં કહી સંભળાવું."

એ સાંભળીને વાલીદા ત્યાં પડેલા એક આસનપર બેઠી અને બોલી: "જો તને હરકત ન હોય અને તારી જીવનકથા મને જણાવતાં વિશેષ દુઃખ થાય તેમ ન હોય તો હું ખુશીથી સાંભળીશ અને એ સાંભળ્યા પછીથી તારા દુઃખનું નિવારણ કરવાનું મારાથી બની શકે એમ હશે તો તેમ કરવાનો યત્ન પણ કરીશ."

"મા સાહેબ ! મારા પ્રત્યે આપ જે લાગણી દર્શાવો છો અને મારા દુઃખનો ભાર ઓછો કરવાની ઇચ્છા પ્રકટ કરો છો તે માટે હું આપનો આભાર માનું છું. પરંતુ મારૂં દુઃખ કાંઈ એવા પ્રકારનું નથી કે જે હવે દૂર થઈ શકે. મારા જીવનની અત્યારે જે અવસ્થા છે તે કાયમને માટે જેવીને તેવી જ રહેવાની તેમાં કોઈ

પણ જાતનો ફેરફાર થઇ શકે એમ મને લાગતું નથી, તેમજ ફેરફાર કરવાનું હું ઉચિત પણ સમજતી નથી. માત્ર સાંપ્રત અવસ્થામાં પ્રભુ મને મારૂં આયુષ્ય પૂર્ણું કરવા દે તો પણ હું એ તેનો મારા પર મોટો ઉપકાર સમજીશ." એટલું કહીને રાધાએ પોતાની જીવનકથા કહેવાનો પ્રારંભ કર્યો: "હું સુપ્રસિદ્ધ જુહારોમલની કન્યા છું એ તો મેં આપને અગાઉ જણાવેલ છે મારા સિવાય તેમને બીજું કાંઈ પણ સંતાન નહોતું. મારી ઉંમર અત્યારે સાડત્રીશ વર્ષની થઈ છે. મારા પિતા મોટા શ્રીમંત હતા. અમે જાતે રાજપૂત છીએ. મારા પિતાને ભોપાળના તાબામાં થોડીક જાગીર પણ હતી. પરંતુ ન્હાનપણુથી તેમણે એક યોગીની પાસેથી વૈદ્યકનું સારૂં જ્ઞાન મેળવવાથી તેમને વૈદ્યકવિદ્યાનો નાદ લાગ્યો હતો અને વૈદાંમાં તેમણે પૈસો પણ પુષ્કળ એકઠો કર્યો હતો. અમારા ઘરમાં કોઇ પણ બાબતની ઉણુપ નહોતી. મારી માતાએ ચાર પુત્રને જન્મ આપ્યો હતો પરંતુ તેઓ બાલ્યાવસ્થામાં જ પંચત્વને પામી ગયા હતા. તે પછી મારો જન્મ થયો. હું જીવતા પામી. પરંતુ મારી ચાર વર્ષની ઉમર થઇ હશે એટલે મારી માતા મને છોડીને આલોકમાંથી ચાલી ગઈ. મારા પિતાનો મારી માતા પર અતોનાત પ્રેમ હોવાથી તેમણે દ્વિતિય પત્ની નહિ કરતાં મારૂં લાલનપાલન કરવામાં જ પોતાનો સમય વિતાડવાનું પસંદ કર્યું. તેમણે મને આવશ્યક વિદ્યાભ્યાસ પણ કરાવ્યો, અને હું સતત તેમના સહવાસમાં રહીને જ મોટી થવાથી મને તેમની અદ્વિતિય વૈદ્યકવિદ્યાનો લાભ સહજ જ પ્રાપ્ત થયો. જ્યારે હું સોળ વર્ષની થઈ ત્યારે અમારા કરતાં એક ઉંચા કુળમાં મારૂં લગ્ન કરવામાં આવ્યું. મારા પતિનો મારા ઉપર અત્યંત પ્રેમ હતો. અમારો ગૃહસ્થાશ્રમ પાંચ વર્ષ પર્યંત તો સંપૂર્ણ આનંદ અને સુખમાં પસાર

થયો. પરંતુ એટલામાં એક લડાઇ ઉપસ્થિત થઇ અને મારા પતિનો તેમાં અંત આવ્યો. મને અકાળે વૈધવ્ય પ્રાપ્ત થયેલું જોઇને મારા પ્રત્યે અતુલ વાત્સલ્ય ધરાવનાર મારા પિતાને બહુજ કષ્ટ થયું; અને એ મનોયાતનાને પરિણામે તેમનો પણ અલ્પાવધિમાં અંત આવી ગયો. તેમના પરલોકવાસથી તેમની સર્વ માલમીલકતની માલિક હું બની અને તેની યોગ્ય વ્યવસ્થા કરવાનું મારા માથે આવી પડયું. મારા સાસરામાં પણ બીજો કોઇ વારસ નહોતો એટલે તે મીલકત પણ મનેજ મળી. વૈધવ્યપ્રાપ્તિ અને વડીલના મૃત્યુને લીધે મારૂં મન ઉદ્વિગ્ન બન્યું હતું, અને વ્યવહાર ઉપર મને કંટાળો ઉપજ્યો હતો. એટલે મારા પતિનું મૃત્યુ થયાને બાર માસ પૂરા થયા બાદ મારી જે કાંઈ સ્થાવર મીલકત હતી તે મેં દેવમંદિરોમાં આપી દીધી અને મારા પિતાનાં અમૂલ્ય ઔષધોના આ રેશમી વાટવા સિવાયની તમામ જંગમ મીલકત પણ ગરીબગુરબાંને દાન કરી દીધી. મારૂં એ વર્ત્તન મારાં કેટલાંક સગાંવ્હાલાં અને અમારા ગામના લોકોને વિચિત્ર ભાસ્યું, પરંતુ મને તેમની પરવા નહોતી. તેઓ મારી સાથે સંબંધ રાખે યા નહિ, તેઓ મારી નિન્દા કરે યા પ્રશંસા—એની મને દરકાર નહોતી. એ પ્રમાણે તમામ મીલકતની વ્યવસ્થા કરીને આ રેશમી વાટવો મારી સાથે રાખી હું તિર્થયાત્રા કરવાને નિકળી પડી. આજ લગભગ પંદર વર્ષો થયાં હું એક સ્થળેથી બીજે સ્થળે સાધુવેષમાં પર્યટણ કર્યો કરૂં છું, જે કોઈ સંકટમાં સપડાયેલું મને માલુમ પડે તેને મારાથી બની શકે તેટલી મદદ કરવી એજ એક મારી ઇચ્છા છે તથા આ જગતના મનુષ્યો સાથેનો મારો સંબંધ માત્ર એટલા પુરતો જ છે. મારી એ ઇચ્છા દ્રવ્યની સહાય વિના પણ બર આવી શકે તેમ છે. એટલા માટે હું આપને નમ્રતાપૂર્વક

વિનતિ કરું છું કે જવાહીરની મને જરૂર નથી. મારો આત્મા તો સ્વતંત્ર હતો જ, પરંતુ મારા દેહનું સ્વાતંત્ર્ય મને મળ્યું, મારો આ વાટવો મને પાછો મળ્યો અને ગરીબોના પાલક નવાબ સાહેબનો ભયંકર તથા અસાધ્ય મનાયેલો વ્યાધિ દૂર થઇને તેમને આરોગ્ય પ્રાપ્ત થયું, એટલાથી જ હું તો મને સર્વ કાંઇ મળી ચૂક્યું સમજું છું. હવે મને બીજી કાંઇ પણ ઇચ્છા રહી નથી. જે કોઇ દારિદ્રયના દુઃખથી પિડાતું હોય તેને દાન કરવા માટે જો એ જવાહીરનો આપ ઉપયોગ કરશો તો મને આપવા કરતાં અધિક પુણ્ય આપને પ્રાપ્ત થશે એટલુંજ નહિ, કિન્તુ મારૂં પોતાનું મન પણ એ જાણીને અધિક પ્રસન્ન થશે. વારૂ, હવે કાંઈ બીજી આજ્ઞા મને છે ?"

"ભલે, તારી એવી ઇચ્છા છે તો હું તારા કહેવા મુજબ જ એ જવાહીરનો ઉપયોગ કરીશ. પરંતુ મારા બીજા કયા કાર્યથી તારૂં મન સુપ્રસન્ન બને અને તને સંપૂર્ણ સંતોષ થાય એ તું મને કહે. એ કાર્ય ગમે તેવું કઠિન્ હશે તોપણ તેં અમારાપર જે ઉપકાર કરેલો છે તેના બદલામાં તે કાર્ય તારી ઇચ્છા પ્રમાણે જ હું બર લાવીશ." સુલતાના—વાલીદાએ કોઇ પણ રીતે રાધાના ઉપકારનું ઋણ ફેડવાનો પોતાનો ઇરાદો વ્યક્ત કર્યો.

"મા સાહેબ ! જો મને સંતુષ્ટ કરવી એવી આપની અંતરની ભાવના હોય તો એક રીતે મને સંતોષ મળી શકે તેમ છે. પરંતુ તેમાં નવાબ સાહેબની પરવાનગીની આપને જરૂર પડશે. મા સાહેબ ! કેવળ નવાબ સાહેબની કામપિપાસાની તૃપ્તિને ખાતર, વર્ષમાં એક વખત રમજાન ઇદને દિવસે તેમને એક ખુબસુરત સ્ત્રી ભેટ કરવાને ખાતર, આપના તરફથી ગુલામીના વ્યાપારને ઉત્તેજન આપવામાં આવે છે; તે વ્યાપારમાં ગુંથાયેલા લોકો વાજબી ગેરવાજબીનો

વિચાર નહિ કરતાં, કોઇ પણ સૌંદર્યવતી છોકરી દ્રષ્ટિએ પડી કે પછી તેની ઇચ્છા કિંવા અનિચ્છાથી, જોરજૂલ્મથી પણ તેને ઉપાડી લાવે છે. તેને પરિણામે એવી નિર્દોષ બાળાઓનાં જીવન કાં તો ભ્રષ્ટ બની જાય છે અથવા તો તેમને આપઘાત કરવાની ફરજ પડે છે. આ રાજ્યમાં એ પ્રથા ચાલુ હોવાને લીધેજ વૈતાળગઢની રાણી લક્ષ્મીદેવીને પણ ગુલામીના વ્યાપારનો ભોગ થવું પડયું હતું. સુયોગે મને એ વાતની જાણ થઇ ગઇ અને એ ભયંકર સંકટમાંથી હું તેનો ઉદ્ધાર કરી શકી; નહિ તો એ બિચારી નવાબ સાહેબના શયનગૃહમાં દાખલ થવાનો પ્રસંગ આવે તે પહેલાં જ આત્મઘાત કરત અને એક નિર્દોષ સ્ત્રીની હત્યાનું મહાન્ પાપ આપને શિરે ચોટત. જો નવાબ સાહેબની ઇચ્છા હોય તો અનેક ખુબસુરત અને ઉંચ કુળની સ્ત્રીઓ સાથે તેઓ લગ્ન કરી શકે છે. તો પછી આવો ગુલામીનો ત્રાસ શા માટે ? માટે મારી આપને એટલી માત્ર વિનંતિ છે કે આપ નવાબ સાહેબને સમજાવીને એ પ્રથા તદ્દન બંધ કરી દો અને એવો ઠરાવ કરો કે ભવિષ્યમાં પણ પુનઃ એ અનિષ્ટ અને નિંદનીય રીવાજ ચાલુ થવા પામે નહિ. એમ કરવાથી અનેક નિર્દોષ બાળાઓની આંતરડી ઠરશે અને અનેક કુટુમ્બોના આશીર્વાદની આપના પર વૃષ્ટિ થશે." રાધાએ પોતાની ઇચ્છા પ્રકટ કરી.

" કરીશ, રાધાબાઇ ! તારા ઉપકારના બદલામાં એ રીવાજ તો હું જરૂર બંધ કરીશ. એટલું જ માત્ર નહિ પણ અમારા રાજ્યમાંથી ગુલામોના વ્યાપારની રૂઢીને સદંતર બંધી કરી દેવાનું ફરમાન કાઢવાને પણ મારા પુત્રને કહીશ. તે પણ તારી આ ઇચ્છા અવશ્ય પૂર્ણ કરશે જ. જો તું લક્ષ્મીરાણીને મળે તો મારે હાથે તેમને જે કાંઇ ત્રાસ વેઠવો પડયો છે તે માટે મારા તરફથી તેમની માફી

માગજે. તેમના જેવી ભલા સ્વભાવની રાજવંશી બાઇને મારા હાથે જે કષ્ટ સહન કરવું પડ્યું છે તે માટે મને અત્યંત ખેદ થાય છે. જ્યારે આ બધી બાબતનો વિચાર કરૂં છું ત્યારે મને ખરેખર એમ લાગે છે કે ગુલામોના વ્યાપારની રૂઢી બહુ જ નુકસાનકારક છે અને એવી નુકસાનકારક રૂઢી અમારા જેવા ધનવાનો અને સત્તાધારીઓના મિથ્યા મોજશોખને જ આભારી છે. અહા ! કયામતને દિવસે ખુદા તાલા પાસે અમારા એ મહાન્ પાપકાર્યનો અમે શો જવાબ આપીશું ?"

"મા સાહેબ !" રાધા ગદગદિત કંઠે બોલી : "આપના આવા ઉદ્ગારો શ્રવણ કરીને મારૂં અંતર આનંદથી દ્રવે છે. એક વખત આપણા હાથે થઇ ગયેલા દુષ્કૃત્યનો જો આપણને ખરા અંતઃકરણનો પશ્ચાત્તાપ થતો હોય તો એજ પાપકૃત્યનું પ્રાયશ્ચિત છે. એટલે હવે આપને અત્યારે થતા પશ્ચાત્તાપને લીધે પ્રભુના દરબારમાં જવાબ આપવાનું રહેશે નહિ. વારૂ, હવે સમય બહુ થઇ ગયો છે. આપને ભોજનની વેળા થઈ ગઈ હશે. નવાબ સાહેબની સેવામાં આ દીન સાધુડીના અંતરનો શુદ્ધ ભાવથી ભરેલો આશીર્વાદ રજુ કરજો. હું ઇચ્છું છું કે મારી આપને ભવિષ્યમાં કદી પણ જરૂર પડે નહિ. પરંતુ જો કદાચ મારી સેવાની આવશ્યકતા જણાય તો મને ખબર મળશે કે વિના વિલંબે હું સેવામાં હાજર થઇશ. હવે આપ પધારો !"

"હા, હું જાઉં છું પણ ઇચ્છું છું કે આ મારી ને તારી છેલ્લી મુલાકાત ન નિવડો." એટલું કહી બે પળ મૌન રહીને પુનઃ વાલીદા બોલી: "મારી તને એક વિનતિ છે. તેં નવાબને જે ઔષધ આપ્યું હતું તેમાં કઈ કઇ વસ્તુ આવે છે અને તે ઔષધ કેવી રીતે તૈયાર થઇ શકે છે એટલું મને કૃપા કરીને જણાવ !"

"મા સાહેબ! આપે ગુલામોના વ્યાપારની રૂઢી આપના રાજ્ય-

માંથી બંધ કરાવવાનું વચન આપીને મારા ઉપર એક મોટો ઉપકાર કર્યો છે એમ હું માનું છું. પરંતુ તેમ છતાંયે દિલગીરીની સાથે આ વિષયમાં આપને કેવળ નિરાશ કરવાની મને ફરજ પડે છે. ” રાધા નિશ્ચયાત્મક સ્વરે બોલી: “ એક વખત મારા અમૃત તુલ્ય ઔષધની કૃતિ આપને દર્શાવવાને હું તૈયાર થઇ હતી. પરંતુ તે વખતે તમે મારા કથનની ઉપેક્ષા કરી અને દરબારી હકીમોના મત્સરગ્રસ્ત શબ્દો ઉપર વિશ્વાસ રાખીને તમે મને કેટલાક મહિના સુધી અટકાવમાં રાખી મૂકી. જો નવાબ સાહેબની તબિયતના સંબંધમાં આપને સંપૂર્ણ નિરાશા ન ઉપજી હોત તો મને લાગે છે કે આ રાધાનો અહીંથી મૃત્યુપર્યંત છુટકારો થયો ન હોત. જ્યારે તમે બિલકુલ નિરાશ થયાં ત્યારે તમને મારૂં સ્મરણ થયું. તમે મારૂં અપમાન કર્યું છે, મારો તિરસ્કાર કર્યો છે અને ખૂલ્લા શબ્દોમાં એમ કહું તોપણ ચાલે કે જે વિશ્વાસ મારી મુક્તિ માટે મેં આપના પર એ વખતે રાખ્યો હતો તેનો આપે ઘાત કર્યો છે ! મા સાહેબ ! હું સારી પેઠે સમજું છું કે હું એક રાજમાતાની સમક્ષ બોલું છું. આપ સત્તાધારી વ્યક્તિ હોવાથી અને કેવળ ખુશામદખોર મનુષ્યોથી વિંટાયેલાં હોવાથી, મારા આ સ્પષ્ટકથનથી આપને ગુસ્સો પણ ચડશે. પરંતુ આજસુધીનું મારા પ્રત્યેનું આપનું વર્તન કેટલું જૂલ્મી હતું તેનો વિચાર આપ પોતેજ મનમાં કરી જૂઓ; જો આપની સ્થિતિ મારા જેવી હોય તો આપને કેવું લાગે તેનો પણ ખ્યાલ કરો, એટલે મારૂં કથન. કેવળ યોગ્ય અને લેશ પણ તિરસ્કાર કે દ્વેષભાવ વિનાનું છે એમ આપને લાગ્યા સિવાય નહિ રહે. જ્યારે આપે મારા શબ્દોની દરકાર ન કરી અને મને અહીં નજરકેદ રાખી મૂકી ત્યારથી જ મેં નિશ્ચય કર્યો છે કે મારા ઔષધની કૃતિ હવે કદી પણ

આપને દર્શાવવો નહિ. અત્યારે આપની મારા તરફ ગમે તેટલી માયા અને મહેરબાની હોવા છતાંયે મારો દ્રઢ નિશ્ચય હું ફેરવી શકીશ નહિ."

રાધા સાધ્વીની આ કટાક્ષ–પુષ્પાંજલી ગર્વિષ્ટ વાલીદાને પસંદ ન પડે એ તો દેખીતું છે. તોપણ તેણે જે કહ્યું હતું તે બધું અક્ષરશઃ સત્ય હતું. અન્ય સમયે આવા પ્રકારના શબ્દો વાલીદાએ સાંભળ્યા હોત તો તે શબ્દો ઉચ્ચારનારનાં સોયે વર્ષ તેજ સમયે પૂરાં થઇ ગયાં હોત; પરંતુ અત્યારનો વખત જુદો હતો. વાલીદા બિલ્કુલ શરમાઇ ગઈ હતી. રાધાની દ્રઢતા અને નિષ્પરાયણ વૃત્તિનો તેને અનુભવ હોવાથી તેના ઔષધનું રહસ્ય જાણવાનો વિશેષ આગ્રહ નહિ રાખતાં સુલતાના–વાલીદાએ કહ્યું: "બાઈ ! જેવી તારી મરજી ! પણ હવે તું મારૂં એક વચન તો માન્ય રાખ. તને મારૂં કાયમને માટે સ્મરણ રહે તે સારૂ આ હીરાની વીંટીનો તું સ્વીકાર કર !"

"મા સાહેબ ! આપનું મને સ્મરણ રહેવાને માટે કાંઈ વીંટીની જરૂર નથી." રાધાએ ટચકું માર્યું: "હું જીવીશ ત્યાં સુધી આ પ્રસંગ અને આપનું નામ તો મને હમેશાં યાદ આવ્યા કરશે ! તેમ છતાં જો આપનો અત્યાગ્રહજ હોય તો મને આ વીંટીનો સ્વીકાર કરવામાં કોઇ જાતનો વાંધો નથી." એમ કહીને તેણે વાલીદાના હાથમાંથી હીરાની વીંટી લીધી.

વાલીદા વિદાય થઇ. રાધા રાત્રીએ ત્યાં સૂઇ રહી. પ્રાતઃકાળે વ્હેલી ઉઠી અને દંતધાવનાદિ નિત્યકર્મથી પરવારીને તે વાલીદા પાસે ગઇ. તેની પાસેથી કાચનો પ્યાલો લઇ તેણે પોતાના વાટવામાં નાખ્યો અને મધુર વચનો વડે વાલીદાની રજા માગીને તે જનાન-

ખાનામાંથી બહાર પડી અને લગભગ ચાર–પાંચ માસ કેદમાં વિતાડ્યા બાદ સ્વાતંત્ર્યની મિઠાશનું આસ્વાદન લેવાને તે પુનઃ ખૂલ્લી હવામાં આવીને દાખલ થઈ.

## પ્રકરણ ૪૧ મું.

### વૈતાળગઢ.

પાછલા પ્રકરણમાં વર્ણવેલી હકીકત બન્યાને લગભગ વીશ–બાવીશ દિવસ થઇ ગયા છે. તે વખતે આપણે દૌલતાબાદમાં હતા, આજે વૈતાળગઢમાં છીએ. રાધા સાધ્વી દૌલતાબાદમાંથી નિકળ્યા બાદ લક્ષ્મીદેવીને મળવાને બહુ આતુર બની રહી હતી. તેણે અનુમાન કર્યું હતું કે હવે તે ઉજ્જયનીમાં હોવાનો સંભવ નથી. જો લક્ષ્મીદેવી ઉજ્જયનીમાં નહોય તો તેની રાજધાનીમાં જ હોવી જોઈએ એવી કલ્પના સહજ જ થઇ શકે તેમ હતી. એટલે રાધા પ્રથમ બીજે કોઈ પણ સ્થળે નહિ જતાં વૈતાળગઢમાં જવાનો નિશ્ચય કરીને નિકળી હતી. આજે તે ત્યાં આવી પહોંચી છે, આપણે પણ તેની પાછળ પાછળ અહીં સુધી આવી પહોંચ્યા છીએ.

પ્રિય વાચક ! તેં ઉજ્જયનીની મુલાકાત લીધી, દૌલતાબાદનું જનાનખાનું જોયું અને તેમાં સુલતાના–વાલીદાના દોરદમામનો અનુભવ કર્યો. હવે તને વૈતાળગઢની મુલાકાત કરાવવી એવો ઇરાદો છે. જો કે વૈતાળગઢ કાંઇ ઉજ્જયની જેવું મોટું શહેર નહોતું. પરંતુ તે શહેર સંસ્થાનની રાજધાની હોવાને લીધે તેમાં રાજ્યના અને શ્રીમંતોનાં સુશોભિત અને ભવ્ય મકાનો આકર્ષણીય હતાં. દરબારગઢ બહુ વિશાળ અને મોટો નહોતો, છતાં તેની બાંધણી સુંદર અને નમૂનેદાર હતી. તેના આગલા દરવાજાપર હથિયારબંધ

સિપાહીઓનો પહેરો રહેતો હતો. દરવાજામાં પ્રવેશ કરતાં સામે ડાબી બાજુની દેવડીની દિવાલપર એક રેતીની ઘડિયાળની શીશી ટાંગેલી દ્રષ્ટિએ પડતી હતી. તેની પાસે એક ઘોડીએ ઘંટા ટાંગેલી હતી. તે દરવાજામાં થઈને આગળ વધતાં એક ન્હાનો બગીચો આવતો હતો. એ બગીચામાં ગામના લોકોને ફરવા હરવા આવવાની છૂટ હતી, તે બગીચાની બન્ને બાજુએ બબે માળનાં ભવ્ય મકાનો હતાં, એ મકાનોમાં જુદી જુદી કચેરીઓની ગોઠવણ કરવામાં આવી હતી. બગીચો પસાર કરીને આગળ જઇએ એટલે રાજમહેલનો દરવાજો આવતો હતો. એ દરવાજાનો ઘાટ બહુ સુંદર હતો અને તેના પર જૂની કારીગિરીનું નકસી કામ કોતરેલું હતું. રાજમહેલની સુંદરતાનું તો પૂછવુંજ નહિ. એમ કહેવાય છે કે આખા માળવા પ્રાંતમાં તેના જેવો બીજો સુંદર રાજમહેલ નહિ. આ વૈતાળગઢના સંબંધમાં એવી દંતકથા છે કે જે વીર વૈતાળ વિક્રમરાજાને વશ હતો તે વૈતાળે વિક્રમની ઇચ્છાથી પોતાના અનુચરોની સહાયથી માત્ર એક જ રાત્રીમાં આ ગઢ બાંધી આપ્યો હતો અને એથી કરીને તેનું નામ વૈતાળગઢ રાખવામાં આવ્યું હતું. અર્થાત્ વૈતાળે બાંધેલો ગઢ સુંદરતામાં સર્વોપરિ હોય તેમાં આશ્ચર્ય પણ શું ?

વૈતાળગઢ સંસ્થાન સ્વતંત્ર હતું, તદપિ ઉજ્જયનીના સુબાની તેના પર દેખરેખ હતી. લક્ષ્મીદેવી અદ્યાપિપર્યંત ઉમર લાયક થયેલી નહિ હોવાથી ઉજ્જયનીના સુબાએ પોતાના તરફનો એક અધિકારી નિમીને તેની દેખરેખ નીચે વૈતાળગઢનો કાર્યભાર ચલાવવાની વ્યવસ્થા કરી હતી. આ અધિકારીએ શરૂઆતમાં તો સંસ્થાનમાં ખટપટ જમાવવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ ત્યાંના જૂના નોકરો વફાદાર અને વિચારવંત હોવાથી તેનો એ ઈરાદો પાર પડયો નહિ. સંસ્થાનના જૂના નોકરો પાસે પોતાનું કાંઇ ચાલે તેમ નથી એ

ધ્યાનમાં આવતાં તે અધિકારીએ પણ પોતાનું ધોરણ બદલ્યું અને તે તેમની ઇચ્છાનુસાર ચાલવા લાગ્યો. તેના એ સમયવર્ત્તી સ્વભાવને લીધે રાજ્યકારભાર સરળપણે ચાલતો હતો અને પ્રજાવર્ગ પૂર્ણ સુખી અને ઉદ્યોગી હતો.

રાધા સાધ્વી દરબારગઢના પહેલા દરવાજામાં પસાર થઇને રાજમહેલના અંદરના દરવાજા પાસે આવી. એ દરવાજા ઉપર પણ સિપાહીઓ પહેરો ભરતા હતા. તેમની પાસે તેણે પોતાની ઔષધીના ગુણવર્ણનનો પાઠ ચાલુ કર્યો, અને પહેરેગીરોને ઔષધો, તેલ વગેરે ખરીદવાનો આગ્રહ કરવા માંડયો. એ પ્રમાણે ઔષધ–પુરાણ ચાલુ હતું તે દરમિયાન તેણે રાણી સાહેબ અત્યારે મહેલમાં છે કે નહિ, અને અત્યારે તેમની મુલાકાત થઇ શકશે કે કેમ, એ બાબત એક પહેરેગીર સાથે પૂછગાછ કરવા માંડી. પહેરેગીરે તેનું નામ પૂછ્યું. તેણે પોતાનું નામ આપ્યું કે તે પહેરેગીરના વર્ત્તનમાં એકાએક મોટો ફેરફાર પડી ગયો. તે નમ્રતાપૂર્વક અને સભ્યપણે બોલ્યો : “ રાધાબાઇ ! આપ ખુશીથી અંદર પધારો. આપ ગમે તે સમયે પધારો તે વખતે આપને વિનાવિલંબે અંદર લઇ જવાં એવી રાણી સાહેબની આજ્ઞા છે. અમારી અજ્ઞાનતાને લીધે કદાચ અમારા મુખથી એકાદો મશ્કરીનો શબ્દ નિકળ્યો હોય અને એથી આપનું અપમાન થયું લાગ્યું હોય તો અમને માફ કરજો ! ”

એટલું કહીને તે પહેરેગીર આગળ થયો અને રાધાને રાજમહેલના પ્રશસ્ત ચોકમાં લઇ ગયો. ત્યાં રાણી સાહેબની કેટલીક દાસીઓ બેઠેલી હતી. તેમાંની એક દાસી પાસે જઇને પહેરેગીરે કહ્યું: “ રાધાબાઇ સાધ્વી તે આજ ! ” એ નામ સાંભળતાં જ તે દાસી એકદમ ઉભી થઇ ગઇ. તેણે રાધાને વિનયપૂર્વક નમન કર્યું અને

પેલા પહેરેગીરને કહ્યુંઃ "વારૂ, હું રાધાબાઇને નર્મદા બ્હેન પાસે લઇ જાઉં છું." એમ કહી તે રાધાને લઇને અંદર ગઇ. પહેરેગીર પોતાના સ્થળે ચાલ્યો ગયો.

અંદર જતાં એક મોટી પરશાળ આવતી હતી, ત્યાં એક સોફા ઉપર નર્મદા તથા જયા બેઠેલી હતી. એ બન્ને જણીઓ રાધાને ઓળખતી હોવાથી પેલી સાથે આવનાર દાસીને રાધાની ઓળખાણ આપવાની જરૂર રહી નહિ. રાધાને દૂરથી જોતાં જ તે બન્ને જણી તેની પાસે આવી. એ બન્નેએ રાધાનો એકેકો હાથ પકડયો અને તેને પેલા સોફા ઉપર લઇ જઇને બેસારી.

જયા બોલીઃ "રાધાબાઇ ! તમને જોઇને અમારાં બાઇસાહેબને અતિશય આનંદ થશે ! બાઇ ! દૌલતાબાદમાં અમારાં બાઇ સાહેબને મળ્યાં હતાં તેને કેટલાબધા દિવસ થઇ ગયા ? એટલા દિવસમાં એક વખત પત્ર લખીને ખુશી સમાચાર પણ જણાવ્યા નહિ ? એક પણ દિવસ એવો જતો નથી કે જે દિવસે બાઇસાહેબે તમને યાદ કર્યાં ન હોય !"

"વારંવાર તમે એમના ઉપર કરેલા ઉપકારનું–એમને જનાનખાનામાંથી મુક્ત કર્યાનું બાઇ સાહેબને સ્મરણ થાય છે." નર્મદા બોલીઃ "કદાચ તમે એકાએક અહીં આવી ચડો અને દરવાજાપર પહેરેગીર તમને અટકાવે તો તમે ગુસ્સે થઇને પાછાં ચાલ્યા જાઓ એવા ભયને લીધે પહેરેગીરને પણ હુકમ કરી રાખ્યો છે કે તમારૂં નામ સાંભળતાં, પરવાનગી મેળવવાની ઉપાધિમાં નહિ પડતાં એકદમ તમને રાજમહેલમાં લઈ આવવાં."

"તમે ખરૂં કહો છો." રાધા બોલીઃ "મારા નામની પહેરેગીરો ઉપર જાદુઇ અસર થયેલી મને લાગી અને રજા મંગાવ્યા

સિવાય જ તેમણે મને અંદર દાખલ કરી. એ પરથી એ જ વખતે મને લાગ્યું હતું, કે રાણીસાહેબે એવી વ્યવસ્થા કરેલી હોવી જોઇએ. એમ કરીને રાણી સાહેબે મને ખાસ માન આપ્યું છે એમ જ હું સમજું છું."

"રાણી સાહેબ તમને જેટલું માન ન આપે તેટલું ઓછું જ છે. તમારો તેમના પરનો ઉપકાર કાંઇ જેવો તેવો નહોતો !" નર્મદાએ કહ્યું.

"વારૂ, પણ અત્યારે રાણી સાહેબનાં દર્શન થઈ શકશે કે નહિ ? જો તે કાંઇ અગત્યના કામમાં ગુંથાયાં હોય તો મને રોકાવાને માટે વાંધો નથી."

"ના ના, અત્યારે તે એકલાં જ છે." જયાએ કહ્યું: "પરંતુ કદાચિત્ કોઇ મહત્ત્વના કાર્યમાં ગુંથાયાં હોય તો પણ શું થયું ? તમારૂં નામ શ્રવણ કરતાં તેઓ બધાં કામ બાજુએ રાખીને પ્રથમ તમારી મુલાકાત જ લેવાનાં !"

એ પ્રમાણે કહેતી જયા અને નર્મદા રાધાને લઇને એક ભવ્ય અને સુંદર દિવાનખાનામાં આવી. લક્ષ્મીદેવી આ સમયે તે દિવાનખાનામાં એક મખમલ જડિત કોચ ઉપર કાંઇક વિચારમાં નિમગ્ન બનીને આડે પડખે પડી હતી. તે એટલા બધા ઊંડા વિચારમાં ગુંથાઇ ગઇ હતી કે રાધા અને જયા તથા નર્મદા ત્યાં આવ્યાનો પણ તેને ખ્યાલ રહ્યો નહોતો. રાધાનો લક્ષ્મીદેવી ઉપર અકૃત્રિમ પ્રેમ હતો અને તેને ખાતર તેણે પોતાનો જીવ પણ જોખમમાં નાખ્યો હતો એ વાચકો જાણે છે. બાહ્યતઃ લક્ષ્મીદેવીની પ્રકૃતિ ઠીક લાગતી હતી. પરંતુ તેના મનમાં પ્રવર્ત્તી રહેલી ચિંતાને કારણે તેની મુખમુદ્રા ઉપરનું નૈસર્ગિક તેજ સ્હેજ કમી થયું છે એમ રાધાના ધ્યાનમાં આવ્યા સિવાય રહ્યું

નહિ. એ ચિંતા બહુધા અજયસિંહના સંબંધમાં હોવી જોઇએ, એવો તે વ્યવહાર કુશળ સાધ્વીએ સ્વાભાવિક જ તર્ક કર્યો.

ત્યાં દાખલ થયાને કેટલોક સમય થયા છતાં લક્ષ્મીદેવીએ ઉંચું માથું કર્યું નહિ એટલે જરા આગળ વધીને જયાએ રાધા સાધ્વીના આગમનના શુભ વર્ત્તમાન તેને જણાવ્યા. જાણે સ્વપ્નમાંથી એકાએક સાવધ બની હોય તે પ્રમાણે લક્ષ્મીદેવીએ વિચાર-નિદ્રામાંથી જાગૃત થઇને ઉંચું જોયું. રાધા સાધ્વી દ્રષ્ટિએ પડતાં જ તે સફાળી ઊભી થઈ ગઇ અને જરા આગળ આવી. રાધા શિષ્ટાચારને અનુસરીને વાંકી વળીને નમન કરવા જતી હતી; પરંતુ તેમ કરવા નહિ દેતાં લક્ષ્મીદેવીએ તેને ગાઢ આલિંગન દીધું. મા દીકરીની અકલ્પિત મુલાકાત થતાં તેમને જેટલો આનંદ થાય છે તેટલો આનંદ અત્યારે ઉભયને થયો હતો. બન્નેનાં નેત્રોમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં હતાં, અને અંતરમાં આનંદના ઉમળકા આવતા હતા. એ દ્રષ્ય જોઇને જયા અને નર્મદાનાં અંતર પણ પ્રેમભીનાં બની ગયાં, અને તેઓ પોતાનાં ચક્ષુઓમાંથી નિકળેલા આનંદાશ્રુ લૂછતાં લૂછતાં ત્યાંથી બહાર ચાલી ગઇ.

લક્ષ્મીદેવી અને રાધાને પરસ્પર પુષ્કળ હકીકત કહેવાની હતી. જ્યારે દોલતાબાદથી લક્ષ્મીદેવી અજયસિંહ સાથે વિદાય થઇ ત્યારે રાધા કાંઇક કામનું બ્હાનું કાઢીને ત્યાં રોકાણી હતી, પરંતુ તે પછી તેની ઉપર આવેલાં સંકટોની લક્ષ્મીદેવીને માહિતી નહોતી. દોલતાબાદમાંથી તેના નિકળ્યા બાદ પોતાના પર આવેલાં સર્વ સંકટોનું વિગતવાર વર્ણન રાધાએ કર્યું. તે સાંભળીને લક્ષ્મીદેવીને આશ્ચર્ય થયું તેમ ઉદ્વેગ પણ થયો. પોતાને ખાતર રાધાને બંધીવાસ ભોગવવો પડયાથી કોમળ હૃદયની લક્ષ્મીદેવીનું અંતર દુઃખિત બન્યું અને

તેના ગુલાબી કપોળ પ્રદેશ પરથી અશ્રુધારા વહન થતી દેખાઇ. પરંતુ રાધા સાધ્વીએ તેના મનનું સાંત્વન કરીને સુલતાના-વાલીદાએ યાચેલી ક્ષમાનો સંદેશો જણાવ્યો તથા ગુલામગીરીનો ત્રાસ કાયમને માટે નાબુદ થયાનાં આનંદપ્રદાયક સમાચાર પણ જણાવ્યા.

દૌલતાબાદનો ઇતિહાસ પૂર્ણ થયા બાદ રાધાએ પૂછયું: “ પણ રાણીસાહેબ ! અજયસિંહજીના શા સમાચાર છે ? તેઓ ખુશીમાં તો છે ના ? ”

“ હા, તે ખુશીમાં છે. ” કિંચિત્ સ્મિતપૂર્વક લક્ષ્મીદેવી બોલી: “ પણ તારી સુમતીના સમાચાર તો તું પૂછતી જ નથી ? તેને વિસરી ગઈ તો નથીને ? ”

લક્ષ્મીદેવીના લક્ષમાં આવી ન શકે તેવી રીતે તેની તરફ બારિક અને ભેદક દ્રષ્ટિએ જોતી રાધા બોલી: “ આપની સાથે વાર્તાલાપ કરવાના નાદમાં મને તેનું વિસ્મરણ થયું ખરૂં ! ”

તે પછી લક્ષ્મીદેવીએ ઉજ્જયનીમાં બનેલા બનાવોનું રાધા પાસે વર્ણન કર્યું. સંગ્રામસિંહે કેદખાનામાંથી ન્હાસવાનો કરેલો યત્ન, તેની કચેરીમાં ચાલેલી તપાસ, તેને મળેલી મુકિત, ઇત્યાદિ હકીકત જણાવીને પછી તે બોલી: “ ઉજ્જયનીથી અમે આ તરફ આવવાને નિકળ્યાં ત્યારબાદ થોડા દિવસ સુમતી અમારી સાથે હતી; અને તે અત્યારે જે સ્થળે છે તે સ્થળે મોટા આનંદમાં છે એવી મારી ખાત્રી છે. ” રાધાની પાસે નંદનવનની ગુફાનો ઉલ્લેખ નહિ કરવાના વિચારથી લક્ષ્મીદેવીએ આ પ્રમાણે મોઘમમાં સુમતીના સમાચાર જણાવ્યા હતા.

“ પણ, બાઇસાહેબ ! ” રાધાએ પ્રશ્ન કર્યો: “ અજયસિંહજી હાલમાં કયાં છે ? ”

"તેજ હું હવે તને કહું છું." લક્ષ્મીદેવી બોલીઃ મારા આ સંસ્થાન ઉપર ઉજ્જયનીના સુબાની દેખરેખ છે એ તો કદાચ તારા જાણવામાં હશે જ. ઉજ્જયની તરફથી નિમાયેલો એક અધિકારી અહીં રહે છે. તે છે તો હિંદુ પરંતુ દારસ્થાની ભારે છે. મારો એમની ( અજયસિંહની ) સાથે લગ્ન કરવાનો વિચાર છે એમ મેં તે અધિકારીને મારા ખાનગી કારભારી મારફત જણાવ્યું. પ્રથમ તો તેણે એમના જાતિકુળ બાબત શંકા કાઢી. પરંતુ એ વિષયમાં જે માહિતી અમને મળી હતી તે તેને જણાવવાની સાથે એ માટેનો મજબુત પૂરાવો આપનારા કાગળપત્રો અમારી પાસે હતા તે પણ તેને બતાવ્યા. એટલે એ શંકા તો દૂર થઈ. પરંતુ તેણે બીજો વાંધો દર્શાવ્યો કે 'સુબા સાહેબની પોતાની મંજુરી સિવાય આ લગ્નમાં મારાથી સંમતી આપી શકાય નહિ. હું સુબા સાહેબને લખીશ અને તેમનો જે જવાબ આવશે તે તમને જણાવીશ.' તેનો આ જવાબ અમને ખોટી આશામાં રમાડવા જેવો જ હતો. એટલું જ નહિ, પરંતુ ઉજ્જયનીના સુબાની મંજુરી મળવાનો પણ સંભવ ઓછો જ હતો. તેનાં કેટલાંક કારણો પણ હતાં. આ લગ્નસંબંધથી વૈતાળગઢ અને સુવર્ણગઢનાં સંસ્થાનો એકત્ર થઈ જાય એ દેખીતું છે. તે એકત્ર થતાં તેનું સામર્થ્ય વધે, એ વાતનો ઉજ્જયનીના સુબાને બહુ ભય રહે છે. ઉજ્જયનીની અંતર્ગત વ્યવસ્થા સંતોષકારક નથી. આ પ્રાંતનો એકાદો સંસ્થાનિક સામે થાય તો તેનો પરાભવ કરવા માટે ઉજ્જયનીના સુબા પાસે પૂરતું લશ્કર નથી, તેમજ મોગલ શાહાનશાહ આંતરિક ખટપટમાં ગુંથાયેલા હોવાને લીધે તેમના તરફથી પણ લશ્કરી મદદ મળવાનો સંભવ નથી. આવી પરિસ્થિતિમાં ઉજ્જયનીના સુબાને માટે હિતકર માર્ગ માત્ર એક જ

છે અને તે એ કે પોતાની દેખરેખ નીચેનાં સંસ્થાનોમાં ઐક્ય થવા નહિ દેતાં બને તેટલી ખટપટ જગાડવી. આ કારણોને લીધે અહીંનો અધિકારી તેમ જ સુબો અમારા લગ્નમાં બની શકે તેટલાં વિઘ્નો આણવામાં પાછી પાની કરશે નહિ એવું સ્પષ્ટ દેખાય છે. એટલે ખુદ બાદશાહની પરવાનગી મેળવવાને એ ( અજયસિંહ ) પોતે દિલ્હી ગયા છે."

"સુબાને જે ડર રહે છે તે ખરો છે." રાધા બોલી: "અજયસિંહ જેવા ધીર અને ઉદ્દાત નરના હાથમાં એ સંસ્થાનોનો કાર્યભાર આવે તો તે પોતાનું સામર્થ્ય વધાર્યા સિવાય રહે જ નહિ."

"એથી જ તો એમને પોતાને દિલ્હી જવું પડયું છે; અને સોવસા તો એમને ફત્તેહ જ મળવાનો સંભવ છે. ગઇ કાલે જ જયમલ ત્યાંથી એમના કુશળ વર્ત્તમાન જણાવવાને આવ્યો હતો. તેની સાથે એમણે એક પત્ર પણ મોકલ્યો હતો. તે પરથી જણાય છે કે હજી સુધી એમને બાદશાહની પ્રત્યક્ષ મુલાકાત થઈ નથી. પરંતુ બાદશાહની હઝુરમાં જે કર્ત્તા પુરુષો છે તેમનું મત આ વિષયમાં અનુકુળ છે. એટલે કાંઇક આશા રહે છે, બાકી તો જે બને તે ખરૂં !" એટલું કહીને લક્ષ્મીદેવીએ એક દિર્ઘ નિઃશ્વાસ મૂકયો.

"અત્યાર સુધીમાં જે પ્રભુએ આપને મહાન્ ભયંકર સંકટમાંથી મુકત કર્યા છે તે પ્રભુ આ કાર્યમાં પણ આપની મનેચ્છા બર લાવશે." રાધા બોલી: "મારી એ આશીશ કદી પણ અફળ જશે નહિ. આપનાં લગ્ન થઇ જાય અને આપનાં એક–બે બાળકોનાં સુખ હું જોઉં એટલે બસ !"

લક્ષ્મીદેવીની આજ્ઞાથી જયા અને નર્મદાએ રાધાને માટે ભોજનાદિની વ્યવસ્થા કરી. રાધા ત્રણ દિવસ ત્યાં રહી. વૈતાળગઢમાં

જ કાયમનો નિવાસ કરવાને લક્ષ્મીદેવીએ તેને ઘણો આગ્રહ કર્યો. પરંતુ રાધા એમ કરવાને કબુલ થઈ નહિ. તે બોલી: "બહાર સ્વતંત્રપણે વિચરવાથી જે જનસેવા હું બજાવી શકીશ તે આ રાજમહેલમાં રહેવાથી બની શકશે નહિ. બીજી કાંઈ આજ્ઞા હોય તો ફરમાવો. બાકી અમુક અમુક સમયને આંતરે હું આપને મળતી રહીશ ખરી."

આ વખતે લક્ષ્મીદેવીને પોતે તારખાનાની વિધવા માતાને આપેલું વચન યાદ આવ્યું. તે બોલી: "સુલતાના તારખાનાને તો તમે ઓળખો છો. તેમની વિધવા માતા સૌભાગ્યપુર નામના નાના ગામની બહાર પોતાના ખેતરમાં મકાન બાંધીને તેમાં પોતાની બે દીકરીઓની સાથે રહે છે. તે બાઇને હું મળી ત્યારે મેં તેને વચન આપ્યું હતું કે 'હું બનતો પ્રયત્ન કરીને તમારી અને તારખાના બાઇની એક વખત મુલાકાત કરાવીશ.' તમારી અત્યારે સુલતાના–વાલીદા પાસે તેમ જ ખુદ નવાબ પાસે પણ સારી લાગવગ છે; અને તારખાના તથા તેની વિધવા માતાની મુલાકાત થતાં તારખાના જનાનખાનામાંથી ન્હાસી જાય તેમ પણ નથી. એટલે જો તમે શ્રમ લેશો તો એ વિધવા સ્ત્રીની ઇચ્છા પૂર્ણ કરી શકશો."

"જરૂર કરીશ. તારખાનાએ મારા ઉપર પણ હું બંધીવાન હતી તે દરમિયાન બહુજ ભાવ રાખ્યો હતો, એટલે આ કાર્ય તો હું વિશેષ ઉત્સાહપૂર્વક કરીશ." એટલું કહી રાધા લક્ષ્મીદેવી પાસેથી વિદાય થઇ અને જયા તથા નર્મદાને મળી ભેટીને પરોપકારનાં કૃત્યો કરવા માટે વૈતાળગઢ છોડીને ચાલતી થઈ.

# પ્રકરણ ૪૨ મું.

## શુદ્ધિમાં આવી.

સુમતીના શરીરનો નૈસર્ગિક વર્ણ ગૌર હતો, પરંતુ શરીરનો જે ભાગ વસ્ત્રોથી આચ્છાદિત નહોતો તે ભાગને ખાસ કોઇ જાતનો રંગ લગાવીને તેણે કાળો બનાવ્યો હતો. એ જોઇને ગુન્ડુરાવના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પરંતુ અત્યારે એ સંબંધી લાંબો વિચાર કરવાનો સમય નહોતો. ગુન્ડુરાવે તેની પ્રકૃતિ કેવી છે તે તપાસવાનો પ્રારંભ કર્યો. અત્ર સહજ ખુલાસો કરવાની જરૂર છે કે તે જેવો વિજ્ઞાનશાસ્ત્રી હતો તેવો વૈદ્યકશાસ્ત્રમાં પણ કુશળ હતો. પ્રથમ તો તે જીવે છે કે સંગ્રામસિંહના પ્રહારથી તેનો પ્રાણાંત થયો છે એ વાતનો તેણે નિશ્ચય કરી જોયો. તેનો શ્વાસોચ્છવાસ અદ્યાપિ શરૂ હતો, પરંતુ બહુ જ મંદમંદ ચાલતો હતો. ગુફાની અંદરની હવા ભેજવાળી હોવાથી તેને ખૂલ્લી હવામાં લઇ જવાય તો ઠીક, એવો વિચાર કરીને મોટી સાવધાનતાથી ગુન્ડુરાવ તેને ગુફાના દ્વાર પાસે લાવ્યો. ખૂલ્લી હવા મળતાં જ સુમતીનો શ્વાસોચ્છવાસ પુનઃ ત્વરિત ગતિએ ચાલવા લાગ્યો. કેટલીક વારે તેણે આંખો ઉઘાડીને ગુન્ડુરાવ સામે જોયું. પરંતુ એ વખતે કેવળ શૂન્ય દ્રષ્ટિ હતી. તે બરોબર શુદ્ધિમાં આવી નહોતી. પોતે અત્યારે કયે સ્થળે અને કેવી સ્થિતિમાં છે તેનું પણ તેને ભાન નહોતું. તેને લાગેલો જખમ બહુ મોટો હતો, અને એ જખમ ઉપર પાટો બાંધી દેવામાં ગુન્ડુરાવે ઢીલ કરી નહોતી, તદપિ તેટલા સમયમાં પણ જખમમાંથી પુષ્કળ લોહી ગયું હતું. અર્થાત્ શરીરમાં પુનઃ રક્ત ઉત્પન્ન થાય અને તેને

થોડીક શક્તિ આવે ત્યાં સુધી તે આવી બેભાન અવસ્થામાં જ રહેશે એવી તે વૈદ્યકશાસ્ત્રમાં નિષ્ણાત ગુન્ડુરાવે કલ્પના કરી. પણ આ ગુફામાં એની સારવાર કેવી રીતે કરવી? ગુફાની હવા શરદીવાળી હોવાથી જો તેને એ ગુફામાં લાંબો સમય રાખવામાં આવે તો વાયુ ચડવાની ભીતિ હતી. આ સ્ત્રીને કયે સ્થળે લઇ જવી એ બાબત ગુન્ડુરાવને મોટો વિચાર થઇ પડયો. તેના મનમાં એવો વિચાર આવ્યો કે આ સ્ત્રીને નંદનવનની ગુફામાં લઈ જવી. પરંતુ દરવાજો કેવી રીતે ખોલવો એ તેને માલૂમ નહોતું, તેનું શું?

ગુન્ડુરાવે પોતાના અંગપર ધારણ કરેલું ફાટેલું અંગરખું કાઢયું અને સુમતીને શરદી ન લાગે તે માટે એ અંગરખું તેની આસપાસ લપેટી દીધું. પછી તે બુદ્ધદેવની પ્રતિમા પાસે ગયો અને દરવાજો ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. થોડાક સમયને અંતરે તે પાછો સુમતી પાસે આવીને તેની સંભાળ લઇ ગયો. પાછો પ્રતિમા પાસે ગયો, એમ લગભગ એકાદ પ્રહર પર્યંત તેણે ધક્કા ખાધા. છેવટે પોતાથી દરવાજો ખોલી શકાય તેમ નથી. એવી તેની ખાત્રી થઇ અને તે સુમતી પાસે આવ્યો.

હવે શું કરવું એની મોટી પંચાત પડી! તેને પોતાને અન્ન અને નિદ્રા એ બેની આવશ્યકતા હતી; જ્યારે સુમતીને માટે એ બે ઉપરાંત સારી જગ્યાની પણ જરૂર હતી; પરંતુ એ સગવડ મેળવવી કેવી રીતે? જો તેનાથી નંદનવનની ગુફામાં દાખલ થઇ શકાયું હોત તો ત્યાં તમામ વ્યવસ્થા તેના મન પ્રમાણે થઇ હોત; પણ અંદર જવાનો રસ્તો શો? એ વિચાર દરમિયાન ગુન્ડુરાવને સંગ્રામસિંહનું સ્મરણ થયું અને લાગ્યું કે સંગ્રામસિંહ મને મળવાને માટે આવશે ખરો! પણ તુરત જ સંગ્રામસિંહનું ખરૂં સ્વરૂપ તેના ધ્યાનમાં

આવ્યું. સંગ્રામસિંહનો સ્વભાવ કેટલો ક્ષુદ્ર હતો એ બાબતનો તો તેને પ્રથમ પણ પ્રસંગોપાત અનુભવ થયો હતો; પરંતુ આજે એક અસહાય અબળા ઉપર તેણે જે આક્રમણ કર્યું હતું તે જોઇને ગુન્ડુરાવના મનમાં તેના માટે અત્યંત તિરસ્કાર પેદા થયો હતો. સંગ્રામસિંહની સ્વાર્થપરાયણતાનો વિચાર કરતાં તે જોઇ શક્યો કે ' હવે તે પાછો આવીને મને મળે તથા પોતાની સાથે મને નંદનવનની ગુફામાં લઇ જાય એવી આશા રાખવી તે ફોકટ છે ! ' તેની એ કલ્પના છેવટે સત્ય જ નિવડી, પણ ગુન્ડુરાવની ધારણા કરતાં કોઇ બીજા જ કારણથી ! એ કારણ આપણે આગળ જાણીશું.

ગુન્ડુરાવે પુનઃ સુમતીની પ્રકૃતિ તપાસી જોઇ. તે અદ્યાપિ જીવન્ત જ હતી; અને તેની પ્રકૃતિમાં કોઇ પણ જાતની વિક્રિયા થઇ નહોતી. સુમતીને જખમ થયાને દોઢેક પ્રહર થઇ ગયો હતો. તેટલા સમય પછી પણ તેની પ્રકૃતિને અપાયકારક એક પણ ચિન્હ નહિ જણાવાથી ગુન્ડુરાવે વિચાર્યું કે જો આ સ્ત્રીની યોગ્ય સારવાર થઇ શકે તો તેના જીવનની રક્ષા થઇ શકે ખરી. તે ઉદાર સ્વભાવનો પુરુષ હતો. આ સ્ત્રીના કલ્યાણ માટે પોતાથી બની શકે તેટલી મહેનત કરવાનો તેણે નિશ્ચય કર્યો પણ અત્યારે મુશ્કેલી માત્ર તેના શરીરને ગરમ રાખવા માટે વસ્ત્ર, પાથરવાને બિછાનું અને પોષણ આપવાને ખોરાક મેળવવાની હતી. એ મુશ્કેલી કેવી રીતે ટાળવી એ વિષયમાં કોઇ અમુક નિશ્ચય ઉપર તેનું મન આવી શકતું નહિ. એવી સ્થિતિમાં બે પ્રહર વિતી ગયા છતાં સંગ્રામસિંહ તો આવ્યો નહિ જ એટલે ગુન્ડુરાવે તેના પ્રત્યાગમનની આશા બિલકુલ છોડી દીધી.

તે બોલ્યો: " એ હવે શા માટે પાછો આવે ? એ તો નંદનવનમાં મોજ મારતા ફરતો હશે ! હવે તો એને મારૂં સ્મરણ પણ શાનું

થાય ? વળી આ ભયંકર કૃત્ય તેણે કરેલું છે એ બાબત પણ તેનું મન તેને ડંખતું નહિ હોય એની ખાત્રી શી ? પરંતુ હવે મારે એવા દુરાત્માનું સ્મરણ પણ શા માટે કરવું જોઇએ ? એ નંદનવનમાં સુખચેનમાં રહે કે જહાનમની ખાડીમાં પડે તેની મને દરકાર શી ?"

એ પ્રમાણે વિચાર કરતો તે સુમતી પાસે બેઠો હતો. તે સ્વતઃ બોલ્યો: "આ સ્ત્રીને અહીંઆ જ રાખીને હું આ ગુફાની આસપાસ ફરીને કોઇ માણુસ દેખાય છે કે કેમ તે જોઉં. જો કોઇ મળે તો તેની સહાયતાથી આને કોઇ નજીકના ગામડામાં લઇ જવી. કદાચ કોઇ ન મળે તો પેલું વિમાન જ્યાં પડયું છે ત્યાંથી તેની રેશમી કોથળી અને સાદડી તથા કામળીઓ લઈ આવું તો આને ઓઢવા પાથરવાની તો સગવડ થાય. પણ ત્યાં જઇને અહીં આવતાં સમય વધારે લાગે. તેટલો વખત સુધી આ બાઇને અહીં એકલી છોડી જવામાં જોખમ તો ખરૂં ! કદાચ પેલો નીચ સંગ્રામસિંહ અહીં આવે અને આ હજી સુધી જીવે છે એમ તે જૂએ તો એનો અંત આણ્યા સિવાય કદી પણ રહે નહિ. એટલે તેને એક ઘડીભર પણ પણ અહીં એકલી છોડીને જવાનો વિચાર તો માંડીજ વાળવો. તે મારા કબજામાં છે ત્યાં સુધી તેનું ભાવિ સંકટથી સંરક્ષણ કરવું એ મારૂં કર્તવ્ય છે. એ કર્તવ્યમાં લેશ પણ ભૂલ થવી જોઇએ નહિ."

એ પ્રમાણે વિચાર ચાલતો હતો તે દરમિયાન તેણે સંગ્રામસિંહની સાથે જે ગુફામાં વિશ્રાંતિ લીધી હતી એ ગુફાનું તેને સ્મરણ થયું. તેને લાગ્યું કે જો આ સ્ત્રીને અહીંથી એ ગુફા સુધી લઇ જઉં તો ઠીક. તે વૃદ્ધ હોવા છતાં તેનુ શરીર કસાયેલું અને મજબૂત હતું. તેણે સુમતીને ખભાપર ઉચકીને લાકડીના ટેકા વડે ચાલવા માંડયું. ધીમે ધીમે કરતાં તે પેલા વ્હેળા પાસે આવ્યો અને

સાવચેતી પૂર્વક વૃક્ષનો બનાવેલો પૂલ પસાર કરીને સામે કિનારે પહોંચી ગયો. ગુફાથી એ પૂલ સુધી તો રસ્તો સારો હતો; પરંતુ હવે તેને ચઢાણ ચઢીને ઉપર જવાનું હતું. એ વિકટ માર્ગ ઉપર ચડતાં જ્યારે તેને હાંફ ચડતી ત્યારે તે સુમતીને નીચે મૂકીને અલ્પ સમય વિશ્રાંતિ લેતો. એમ કરતાં ગુન્ડુરાવ જે વૃક્ષઘટામાં થઇને આ રસ્તે અવાતું હતું તે વૃક્ષઘટામાંથી બહાર નિકળી તૂટેલા ડુંગરા પાસે આવી પહોંચ્યો. હવે રસ્તો સારો અને સરલ હતો. તદપિ તે બહુ જ થાકી ગયેલો હોવાથી ગુફા સુધી પહોંચવામાં તેને અતિશય સમય લાગ્યો. પરંતુ છેવટે તે ગુફામાં આવ્યો તો ખરો. એ વખતે સંધ્યાકાળ થયો હતો. સૂર્ય અસ્ત પામી ગયો હતો. તે સુમતીને ગુફામાં એક સ્થળે સૂવાડીને પેલા નકામા થયેલા વિમાનની રેશમી કોથળી અને પથારીનો સામાન લેવાને બહાર નિકળ્યો. ગુફાથી આગળ જતાં થોડેક દૂર ધૂમાડો નિકળતો તેના જોવામાં આવ્યો. ત્યાં ધુમાડો નિકળતો જોઇને તેણે સ્વાભાવિક જ તર્ક કર્યો કે તે સ્થળે કોઈ માણસ હોવું જોઇએ. તેનો એ તર્ક ખોટો નહોતો. એ સ્થળે જતાં એક વૃક્ષ નીચે બેઠેલી આઠ–દશ વર્ષની છોકરી તેના જોવામાં આવી. પાસે એક ઘોડો પણ છૂટો ચરતો હતો. આ છોકરી કનેથી પોતાને વિશેષ માહિતી મળી શકશે નહિ એમ વિચારીને તેની સાથેનું મોટું માણસ આવે ત્યાં સુધી ત્યાં રોકાવાનો તેણે નિશ્ચય કર્યો. અલ્પ સમયમાં જ પાણીનો હાંડો ભરીને એક સ્ત્રી તથા તેની સાથે એક પુરુષ, એમ બે મનુષ્યો આવતાં દેખાયાં. એ જોઇને ગુન્ડુરાવ સમજી શક્યો કે આ લોકોનો અહીં રસોઇ બનાવવાનો વિચાર હોવો જોઇએ. એથી તેને કાંઇક આનંદ થયો. તે એ બે મનુષ્યો પાસે જઇને નમ્રતાપૂર્વક

તેઓ કયાંથી આવ્યાં અને કયાં જનાર છે એ વિષે પૂછગાછ કરવા લાગ્યો. પેલા પુરુષે પણ ગુન્ડુરાવને ઉઘાડે માથે જોઇને આવી સ્થિતિમાં જંગલમાં રખડવાનું કારણ પૂછ્યું. ગુન્ડુરાવ જ્યારે ગગનપુરજમાં કેદ હતો ત્યારે તેણે પોતાનાં ઘણાંખરાં વસ્ત્રો દારૂની વાટો બનાવવામાં કામમાં લઈ લીધાં હતાં. તેમાં તેના ફેંટાનો પણ ઉપયોગ થઇ ગયેલો હોવાથી તેને ઉઘાડે માથે જ નિકળવું પડયું હતું. પોતાને થએલા પ્રશ્નથી એ પુરૂષના મનમાં પોતાને માટે સંશય આવ્યો છે એમ ગુન્ડુરાવને લાગ્યું. તે સંશય ટાળવાને માટે કાંઇક બનાવટી હકીકત કહેવાનો ત્વરિત નિશ્ચય કરીને તે બોલ્યોઃ "હું અને મારી છોકરી ઉજ્જયનીથી જયગઢ જતાં હતાં, એવામાં અહીંથી થોડે દૂર રસ્તામાં કેટલાક લૂટારા અમને મળ્યા. તેમણે અમારી પાસે જે હતું તે લૂટી લીધું. મારી છોકરીએ જે દાગીના પહેર્યાં હતા તે પણ જબરાઇથી કાઢી લીધા. એટલું જ કરીને તેઓ થોભ્યા નહિ. તેમનો ઇરાદો મારી છોકરીને પણ ઉપાડી જવાનો હતો. પરંતુ તે એમની સામે થઇ. એ જોઇને તે લૂટારાઓમાંના એક નીચ મનુષ્યે પોતાનું કાતિલ ખંજર તેના ઉદરમાં ખોસી દીધું અને એ બિચારી મૃતપ્રાયઃ બનીને પડી. મૃતવત્ બનેલી સ્ત્રીને લઇ જવામાં કાંઇ લાભ નહિ દેખવાથી તેઓ પોતાને જે માલ મળ્યો હતો તેટલાથી જ સંતોષ માનીને ન્હાસી ગયા. હું મારી દીકરીને ઉપાડીને માંડ માંડ અહીંથી થોડે દૂર એક ગુફામાં લાવ્યો. તેને ત્યાં રાખીને આટલામાં કોઇ માણુસ મળી જાય તો સારૂં, એવા વિચારથી આસપાસ તપાસ કરતો હતો; એટલામાં સુદૈવે મને આપનો મેળાપ થઇ ગયો, ભાઇ! મારા આખા જન્મારામાં કોઇની પાસે યાચના કરવાની મને જરૂર પડી નથી, પરંતુ અત્યારે મારી અવસ્થા બહુ જ લાચાર થઇ પડી

છે, એટલે ન છૂટકે આપની પાસે યાચના કરવી પડે છે. જો આપ કૃપા કરીને મારી છોકરીને ત્રણ–ચાર રોજ ચાલે એટલો આટો અને તેનું શરીર ઢાંકવાને એકાદી સાડી આપશો તો આપનો મારા પર મોટો ઉપકાર થયો સમજીશ. હું તો જંગલમાંથી કંદમૂળ લાવીને નિભાવી લઇશ."

ગુન્ડુરાવની મધુર વાણી, પ્રશાંત અને ભવ્ય મુખમુદ્રા અને તેના ઉપર વિલસી રહેલું ગાંભિર્ય, એ સર્વની પેલાં પ્રવાસીઓનાં મન ઉપર સારી અસર થઇ. તેમને એની વાત પર પણ વિશ્વાસ બેઠો. તેમણે પોતાની પાસે જે આટો હતો તેમાંથી પોતાને એક ટંક થાય એટલો રાખીને બીજો તમામ આટો તેને આપી દીધો. તેમ જ એક સાડી તથા એક ધોતીયું એમ બે વસ્ત્રો આપ્યાં. પેલી સ્ત્રીએ પૂછયુંઃ "તમારી પાસે પાણી ભરવાનું કાંઇ પણ નહિ હોય ?"

"ના, બ્હેન ! એક લોટો હતો એ તો લૂટારા લઇ ગયા !" ગુન્ડુરાવે દયામણે ચ્હેરે જવાબ આપ્યો.

"ત્યારે લ્યો આ લોટો !" એમ કહીને ત્રણ શેર પાણી માય એવડો પીતળનો જાડો લોટો તે સ્ત્રીએ ગુન્ડુરાવને આપ્યો.

પોતાને જે વસ્તુઓની જરૂર હતી તે તમામ, મળવાથી ગુન્ડુરાવને અત્યાનંદ થયો. તે મનઃપૂર્વક એ બન્ને જણાનો આભાર માનીને ત્યાંથી નિકળ્યો અને ગુફામાં આવ્યો. સર્વ પદાર્થો એક કોરે મૂકયા. સુમતી તો હજી પણ મૂર્ચ્છિત અવસ્થામાં જ પડી હતી.

પછી તે જે સ્થળે વિમાન પડયું હતું તે સ્થળે ગયો. વિમાન જેવી ને તેવી સ્થિતિમાં જ ત્યાં પડેલું તેના જોવામાં આવ્યું. દોરડાના બાંધેલા બંધ છોડી નાખી રેશમી કોથળી અને બે કામળા તથા બે સાદડીઓનો વિંટલો કરી, તે માથે ઉપાડીને ગુફામાં લઇ આવ્યો.

હવે તેણે સુમતી માટે ખોરાક તૈયાર કરવાનો વિચાર કર્યો. આસપાસથી ન્હાનાં ન્હાનાં લાકડાનાં ચીટીઆં એકઠાં કરીને ગુફામાં ચકમક અને ગજવેલનો ટુકડો પડયો હતો તેવડે લોઢાની ભૂંગળીમાં નાખેલી સુતરની દોરી સળગાવીને દેવતા પડયો, અને તે નજીકના ઝરા પાસે જઇને ગુફામાં એક ઘડો પડયો હતો તેમાં પાણી લઇ આવ્યો. તે સાથે પોતાને માટે એક–બે કંદ પણ લેતો આવ્યો. કેમકે આટાનો ઉપયોગ બહુ જ કરકસરથી કરવાનો અને સુમતીને માટે તેની રાબ કરવાનો વિચાર તેણે રાખ્યો હતો. કંદ દેવતામાં શેકવા મૂકીને આટો તથા પાણી ડોઇને લોટામાં નાખી ચૂલાપર તે લોટો મૂકી દીધો. સુમતી બેશુદ્ધ પડેલી હતી તેથી ભાખરી ખાઇ શકે તેમ નહોતું. એટલે તેને માટે પાતળી રાબ કરવાનો તેનો વિચાર હતો. ત્રણ તોલા આટો અને એક શેર પાણી નાખીને તે ઉકળવા મૂકયું હતું. એનો પોણો ભાગ પાણી બળી ગયા બાદ લોટો ઉતારી લીધો અને તેમાંની પાતળી રાબને ઠરવા દઇને એક હાથે સુમતીનું મુખ ખોલીને બીજા હાથમાં લોટો પકડી થોડે થોડે કરીને તેના ંહોંમાં રેડી. સુમતી તે વખતે મૂર્છિત જ હતી. પરંતુ સાત્વિક અન્ન અને પૂરતાં વસ્ત્રની તજવીજ થયેલી હોવાથી તેની જીવનરક્ષા માટે હવે ગુન્ડુરાવને હિમ્મત આવી હતી. તેને થયેલો જખ્મ જો કે ઘણો મોટો હતો, તો પણ તે મર્મસ્થાનમાં થયેલો નહિ હોવાથી એ જખમથી તેનું મૃત્યુ થવાની ભીતિ નહોતી. ગુન્ડુરાવે પોતે પેલાં શેકેલાં કંદનું પ્રાશન કર્યું. આખી રાત્રી ચાલે એટલાં લાકડાં દેવતામાં નાખીને બે સાદડીઓ પાથરી તેનાપર રેશમી કામળીને બેવડી કરીને બિછાવી એટલે સુમતી માટે બિછાનું મજાનું તૈયાર થઇ ગયું. તેના પર સુમતીને સુવાડીને પેલી સ્ત્રીએ આપેલી સાડીની સોડણુ લઇને બે કામળા ઓઢાડી દીધા. અર્થાત્ હવે ગમે તેટલો પવન ફુંકાય તો

પણ સુમતીને શરદી લાગવાનો ભય નહોતો. પોતાને માટે ગુફામાં અને તેની આસપાસ બહાર પડેલું ઘાસ એકઠું કરી તે પાથરી તેના પર પોતાનું અંગરખું બિછાવ્યું અને પેલા પુરુષ કનેથી મળેલું ધોતીયું ઓઢીને તે બિછાનામાં પડયો. આજે આખા દિવસમાં તેને અત્યંત શ્રમ પડયો હતો અને આગલી આખી રાત્રિનો ઉજાગરો હતો, એથી ગુન્ડુરાવને નિદ્રા અને આરામની બહુ જ જરૂર હતી. પરંતુ સુમતીની સ્થિતિ હજી તદ્દન ભયરહિત બની નહોતી, એટલે મોડી રાત સુધી તે જાગતો પડયો રહ્યો. મધ્યરાત્રી વિતી ગયા બાદ તેને સ્હેજ નિદ્રા આવી હશે. પરંતુ પરોઢમાં ઠંડો પવન ફુંકાવા લાગવાથી તે જાગૃત થઇ ગયો, અને દેવતામાં લાકડાં નાખી પોતાના શરીરમાં ગરમી આણવાને તાપવા બેઠો. સુમતી હજી પણ બેભાન અવસ્થામાં હતી.

બીજે દિવસે ગુન્ડુરાવે પુનઃ રાબ તૈયાર કરીને સુમતીને આપી. તે રોજ સુમતીએ ચાર–પાંચ વખત નેત્રો ખોલ્યાં હતાં, પરંતુ તેને શુદ્ધિ આવ્યાનું કાંઇ પણ લક્ષણ ગુન્ડુરાવના જોવામાં આવ્યું નહિ. તે દિવસે તેણે પોતે તો કંદમૂળથી જ ક્ષુધાને શાંત પાડી. તે જંગલમાં જઇને જખમને જલ્દી રૂઝ લાવે એવી વનસ્પતિ લઇ આવ્યો. પછી તેનો રસ કાઢી, સુમતીનો જખમ ધોઇ તેના પર એ રસનો લેપ કરીને પાછો તેના પર પાટો વિંટાળી દીધો.

એ પ્રમાણે ત્રણ દિવસ બરોબર સારવાર થવાથી ચોથે દિવસે સુમતી શુદ્ધિમાં આવી. ગુફામાં બની ગએલા બનાવની આજે તેને સ્મૃતિ થઇ. ગુન્ડુરાવે કેવળ પરોપકારબુદ્ધિથી પોતાની કરેલી સારવાર માટે સુમતીએ તેનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો. તે ગુન્ડુરાવને તેની હકીકત વિષે પ્રશ્નો કરવા લાગી. પરંતુ હજી સુમતીમાં અશક્તિ

બહુ જ હતી. એટલે મનોવિકાર સહન કરવાની તેનામાં શક્તિ નહિ હોવાથી ગુન્ડુરાવે એ વખતે કાંઇ પણ જવાબ નહિ આપતાં મૃદુ શબ્દોથી તેને શાંતિપૂર્વક સૂઈ રહેવાની સૂચના કરી. બીજા ત્રણ-ચાર દિવસ ગયા બાદ સુમતીના શરીરમાં વિશેષ તાકાદ આવેલી દેખાઇ અને જખમ પણ રૂઝાવા આવ્યો હતો. હજી તે હાલચાલ કરી શકતી નહોતી, પરંતુ પથારીમાં પોતાની મેળે બેઠી થઇ શકતી હતી. ખોરાકમાં તો ગુન્ડુરાવ હજી પણ તેને પાતળી રાબ જ આપતો હતો.

---

## પ્રકરણ ૪૩ મું.

---

### ગુન્ડુરાવ અને સુમતી.

જે દિવસે સુમતીને જખમ થયો હતો તેને આઠમે દિવસે એ બે જણાં વચ્ચે નીચે મુજબ વાતચીત થઇ:—

"મારી એક અતિ ગુપ્ત વાર્ત્તા તમારા જાણવામાં આવી હશે." સુમતી બોલી: "મેં મારા અંગના અમુક ભાગને શ્યામ રંગનો બનાવ્યો હતો એ તમે જોયું હશે. એથી તમને આશ્ચર્ય પણ ઉપજ્યું હશે. એનું કારણ જાણવાની ઇચ્છા તમને સ્ફુરે એ પણ સ્વાભાવિક છે. પરંતુ કૃપા કરીને મને તેનું કારણ ન પૂછશો. તે હું અત્યારે જણાવી શકીશ નહિ. મારૂં નામ સુમતી છે એવું મેં હું શુદ્ધિમાં આવી તે રોજ તમને જણાવ્યું હતું. પરંતુ જેવી રીતે મારા સ્વરૂપમાં મેં કૃત્રિમતાને આણી હતી તેવી રીતે આ નામ પણ બનાવટી જ છે. મારૂં ખરૂં નામ બીજું છે જે ભવિષ્યમાં કદાચ તમારા જાણવામાં આવશે. માત્ર એટલું હું સૂર્ય અને અગ્નિદેવની સાક્ષીથી કહું

છું કે આમ કરવામાં મારો કોઈ જાતનો બૂરો હેતુ નહોતો !"

"સુમતી બ્હેન !" ગુન્ડુરાવ સરલ હૃદયે બોલ્યોઃ "તારી ગુપ્ત વાર્તા જાણવાની હું ઇચ્છા નહિ કરૂં—તે સંબંધી તને પ્રશ્ન પણુ નહિ કરૂં. તું ગમે તે હો, ગમે તે ઉદ્દેશથી તેં સ્વરૂપાંતર કર્યું હોય પરંતુ એટલું તો ખરૂં જ કે નંદનવનની ગુફામાં પ્રવેશ કરવાને જેઓ અધિકારી છે તે ભાગ્યવંતો પૈકી તું પણુ એક છે."

"હા ! એ સદ્દભાગ્ય મને પ્રાપ્ત થયું છે." સુમતીએ કહ્યુંઃ "પણુ કોણ જાણે કેવીયે બુદ્ધિ મને થઇ કે ત્યાંથી બહાર નિકળવાનો મેં વિચાર કર્યો. જો હું ત્યાં જ રહી હોત તો મારા ઉપર આ સંકટ ક્યાંથી આવત ? વારૂ પણ એ નીચ સંગ્રામડો ક્યાં છે ?"

"એ તો પેલા ગુપ્ત દરવાજામાં દાખલ થઇને અંદર ગયો છે." ગુન્ડુરાવે કહ્યુંઃ "તું દરવાજો ખોલીને બહાર આવી એટલે તને જખમ કરીને તુરત જ તે એ ભોંયરામાં દાખલ થયો અને તે અંદર જતાં જ દરવાજો બંધ થઈ ગયો."

પછી ગુન્ડુરાવે પોતાને લગતી તમામ હકીકત સુમતીને જણાવી. પોતાનો જે ઇતિહાસ તેણે સંગ્રામસિંહ પાસે વર્ણવ્યો હતો તેમાં અને સુમતીને કહી સંભળાવેલી હકીકતમાં લેશ પણુ તફાવત નહોતો. પોતે ગગનબુરજમાં કેદ હતો તે વખતે સંગ્રામસિંહ સાથે કેવી રીતે મેળાપ થયો, ત્યાંથી કયા સાધનવડે તેઓ ન્હાસી છૂટયા, સંગ્રામસિંહે કેવી રીતે રસ્તો દેખાડીને પોતાને નંદનવનની ગુફાના દરવાજા પાસે આણ્યો, ત્યાં પોતે દરવાજો શોધવાને માટે કેટલો પ્રયત્ન કર્યો, એટલામાં તે એકાએક ઉઘડયા પછી શું બન્યું અને ત્યારબાદ તે સુમતીને આ ગુફામાં કેવી રીતે લાવ્યો, વગેરે સર્વ હકીકત ગુન્ડુરાવે સુમતીને સવિસ્તર કહી સંભળાવી.

" એટલે તમારા કહેવા પરથી લાગે છે કે મને જખમ થયાને આજે આઠ દિવસ થયા હોવા જોઇએ !" સુમતીએ કહ્યું.

" સાત દિવસ પૂરા થયા અને આજે આઠમો દિવસ ચાલે છે." ગુન્ડુરાવે ખુલાસો કર્યો.

" વારૂ, પણ સંગ્રામસિંહ એ ગુફામાં બુદ્ધ ભગવાનની પ્રતિમા પાસે તમને લઇ આવ્યો ત્યાં સુધી એ ગુપ્ત દરવાજો ઉઘાડવાની યુક્તિ તેના જાણવામાં નહોતી એમ તમે ખાત્રીથી કહો છો ?" કાંઇક ખાસ હેતુપુરઃસર સુમતીએ પ્રશ્ન કર્યો.

" હા, દરવાજો કેવી રીતે ઉઘાડવો એ તેને માલૂમ નહોતું; એટલું જ નહિ પરંતુ એ દરવાજો કયે સ્થળે છે એ પણ તેના જાણવામાં નહોતું. કેમકે મેં પોતે જ તેને દરવાજો શોધી આપ્યો હતો." ગુન્ડુરાવ ખાત્રીપૂર્વક બોલ્યોઃ " પણ તેનું હવે શું છે? અત્યારે તો તે નંદનવનના સ્વર્ગીય સ્થળમાં અનેક પ્રકારનાં અપ્રતિમ સુખોનો અનુભોગ કરતો હશે!"

પરંતુ ગુન્ડુરાવના શબ્દો શ્રવણ કરતાં સુમતીનાં નેત્રો એક પ્રકારના વિલક્ષણ તેજથી ચમકવા લાગ્યાં. કઠોરતા પણ તેની મુદ્રા પર ક્ષણ માત્ર દેખાઇને પાછી લોપ થઈ ગઇ અને પોતાના મનને પૂર્ણ સંતોષ થયો એવા ભાવપૂર્વક તે બોલીઃ " નહિ નહિ ! ભલા ગૃહસ્થ ! એ સુખ ભોગવવાનું તેના નસીબમાં નથી. જો સંગ્રામસિંહ દરવાજો ઉઘાડવાની યુક્તિ જાણતો નહિ હોય તો તેનો પગ એ પવિત્ર સ્થળને કદી પણ પોતાના સ્પર્શથી ભ્રષ્ટ બનાવી શકશે નહિ. તે પેલા ભોંયરામાં બંધીવાન બનીને પડ્યો હશે અને આઠ દિવસ સુધી અન્ન અને જળ નહિ મળવાથી મનુષ્યની જે દશા થાય એ

દશાનો તે અનુભવ કરતો હશે !"

"હે પ્રભુ !" દયાર્દ્ર અંતઃકરણવાળા ગુન્ડુરાવના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડ્યોઃ "શું આ ખરૂં હશે ?"

"તદ્દન ખરૂં !" વૈરની તૃપ્તિ થયા પછી મનને જેવી શાંતિ થાય છે તેવી શાંતિપૂર્વક સુમતીએ કહ્યુંઃ "એ નીચને તો ઇશ્વરે કેવળ યોગ્ય જ સજા કરી છે. તેના અપરાધ પણ એટલા જ ભયંકર હતા ! તેનાં અઘોર કૃત્યો તમારા જાણુવામાં આવશે ત્યારે તમે પણ એમ જ કહેશો કે મનુષ્ય જાતિમાં તેના જેવો નીચ, કૃતઘ્ની, વિશ્વાસઘાતી, સ્વાર્થી અને દુષ્ટ મનુષ્ય બીજો કોઇ ભાગ્યે જ જન્મ્યો હશે."

"તેના આ છેલ્લા અમાનુષીય કૃત્યથી તેના નીચ સ્વભાવને હું બરોબર ઓળખી શક્યો છું." ગુન્ડુરાવ બોલ્યોઃ "પણ બ્હેન ! આપણે પણ મનુષ્ય છીએ ! માટે આપણા હાથથી જો કાંઇ પ્રયત્ન થઈ શકે તો તે કરવો જોઇએ—તેને એવા ભયંકર મોતમાંથી બચાવવો જોઇએ. જો તું મને દરવાજો ઉઘાડવાની યુક્તિ બતાવે તો હું ત્યાં જઇને હજી પણ કદાચ તેને બચાવી શકું."

"પણ હું તમને તે કેવી રીતે બતાવી શકું ?" સુમતી શાંતપણે બોલીઃ "જેણે મને નંદનવનમાં પ્રવેશ કરવાની અધિકારિણી બનાવી છે, તેની પાસે એ યુક્તિ ગુપ્ત રાખવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. એ પ્રતિજ્ઞાનો ભંગ હું કેવી રીતે કરી શકું ? હા, મારા શરીરમાં સ્હેજ શક્તિ આવશે કે હું પોતે ત્યાં આવીશ અને આપણે બન્ને જણાં તે ભોંયરામાં જઈશું. તમને ત્યાં લઈ જવામાં અને નંદનવનમાં પ્રવેશ કરાવવામાં મારી પ્રતિજ્ઞાને હાની પહોંચે તેમ નથી. પરંતુ દરવાજો ખોલવાની યુક્તિ મારાથી તમને જણાવી શકાય તેમ નથી એ માટે હું દિલગીર છું !"

વાચકો જોઈ શકયા હશે કે આ વખતે સુમતીએ કેવળ અસત્ય-વાદનો જ આશ્રય લીધો હતો. વાસ્તવિક રીતે જોઇએ તો તેણે કોઇ પણ પ્રકારની પ્રતિજ્ઞા કરી નહોતી. અજયસિંહ અને લક્ષ્મીદેવીએ ખુલ્લા દિલપૂર્વક તેનો નંદનવનમાં પ્રવેશ કરાવ્યો હતો. પરંતુ આમ કહેવામાં તેનો હેતુ જુદો હતો. સંગ્રામસિંહનો પ્રાણ બચાવવાની તેની બિલકુલ ઇચ્છા નહોતી. તેણે વિચાર્યું હતું કે 'સંગ્રામસિંહ કદાચ મરણ ન પામ્યો હોય અને જો તે જીવતો હોય તો ગુન્ડુરાની મહેનતથી તે પાછો તાજેમાજે બનીને તેના સ્વભાવ પ્રમાણે મારી સામે શત્રુત્વ કરશે !' ખાસ આ મુદ્દાને લીધે જ તેણે પ્રતિજ્ઞાનું કૃત્રિમ કારણ રજુ કર્યું હતું. ગુન્ડુરાવ જેવા સરલ અંતઃકરણના મનુષ્યને આ કારણ વાજબી લાગે એ સ્વાભાવિક છે. એથી તેણે પછી એ બાબતમાં કાંઇ પણ વિશેષ કહ્યું નહિ. પરંતુ એક મનુષ્યપ્રાણી અન્ન અને જળ સિવાય ટળવળતો મરણને શરણ થાય છે, એ વિચારથી તેના અંતરમાં ખેદ થયા સિવાય રહ્યો નહિ.

તેણે સુમતીને કહ્યું: "ત્યારે તો હવે સંગ્રામસિંહને તેના પ્રારબ્ધમાં જે માંડ્યું હોય તે ભોગવ્યા વિના છૂટકો નથી એમ જ સમજવું ! વારૂ, પણ તેં મને નંદનવનમાં લઇ જવાનું જણાવ્યું એ ખરૂં, પરંતુ હું તને કહું છું કે મેં મારાથી બની શકી એટલી તારી જે કાંઇ થોડી ઘણી સુશ્રુષા કરી છે તેમાં મારી કોઇ જાતની સ્વાર્થ-બુદ્ધિ નથી. એ સેવાના બદલામાં તારી પાસેથી કાંઇ પણ લાભ મેળવવો એવી મારી લેશ પણ ઇચ્છા નહોતી અને અત્યારે પણ નથી."

સુમતી બોલી: "તમે સ્વાર્થબુદ્ધિપૂર્વક મારી જીવનરક્ષા માટે પ્રયત્ન કર્યો છે, એવું તો મારા મનમાં એક ક્ષણ માત્ર પણ આવ્યું

નથી. એક પિતા કરતાં પણ અધિક કાળજી અને શ્રમપૂર્વક ભૂખ, તરસ અને ઉજાગરો વેઠીને તમે મારો પ્રાણ બચાવ્યો છે એ કેવળ તમારા અંતઃકરણની નૈસર્ગિક દયાળુતાને લીધે જ. એમાં તો મને જરી પણ શંકા નથી, અને એટલા કારણસર જ તમારા જેવા ઉચ્ચ ચારિત્ર્યવાળા દયાળુ ગૃહસ્થને એ પવિત્ર સ્થળમાં લઈ જવાને માટે હું તૈયાર થઇ છું. પણ ત્યાં જતાં પહેલાં તમારે મને એક વચન આપવું જોઇશે !"

"કેવા પ્રકારનું વચન ?" ગુન્ડુરાવે પ્રશ્ન કર્યો.

"આ નંદનવનની ગુફાના રહસ્યની અધિકારિણી કેવળ હું એકલી જ નથી." સુમતી કહેવા લાગી: "એ પવિત્ર સ્થળનાં સુખોને અનુભવવાનો જેમનો હક્ક છે એવાં બીજાં બે મનુષ્યો પણ છે. તેમનાં નામ હું તમને જણાવીશ નહિ, જણાવવાની જરૂર પણ નથી. એ બેની પરવાનગી સિવાય કોઇ પણ મનુષ્યને ત્યાં લઇ જઇને કાયમને માટે રાખવાની મને સત્તા નથી. એ ગુફામાં અગણિત સંપત્તિ હોવાની લોકોમાં જે વાત ચાલે છે તે ખરી છે; અને તેમાંથી તમારી મરજીમાં આવે એટલું દ્રવ્ય તમે લઇ શકો તેમ છે. પણ એ ગુફામાં તમારાથી બે દિવસ કરતાં વધુ સમય રહી શકાશે નહિ. કેમકે એ બે જણાં હવે કદાચ થોડા દિવસોમાં અહીં આવે એવો સંભવ છે. તેઓ જો અહીં આવીને તમને ગુફામાં જુએ તો તેમની મંજુરી સિવાય તમને અંદર દાખલ કરવા માટે મને ઠપકો આપે એ ઠીક નહિ. તમે બે દિવસ રહેશો તે દરમિયાન પણ તે માંહેના સર્વ પદાર્થોનું નિરીક્ષણ કરી શકશો અને ત્યાંથી નિકળતી વખતે મોટાં મોટાં દશ રાજ્યોને એક સામટાં ખરીદવાં હોય તો ખરીદી શકાય એટલી સંપત્તિ તમારો સાથે લઇ જઈ શકશો, અને તેમ

છતાંયે એ ગુફાની સંપત્તિમાં લેશ પણ ઉણપ આવે તેમ નથી!"

આ ગુફાની શોધ માટેના પ્રયત્નમાં ગુન્ડુરાવનો મુખ્ય ઉદ્દેશ પોતાને દ્રવ્યપ્રાપ્તિ થાય એ જ હતો, એટલે તેણે સુમતીના કહેવા મુજબ વચન આપવાનું કબૂલ કર્યું.

તે પછી સુમતીએ કહ્યું: "એ દિવસ તમે ગુફામાં રહેજો; પછી તમારે જોઇએ તેટલાં રત્નો લેજો અને સિધા તમારા દેશમાં જવાનો વિચાર રાખજો. હું તમને એક સ્વારીને યોગ્ય અરબી તુખમનો ઘોડો આપીશ. મારા ઘોડાને અહીં નજીક જ એક મેદાનમાં મેં છોડયો હતો. મને અહીં આવ્યાને લગભગ ચાર–પાંચ માસ થઈ ગયા છે, છતાં પણ એ વિશ્વાસુ ઘોડો હજુ ત્યાંજ હશે. એ મેદાનમાં ઘાસચારાની વિપુલતા છે. હું દર અઠવાડિયે એક દિવસ તેની સંભાળ લઇ આવતી હતી. તે પ્રમાણે તેની ખબર કાઢવાને જ હું ગુફામાંથી બહાર આવતી હતી. ત્યાં એ મૂવાએ દાવ સાધ્યો!"

"બ્હેન! હું તને એક પ્રશ્ન કરૂં?" ગુન્ડુરાવ બોલ્યો: "આ સંગ્રામસિંહના સંબંધમાં હું તારા મુખથી તિરસ્કારદાયક શબ્દો જ સાંભળું છું. એ પરથી મને લાગે છે કે તેણે કાંઈક અઘોર અપરાધ કરેલો હોવો જોઇએ અને તને તેની સંપૂર્ણ માહિતી હોવી જોઇએ એટલું જ નહિ, પણ તું જ્યારે ગુફાના દરવાજામાંથી બહાર આવી તે વખતે સંગ્રામસિંહને ઓળખતાં જ ખંજર કાઢીને તેનું ખૂન કરવાને તૈયાર થઇ ગઈ હતી, એ બાબતનો વિચાર કરતાં પણ મારો તર્ક ખરો હોવો જોઇએ એમ મને લાગે છે."

"હા, એ નરરાક્ષસનાં એવાં જ નીચ કૃત્યો હતાં." સુમતી બોલી: "એક રાજવંશી ઉદાર સ્વભાવની કુલિન અબળાની પ્રતિષ્ઠાને હાની પહોંચાડવાનું–અરે તેના સર્વ જીવનની દુર્દશા કરવાનું

તેણે કાવતરૂં રચ્યું હતું. એ કાવતરામાં જેણે સંગ્રામસિંહને તેના બાલ્યકાળથી પોતાના પુત્રવત્ પાળીને ઉછેર્યો હતો, એ ઉદાર દિલના બળભદ્રદાસ શેઠનું ખૂન થયું હતું! અરેરે! એ વૃદ્ધ કેટલો સજ્જન અને પરોપકારી હતો!"

"જો એમ હોય તો એ બહુ જ ભયંકર!" ગુન્હરાજ સખેદ બોલ્યો.

"માત્ર ભયંકર જ નહિ." સુમતી બોલી: "પરંતુ દુનિયાની તમામ ભાષાઓના શબ્દકોષોમાંથી પણ જેને માટે એક પણ સંપૂર્ણ ભાવપ્રદર્શક વિશેષણ મળી ન આવે એટલું નીચ કાર્ય! બળભદ્રદાસ શેઠનું ખૂન થયું તેજ વખતે એ હરામખોરે પોતાના શેઠના ઓરડામાં જઇને તેમાંથી કેટલાક ખાનગી દસ્તાવેજો ચોરી લીધા. એ દસ્તાવેજોમાં નંદનવનની ગુફાને લગતો પણ એક દસ્તાવેજ હતો. એ પરથી જે કાંઈ તેના જાણવામાં આવેલું તેને આધારે એ ગુફાના દરવાજા સુધી આવી પહોંચ્યો. તેને મેં એ સ્થળે જોયો એ વખતે મને લાગ્યું કે આવા નીચ મનુષ્યનો નંદનવનમાં પ્રવેશ થવા દઇને તેના પગસ્પર્શથી એ પુણ્યસ્થળને ભ્રષ્ટ થવા દેવું નહિ. એ પવિત્ર ઉદ્દેશથી તેમજ કદાચ તે મારૂં ખૂન કરી બેસે એવા ભયને લીધે આત્મરક્ષણને માટે મેં તેના પર શસ્ત્ર ઉગામ્યું હતું. પણ પરમેશ્વરની ઇચ્છા કાંઇ જુદી જ હતી. તેના અપવિત્ર રક્તથી મારા હસ્ત ભ્રષ્ટ થવાના નહોતા! ઇશ્વરનો ઇરાદો એવો હશે કે તેના પાપનું ફળ તેને ભયંકર મૃત્યુ દ્વારા આપવું, તેમાં પછી મારી ઇચ્છા કેવી રીતે બર આવી શકે? પણ હવે મને એમ લાગે છે કે મેં તેનું ખૂન કરવાની ઇચ્છા કરી—ફળ આપવા-

નો જે અધિકાર કેવળ પરમાત્માનો છે, તે અધિકાર મારા હાથમાં લેવાની ભૂલ કરી તેનું મને આ પ્રાયશ્ચિત મળ્યું !"

એ પછી ગુન્ડુરાવ અને સુમતી વચ્ચે બીજી કેટલીક વાતચીત પણ થઇ. તેમાં મુખ્યત્વે કરીને નંદનવનના અંદરના ભાગને લગતી હતી. તે વાતચીત અત્ર આપવાની જરૂર નથી. સુમતીને બરોબર શક્તિ આવતાં બીજા છ દિવસ લાગ્યા. હવે ગુન્ડુરાવ પાસે આટો ખલાસ થઇ ગયો હતો. એટલે બન્ને જણાંને કંદમૂળ અને ફળફળાદિ ઉપર નિર્વાહ કરવો પડતો હતો. સુમતીને પુનઃ પૂર્વવત્ શક્તિ આવી એટલે તે ગુન્ડુરાવને લઇને નંદનવનની ગુફામાં જવાને તૈયાર થઇ. તેને જખમ થયો હતો તે દિવસથી બુદ્ધ ભગવાનની પ્રતિમાવાળી ગુફામાં પુનઃ તેઓ જવાને તૈયાર થયાં, તે દિવસની વચ્ચે બરોબર બે અઠવાડીયાં પસાર થયાં હતાં.

* * * * *

સુમતી કાંઈ પદાર્થોનું મિશ્રણ કરીને તેનો રંગ પોતાના શરીરના ખૂલ્લા રહેતા ભાગ ઉપર લગાવતી હતી. એ મિશ્રણ તૈયાર કરવાની યુક્તિ તેને રાધા સાધ્વીએ બતાવી હતી. આ રંગ મહિનામાં બે વખત લગાડવો પડતો હતો. તેને જખમ લાગ્યા પછી પંદર દિવસ પસાર થઈ ગયા હતા. તે દરમિયાન એ રંગ ઉડી જઇને તેનો અંગવર્ણ પાકેલા લીંબુના જેવો દેખાતો હતો. જ્યારે તેઓ ગુફામાં જવાને સિદ્ધ થયાં તે વખતે ગુન્ડુરાવે તેને એ રંગ સંબંધી પ્રશ્ન કર્યો. એ પ્રશ્ન સાંભળતાંજ સ્ત્રીસ્વભાવમાં કાયમ નિવાસ કરી રહેલા માનીપણાનો તેના મનમાં ઉદ્ભવ થયો અને તે સ્વગત બોલી: "બળ્યો એ રંગ ? હવે મારે શરીર કાળું કરવાની શી જરૂર છે ? જે કાર્યને અર્થે એ રંગ હું લગાડતી હતી તે તો સિદ્ધ

થઇ ચૂક્યું છે. તો પછી હવે મારા શરીરના નૈસર્ગિક ગૌરવર્ણને કાળો શા માટે બનાવવો ? આ રંગ લગાડવાનું કારણ માત્ર એટલું જ હતું કે અજયસિંહ અને લક્ષ્મીદેવી તથા એક વખત મારા પરિચયમાં આવી ગએલ કોઇ મનુષ્ય મને ઓળખી શકે નહિ ! પણ હવે મારી ઇચ્છા પૂર્ણ થઇ છે. અજયસિંહ અને લક્ષ્મીદેવી મને પિછાની લે તો પણ હવે શી હરકત છે ? એ બન્ને જણાં ઉદાર સ્વભાવનાં છે. મેં અગાઉ તેમનો જે અપરાધ કરેલો છે તેની તો તેમણે મને ક્ષમા આપેલી જ છે. તે પછી મેં તેમનો કશો પણ અપરાધ કરેલો નથી; તો હવે શા માટે ભીતિ રાખવી ? હવે તો પરમેશ્વરે જે અંગ કાન્તિ મને આપેલી છે તેને જેવી ને તેવી જ હું રાખીશ ! ”

એ પ્રમાણે નિશ્ચય કરીને એ રંગની હવે જરૂર નથી, એવું તેણે ગુન્ડુરાવને જણાવ્યું. ગુન્ડુરાવ ગુફામાં માત્ર બે દિવસ રોકાઇને પાછો તેનાં દેશમાં ચાલ્યો જનાર હોવાથો તેને પોતાની હકીકત કહેવાનું સુમતીને ઇષ્ટ લાગ્યું નહિ, એટલે તેણે તેને પોતાનું પૂર્વવૃત્ત જણાવ્યું નહિ.

## પ્રકરણ ૪૪ મું.

### નંદનવન.

આજકાલ ઘણાં વર્ષોથી જે સ્થળે જવાનો પોતે વિચાર કરતો હતો એ નંદનવનમાં પ્રવેશ કરવાની ઘડી નજીક આવેલી જોઇને ગુન્ડુરાવના આનંદનો પાર રહ્યો નહોતો. પરંતુ એ આનંદ તેણે બહાર પ્રદર્શિત થવા દીધો નહિ.

ગુન્ડુરાવનો હાથ પકડીને સુમતી જે ગુફામાં તેઓ રહેતાં હતાં ત્યાંથી બહાર પડી. ગુન્ડુરાવનો હાથ પકડવાનું કારણ એ હતું કે હજી સુમતીમાં પોતાના શરીરનો તોલ પૂર્ણપણે સંભાળી શકાય એટલી શક્તિ આવી નહોતી. એ બન્ને ધીમે ધીમે તૂટેલા ડુંગર પાસે આવ્યાં. ત્યાંથી તેઓ ધીરે ધીરે નીચે ઉતર્યાં. વ્હેળા પાસે ગયા બાદ ત્યાં તેમણે થોડી વાર વિશ્રાંતિ લીધી. તે પછી શરીર સંભાળી સાવચેતી પૂર્વક વૃક્ષના પુલ ઉપર થઇને તેઓ સામે કિનારે ગયાં; અને છેવટે પ્રતિમાવાળી ગુફાના મુખ પાસે આવી પહોંચ્યાં. ત્યાં આવતાં જ ગુન્ડુરાવને સંગ્રામસિંહનું સ્મરણ થયું અને તેના શરીર પરના વાળ સિધા બની ગયા ! સંગ્રામસિંહ અત્યારે તો અન્ન-જળને અભાવે મૃત્યુ જ પામેલો હોવો જોઇએ એમ તેણે ધાર્યું. પંદર દિવસ સુધી તે એ અંધકારથી ભરેલા ભોંયરામાં જીવતો રહી શકે એ શક્ય પણ નહોતું. કેમકે તે ભોંયરામાં અન્ન અને જળના વાંધા સાથે પ્રાણવાયુ પણ પૂરતા પ્રમાણમાં મળી શકે તેમ નહોતું.

ગુફામાં બિલકુલ અંધારૂં હતું. પ્રકાશ કરવાનું સાધન અત્યારે તેમની કને નહોતું. પરંતુ સુમતીને ગુફાની અંદરનો રસ્તો પૂર્ણપણે માલૂમ હોવાથી તેઓ વગર અડચણે બુદ્ધ ભગવાનની પ્રતિમા પર્યંત જઈ પહોંચ્યાં અને સુમતીએ દરવાજો ઉઘાડયો. એ સ્થળે અતિશય અંધકાર હોવાથી તેણે કેવી રીતે દરવાજો ઉઘડયો તે ગુન્ડુરાવ સમજી શકયો નહિ કિંવા તેના મનમાં એ વિષે કાંઇ કલ્પના પણ આવી શકી નહિ. વળી એ દરવાજો કેવી રીતે ખૂલે છે એ જાણવાની તેને ગરજ પણ નહોતી. પોંતાનો નંદનવનમાં પ્રવેશ થઇ શકયો એટલા માત્રથી પણ તેને સંતોષ હતો. કેમકે દરવાજો ખોલવાની યુક્તિ નહિ જાણ્યાથી તેના મૂળ હેતુને કાંઇ હાની પહોંચે તેમ નહોતું.

તેઓ બન્ને દરવાજામાં દાખલ થતાં જ તેનાં બારણાં આપોઆપ બંધ થઇ ગયાં, પણ બંધ થતાં અવાજ બિલકુલ થયો નહિ. ભોંયરામાં પ્રવેશ કર્યા બાદ સુમતી બોલી: " અહીં એક ગોખલામાં એક નાનું ફાનસ, ચકમક અને ગંધકની સળીઓ મેં રાખી મૂકી છે. હું દીવો કરૂં છું એટલે તેના પ્રકાશથી તમને નીચે ઉતરતાં સુગમ પડશે. મને પોતાને તો દીવાની જરી પણ જરૂર નથી. કેમકે આ માર્ગ મારા પગ નીચે અનેક વાર આવી ગયો છે." તે જરા ધીમા સ્વરે બોલી: " દીવાના પ્રકાશથી પેલા કૃતઘ્નીની શી અવસ્થા થઈ છે એ પણ તમે બરોબર જોઇ શકશો."

એ ઉદ્દગાર સંગ્રામસિંહને માટે જ હતા. હવે થોડા વખતમાં જ તેનું શબ પોતાની દ્રષ્ટિએ પડશે, એવું ધ્યાનમાં આવતાં ગુન્ડુરાવનું મન ઉદાસ બન્યું. સુમતીએ ફાનસ સળગાવ્યું અને તે બન્ને એ ભોંયરામાં જીનાની માફક પગથીયાં હતાં તેપર થઇને નીચે ઉતરવા લાગ્યાં. આ જીનો સાંકડો તેમ જ ત્રાંસમાં કાંઇક ઓછો હતો. તે નૈસર્ગિક નહોતો પરંતુ મનુષ્યે પત્થરમાંથી કોતરી કાઢેલો લાગતો હતો. એ વાત ગુન્ડુરાવના લક્ષમાં આવ્યા સિવાય રહી નહિ. જેમ જેમ તેઓ નીચે ને નીચે ઉતરતાં ગયાં તેમ તેમ તેમનાં પગલાંનો અવાજ વધુ ને વધુ ઘોર થતો ગયો. અંદર ખૂલી હવા આવવાને માટે કોઇ કોઇ સ્થળે ઉંચે છિદ્રો હતાં, પરંતુ તે છિદ્રોમાંથી પ્રકાશ આવી શકતો નહિ.

સુમતી આગળ અને ગુન્ડુરાવ પાછળ એ પ્રમાણે તે બન્ને જણાં સાવચેતી પૂર્વક નીચે ને નીચે ઉતરતાં હતાં. સુમતીને પ્રત્યેક ક્ષણે એમ થતું હતું કે હમણાં સંગ્રામસિંહનું શબ નજરે પડશે, અને તે દ્રષ્ટિએ પડતાં જ સુમતી બૂમ પાડશે એવું ગુન્ડુરાવ ધારતો હતો. પરંતુ તમામ પગ-

થીયાં પૂરાં થયાં ત્યાં સુધીમાં તો એ શબ દ્રષ્ટિએ પડયું નહિ. નીચે ઉતર્યા બાદ સપાટ અને સાંકડી જગ્યા હતી. એ પણ જીનાની માફક ખડકમાં ખણી કાઢેલી હોવી જોઇએ એવું ગુન્ડુરાવે અનુમાન કર્યું. એ સપાટ જગ્યા પર થઇને આગળ વધતાં જ્યાં તેનો છેડો આવતો હતો તે સ્થળે, જે વસ્તુને માટે એ બન્ને જણા ઉત્કંઠિત હતાં તે વસ્તુ—સંગ્રામસિંહનું શબ તેમની દ્રષ્ટિએ પડયું! પણ એ દેખાવ કેટલો ભયાનક!! તેનું શરીર સાઉ કૃષ બની ગયું હતું. ભયગ્રસ્તતાને લીધે તેનો ચ્હેરો ક્ષુબ્ધ બની ગયો હતો. તેનું માથું ફુટેલું અને તેમાંથી નિકળેલું લોહી કપાળ ઉપર બાઝી જઇને કાળું પડી ગએલું દેખાતું હતું. સામેની ભિંત ઉપર પણ મનુષ્યરક્તનાં ઠરી ગએલાં ટીપાં બાઝેલાં હતાં. એ જોઇને ગુન્ડુરાવે કલ્પના કરી કે 'ભૂખ અને દુઃખથી ત્રાસીને માથું પટકી પટકીને સંગ્રામસિંહે જીવ કાઢેલો હોવો જોઇએ!' અત્યારે તેનું શબ જમીન ઉપર અસ્તવ્યસ્ત સ્થિતિમાં પડયું હતું.

તેના ચ્હેરા ઉપર બરોબર પ્રકાશ પડી શકે એવી રીતે સુમતીએ ફાનસ ધર્યું. એ ચ્હેરો કૃષ, બિહામણો અને સૂકાઇ ગયેલો દેખાતો હતો. મૃત્યુ વખતે તેને થએલી વેદના અત્યારે પણ ચ્હેરા પરથી સ્પષ્ટ કળી શકાતી હતી. સંગ્રામસિંહના શબનું બરોબર નિરીક્ષણ કરીને ગુન્ડુરાવ બોલ્યો: "આ દુર્ભાગી મનુષ્ય મરણ પામ્યાને બહુ તો બે દિવસ થયેલા હોવા જોઇએ! એને બાપડાને લગભગ બારતેર દિવસ ભૂખનું દુઃખ વેઠવું પડયું હશે!! એનાં પાપકર્મો ગમે તેટલાં હો, કિન્તુ તેની સજા પણ તેને ભયંકર જ થઇ છે!!!"

સુમતી કાંઇ પણ બોલી નહિ, પરંતુ એક ભયંકર શત્રુનો અંત આવેલો જોઇને તેને તો પૂર્ણ સંતોષ થયો હતો. જે હાથવડે તેણે

પોતાના પેટમાં ખંજર ઘોંચ્યું હતું તે હાથ ભાંગી ગએલો જોઇને તેને કાંઈક ઠીક લાગ્યું અને આવા નીચ મનુષ્યનો નંદનવન સરખા પવિત્ર સ્થળમાં પ્રવેશ થવા પામ્યો નહિ એથી તેને આનંદ પણ થયો!

"દુર્દૈવી બિચારો!" ગુન્ડુરાવ પુનઃ બોલ્યોઃ "જે સ્થળે પ્રવેશ કરવાને માટે તે એક સરખો ટળવળતો હતો, એ ગુફાના દ્વાર પાચે આવીને જ તેનો અંત થયો! આ તેના ઉતાવળીઆ સ્વભાવનું જ પરિણામ! મેં ભવિષ્ય ભાખ્યું હતું કે 'તારો ઉતાવળીઓ સ્વભાવ તારા સર્વસ્વના નાશનો કારણભૂત થશે!' પરંતુ તે ભવિષ્ય આટલું જલ્દીથી અને આવી રીતે ખરૂં પડેલું જોઇને મને ખેદ થાય છે.",

સંગ્રામસિંહના શબ તરફ દ્રષ્ટિ રાખીને ગુન્ડુરાવ એ પ્રમાણે બોલતો હતો, એવામાં ત્યાં એકાએક અંધકાર ફેલાઇ ગયો. એ જોઇને તે ચમકી ગયો અને આ સ્ત્રી મારી સાથે દગો તો નહિ કરે, એવી શંકા એક ક્ષણભર તેના મનમાં ઉદ્ભવી. પણ તે જ સમયે સુમતીએ કહ્યુંઃ "હું આ અંધકારમાં તમને વધુ વખત નહિ રાખું. માત્ર દરવાજો ઉઘાડવાની યુક્તિ તમને નહિ બતાવવાની ખાતર જ મેં દીવો ઓલવી નાખ્યો છે." એમ તે બોલતી હતી ત્યા જ દરવાજો ખૂલ્યો અને શિતળ ખૂલી હવા તથા સૂર્યનાં કિરણોનો એ ભોંયરામાં પ્રવેશ થયો.

ગુન્ડુરાવે આગળ થઇને નંદનવનમાં પ્રવેશ કર્યો અને સુમતી તેની પાછળ દાખલ થઇ. તે ભોંયરામાંથી બહાર પડી કે તુરત જ દરવાજો બંધ થઈ ગયો. ગુન્ડુરાવે પાછા વળીને જોયું, પરંતુ એ દરવાજો ખડકમાં એવી કુશળતાપૂર્વક બેસારવામાં આવ્યો હતો કે તે કયે સ્થળે છે એ ગુન્ડુરાવ સમજી શક્યો નહિ. ગુન્ડુરાવે પોતાની

સામે દ્રષ્ટિ કરી તો કદી પણ નહિ જોયેલો એવો સુંદર અને મનોહર રમ્ય દેખાવ તેની દ્રષ્ટિએ પડયો !

એ જ 'નંદનવનની ચમત્કારિક ગુફા !' જે ગુફામાં એક વખત રાજા સાબ્લી આવી હતી અને જેનું તેણે લક્ષ્મીદેવી તથા ચંદ્રપ્રભા પાસે વર્ણન કર્યું હતું તેજ આ ગુફા !! આ ગુફાનો વિસ્તાર મોટો હતો. તે લગભગ એક કોશ લાંબી અને અર્ધ કોશ કરતાં કાંઈક વધારે પહોળી હતી. એ ગુફાની ફરતા ઉંચા અને ઊભા ડુંગરા દેખાતા હતા. એ ડુંગરાને યોગે આ સ્થળની આસપાસ નિઃસર્ગ દેવતાએ નિર્માણ કરેલો કોટ જ બની રહ્યો હતો. મનુષ્યપ્રાણીને માટે તે ડુંગરા પરથી નીચે ઉતરવું કિંવા નીચેથી ઉપર ચડવું કેવળ અશક્યવત્ હતું. એ ગુફાનું જે સ્વરૂપ ગુન્દુરાવની દ્રષ્ટિમાં આવ્યું તે ઉપરથી તે એટલું સમજી શકયો કે જો આ ગુફામાં દાખલ થવાને માટે ખડક કોતરીને રસ્તો બનાવવામાં આવ્યો ન હોત તો વિમાન સિવાય અન્ય કોઇ પણ સાધનથી આ ગુફામાં પ્રવેશ કરવાનું શક્ય નહોતું. આ સ્થળ પૃથ્વીની સપાટી કરતાં કેટલું નીચું હશે તેનો વિચાર કરતાં ગુન્દુરાવને લાગ્યું કે બુદ્ધ ભગવાનની મૂર્તિવાળી ગુફાથી આ સ્થળ લગભગ અર્ધ કોશ જેટલું નીચું હોવું જોઇએ. એ સ્થળ એટલું નીચું હોવાથી જ તેમાંની હવા તેની બહારના પ્રદેશ કરતાં જુદા પ્રકારની હતી. બહારના પ્રદેશની કડક ઠંડી કે સખ્ત ફુંકાતા પવનનો અહીં પ્રવેશ થઇ શકે તેમ નહોતું. તેમ જ આખા દિવસમાં આશરે એકથી દોઢ પ્રહર સુધી જ માત્ર પ્રખર તાપ ત્યાં પડતો હોવાથી ગ્રીષ્મ ઋતુની ઉષ્ણતાનો પણ અનુભવ કરવો પડે તેમ નહોતું. એ સ્થળની હવા સમશિતોષ્ણ હતી. એથી જે પ્રદેશમાં દિવસોના દિવસ સુધી સૂર્યદર્શનનો અભાવ હતો તે પ્રદે-



"અંદરથી એક સુવર્ણનો થાળ લાવીને...........તે થાળ ગુન્ડુરાવ સમક્ષ મૂક્યો." પૃષ્ઠ ૩૭૭.

શમાં ઉગનારી તથા જે પ્રદેશમાં ઠંડીનું નામ નિશાન પણ નહોતું એવા ઉષ્ણ કટીબંધમાં ઉગનારી વનસ્પતિની આ સ્થળે વિપુલતા હતી. એમ હોવાને લીધે બારે માસ એક નહિ ને બીજા પ્રકારનાં ફળો ત્યાં પુષ્કળ થતાં હતાં. તદુપરાંત ગુલાબનાં વૃક્ષોનું તો ત્યાં મોટું વન હતું અને તે પર બારે માસ પુષ્પો આવતાં હતાં. એ રંગ-બેરંગી ગુલાબ પુષ્પોની સુવાસ મગજને તર બનાવી મેલતી હતી. એ પ્રમાણે પ્રથમ દર્શને નજરે પડેલું આ નંદનવનની ગુફાનું સ્વરૂપ જોઇને ગુન્ડુરાવ જેવો તત્ત્વજ્ઞાની અને વિજ્ઞાનશાસ્ત્રનો અનુભવી મનુષ્ય મુગ્ધ બની જાય એમાં આશ્ચર્ય પણ શું ?

એ બાજુએ આવી રહેલી ફળવૃક્ષોની હારો અને ફુલઝાડોના ક્યારાની વચ્ચે બનાવેલા ન્હાના પણ સુંદર રસ્તાપર થઇને સુમતી ગુન્ડુરાવને ગુફાના મધ્ય ભાગમાં આવેલી ઘુમટી પાસે લઇ ગઇ. આ ઘુમટી બહુ મોટી નહોતી પરંતુ તેનો દેખાવડો ઘાટ મનોહર લાગતો હતો. એ ઘુમટીની અંદર બે-ત્રણ માણસો ખુશીથી રહી શકે એવી ગોઠવણ કરવામાં આવી હતી. ઘુમટીની બહાર બન્ને બાજુએ સફેદ આરસપહાણના ઓટા બાંધ્યા હતા. તેમાંના એક ઓટા ઉપર ગુન્ડુરાવને બેસવાનું કહીને સુમતી ઘુમટીમાં ગઈ. અંદરથી એક સુવર્ણનો થાળ લાવીને તેમાં ઘુમટીની આસપાસ આવેલાં આમ્રવૃક્ષ અને બીજાં ફળવૃક્ષો પરથી મધુર ફળ તોડી લાવીને મૂક્યાં અને તે થાળ ગુન્ડુરાવ સમક્ષ મૂક્યો. એ ફળોનું પ્રાશન કરવાથી ગુન્ડુરાવને અજબ ઉત્સાહ સ્ફુર્યો. આવાં મધુર સ્વાદવાળાં રૂચિકર ફળોનું તેણે પોતાના આખા જન્મારામાં કદી પણ આસ્વાદન લીધું નહોતું. ગુન્ડુરાવ ફળભક્ષણ કરીને તૃપ્ત થયો એટલે સુમતીએ તેને પોતાની સાથે ગુફાનું નિરીક્ષણ કરવાને આવવાનું કહ્યું.

એ ગુફાના એક ખૂણામાં એક ન્હાનું તળાવ બાંધેલું હતું. એ તળાવમાંથી ધોરીઓ કાઢીને તે આખા બગીચામાં ગોતરફ લંબાવવામાં આવ્યો હતો. એ ધોરીઓ પત્થરનો બાંધેલો હતો અને વચ્ચે વચ્ચે છિદ્રો રાખીને જુદા જુદા ન્હાના મોટા ક્યારામાં પાણી જઈ શકે એવી વ્યવસ્થા કરી હતી. ખૂબી એ હતી કે વૃક્ષોને પાણી આપવા માટે મનુષ્યને શ્રમ લેવાની જરૂર પડતી નહિ. હમેશાં રહવારે તળાવમાંનું પાણી તેની હદ કરતાં સ્હેજ ઉંચું ચડતું એટલે વધુ ભાગનું પાણી પેલા ધોરીઆ વાટે થઇને પોતાની મેળે આખા બગીચામાં ફરી વળતું; અને તળાવમાં પણ આખા બગીચાને પૂરું થઇ શકે એટલું જ પાણી વધતું હોવાને લીધે વિશેષ પાણીથી ગુફામાં ભેજ થવાનો કે વૃક્ષોને નુકસાન પહોંચવાનો સંભવ નહોતો. અશાડ અને શ્રાવણ માસમાં તળાવનું પાણી તેની મર્યાદા કરતાં ઘટેલું રહેતું હતું. પરંતુ એ મહિનામાં મેઘદેવ સ્વયં જળસિંચન કરતા હોવાને લીધે વૃક્ષોને તળાવના પાણી માટે મ્હોં વિકાસીને જોઇ રહેવું પડતું નહિ. ધોરીઆમાં કચરો એકઠો થવા ન પામે એટલા માટે તેના ઉપર પત્થરનું ઢાંકણુ કરવામાં આવ્યું હતું. એ બધું બતાવતી સુમતી બોલી: "આ ગુફામાં રહેનારને ગમે તેવો ભયંકર દુષ્કાળ હોય તો પણ પાણીનો વાંધો આવે તેમ નથી. વળી આ પાણી અતિશય હલકું અને પાચક છે. જો સતત આ જળનું પાન કરવામાં આવે તો રોગ થવાનો સંભવ જ રહે નહિ."

આગળ જતાં એક મોટી ઘઉંની વાડી તેમની નજરે પડી. એ વાડી બતાવતાં સુમતી બોલી: "અહીં આ ઘઉં એની મેળે જ તૈયાર થાય છે. ફક્ત તે કાપીને લાવવા એટલું જ આપણું કામ. આ જમીનને ખેડવી પડતી નથી, તેમાં ખાતર નાખવું પડતું નથી કે

ચોકી પણ કરવી પડતી નથી. રોજરોજ ફળ ખાતાં કંટાળો આવે તો અહીંથી જોઇએ તેટલા ઘઉં લઈ જવા અને તેને દળીને મરજીમાં આવે તે પદાર્થ બનાવવો. દળવાનું સાધન પણ અહીં છે જ. જૂઓ પણે જુવારીના છોડ; એના ઉપર જેટલાં મોટાં કણુસલાં છે એવડાં મોટાં તમે અન્ય કોઇ સ્થળે જોયાં હતાં ખરાં ?"

"ના !" ગુન્ડુરાવ બોલ્યોઃ "મેં મારા જન્મારામાં આવાં કણુસલાં જોયાં નથી. એક કણુસલામાંથી જેટલા દાણા નિકળે તેટલા એક માણસ એક દિવસમાં તો ખાઇ શકે નહિ. આવા પાંચસો–છસો છોડ હોય તો બે–ત્રણ માણસોનો તેના પર ઘણી ખુશીથી આખા વર્ષભર નિભાવ થઇ શકે !"

પછી સુમતી તેને એક બીજે સ્થળે લઇ ગઇ. એ સ્થળે વીશ પચીશ બકરીઓ હતી. એ બતાવતાં સુમતી બોલીઃ "આ બકરીઓને આ વાડામાં રાખવામાં આવે છે. તેઓ બગીચામાં અને ઘઉંની વાડીમાં ફરીને નુકસાન ન કરે તે માટે અહીં થોરની મજબૂત વાડ કરી લીધી છે. તેની અંદર તેઓ લીલું ઘાસ ચર્યા કરે છે અને આનંદમાં ફર્યા કરે છે. એ બકરીઓ જ્યારે જોઇએ ત્યારે અમને તાજું દુધ આપે છે."

"પણ આ પ્રાણીની પેદાશ ભયંકર રીતે વધે છે. જો તે ઝાઝી વધી જાય તો આટલા વાડામાં કેવી રીતે રાખી શકો ?" ગુન્ડુરાવે પ્રશ્ન કર્યો.

"એ બાબતનો પણ વિચાર કરેલો છે અને તેથી અહીં પચીશ કે ત્રીશ કરતાં વધારે બકરાં નહિ રાખવાનો નિયમ કરેલો છે. તેમની સંખ્યા વધે એટલે તેમાંથી બોકડાને લઇને અમે બહાર મૂકી આવીએ છીએ. એ રીતે તેમની સંખ્યાને મર્યાદિત રાખી શકાય છે."

ત્યાંથી નિકળીને તે બન્ને જણાં એક બીજી જગ્યાએ ગયાં. એ સ્થળે આગલા તળાવ કરતાં ન્હાનું એક બીજું તળાવ હતું. તેને તળાવ કહેવા કરતાં કુંડ કહેવો એ જ યોગ્ય છે. એ કુંડના પાણીમાંથી વરાળ નિકળતી જોઇને ગુન્ડુરાવ બોલી ઉઠ્યો: "આ તો ઉના પાણીનો કુંડ છે !"

"હા, એમ છે ખરૂં." સુમતી બોલી: "પણ તેની યોજના કેટલી ચમત્કારિક છે તે જૂઓ. આ કુંડના અર્ધા ભાગનું પાણી આંધણના પાણી કરતાં પણ વધારે ગરમ છે. જો એક લુગડાના કકડામાં ચોખા બાંધીને તેની પોટલી તેમાં થોડી વાર ઝબોળી રાખીએ તો તે એકદમ બફાઈ જાય છે અને તેના સુરેખ ભાત તૈયાર થાય છે ! પણ બીજા અર્ધા ભાગનું પાણી જૂઓ. માણુસને સ્નાન કરવાને માટે જેટલું ગરમ પાણી જોઇએ તેટલું જ તે ગરમ છે."

"મને લાગે છે કે આ કુંડમાં એ બાજુએથી ઠંડા પાણીનું વ્હેણુ જોરથી આવતું હોવું જોઇએ, અને એથી જ એટલા ભાગનું પાણી ઓછું ગરમ હોવું જોઇએ." ગુન્ડુરાવ બોલ્યો: "ખરેખર, આ ગુફાની રચના આનંદપ્રદાયક છે એમાં તો સંશય નહિ જ."

ત્યાંથી નિકળી સુમતી તેને એક ન્હાની ગુફા પાસે લઈ ગઇ. જે સ્થળે અગણિત સંપત્તિ ભરી રાખેલી હતી તે આ જ જગ્યા હતી, આ ગુફામાં મોટા મોટા કુંડ હતા અને તેમાં તરેહ તરેહનાં રત્નો ભરવામાં આવ્યાં હતાં. એમાંથી કેટલાંક રત્નો જોઇને ગુન્ડુરાવ બોલ્યો: "રત્નોની પ્રત્યક્ષ ખાણુ મળ્યા સિવાય આટલાં બધાં રત્નો એક સ્થળે હોવાનું સંભવિત નથી. એથી મારૂં અનુમાન એવું છે કે આ ગુફામાં જ કોઈ સ્થળે આ રત્નોની ખાણુ કિંવા ખાણો હોવી જોઈએ."

"તમારૂં અનુમાન ખરૂં છે." સુમતી બોલીઃ "જે ગુફામાં આપણે અત્યારે ઊભાં છીએ તે ગુફામાં જ એ ખાણુ છે. આ ગુફા દેખાવમાં ન્હાની છે પરંતુ તે અંદર કેટલે દૂર સુધી ગયેલી છે એની કલ્પના તેની અંદર પ્રત્યક્ષ ગયા સિવાય થઇ શકે તેમ નથી. એક વખત હું અહીં આવીને આ રત્નો તપાસતી હતી. તે વખતે સ્વાભાવિક જ આ ગુફાની અંદર જવાની ઇચ્છા મને સ્ફુરી. એટલે હું અંદર ગઇ તો મને માલૂમ પડયું કે આ ગુફા લગભગ અર્ધ કોશ લાંબી હોવી જોઇએ. અંદર જતાં જમીન ઉપર કાંઇક વસ્તુનો ચળકાટ દેખાવા લાગ્યો. એટલે શંકા આવવાથી મેં ત્રણ-ચાર મૂઠી જેટલી માટી મારી સાડીમાં ભરીને બહાર આણી. બહાર લાવીને જોતાં તેમાં ચકચકિત પત્થરા દ્રષ્ટિએ પડયા. પહેલાં તે બહુ ચકચકિત નહોતા. પરંતુ તે પત્થરાને ગરમ પાણી વડે ખૂબ ધોયા અને ઘસ્યા એટલે ઉપરની માટી નીકળી જવાથી એ પત્થરા વિલક્ષણ તેજ પૂર્વક ચમકવા લાગ્યા."

"ખાણુમાંથી કાઢેલાં રત્નો પ્રથમ કાંઇ ચળકતાં હોતાં નથી." ગુન્ડુરાવ બોલ્યોઃ "પરંતુ તેના પર જે સંસ્કાર કરવાના હોય તે કીધા એટલે તે રત્નો પોતાના સત્ય સ્વરૂપમાં પ્રકટી નિકળે છે."

"આટલાં બધાં રત્નો અહીં પડેલાં છે, પરંતુ તેની આ ગુફામાં કાંઇ કિમત છે?" સુમતિ બોલીઃ "એ અહીં હોય કે ન હોય એ બધું સરખું જ છે. વળી અહીંઆં સોના રૂપાનાં પદાર્થોની પણ વિપુલતા છે."

ગુન્ડુરાવ બોલ્યોઃ "રત્નોની પાસે સોનાની શી કીમત? આમાંથી ઉત્તમ ઉત્તમ માત્ર પાંચ છ રત્નો જ આખી દુનિયાનું તમામ

સોનું ખરીદી લેવાને માટે પૂરતાં છે; અને એ સુવર્ણ–ચાંદીના પદાર્થો પણ આ રત્ન આપીને જ અહીં લાવવામાં આવ્યાં હશે."

સુમતી બોલી: "હજી આજ અને કાલ બે દિવસ તો તમારે અહીં રહેવાનું છે. તે પછી તમે જાઓ ત્યારે આમાંથી જોઇએ તેટલાં રત્નો લઇ જજો. આ ગુફામાં પ્રવેશવાનું દ્વાર ખોલવાની યુક્તિ નહિ બનાવવાને માટે મેં પ્રતિજ્ઞા લીધી છે પરંતુ આ સંપત્તિનો મારી મરજીમાં આવે તે પ્રમાણે વિનિયોગ કરવાને હું મુખત્યાર છું."

---

## પ્રકરણ ૪૫ મું.

---

### ઉત્પત્તિ: દંતકથા–તર્ક.

એ પ્રમાણે નંદનવનની ગુફાની અનેક અપૂર્વ ઘટનાઓ એક ચિત્રકારની, વિજ્ઞાનશાસ્ત્રીની અને તત્ત્વવેત્તાની દ્રષ્ટિએ જોતો ગુન્દુરાવ આનંદમાં એટલો બધો નિમગ્ન બની ગયો હતો કે સાંજ કાળ ક્યારે થયો તેની તેને ખબર પણ પડી નહિ. રાત્રે સુમતીએ તેને અનેક પ્રકારનાં મિષ્ટ ફળોની મિજમાની આપી. ઘુમટીની અંદર એક ભાગમાં એક સુંદર પલંગ પાથરેલો હતો, અને તેના પર સુંવાળું ગાદલું પાથર્યું હતું. અગાઉ જે વખતે સૂર્યસિંહજી મહારાજે પોતાના આયુષ્યનો બાકીનો ભાગ આ ગુફામાં ગાળવાનો નિશ્ચય કર્યો હતો તે વખતે બાળભદ્રદાસ શેઠ તેમને માટે આ પલંગ મોટા પ્રયાસથી અને અતિ ગુપ્ત રીતે અહીં લાવ્યા હતા. એ પલંગપર ગુન્દુ-

રાવ સૂઇ રહ્યો. એ રાત્રીએ જેવી શાંત અને રમ્ય નિદ્રાનો તેણે અનુભવ લીધો હતો, તેવી નિદ્રા કોઇ વિરલના જ પ્રારબ્ધમાં લખાયેલી હોય છે !

બીજે દિવસે પણ નિત્યકર્મ આટોપીને પુનઃ ગુન્ડુરાવ સુમતીની સાથે ફરવાને માટે ગયો. એ દિવસે વાતમાં વાત નિકળતાં નંદનવનની ઉત્પત્તિના સંબંધમાં વાત નિકળી. સુમતીએ એવું સાંભળ્યું હતું કે આ ગુફા પુરાણમાં પણ પ્રસિદ્ધ છે. ભગવાન વ્યાસજીના નામે પ્રકટ થયેલાં અઢાર પુરાણો માંહેના એક પુરાણમાં આ ગુફાની ઉત્પત્તિનું વર્ણન આપવામાં આવેલું છે એવું સુમતીએ સાંભળ્યું હતું. એ ગુફાની ઉત્પત્તિ વિષે તેણે જે કાંઇ સાંભળ્યું હતું તે એ ગુન્ડુરાવને કહેવા લાગી: " એક વખત કાળનેમી નામના મહા બળિષ્ટ અને દુષ્ટ રાક્ષસે ઋષિઓને બહુ પિડવાથી તેઓ બધા બ્રહ્મદેવ પાસે ગયા. બ્રહ્મદેવે તેમની સર્વ હકીકત સાંભળીને તેમનું કષ્ટ ટાળવાને માટે દેવતાઓના શિલ્પશાસ્ત્રી વિશ્વકર્માને એક ગુપ્ત સ્થળ નિર્માણ કરવાની સૂચના કરી. વિશ્વકર્માએ તેને માટે વિંધ્યાચળને પસંદ કરીને આ સ્થળે આ ગુફા નિર્માણ કરી. તેમાં તમામ ગોઠવણ તેમણે પોતે જ કરેલી છે. પછી બધા ઋષિઓ અહીં આવીને વસ્યા. આ સ્થળ અતિ ગુપ્ત હોવાથી રાક્ષસો અહીં પ્રવેશ કરી શકતા નહિ. એ ઋષિઓ જ્યારે અહીં યજ્ઞ કરતા ત્યારે યજ્ઞની આહૂતી લેવાને માટે પ્રત્યક્ષ ઇંદ્રાદિ દેવો પણ અહીં આવતા. એ કાળનેમી રાક્ષસે અત્યંત પ્રબળ બનીને જ્યારે ઇંદ્રની અમરાવતી નગરી ઉપર આક્રમણ કર્યું ત્યારે ઇંદ્ર પણ તેનાથી ડરી જઇને આ ગુફામાં આવીને અમુક કાળ પર્યંત છૂપાઇ રહ્યો હતો; અને તેણે અહીં નિવાસ કરેલો હોવાથી અમરાવતીના

'નંદનવન' નું નામ આ ગુફાને આપવામાં આવ્યું હતું. જ્યારે એ રાક્ષસનો વિષ્ણુ ભગવાને નાશ કર્યો ત્યારે ઇંદ્ર અને ઋષિઓને શાંતિ થઈ અને તેઓ આ ગુફાનો ત્યાગ કરીને પોતપોતાના સ્થાનકે ગયા."

આ પ્રમાણેની દંતકથા સુમતીએ ગુન્ડુરાવને કહી સંભળાવી. પરંતુ એ વાત ગુન્ડુરાવને ગળે ઉતરી નહિ. તેણે એ ગુફાનું સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું એ ઉપરથી તે એવા અનુમાન ઉપર આવ્યો કે " આ ગુફા નિર્માણ થયાને હજારો વર્ષ થયાં હશે એમાં તો કાંઈ શંકા નથી. પરંતુ આ સ્થળ કોઇએ ખાસ તૈયાર કરેલું હોય એમ લાગતું નથી. પ્રાચીન કાળમાં આ સ્થળે પૃથ્વીના ગર્ભમાં લાવા રસ ઉકળી રહ્યો હશે. તેનો જ્યારે ભયંકર સ્ફોટ થયો હશે તે વખતે આ વિસ્તીર્ણ ગુફા નિર્માણ થઇ હશે. વળી અત્ર હજુ પણ ઉના પાણીનો કુંડ હોવાથી એવું અનુમાન થઇ શકે છે. કે અત્યારે પણ પૃથ્વીના ગર્ભમાં એ સ્થળે લાવાનું પ્રબળ વિશેષ હશે. ધીમે ધીમે અહીં જળ, મૃતિકા, વનસ્પતિ, પ્રાણી આદિ ઉત્પન્ન થયાં અને આ પ્રદેશ મનુષ્ય-પ્રાણીને વાસ કરવા યોગ્ય બન્યો. તે પછી કોઇ સહાસિક પુરુષનું આ ગુફા તરફ લક્ષ ગયું હોય અને તેણે અહીં નિવાસ કરવાની કલ્પના કરી હોય એ બનવાજોગ છે. પરંતુ એ વિચાર જે કાળમાં આર્યાવર્તમાં આકાશગામિ યંત્રોનો પ્રચાર હતો, તે કાળમાં કોઇ વૈમાનિકને સૂજેલો હોવો જોઇએ. પ્રથમ તો આ ગુફાનો ઉપયોગ ગુપ્ત નિવાસ માટે કિંવા આ સ્થળની સૌમ્ય ઋતુથી મળતા આનંદનો ઉપભોગ કરવાને માટે થતો હોવો જોઇએ. પરંતુ જ્યારે અહીં રત્નોની ખાણ હાથ લાગી તે વખતે પછી આ સ્થળની માહિતી અન્ય કોઇને મળી ન શકે એવી ઇચ્છા રત્નોની ખાણના શોધકને

સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થઇ હશે. બહુધા જે વખતે અત્ર બાધ ધર્મનું સામ્રાજ્ય હતું તે અરસામાં અહીં મનુષ્યોએ નિવાસ કરવા માંડયો હશે. બુદ્ધ ભગવાનની પ્રતિમા એ વાતની ખાત્રી આપે છે. વળી અંદરની ઘુમટીનું બાંધકામ પણ બૌધકાળની શિલ્પકળાને અનુસરતું છે." એવા પ્રકારના વિચારો ગુન્ડુરાવના મનમાં આ ગુફાના સંબંધમાં ઉત્પન્ન થયા. પરંતુ પોતાની એ કલ્પના સુમતી કને જાહેર કરવામાં : તેણે સાર જોયો નહિ. પૌરાણિક કથામાં વિશ્વાસ ધરાવનારી સુમતી પાસે જો ગુન્ડુરાવે પોતાનો તર્ક પ્રકટ કર્યો હોત તો સુમતીએ તેને નાસ્તિકજ ધાર્યો હોત !

એજ દિવસે ગુન્ડુરાવે સુમતીની સહાયથી સંગ્રામસિંહના શબને ભૂમિદાહ દીધો. પ્રથમ તો સુમતીએ સંગ્રામસિંહ જેવા પાપાત્માને નંદનવનની પવિત્ર ભૂમિમાં દાટવાનું પસંદ કર્યું નહિ; પરંતુ જ્યારે ગુન્ડુરાવે તેને સમજાવી અને '**अनाथप्रेतसंस्कारात् अश्वमेध फलं लभेत्**' નું શાસ્ત્રીય વચન રજુ કર્યું ત્યારે તે ગુન્ડુરાવના મતને અનુકુળ થઇ; અને સંગ્રામસિંહે જીવિતાવસ્થામાં તો નહિ પણ છેવટે મૃત્યુ પછી પણ પોતાની એક મહત્ત્વની ઇચ્છા પૂર્ણ કરી—નંદનવનમાં પ્રવેશ કર્યો !

ત્રીજા દિવસની સ્હવાર પડતાં ગુન્ડુરાવ એ સ્થળેથી જવાને તૈયાર થયો. આ બે દિવસમાં તેને અહીં એટલો બધો અવર્ણનીય આનંદ થયો હતો કે તેને અહીંથી ખસવાનું ગમતું નહોતું અને આ સ્થળે કાયમનો નિવાસ કરવાની પણ તેને ઇચ્છા થતી હતી. પરંતુ એક વખત વચન આપ્યા પછી વિશેષ માગણી કરવાનું તેને સ્વાર્થયુક્ત લાગવાથી એ વિષયમાં તે મૌન રહ્યો. તે જે વખતે ગુફામાં આવ્યો તે વેળાએ તેના શરીર ઉપર વિશેષ વસ્ત્રો નહોતાં અને જે હતાં તે પણ ફાટી ગયાં હતાં;

એટલે સુમતીએ તેને ગુફામાંથી અંગરખું, સુરવાળ, ફેંટો, પહેરણુ, આદિ ઉત્તમ વસ્ત્રો કાઢી આપ્યાં. આ વસ્ત્રો સૂર્યસિંહજીનાં હતાં એ તો વાચકો સમજ્યા હશે જ. ગુન્ડુરાવે એ વસ્ત્રો ધારણ કર્યાં. સુમતીને પોતાનો અશ્વ ગુન્ડુરાવને આપવાનું પોતે આપેલું વચન યાદ આવ્યું, એટલે તે પણ જે સ્થળે એ ઘોડો ચરતો હતો ત્યાં સુધી તેની સાથે આવવાને તૈયાર થઇ. ગુફામાંથી નિકળતી વખતે ગુન્ડુરાવે થોડાંક ઉત્તમ પ્રતિનાં અને બીજાં કેટલાંક કનિષ્ટ પ્રતિનાં રત્નો લીધાં. તે બુદ્ધિમાન્ હતો. તેણે વિચાર્યું કે 'મારી પાસે બધાં રત્નો જો બહુમૂલ્ય હશે તો તે વેચવા જતાં હોહા થશે અને એવાં કીંમતી રત્નો કદાચ મે ચોરી કરીને આણ્યાં હશે એવી ખરીદનારને શંકા પણ થશે ! માટે સામાન્ય કીમતનાં રત્નો પણ સાથે રાખવાં કે સરલતાથી વેચી શકાય.' તેણે પોતાના મનમાં ઉદ્ભવેલો એ વિચાર સુમતી પાસે રજુ કર્યો હતો, અને એથી સુમતી ને તેના અગાધ ડહાપણ માટે સ્વાભાવિક જ માનબુદ્ધિ ઉત્પન્ન થઇ. એ તમામ રત્નોનું વજન કરવામાં આવે તો અમુક તોલાભાર માંડ થાય, પરંતુ રત્નપરીક્ષક ઝવેરી સન્મુખ તે રત્નો મૂકતાં એ ઝવેરી વિના સંકોચે એવો અભિપ્રાય આપે કે 'આખી દુનિયાના શ્રીમંત જનોની ધનસંપત્તિ કરતાં પણ આ રત્નોનું મૂલ્ય અધિક છે!' ગુન્ડુરાવની ખાત્રી હતી કે હવે પોતાનો આ ગુફામાં પુનઃ પ્રવેશ થાય તેમ નથી, એટલે તેણે રત્નોની પસંદગી કરવામાં પણ ચાતુર્ય દાખવ્યું હતું.

ગુન્ડુરાવ અને સુમતી ફલાહાર કરીને ઘુમટીમાંથી બહાર પડયાં. તેઓ ગુફાના દ્વાર પાસે આવ્યાં એટલે એ દ્વાર ખોલવાની કળા ગુન્ડુરાવ જોઇ ન શકે એટલે છેટે તેને ઊભો રાખીને સુમતીએ

દ્વાર ખોલ્યું અને તેને બોલાવ્યો. તેઓ બન્ને પેલા અંધકારમય ભોંયરામાં દાખલ થઈને પગથીયાં ચડીને પુનઃ પ્રતિમાવાળી ગુફામાં આવ્યાં. આ સ્થળે કેવળ અંધકાર હોવાથી એ દ્વાર ખોલવાની કળા ગુન્ડુરાવ જાણી શકે તેમ નહોતું જ. એ બન્ને તે દ્વારમાંથી બહાર પડતાં જ તે આપોઆપ બંધ થઇ ગયું.

## પ્રકરણ ૪૬ મું.

### પુનઃ આફત.

થયું ! ગુન્ડુરાવની આશા પૂર્ણ થઇ—તે નંદનવનની ગુફામાંથી કૃતકૃત્ય થઈને બહાર પડયો !! જો કે એ ગુફાનું રહસ્ય પૂર્ણપણે તેના જાણવામાં આવ્યું નહોતું—ગુફાનું દ્વાર ઉઘાડવાની કળાનું જ્ઞાન તે પ્રાપ્ત કરી શકયો નહોતો. પરંતુ એથી તેને કાંઇ ખેદ થયો નહિ. તે વિચારવંત હતો, પ્રાપ્ત થએલા લાભથી સંતોષ માની લેવાનું તેને યોગ્ય લાગ્યું હતું. એ ગુફામાંથી બહાર પડીને તેઓ બન્ને જે રસ્તે ત્યાં આવ્યાં હતાં એજ રસ્તે થઇને જે ગુફામાં ગુન્ડુરાવે સુમતીની સારવાર કરી હતી તે ગુફા પાસે ગયાં. ત્યાં જે ચીજો પડી હતી તેની તેમને જરૂર નહોતી. એટલે એ સ્થળે નહિ રોકાતાં ત્યાંથી આગળ વધ્યાં. એકાદ કોશ ચાલ્યાં હશે એટલે એક બીજી ન્હાની ગુફા તેમની દૃષ્ટિએ પડી. તેની નજીકમાં એક હૃષ્ટપુષ્ટ અશ્વ લીલુ ઘાસ ચરતો તેમની નજરે પડયો. એ ઘોડાને હાકલ કરતાં જ તે મોટા આનંદપૂર્વક નાચતો કૂદતો સુમતી પાસે આવીને ઊભો રહ્યો. સુમતી તેના મસ્તકપર હાથ ફેરવતી વ્હાલ કરવા લાગી.

આવા આજ્ઞાધીન ઉત્તમ અશ્વને જોઇને ગુન્ડુરાવ અત્યંત પ્ર-

સન્નતાપૂર્વક બોલ્યોઃ "સુમતી બ્હેન! તમે આ ઘોડો મને આપી દેવાનું કહો છો, પણ તમને અહીંથી જતી વખતે તેની જરૂર નહિ પડે?"

"ના ના," સુમતી બોલીઃ "જે વખતે હું અહીં આવી હતી તે વખતે મારો અહીંથી અમુક મુદત બાદ પાછા જવાનો વિચાર હતો. પણ હવે તે વિચાર ફરી ગયો છે અને નંદનવનની ગુફામાં જ કાયમ નિવાસ કરવાનો ઇરાદો થયો છે."

"જેવી ઇચ્છા!" એમ કહેતાં જેને પોતાની પુત્રીવત્ માની હતી તેનો અલ્પ સમયમાં વિયોગ થનાર હોવાના વિચારથી ગળગળો થતો ગુન્ડુરાવ ભરેલા સાદે બોલ્યોઃ "સુમતી બ્હેન! હું તો હવે જઈશ! પણ પુનઃ આપણો મેળાપ ક્યારે થશે? આટલા દિવસના સહવાસથી તું મને મારી પુત્રી કરતાં પણ અધિક પ્રિય લાગે છે!"

સુમતી સાડીના છેડા વડે આંસુ લૂછતી બોલીઃ "અને તમને પણ હું પિતાતૂલ્ય જ માનું છું. એક પિતા કરતાં પણ અધિક લાગણીપૂર્વક તમે મારી સારવાર કરી છે તે હું કદી પણ વિસરી શકું તેમ નથી. અત્યારે તમારી છેવટની વિદાય માગતાં મને જે કષ્ટ થાય છે તેનું વર્ણન થઇ શકે તેમ નથી. હૃદય જ તેને સમજી શકે!"

એ પ્રમાણે પરસ્પર સ્નેહવ્યક્ત કરતાં તેઓ એક બીજાની વિદાય માગતાં હતાં તેવામાં દોડતા આવતા ઘોડાના ડાબડાનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો. એ અવાજથી તેમના કાન ચમક્યા અને તે કઇ તરફથી આવે છે એ તેઓ જોતાં હતાં, એટલામાં શસ્ત્રસજ્જિત દશ-બાર ઘોડેસ્વાર તેમની દૃષ્ટિએ પડયા!

તેઓ નજીક આવતાં ગુન્ડુરાવ તત્કાળ તેમને ઓળખી ગયો

કે એ સ્વારો જયગઢના ઠાકોરના છે! એ લોકોને ઓળખતાં જ તેના મુખમાંથી ઉદ્‌ગાર નીકળ્યોઃ "હાય! સર્વનાશ!"

એ ઘોડેસ્વારોએ પણ ગુન્ડુરાવને પિછાની લીધો. તેઓ એ એ જણાંની આસપાસ ફરી વળ્યા. ગુન્ડુરાવની સાથે ન્હાસી ગએલા સંગ્રામસિંહે તો સ્ત્રીનો વેષ ધારણ નહિ કર્યો હોય, એવી શંકા એક પળમાત્ર એ ટોળીના જમાદારને ઉપજી. પરંતુ સુમતીના ચ્હેરાનું બારીક નિરીક્ષણ કરતાં તેનું સ્ત્રીત્વ તે જાણી શક્યો. તમામ સ્વારોને પોતાની આસપાસ ફરી વળેલા જોઇને તથા હવે એક પણ ઉપાય નહિ રહેલો હોવાથી ગુન્ડુરાવ બોલ્યોઃ "તમારે કાંઈ પણ અત્યાચાર કરવાની જરૂર નથી. હું તમારે તાબે છું, અને તમે જ્યાં લઈ જાઓ ત્યાં આવવાને તૈયાર છું."

સુમતી દીનતાપૂર્વક ગુન્ડુરાવને પરહેજ નહિ કરવા માટે જમાદારને વિનવવા લાગી; પરંતુ જમાદારે તેની વિનતિ તરફ દુર્લક્ષજ કર્યું એ જણાવવાની જરૂર નથી. એટલું જ નહિ પરંતુ જ્યારે તે વધારે કરગરવા અને રડવા લાગી ત્યારે જમાદાર ગુસ્સામાં આવીને બોલ્યોઃ "બાઇ! તને અબળા જાણીને જવા દઈએ છીએ. પણ હજીએ જો તું ગાંડાઇ કરીશ તો તને પણ પરહેજ કરીને લઈ જવી પડશે. આ માણસનો ગુન્હો કેટલો ભયંકર છે તેનો તને ખ્યાલ હોત તો તું આ પ્રમાણે ન કરત."

"બ્હેન!" ગુન્ડુરાવ બોલ્યોઃ "તારે કરગરવાની કે શોક કરવાની બિલકુલ જરૂર નથી. પ્રારબ્ધમાં માંડયું હોય તે ભોગવ્યા સિવાય છૂટકો જ નથી. મારા ભાગ્યમાં બંધીવાસ લખ્યો હશે તો તે તારા કાલાવાલાથી દૂર થઈ શકે તેમ નથી જ."

એ પ્રમાણે ચાલતું હતું ત્યાં પુનઃ ઘોડાના ડાબડાનો અવાજ

સંભળાયો. દૂરથી કેટલાક ઘોડેસ્વારો મારતે ઘોડે આવતા દૃષ્ટિએ પડયા. એમને જોતાં સુમતીએ બુમો પાડીને એ નવીન ઘોડેસ્વારોની મદદ માગી. એ સ્વારો પણ હથિયારબંધ હતા અને તેમની સંખ્યા પણ દશ–બારની હતી. એ નવી ટોળીનો નાયક ઉમદા દેખાવનો તરૂણ હતો. તેઓ બધા ત્યાં આવી પહોંચ્યા. એ નાયકની સામે દ્રષ્ટિ પડતાં સુમતીએ લજવાઇને મસ્તક નીચું કરી સાડીના છેડા વડે મુખ છૂપાવવાનો યત્ન કર્યો. ટોળીનો નાયક પણ માત્ર દૃષ્ટિપાતથી જ તેને ઓળખી ગયો. આ પિછાનથી તેને જેટલો આનંદ થયો તેટલું આશ્ચર્ય પણ થયું. તે બોલ્યોઃ "કોણ ? પ્રભા ! તુંજ ?"

"હા ! પ્રાણનાથ ! હું જ !" સુમતીએ ઉત્તર આપ્યો.

હવે વાચકોને વધુ વખત શંકામાં રાખવાની જરૂર નથી. આ ટોળીનો જે ઉપરિ હતો તે ધીરાજી નાયક હતો, અને સુમતી એ બીજી કોઈ નહિ પણ ધીરાજીની પત્ની ચંદ્રપ્રભા જ હતી !

આવી અકલ્પિત મુલાકાત થતાં પોતાની પત્નીને ભેટવાને ધીરાજી ઘોડાપરથી નીચે ઉતરતો હતો તેવામાં સુમતી ઉર્ફે ચંદ્રપ્રભા તેને અટકાવતી બોલીઃ "પ્રથમ આ વૃદ્ધ ગૃહસ્થને પેલા ઘોડેસ્વારના પંજામાંથી મુક્ત કરો. એ ગૃહસ્થે મારા પર અનંત ઉપકાર કરેલ છે. તેમણે મને મૃત્યુના મુખમાંથી બચાવી છે. માટે પ્રથમ તેમને છોડાવો. પછી આપણે એક બીજાનાં અંતર ખોલીશું."

એ શબ્દો ચંદ્રપ્રભાના મુખમાંથી પડતા ન પડતામાં જ ધીરાજી પોતાના સ્વારોની ગુન્હુરાવને લઇને પસાર થતા સિપાહીઓની પાછળ પડ્યો. પાંચ–દશ પળમાં બન્ને ટોળીના સ્વારોનો ભેટો થઇ ગયો, તેમની વચ્ચે લડાઇ થઇ, ગુન્હુરાવને પરહેજ કરનારાઓમાંથી ચાર–પાંચ ઘાયલ થયા અને ત્રણ મૃત્યુ પામ્યા. ધીરાજીનો એક

સ્વાર પણ ઘવાયો. છેવટે જયગઢના ઠાકોરની સૈનિકોનો જમાદાર સમજી ગયો કે આ લડાઇમાં જીવનહાની સિવાય બીજો કાંઈ પણ લાભ મળે તેમ નથી. એટલે તે ગુન્ડુરાવને છોડી દઈ પોતાના બચેલા માણસોની સાથે પસાર થઇ ગયો. ધીરાજીનો એ એક ખાસ સિદ્ધાંત હતો કે નિષ્કારણ કોઇની સાથે યુદ્ધ કરવું નહિ. એટલે પોતાનો હેતુ સિદ્ધ થવાથી તેણે પલાયન કરતી ટોળીની પાછળ પડવાનું આવશ્યક ધાર્યું નહિ. તે વિજયશ્રી ચમકાવતો ગુન્ડુરાવને પોતાની સાથે રાખીને સુમતી જે સ્થળે બેઠેલી હતી તે સ્થળે આવ્યો. ગુન્ડુરાવના ઉપરની આફત ટળી ગઈ—તે પુનઃ મુક્ત થયો !

## પ્રકરણ ૪૭ મું.

### પતિપત્નીનું પુનર્મિલન.

દિર્ઘ કાળના વિયોગ પછી પતિ પત્નીનો અચાનક મેળાપ થતાં તેમનાં અંતરની જે સ્થિતિ થાય છે તેનું વર્ણન કાં તો કોઇ એ પ્રસંગના અનુભવવાળો અથવા તો કોઈ સમર્થ કવિ જ કરી શકે ! આનંદનો પહેલો ઉભરો શમ્યા પછી ધીરાજી અને ચંદ્રપ્રભા અન્ય જનોથી થોડે દૂર એક ઘટાદાર વૃક્ષ નીચે જઇને બેઠાં. એ સમયે તેમની વચ્ચે થયેલો વાર્ત્તાલાપ અત્ર રજુ કરતા પહેલાં એક વાર્ત્તા દર્શાવવી આવશ્યક લાગે છે કે અત્યારે ચંદ્રપ્રભાના અંગ ઉપર કાળા રંગનો લેશ પણ અંશ રહ્યો નહોતો. તેનું શરીર નૈસર્ગિક ગૌર વર્ણથી શોભાયમાન દીસતું હતું. આનંદના અતિરેકથી તથા પોતાના પતિએ ગુન્ડુરાવને છોડાવવામાં દર્શાવેલા પરાક્રમથી ઉત્પન્ન

થયેલી મગરૂરીને લીધે અત્યારે તેની મુખમુદ્રા ઉપર સૌંદર્યછટા અપ્રતિહત રીતે ચમકી રહી હતી.

પ્રથમ ધીરાજીએ પ્રારંભ કર્યો. તે બોલ્યો: "પ્રિયે! મારે તને ઘણી ઘણી વાતો કહેવાની છે. પરંતુ તેનો આરંભ કેવી રીતે કરવો એ જ મને સૂઝતું નથી. તથાપિ પહેલાં તું એક વાતનો ખુલાસો કર! તેં મરી જવાનો ઢોંગ શા માટે કર્યો હતો? જો કે એથી કાંઈ તારા ઉપરના મારા પૂર્વના પ્રેમમાં લેશ પણ કમીપણું આવ્યું નથી; બલ્કે આજે અહીં તારો મેળાપ થવાથી તો ખરેખર મને અતિશય આનંદ થયો છે અને જે પ્રેમ હતો તેમાં પણ વૃદ્ધિ થઇ છે. હું તને પૂછું છું તે એટલા માટે કે એનું કારણ જાણવામાં આવે તો મને સંતોષ થાય. હું તારો પતિ છું અને તેથી મારી મરજીમાં આવે તે પ્રશ્ન તને કરવાનો મને હક્ક છે, એવી ભાવના પૂર્વક હું આ પ્રશ્ન તને કરતો નથી, પરંતુ તારો મારા પર અતૂલ પ્રેમ હતો તે હું જાણું છું, અને તેથી તેં જે કાંઇ કર્યું હશે તેમાં મારૂં કલ્યાણ કરવાનો જ તારો હેતુ હશે એવી મારી ખાત્રી છે. એથી આમ છદ્મવેશમાં રહેવાંમાં તારો શો હેતુ હતો તે જાણવાની ઉત્કંઠાને લીધે જ આ પ્રશ્ન મેં તને કર્યો છે."

"પ્રાણનાથ!" ચંદ્રપ્રભા બોલી: "જો હું બધી હકીકત સ્પષ્ટપણે આપને જણાવીશ તો કદાચ આપને માઠું લાગશે—"

"છિઃ છિઃ!" ધીરાજી વચ્ચે જ બોલી ઉઠયો: "તારા સ્પષ્ટ કથનથી મને માઠું લાગશે એવી તો તું કલ્પના પણ કરીશ નહિ. પણ તારા આવા કઠોર વર્તનનું કારણ તો મારે જાણવું જોઇએ ના? તેં મરણનો ઢોંગ શા સારૂ કર્યો વારૂ? તારા વિયોગે તને મૃત્યુ પામેલી ધારીને મારા મનની શી અવસ્થા થઇ હશે તેની

તને કલ્પના પણ નથી થતી ? મારો તારા પર કેટલો બધો પ્રેમ ? એ છતાં આમ કરવું તે મારા પ્રત્યે તારી નિષ્ઠુરતા ન ગણાય ? વળી તું આવા અઘોર જંગલમાં કેવી રીતે આવી ચડી, આ વૃદ્ધ કોણ છે અને તેણે તારા જીવનની કેવી રીતે રક્ષા કરી, એ જાણવાને પણ મારું મન તલ્પી રહ્યું છે."

"વારૂ ત્યારે !" ચંદ્રપ્રભા બોલી: "આપની એવી જ ઈચ્છા છે તો હું તમામ હકીકત આપને જણાવીશ. હું જે હકીકત કહીશ તેમાં આપના સર્વ પ્રશ્નનો ઉત્તર આવી જશે. મારા અલૌકિક મૃત્યુ અને તે પછીના બનાવનું વર્ણન કરતાં લક્ષ્મીરાણીની અને મારી પ્રથમ મુલાકાત થઇ ત્યારથી પ્રારંભ કરવો પડશે. એ તો તમે જાણો છો કે એ વખતે આપણે મોટો ભયંકર વ્યૂહ રચીને બળભદ્રદાસ શેઠ કનેથી નંદનવનની ગુફાને લગતી ગુપ્ત વાર્તા જાણી લેવાના એતમાં હતાં. તે માટે જ આપે મને ઉજ્જયની તરફ મોકલી હતી. માર્ગમાં મને લક્ષ્મીદેવીનો ભેટો થયો. તેમને જોતાં જ તેમના પ્રત્યે મારા મનમાં કુદરતી રીતે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ. આપણે તેની વિરૂદ્ધ જે કાવતરૂં ચલાવી રહ્યા હતા તે મારે છોડી દેવું અને આપને પણ એ કાવતરામાં સંડોવાતા અટકાવવા એમ એ વખતે મારા મનમાં થતું હતું. બીજી બાજુએ આપની આજ્ઞાનો ભંગ કરવાથી હું પત્ની તરીકેના મારા કર્ત્તવ્યથી વંચિત થઇશ, એમ પણ લાગતું હતું. હું કાંઇ પણ નિર્ણય પર આવી શકી નહોતી. એ વખતે રાધા નામની એક સાધ્વી ત્યાં આવી ચડી. તે પોતાની દવાની પ્રશંસા કરતાં, એક વખત તેને બળભદ્રદાસ શેઠની સાથે નંદનવનની ગુફામાં જવાનો પ્રસંગ મળેલો હોવાથી, તે ગુફાનું અમારી પાસે વર્ણન કરવા લાગી, એવામાં એકાએક મને સર્પદંશ થયો ! એ જોતાં

જ ઉદાર સ્વભાવની લક્ષ્મીદેવીને અત્યંત ખેદ થયો અને મારો પ્રાણ બચાવવાને તેણે પોતાથી બની શકયો તેટલો પ્રયત્ન કર્યો. જ્યારે સર્વ વિષ મારા આખા શરીરમાં પ્રસરી ગયું અને મગજમાં ઝટકા આવવા લાગ્યા ત્યારે મારી ખાત્રી થઇ ચૂકી કે નક્કી હવે હું મરણ પામીશ. યમરાજની કચેરી મારી કલ્પનાસૃષ્ટિમાં ખડી થઇ ગઈ અને લક્ષ્મીદેવીને ફસાવવાના બેતમાં મારો હાથ હોવાથી યમદેવ તે માટે મને કડક સજા કરશે એમ મેં ધાર્યું ! એમાંથી સ્હેજ સાવધ થતાં મેં લક્ષ્મીદેવીને તેમની વીંટી પાછી આપી દીધી એ તો આપના જાણવામાં હશે જ. પરંતુ વીંટી પાછી આપતી વખતે મારા મનની કેવી અવસ્થા થઇ હતી તથા મરણની વેદના સમયે; લક્ષ્મીદેવીને ફસાવવાના પ્રયત્નમાં ભાગ લેવા માટે મારા મનમાં કેટલો પશ્ચાત્તાપ થતો હતો એ આપને સમજાવવાને માટે જ મેં ખાસ કરીને આ વાત કાઢી છે !"

એટલું કહીને તે ધીરાજી સામે મૌનપણે જોઇ રહી. ધીરાજી ગદગદિત કંઠે બોલ્યોઃ "પ્રિયે ! ચાલવા દે, તારી હકીકત તરફ મારૂં પૂર્ણ લક્ષ છે ! વળી તારા એ કૃત્ય માટે હું તને બિલકુલ દોષ દેવાનું ઇચ્છતો નથી !"

" જે વખતે મને સર્પદંશ થયો તે વખતે રાધા સાધ્વી ત્યાંજ હતી. જે વખતે હું મારી માશીના મકાનમાં શબવત્ પડેલી હતી તે વખતે આપે તેને ત્યાં જોઈ હશે. તેજ આપને મારા શબ પાસે લાવી હતી. એ સાધ્વી વૈદ્યક વિદ્યામાં બહુજ હુશિયાર છે. તેણે પો-તાની પાસેનું એક ઔષધ તૈયાર કરીને મારા ગળામાં રેડયું. મારી એક દાસી પણ એ વખતે જંગલમાંથી એક ઝાડનાં પાન લાવીને તેનો રસ કાઢતી હતી, પરંતુ રાધા સાધ્વીએ એ રસ મને આપવા

દીધો નહિ. પછી વિષના બે-ત્રણ ઝટકા આવ્યા અને હું નિશ્ચેષ્ટ બનીને પડી. એ જોઇને લક્ષ્મીદેવી તથા મારી દાસીઓ વગેરેને તો એમજ લાગ્યું કે મારો આત્મા આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે! પરંતુ હું જીવતી છું એની માત્ર રાધા સાધ્વીને જ ખાત્રી હતી. પોતે આપેલા ઔષધનું આ પરિણામ છે અને તેની અસરને લીધે જ હું નિશ્ચેષ્ટ બની ગએલી છું એમ તે સમજતી હતી. હવે પોતાનો કંઇ પણ ઉપાય નથી એમ ધારીને લક્ષ્મીદેવી તેની બે દાસીઓ સાથે ત્યાંથી વિદાય થઇ ગઇ. તે પછી કેટલીક વારે હું સાવધ થવા લાગી. એ વેળાએ જાણે મારો પુનર્જન્મ જ થયો છે એમ મને લાગવા માંડયું. જે પાપકર્મ કરવાને હું તૈયાર થઇ હતી તે માટે મારૂં મન મને ઠપકો આપતું હતું! 'તું પાપકર્મથી પાછી ફર! જે પુણ્યવાન અને ઉદાર સ્ત્રીની તને મુલાકાત થઈ હતી, તેના પવિત્ર આચરણનું અનુકરણ કર, પાપનું પરિણામ કદી પણ સારૂં નિપજતું નથી!' એવા શબ્દો વારંવાર મારા કાનમાં કોઇ ગણગણતું હોય એમ મને થતું હતું. સાક્ષાત્ પરમેશ્વર તરફથી જ આ સદુપદેશ મને કરવામાં આવે છે એમ મેં ધાર્યું અને એ ઉપદેશનું પરિણામ મારા મન ઉપર થયું-એજ વખતે ભવિષ્યમાં પુણ્યમાર્ગનો જ આશ્રય લેવો એવો મારો નિશ્ચય થયો. પણ જો હું આપની પાસે આવું અને આપના સહવાસમાં રહું તો એ નિશ્ચય કેવી રીતે પાર પાડી શકીશ એ બાબત મને મોટો વિચાર થઇ પડયો. એ વખતે મેં આપને ગમે તેટલું કહ્યું હોત, તો પણ આપની યોજના છોડી દેવાને આપ કબૂલ થયા હોત નહિ, એટલું જ નહિ પરંતુ જો તે વખતે હું આપની પાસે આવીને રહી હોત તો આપના પાપમય કૃત્યોમાં-મારા આવા સ્પષ્ટ શબ્દોથી આપ ગુસ્સે ન થશો—આપના અઘોર

કૃત્યોમાં આપને સહાય કરવાની જ મને ફરજ પડત. વળી અત્યંત શ્રમ અને જોખમ વેઠીને જે વીંટી આપે પેલી ધર્મશાળામાં લક્ષ્મીદેવીની આંગળીમાંથી ચોરી લીધી હતી, તે વીંટી મેં લક્ષ્મીદેવીને પાછી આપી દીધાનું સાંભળીને પણ આપ મારો તિરસ્કાર જ કરત ! એ ખરૂં છે કે આપનો મારા પર સંપૂર્ણ પ્રેમ હતો. પરંતુ તેમ છતાંયે મારૂં તે સમયનું કૃત્ય આપને વિશ્વાસઘાત કર્યા સરખું જ લાગત, જેને પરિણામે આપનો પ્રેમ ક્રોધના રૂપમાં પ્રકટી ઉઠત. આપને પુનઃ મળવામાં અંતરાય રૂપ થયેલી આ બધી બાબતો મહત્ત્વની છે જ, પરંતુ તે સિવાય પણ એક વિચાર એ વખતે મારા મનમાં ઉદ્ભવ્યો હતો. લક્ષ્મીદેવીના સ્વભાવની ઉદારતા જોઇને, તેણે મારો જીવ બચાવવાને કરેલો પ્રયત્ન નિહાળીને તથા રાત્રા સાધ્વીના સદુપદેશથી મારૂં મન લક્ષ્મીદેવી પ્રત્યે એટલું બધું આકર્ષાયું હતું કે તેનાં સર્વ કાર્યમાં અને સર્વ સ્થળે તેને સહાય કરવાની મેં મારા મનથી જ પ્રતિજ્ઞા લીધી હતી. એમ માનો કે વીંટી લક્ષ્મીદેવીને આપી દીધા બાબતનો મારો અપરાધ આપ મને માફ કરત, તો પણ નંદનવનની ગુફાનું રહસ્ય જાણવાનો આપનો પ્રયત્ન બંધ રહેત નહિ. તેનું પરિણામ એ આવત કે લક્ષ્મીદેવીનાં તમામ કાર્યોમાં સહાય કરવાની મારી પ્રતિજ્ઞાના પાલનને અર્થે આપના એ પ્રયત્નનું છેદન કરવાની મને ફરજ પડત અને એમ કરવામાં હરેક પ્રસંગે આપની સાથે કપટાચરણ ચલાવવાનું જ મને પ્રાપ્ત થાત. આ બધી બાબતોનો આપ સરળપણે વિચાર કરી જોશો તો આપની ખાત્રી થશે કે આપ તથા જગતની દ્રષ્ટિએ હું મરણ પામેલી ગણાઉં એજ મારે માટે ઇષ્ટ હતું. જો કે એથી આપનો વિયોગ સહન કરવો પડે તેમ હતું અને એમ કરવાનું મને કેટલું બધું કઠણ લાગ્યું હતું

એ તો એક ઇશ્વર જ જાણે છે! તથાપિ મારા હાથે પૂર્વે જે કાંઇ પાતક થયું હતું તેના ક્ષાલન અર્થે એ શિક્ષા—આપનો વિયોગ વેઠવાની–મારે માટે કેવળ યોગ્ય હતી."

"અહા! પ્રિયે! જો તું એ જ વખતે મારી પાસે આવી હોત," શુદ્ધ અને સત્ત્વગુણી પ્રેમથી ભિંજાયેલા સ્વરે ધીરાજી બોલ્યો: "અને તારા મનમાં થયેલો આ ફેરફાર તથા તેનાં કારણો મારા જાણવામાં આવ્યાં હોત તો હું ખરૂં કહું છું કે મેં મારો તમામ ભયંકર વ્યવસાય છોડી દીધો હોત અને કેવળ તારી ઇચ્છાનુરૂપ વર્ત્તવાનો નિશ્ચય કર્યો હોત!"

કિંચિત્ સ્મિત કરતી ચંદ્રપ્રભા બોલી: "એ કલ્પના મને ન થઇ. જો એમ બન્યું હોત તો આપણે આપણો સમય આનંદમાં વિતાડતાં હોત ખરાં, પરંતુ આટલા દિવસના વિયોગ પછી આજે થયેલી ભેટને લીધે જે આનંદ અત્યારે આપણા મનમાં પ્રકટયો છે એવો આનંદ તે વખતે થયો હોત ખરો કે?"

"ના, એ તો ખરૂં." ઉત્તેજીત સ્વરે ધીરાજી બોલ્યો: "જે આનંદ અત્યારે તારા દર્શનથી મને થયો છે, એવા આનંદનો અનુભવ તો મારા જીવનમાં આજે હું પ્રથમજ કરૂં છું. હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું, કે તારી ઇચ્છા વિરૂદ્ધ એક ડગલું પણ હું ભરીશ નહિ. જો તારી આજ્ઞા થાય તો અબઘડી હું મારી ટોળીના તમામ માણુસોને રજા આપી દઉં અને પુનઃ જમાવેલો આ મારો તમામ વ્યવસાય છોડી દઉં—મારી પાસે જે કાંઇ માલમત્તા છે તેની પણ દરકાર ન કરૂં. પ્રિયે! ખરૂં જ કહું છું કે જ્યાં સુધી તું મારી સમીપ હતી ત્યાં સુધી તારી ખરી યોગ્યતાનો ખ્યાલ મને આવી શકયો નહોતો. પણ જ્યારે તારો વિયોગ થયો ત્યારે જ તારી કીમત મારા

ધ્યાનમાં આવી—તારા સદ્ગુણોના સ્મરણથી મારૂં મન દ્રવિભૂત થવા લાગ્યું. અહા ! તે દિવસથી તારા વિયોગને લીધે હું ગાંડા જેવો બની ગયો હતો. હું મારો સર્વ વ્યવહાર કરતો હતો પણ મને તેમાં આનંદ લાગતો નહિ—કોઇ પણ કામમાં મારૂં મન ચોંટતું નહિ. માત્ર એક યંત્રની માફક હું મારૂં કામ કર્યે જતો હતો. હમણાં હમણાં તો મારી વૃત્તિ બહુજ વિલક્ષણ બની ગઇ હતી. જે દિવસે રાત્રીએ સંગ્રામસિંહ તુરંગમાંથી ન્હાસી જતો હતો તે વખતે ઉજ્જયનીની બહાર ક્ષિપ્રા નદીને કાંઠે આપણો ભેટો થયો હતો. મારી મૂર્ચ્છિતાવસ્થામાંથી તેં મને મોટા પ્રયાસપૂર્વક સાવધ કર્યો. હું શુદ્ધિમાં આવ્યો એટલે મેં તને ઓળખી. પરંતુ એટલામાં જ તું અદ્રશ્ય થઇ ગઈ. એ વખતે મારા મગજની નબળાઇને લીધે હું પણ મેં જે સ્ત્રીને જોઈ હતી તે મારી પ્રિય પ્રભા જ હતી કે બીજી કોઇ તે નક્કી કરી શકયો નહોતો. તું જાણે છે કે મને ભૂત—પ્રેત ઉપર વિશ્વાસ નથી; એટલે મેં તને જ પ્રત્યક્ષ—જીવન્ત જોઇ હતી એમ મને લાગ્યું પણ એકાએક તારા ગૂમ થવાને લીધે હું વિચારમાં પડી ગયો. વળી એમ પણ મને થયું કે મારી પ્રભા તો સ્વર્ગવાસી થઇ છે, એ અહીં કયાંથી હોય ? અર્થાત્ મારૂં મન સંશયગ્રસ્ત બનતું. એ વખતે તારો અંગવર્ણ બિલકુલ શ્યામ હતો તદપિ એ શ્યામતામાંયે તારા ચ્હેરાનું લાવણ્ય છૂપાઇ શકે તેમ નહોતું—અને મારી દ્રષ્ટિથી તો નહિ જ. જ્યારે હું સંપૂર્ણ શુદ્ધિમાં આવ્યો અને મારૂં મન શાંતપણે વિચાર કરવાને શક્તિમાન્ બન્યું એટલે મારી ખાત્રી થઈ કે જે સ્ત્રીને મેં જોઇ હતી તે બીજી કોઇ નહિ પણ મારી પ્રભા જ હતી. તે દિવસથી સર્વદા મારૂં મન અશાંત રહ્યા કરતું હતું. મારા બીજા વ્યવસાયની સાથે તારી શોધમાં હું ચોતરફ ગાંડાની પેઠે ભટકતો

ફરતો હતો ! છેવટે આજે મારી ઇચ્છા પૂર્ણ થઇ—મારી પ્રિય વસ્તુ મને પુનઃ પ્રાપ્ત થઇ !"

"હા, એ રાત્રીનો એ પ્રસંગ મને પણ પૂર્ણપણે યાદ છે." ચંદ્રપ્રભા બોલી: "તે દિવસે આપનાથી દૂર થતાં મારા મનને કેટલું કષ્ટ થયું હતું ? મને એમ પણ થયું હતું કે આપના ચરણમાં પડીને સર્વ હકીકત આપને જણાવી દઉં. પણ ખરેખર, એ વખતે કોઇ દૈવી શક્તિએ જ મને સહાય કરી હતી; નહિ તો આપનો પ્રેમપાશ છોડીને એ વખતે હું દૂર થઇ શકી નહોત. હાય ! એ વખતે પ્રિયતમનો ત્યાગ કરીને દૂર થતાં મને કેટલું બધું દુઃખ થતું હતું એ તો મારૂં મન જ જાણે છે !"

એ શબ્દો ઉચ્ચારતાં ઉચ્ચારતાં ચંદ્રપ્રભાનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. એ જોઇને ધીરાજીએ તેને આલિંગન દીધું અને તે પોતાના પતિના વૃક્ષસ્થળ ઉપર મસ્તક મૂકીને ડસકાં ભરવા લાગી.

---

## પ્રકરણ ૪૮ મું.

### ઉદ્દેશની સિદ્ધિ.

દુઃખનો ઉભરો શમી ગયા બાદ ચંદ્રપ્રભાએ પુનઃ પોતાના વૃતાંતનો પ્રારંભ કર્યો: "એ પછી સર્વ જગતની દ્રષ્ટિએ મરણ પામેલી ગણાવાનો મારો નિશ્ચય દ્રઢ થતાં એ વિચાર મેં રાધા સાધ્વીને જણાવ્યો. એ બેતને સરલતાથી અમલમાં મૂકી શકાય અને મને કોઇ પણ મનુષ્ય પિછાની શકે નહિ તે માટે રાધાએ એક પ્રકારનો કાળો રંગ મને તૈયાર કરી દીધો. એ રંગ મારા શરીરના ખૂલા ભાગપર

લગાવતાં તેના ગૌરવર્ણનો તદ્દન લોપ થઇ ગયો અને હું આબેહૂબ એક સીધણના જેવી દેખાવા લાગી. જો કે પહેરવેશ તો મેં સામાન્ય સ્થિતિની હિંદુ સ્ત્રીના જેવો જ રાખ્યો હતો. મેં મારી બન્ને દાસીઓને મારા વિશ્વાસમાં લીધી હતી. અમારે બધાંએ ઉજ્જયની જવું અને ત્યાં મારી દાસીઓએ મારી માશીને ત્યાં રહેવું તથા મારે લક્ષ્મીદેવીને સહાય કરવાના કાર્યમાં પ્રવૃત્ત થવું એમ ઠરાવ્યું. ઉજ્જયની આવ્યા બાદ વિચિક્ષણ બુદ્ધિની રાધાની સલાહથી મેં મારા શરીર પરનો રંગ ધોઇ નાખ્યો. તેણે એક પ્રકારનું વિષયુક્ત ઔષધ મને આપ્યું. એ ઔષધના યોગે કરીને હું કેવળ શબવત્ બની ગઇ. પ્રથમ હું મરણ પામી છું એવી આપની સંપૂર્ણ ખાત્રી થાય તે માટે આપને ત્યાં બોલાવ્યા. આપ આવીને ગયા તે પછી અજયસિંહ અને લક્ષ્મીદેવીને પણ ત્યાં બોલાવ્યાં. એ બન્નેએ મને જોઈ હતી. એટલે તેઓ પણ મને મૃત્યુ પામેલી માને એમ કરવાની ખાસ જરૂર હતી. કેમકે એ બન્નેના કલ્યાણ માટે જે પ્રયત્નમાં પ્રવૃત્ત થવાની મારી ઇચ્છા હતી, એ પ્રયત્ન ચાલુ હોય તે દરમિયાન તેઓ મને ઓળખી શકે નહિ એવી મારી ઈચ્છા હતી. જો હું ચંદ્રપ્રભા—આપની સ્ત્રી—છું એમ તેમને માલૂમ પડે તો તેઓ એક ઘડી પણ મારા સહવાસમાં રહેવાનું પસંદ કરે નહિ. પરંતુ જુદા જ નામે અને જુદા જ સ્વરૂપે જો હું તેમના કલ્યાણ માટે પ્રયત્ન કરૂં તો પછી તેમને મારા માટે શંકા આવવાનું કાંઇ પણ કારણ નહોતું મારો એ પ્રયત્ન સિદ્ધ થયો. તે પછી હું રાધા સાથ્વી સાથે દોલતાબાદ ગઇ ! ત્યાં મોટું સાહસ કરીને લક્ષ્મીદેવી ઉપરનું સંકટ ટાળ્યું. તે વખતે લક્ષ્મીદેવી મને પિછાની શકી નહિ. મારૂં નામ સુમતી છે અને હું રાધાની વિશ્વાસુ સખી છુ એટલું માત્ર તે જાણતી હતી.

પરંતુ લક્ષ્મી રાણીને મેં જે સહાય કરી તે માટે પરમેશ્વરે મને બક્ષિસ પણ અતિશય મોટી આપી છે. લક્ષ્મીદેવીનું શત્રુત્વ કરીને જે વાત સિદ્ધ થઇ શકી ન હોત તે મને તેની સાથેના મિત્રત્વથી બિલકુલ સહજમાં જ સાધ્ય થઇ છે !"

"એટલે તું શું કહેવા માગે છે ?" ધીરાજીએ મોટી ઉત્કંઠાથી પ્રશ્ન કર્યો: "છિઃ છિઃ ! એમ તે કેવી રીતે બની શકે ? વારૂ, જો ના કહું છું તો પછી અત્યારે તું આ પ્રદેશમાં શા માટે હોય ?" આનંદ, ઉત્કંઠા, ભીતિ, શંકા, વગેરે મનોવિકાર જાગૃત થયા અને તે ચંદ્રપ્રભાનાં નેત્રો સામે જોતો તેનું અંતર વાંચવાનો મિથ્યા પ્રયત્ન કરવા લાગ્યો.

"હું હવે જે આપને કહેનાર છું તેની કલ્પના આપના મનમાં ઉદ્દભવી છે એમ જણાય છે. હા ! પ્રિયકરા ! જે વસ્તુની પ્રાપ્તિ માટે હું પૂર્વે અત્યંત ઉત્કંઠિત બની રહી હતી તે ઇશ્વરની કૃપાથી મને પ્રાપ્ત થઇ છે ! જે રમ્ય અને પવિત્ર સ્થળના દર્શન માટે આપણે એક ભયાનક કાવતરૂં યોજ્યું હતું, અને જે સ્થળ આપણાં આચરણોથી આપણને કદી પણ પ્રાપ્ત થયું નહોત, તે મને કેવળ અનાયાસે જ લાધ્યું છે ! આપણી ઘણા દિવસની તીવ્રેચ્છા પૂર્ણ થઇ છે !"

ચંદ્રપ્રભાનું કથન શ્રવણ કરતાં ધીરાજીને કેટલો આનંદ અને કેટલું આશ્ચર્ય લાગ્યું હશે તેની કલ્પના વાચકોએજ કરી લેવી. તે હવે આગળ ચંદ્રપ્રભા શું કહે છે એ જાણવાની ઉત્કંઠામાં, મોટા પ્રેમ પૂર્વક પોતાની પત્નીની શાંત અને આનંદી દેખાતી મુખમુદ્રા તરફ જોઇ રહ્યો.

"હા, પ્રાણેશ ! છેલ્લા ત્રણ-ચાર માસથી હું એ નંદનવનમાં

જ રહેતી હતી. જે વૃદ્ધ ગૃહસ્થને મોટા શૌર્ય પૂર્વક આપે છોડાવ્યો તે પણ મારી સાથે એ ગુફામાં આવીને ત્યાંથી અગણિત દ્રવ્યસંપત્તિ લાવ્યા છે." ચંદ્રપ્રભા બોલીઃ "પ્રિયતમ! જો આપ આપનો આ જોખમી અને અન્યાયનો માર્ગ છોડી દો અને હવેથી જીવનપર્યન્ત સદાચરણથી ચાલવાનું વચન આપો તો એ નંદનવનની ગુફા આપની જ છે! એટલું ખરૂં કે ગુફાનું દ્વાર ખોલવાની કળા માત્ર હું પ્રતિજ્ઞાથી બંધાઇ ગએલી હોવાને લીધે, આપને બતાવી શકીશ નહિ." ભવિષ્યમાં ધીરાજી એ ગુફાનો દુરુપયોગ ન કરે તે માટે ચંદ્રપ્રભાએ એટલી સાવચેતી લીધી હતી.

ધીરાજી ઊભો થઇ ગયો અને બે હાથ જોડીને આકાશ તરફ દ્રષ્ટિ કરી ગંભિરપણે બોલ્યોઃ "પ્રિયે! હું તારી સન્મુખ ઇશ્વર-સાક્ષીથી કહું છું કે આજથી—અત્યારથી જ હું મારો પૂર્વનો સર્વ વ્યવહાર છોડી દઉં છું. કેવળ સદાચરણનો આશ્રય લઇને મારો આખો જન્મારો પરોપકારમાં વિતાડવો એવી હું પ્રતિજ્ઞા લઉં છું. હું મારૂં વચન કદી પણ ફેરવતો નથી એ તું જાણે છે; એટલે મારી આ પ્રતિજ્ઞા અચળ જ રહેશે એમ નિશ્ચય પૂર્વક માનજે!"

પોતાના પતિનો આવો નિશ્ચય થયેલો જોઇને ચંદ્રપ્રભાને અત્યાનંદ થયો. તે પછી તેમના સંભાષણની પુનઃ શરૂઆત થઇ. તેમને સુખદુઃખની પુષ્કળ વાતો કહેવાની હતી. ધીરાજીએ પોતાનો સર્વ વૃતાંત કહ્યો. આ જંગલમાં સંગ્રામસિંહનો થયેલો ભેટો, સંગ્રામસિંહે તુરંગમાં સુમતી નામની સ્ત્રી સાથે થયેલી વાતચીત ધીરાજીને કરેલી તે. ધીરાજીએ પોતાના એક શત્રુ ગજસિંહનો થોડા સમય પર કરેલો નાશ, વગેરે હકીકત તેણે ચંદ્રપ્રભાને જણાવી. ચંદ્રપ્રભાએ પણ ગુફાના દ્વાર પાસે સંગ્રામસિંહ અને શુન્ડુરાવનો થયેલો મેળાપ,

સંગ્રામસિંહે પોતાને કરેલો જખમ, ગુન્ડુરાવે કરેલી જીવનરક્ષા અને સુશ્રુષા તથા સંગ્રામસિંહનો ગુફાના ભોંયરામાં થયેલો નાશ, વગેરે હકીકત જણાવી. સંગ્રામસિંહ એવી ભયંકર રીતે મરણ પામ્યો એ જાણીને ધીરાજીને પણ ખેદ થયો. તે બોલ્યો: "સંગ્રામસિંહને તેની સ્વાર્થપરાયણતાનું જ ફળ મળ્યું છે! તે મને આ જંગલમાં ચારેક માસ પહેલાં મળ્યો તે વખતે તેણે મને જો આ ગુફાને લગતી હકીકત જણાવી હોત તો આજે તે પણ જીવન્ત હોત અને આપણી સાથે નંદનવનના સ્વર્ગીય સુખોનો અનુભવ કરવાને ભાગ્યશાળી થયો હોત! પરંતુ તેના પ્રારબ્ધમાં જ નંદનવનનું સુખ નહિ લખેલું તેમાં કોઈ શું કરે?"

છેવટે ચંદ્રપ્રભા બોલી: "મેં સંગ્રામસિંહની ઉજ્જયનીની તુરંગમાં શા માટે મુલાકાત લીધી હતી, તે હવે હું આપને સ્પષ્ટપણે જણાવીશ. એ વેળાએ હું કેવળ આપના જ કલ્યાણ માટે પ્રયત્ન કરતી હતી. બળભદ્રદાસ શેઠના ખૂનમાં આપનો હાથ હતો એ વાત જાહેરમાં આવવા ન પામે એવી મારો અંતઃકરણપૂર્વકની ઇચ્છા હતી. એક તો આપના નામનો ડંકો ચોતરફ વાગી રહ્યો હતો; તેમાં જ્યારે લોકોને એમ માલૂમ પડે કે ઉજ્જયનીના બળભદ્રદાસ શેઠ જેવા એક સજ્જન વૃદ્ધ પુરુષનું ખૂન આપે ઉપર રહીને કરાવ્યું છે, ત્યારે આપના પ્રત્યે લોકોના મનમાં તિરસ્કારની માત્રા અતિશય વધી ગઇ હોત. કહો વારૂ! એ વાત મને કેવી રીતે પસંદ પડે? આપની પ્રતિષ્ટાના રક્ષણને માટે શકય તેટલો પ્રયત્ન કરવાનો મેં નિશ્ચય કર્યો. સંગ્રામસિંહનું સ્વાર્થી હૃદય હું સમજતી હતી. તે જો નિરાશ બન્યો તો જરૂર પોતાના રક્ષણને માટે આપનું અને દરિયાવખાનનું નામ આપશે, એવી મને ભીતિ હતી. વળી બળભદ્રદાસ શેઠ પાસેથી આ

નંદનવનની ગુફાનું રહસ્ય જાણી લેવાનો આપણે પ્રયત્ન ચલાવતાં હતાં, એ વાત પણ સંગ્રામસિંહના મુખમાંથી નિકળવા ન પામે એવી મારી ઈચ્છા હોય એ તો દેખીતુંજ છે. એ માટે સંગ્રામસિંહના મનનું સમાધાન કરીને—તેને છૂટો કરાવવાની આશા આપીને ઉક્ત બાબતોમાં મેં તેનું મ્હોં બંધ કરી દીધું. સંગ્રામસિંહ કિંવા આપના હાથે બળભદ્રદાસનું ખૂન થયું નહોતું પરંતુ દરિયાવખાને એ કૃત્ય કરેલું હતું એમ પણ તે રાત્રીએ આપ બેશુદ્ધિમાં બોલી ગયેલા, જે મારા જાણવામાં આવ્યું હતું. એટલે મેં લક્ષ્મીદેવી અને અજયસિંહને સમજાવીને તેમની પાસે સંગ્રામસિંહના લાભમાં જાય એવી સાક્ષી કચેરીમાં અપાવી. સંગ્રામસિંહની પાસેથી મેં વચન લીધું હતું કે તેનો છૂટકારો થયા પછી તેણે લક્ષ્મીદેવીની પાછળ પડવું નહિ કે તેને નુકશાન પહોંચે એવું કાંઈ પણ પગલું ભરવું નહિ. એ વચનનો તેણે ભંગ કર્યો અને તેનું કેવું ફળ તેને મળ્યું એ તો આપે જાણ્યુંજ છે!"

"અહાહા! પ્રિયે! તું મારી પ્રતિષ્ટા માટે, મારા રક્ષણને માટે અને મારા કલ્યાણને માટે આટઆટલો પ્રયત્ન કરી રહી હતી, એનું તો મને સ્વપ્નું પણ નહોતું!" ધીરાજી બોલ્યોઃ "પરંતુ, વ્હાલી! હું તને પુનઃ કહું છું કે હવેથી હું તારી મરજી વિરૂદ્ધ એક પણ કાર્ય કરીશ નહિ."

એ પ્રમાણે તેમની વચ્ચે સંભાષણ ચાલતું હતું તે વખતે ગુન્ડુરાવ ધીરાજીની ટોળીના માણસો સાથે થયેલી વાતચીત પરથી જાણી શક્યો કે જેનું નામ લેતાં પણ લોકો અત્યંત ભયભીત બની જાય છે, એ લૂટારાનો સરદાર ધીરાજી નાયક અત્યારે પોતાની પત્ની સાથે વાત કરતો બેઠો છે; અને તેની પત્નીનું નામ સુમતી નાહ

પરંતુ ચંદ્રપ્રભા છે. અત્યારે તેના મનમાં ધીરાજીને માટે અભિમાન ઉત્પન્ન થયું હતું. કેમકે તેણે જો પોતાની વિજયદુર્ગના સૈનિકોના હાથમાંથી મુક્તતા ન કરી હોત તો પોતાના નસીબમાં પુનઃ વિજયદુર્ગના ગગનબુરજમાં જીવન વિતાડવાનું કિંવા ફાંસીને લાકડે લટકવાનું આવ્યું હોત. એટલુંજ નહિ પણ મ્હોં સુધી આવેલો પ્યાલો ઢોળાઇ જવા પામ્યો હોત. નંદનવનની ગુફામાંથી મેળવેલાં રત્નો વિજયસિંહ ઠાકોરના હાથમાં જઇ પડયાં હોત ! એ કારણથી ધીરાજીને માટે તેને માન ઉત્પન્ન થાય એ સ્વાભાવિક હતું. પરંતુ જેના ઉપર પોતે પોતાની પુત્રી કરતાં પણ અધિક પ્રેમ દાખવ્યો હતો તે ધીરાજી જેવા ભયંકર પુરુષની સ્ત્રી છે એ વિચારે તેને ખેદ ઉપજાવ્યો. એ સ્ત્રીને સંગ્રામસિંહ ઉપરનું વૈર લેવાથી થયેલો સંતોષ, તેના પતિના સહવાસથી તેના પર પડેલા સંસ્કારનુંજ પરિણામ છે એવી ગુન્ડુરાવે કલ્પના કરી. લગભગ બેએક ઘડી સુધી ચંદ્રપ્રભા અને ધીરાજીનું સંભાષણ ચાલુ હતું. તે પૂરૂં થયું એટલે ધીરાજી પોતાના સાથીઓ પાસે આવ્યો અને તેણે પોતે કરેલો નિશ્ચય દૃઢતાપૂર્વક તેમને જણાવ્યો; તેમજ પોતે હવે નાયકનો અધિકાર છોડી દીધો છે એમ પણ કહ્યું. ધીરાજી જેવો સમર્થ નાયક પોતાને છોડીને ચાલ્યો જાય એ તે ટોળીને ઠીક લાગ્યું નહિ. એ લોકોએ તેને પોતાના નિશ્ચયથી પરાવૃત્ત થવાનો પુષ્કળ આગ્રહ કર્યો, પણ તેમાં તેમને નિષ્ફળતાજ મળી. તથાપિ થોડીવાર વિચાર કરીને ધીરાજીએ તેમને એક છેવટની કામગીરી બતાવી. તેણે કહ્યુંઃ " આ વૃદ્ધ ગૃહસ્થનું નામ ગુન્ડુરાવ છે. તેઓ વિજયનગરના એક સરદાર છે. તેમણે મારી પત્નીના જીવનનું રક્ષણ કર્યું છે. તેઓ અત્યારે પોતાના દેશમાં જાય છે. તેમને માર્ગમાં કાંઇ પણ હરકત પુનઃ ન નડે,

તે માટે તમે બધા ઠેઠ વિજયનગર સુધી જઇને તેમને પહોંચાડી આવો. ત્યાં ગયા બાદ આ ગૃહસ્થ તમને દરેકને સારી બક્ષિસ આપશે. એ લઈને તમે પણ પછી આ અન્યાયનો અને લોકોને ત્રાસજનક નિવડનારો માર્ગ છોડી દઇને બીજા કોઇ નિર્દોષ ધંધામાં દાખલ થઇ જશો એવી મને ઉમેદ છે. આ ગૃહસ્થ શ્રીમંત છે અને તેઓ તમને જે બક્ષિસ આપશે તેના ઉપર જો તમે ધારશો તો આખો જન્મારો નિર્વાહ કરી શકશો ! આજ સુધી તમે મારી એકનિષ્ટા પૂર્વક સેવા બજાવી છે તથા ગમે તેવા જોખમના કામમાં પણ મારા પાછળ ઝંપલાવ્યું છે તે હું કદી પણ ભૂલી શકું તેમ નથી. હવે મારો ને તમારો પુનઃ મેળાપ થશે કે કેમ તે હું કહી શકતો નથી; પરંતુ જો થાય તો હું લૂટારાનો સરદાર ધીરાજી નાયક હતો એ વાત ભૂલી જજો અને ધીરસિંહ નામના એક સામાન્ય ક્ષત્રિય તરીકેજ મને પિછાનજો. આ ગૃહસ્થનો તમે શત્રુના હાથમાંથી બચાવ કર્યો છે એ વાત તેઓ કદી પણ વિસરશે નહિ !"

ગુન્ડુરાવે પણ ધીરાજીના કથનને ટેકો આપ્યો. એ બાર માણસોનું જીવનપર્યંતનું દારિદ્રય ટાળવું એ તેને માટે કાંઈ કઠણ નહોતું. એ લોકો અને ગુન્ડુરાવ ઘોડાપર બેસીને જવાને માટે તૈયાર થયા. એ જોઇને ચંદ્રપ્રભા ગુન્ડુરાવ પાસે આવી અને માત્ર તેજ સાંભળી શકે એટલા ધીમા સ્વરે બોલી: "આપણી આ છેવટનીજ ભેટ છે એમ ન સમજશો. તમે વિજયનગર પધારો. અમે બન્ને ત્યાં આવીને તમારી સમીપમાંજ રહેવાનો વિચાર કરીએ છીએ. મારા પતિ કોણ છે એ તો તમે કદાચ જાણ્યું હશે. તેઓ આ પ્રદેશમાં જાહેર રીતે રહી શકે એમ નથી જ. એટલે અમે થોડાક દિવસોમાં જ વિજયનગર આવીશું અને ત્યાંજ રહીશું. હવે પધારો ! આ આપની

બાળકી ઉપરની માયા ઉતારી ન નાખશો. તમારો ઉપકાર હું કદી પણ ભૂલી શકું તેમ નથી. મારા પિતા મને ન્હાની મેલીને મરણ પામ્યા હતા. મારા ખરા પિતા તમેજ છો! પધારો; ઇશ્વર તમારૂં કલ્યાણ કરો!" એટલું કહી ચંદ્રપ્રભાએ એ ડોસાને નમસ્કાર ર્ક્યો.

ગુન્દુરાવનું હૃદય પણ ભરાઇ આવ્યું. તેણે ચંદ્રપ્રભાને આશીર્વાદ આપ્યો અને ઘોડાને એડી લગાવી. એ લોકો દ્રષ્ટિ બહાર થયા એટલે ચંદ્રપ્રભા પોતાના પતિસહ નંદનવનની ગુફા તરફ જવાને નીકળી.

---

## પ્રકરણ ૪૯ મું.

### કથા પૂરી થાય છે.

પાછલા પ્રકરણમાં જણાવેલી ઘટનાને ત્રણ માસ થઇ ગયા હશે. એ વખતે રાણા સાધ્વી ઉજ્જયની જઇ પહોંચી હતી. ત્યાં ચંદ્રપ્રભાની માશીને ઘેર જઇને ખબર કાઢતાં તેને માલૂમ પડયું કે, ચંદ્રપ્રભા પોતાની બન્ને વિશ્વાસુ દાસીઓને લઇને પોતાના પતિસહ વિજયનગર ગઇ છે અને તેઓ ત્યાંજ કાયમ નિવાસ કરનાર છે; ત્યાં ગુન્દુરાવ નામનો સરદાર છે એની તેમને સારી લાગવગ છે અને ધીરાજી નાયકનો ઇરાદો ધીરસિંહ નામ ધારણ કરી ત્યાં રહેવાનો છે.

વિજયનગરમાં અત્યારે એક ભવ્ય મકાન ધીરસિંહ બંધાવતો હતો. તેનાં પૂર્વકૃત્યો આ સ્થળે કોઇના જાણવામાં નહોતાં. પોતે મોગલ બાદશાહની સેનામાં મોટો સરદાર હતો, પરંતુ અમુક બાબ-

ત્તમાં બાદશાહની સાથે મનભેદ પડવાથી પોતાને નોકરી છોડી દેવી પડી છે એવી વાત તેણે વિજયનગરમાં ચલાવો હતી. એ વાતને ગુન્ડુરાવ તરફથી ટેકો મળતાં લોકોએ તેને સાચી માની લીધી હતી. અત્યારે ધીરસિંહ ગુન્ડુરાવના મકાનમાં તેની સાથેજ રહેતો હતો. નવું મકાન તૈયાર થાય એટલે પત્નીસહ ત્યાં રહેવું એવો ધીરસિંહનો વિચાર હતો. ધીરસિંહ અને ચંદ્રપ્રભાની સાથે માળવામાંથી ચંદ્રપ્રભાની બે દાસીઓ તથા ધીરસિંહનો વફાદાર દરિયાવખાન આવ્યાં હતાં.

ગુન્ડુરાવ નંદનવનની ગુફાવાળા પ્રદેશમાંથી નિકળીને દૌલતાબાદમાં આવ્યો ત્યાં તેણે પોતાની પાસેનાં રત્નોમાંથી કેટલાંક હલકા પ્રકારનાં રત્નો વેચી નાંખ્યાં અને તેની જે કીમત આવી તેમાંથી ધીરાજીની ટોળીના લોકોને પુષ્કળ દ્રવ્ય આપીને સંતુષ્ટ કર્યા. બાદ એ ટોળીમાંથી માત્ર બે માણસોને જ પોતાની સાથે રાખીને બાકીનાને છૂટા કરો દીધા. વિજયનગરમાં આવ્યા પછી ગુન્ડુરાવે પ્રથમ પોતાની જે માલ મીલકત ગીરો મુકેલી કિંવા વેચી નાખેલી તે પુનઃ હસ્તગત કરી લીધી અને કેટલીક જમીનની ખરીદી કરી, પેલા બે માણસોને તેણે પોતાની તહેનાતમાં નોકરીએ રાખી લીધા. પછી ગુન્ડુરાવે દાનધર્મ કરીને પોતાની કીર્ત્તિ વધારવાનો પ્રારંભ કર્યો. એટલામાં ધીરસિંહ પણ પોતાની પત્ની સહ ત્યાં આવી પહોંચ્યો.

રાધા સાધ્વી ઉજ્જયનીથી ફરતી ફરતી વિજયનગર આવી પહોંચી એ વખતે ધીરસિંહ અને ચંદ્રપ્રભા પોતાના નવા મકાનમાં રહેતાં હતાં. ચંદ્રપ્રભાએ તેની તથા ગુન્ડુરાવની પરસ્પર પિછાન કરાવી અને તેને પોતાના તમામ વૃત્તાન્તથી વાકેફ કરી. બે એક માસ ચંદ્રપ્રભાના સહવાસમાં ગાળીને રાધા પાછી વૈતાળગઢ આવી. એ વખતે અજયસિંહ દિલ્હી તરફથી પાછો આવી ગયો હતો. તેણે બાદશાહના દર-

બારીઓમાં પુષ્કળ પસા વેરીને છેવટે લક્ષ્મીદેવી સાથે લગ્ન કરવાની મંજુરી તો મેળવી ખરી.

વૈતાળગઢમાં લક્ષ્મીદેવીના લગ્નની તૈયારી મોટા ઝપાટાથી ચાલતી હતી એજ અરસામાં રાધા ત્યાં જઈ પહોંચી હતી. આ વખતે લક્ષ્મીદેવીએ તેનું કેટલું બધું આદરાતિથ્ય કર્યું હશે એ સમજી શકાય તેવું છે. રાધાએ ધીરાજી ઉર્ફે ધીરસિંહ અને ચંદ્રપ્રભા વિજયનગરમાં હોવાના, ધીરાજીએ લૂંટારાનો ધંધો ચંદ્રપ્રભાની સલાહથી છોડી દીધાના વગેરે સમાચાર જણાવ્યા અને સુમતી નામની સ્ત્રી બીજી કોઇ નહિ પણ ચંદ્રપ્રભા પોતેજ હતી એ વાતનું પણ સ્પષ્ટિકરણ કર્યું. એ સાંભળીને લક્ષ્મીદેવી બોલી: " મેં પહેલવહેલી જ્યારે તેને જોઇ ત્યારે મને એમ લાગ્યું હતું ખરૂં કે મેં તેને ક્યાંક જોઈ છે! પણ ક્યારે અને કયે સ્થળે એ હું નક્કી કરી શકી નહિ. મેં અનેક વાર તેના ચ્હેરા સામે જોયું; પરંતુ વિશેષ પિછાન પડી શકી નહિ. માત્ર મારા મનની એટલી ખાત્રી હતી કે આ સ્ત્રીને મેં પૂર્વે ગમે ત્યાં પણ જોયેલી તો છે જ!"

"હું વિજયનગર તરફથીજ આવું છું." રાધા સાચી બોલી: "ત્યાં ચંદ્રપ્રભા પોતાના પતિસહ આનંદમાં રહે છે. આપની સાથે તેની મૈત્રી કાયમ રહે તે માટે આ પત્ર આપને આપવાનું તેણે મને કહ્યુ છે."

લક્ષ્મીદેવીએ રાધાના હાથમાંથી પત્ર લઇને વાંચી જોયો. એ પત્રમાં ચંદ્રપ્રભાએ નંદનવનની ગુફાના દ્વાર પાસે સંગ્રામસિંહે પોતાને કરેલા જખમ પછીની સર્વ હકીકત લખીને છેવટે પોતાના પૂર્વના તમામ અપકારો ક્ષમા કરવાની વિનતિ કરી હતી. એ પત્ર વાંચીને લક્ષ્મીદેવીને સંતોષ થયો. તે બોલી: " ચંદ્રપ્રભાએ મારાપર

અપકાર કરતાં ઉપકારજ વિશેષ કરેલ છે. તેણે અથવા તેના પાતએ કરેલા તમામ અપરાધ હું વિસરી ગઇ છું અને તેની સાથે જે મૈત્રી બંધાયેલી છે તે હું કદી પણ તૂટવા દઇશ નહિ. છેવટે સંગ્રામસિંહને તો તેના કર્મનું ફળ મળ્યું! જેવી પ્રભુની ઇચ્છા!" તેણે એક દિલસોજી ભર્યો પત્ર ચંદ્રપ્રભા ઉપર લખીને રાધાને આપ્યો.

## પ્રકરણ ૫૦ મું.

### અચ્યુતં–કેશવં!

વૈતાળગઢમાં લગ્નસમારંભ મોટા ઠાઠમાઠમાં પૂરો થયા બાદ રાધા ત્યાંથી વિદાય થઇ. તેણે એક સ્થળેથી બીજે સ્થળે પ્રવાસમાં અને પરોપકારમાંજ પોતાનું જીવન વિતાવ્યું. કોઇ વખત તે વૈતાળગઢ, કોઇ વખત વિજયનગર, અને કોઈ વખત દૌલતાબાદ જઇ આવતી. એક વખત ચંદ્રપ્રભા સાથે તે પણ નંદનવનની મુલાકાત લઇ આવી હતી. આ વખતે તેને આંખે પાટા બાંધવા પડયા નહોતા. તેમજ દ્વાર ખોલવાની યુક્તિ પણ તેને જણાવવામાં ચંદ્રપ્રભાએ વાંધો જોયો ન હોતો. આ ગુફામાં અનેક પ્રકારની વનસ્પતિઓ હતી. એ વનસ્પતિઓના યોગે કેટલાંક અમૂલ્ય ઐાષધો રાધા તૈયાર કરી શકી.

ગુન્ડુરાવને હવે ચિંતા નહોતી. તેને સંતાન નહોતાં; એટલે તેણે પોતાનું આયુષ્ય પરોપકારમાંજ ગાળ્યું. ચંદ્રપ્રભાના આગ્રહથી તે પાછળથી તેની સાથેજ રહેતો હતો અને ચંદ્રપ્રભાનાં બાલકોને રમાડી આનંદમાં દિવસો ગાળ્યા કરતો હતો. ધીરસિંહ પોતાની હુશિયારીથી ક્રમે ક્રમે ટુંક સમયમાંજ વિજયનગરની સેનાનો અધીશ

બન્ધો હતો. મહારાજાનો પણ તેના પર સંપૂર્ણ પ્રેમ અને વિશ્વાસ હતો. ચંદ્રપ્રભાએ બે પુત્રો અને એક કન્યાને જન્મ આપ્યો હતો.

લક્ષ્મીદેવી યોગ્ય વયમાં આવેલી હોવાથી વૈતાળગઢનો કારભાર તેને સુપ્રત કરીને ઉજ્જયની તરફથી નિમાયેલો અધિકારી ચાલ્યો ગયો હતો. અત્યારે વૈતાળગઢ અને સુવર્ણગઢ બન્ને રાજ્યોનો કાર્યભાર અજયસિંહ મોટી કુશળતાપૂર્વક ચલાવતો હતો. તે બે પુત્રોનો પિતા થવાને ભાગ્યશાળી થયો હતો. બન્ને રાજ્યોના વારસ થયેલા જોઇને લક્ષ્મીદેવી અને અજયસિંહને અત્યાનંદ થયો. હવે બે રાજ્યોને એકત્ર કરી દેવાની જરૂર રહી નહોતી.

એ પ્રમાણે આ કથાનું પર્યવસાન આનંદપ્રદ નિવડયું. આ કથાના વાચનથી વાચકોને આનંદ અને સદ્બોધનો લાભ પ્રાપ્ત થાઓ !




ચમત્કારિક ગુફા—ભાગ ૧ લો. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પૃષ્ટ-૩૭૫. પાકું સોનેરી પુંઠું.
કીમત રૂ. ૨—૦—૦.

# પુંજાલાલ ભગવાન પારેખ

**સારાં અને સસ્તાં પુસ્તકો વેચનાર તથા પ્રકટ કરનાર**

**વઢવાણ સીટી** ( કાઠીયાવાડ. )

---

**સૌંદર્ય-જ્વાળા-ભાગ ૧ લો તથા ૨ જો.** આ નવલકથામાં યોગવિદ્યા અને પૈશાચિક વિદ્યાને લગતા ચમત્કારિક અને ચિતાકર્ષક પ્લોટને એવી મનોવેધક રીતે ગુંથવામાં આવ્યો છે કે તે એક વખત હાથમાં લીધા પછી પૂરી કર્યા સિવાય છોડવી ગમતી નથી. સૌંદર્ય-પિપાસાની શાંતિ માટે ટળવળતો રામચંદ્ર યોગમાયાને જોતાં જ સૌંદર્યમાં આસક્ત બની છેવટે સૌંદર્ય જ્વાળાનો ભોગ બને છે, તેનો હૃદયભેદક શાબ્દિક ચિતાર વાચકોને અદ્‌ભુત રસમાં નિમગ્ન બનાવી દે છે. યોગમાયાનું દિવ્ય જ્ઞાન, રામચંદ્રનો કારાગૃહમાંથી ચમત્કારિક છૂટકારો, પૈશાચિક વિદ્યાની સાધના, લૂટારાઓની ટોળી, જનાનખાનાનો ભેદ ઈત્યાદિ અદ્‌ભુત પ્રસંગો વાચકને બે ઘડી તલ્લીન બનાવી દે છે. પાકું સોનેરી પુઠું. ઉંચા કાગળ. પ્રથમ ભાગ પૃષ્ટ ૨૨૫, દ્વિતિય ભાગ પૃષ્ટ લગભગ ૨૫૦ કીં. પ્રથમ ભાગ રૂ. ૧-૪-૦, દ્વિતિય ભાગ રૂ. ૧-૮-૦.

---

**આસામ પર હલ્લો—( સચિત્ર ઐતિહાસિક નવલકથા )** ગુજરાતી ભાષામાં આસામ ઉર્ફે કામરૂ દેશના ઇતિહાસની આ પહે-

લી જ નવલકથા છે. તેમાં ત્યાંના રાજા નિલાંબરે પોતાની રાણી અને પ્રધાનપુત્ર વચ્ચે અનિષ્ટ સંબંધના વહેમ માત્રથી પ્રધાનપુત્રનો ઘાત કરતાં, તેને પરિણામે આસામ ઉપર આવેલી આફતનો ચિતાર આપ્યો છે. આસામના અમાત્ય વિશ્વરૂપનું પવિત્ર જીવન તથા પુત્રના ખૂનથી પ્રજ્વળેલો વૈરાગ્નિ, પ્રધાનપુત્રની પત્નીની પતિભક્તિ, વિશ્વરૂપે પાપનું કરેલું પ્રાયશ્ચિત વગેરે ચિતાકર્ષક પ્રસંગો છે. ફોટોગ્રાફિક ચિત્રો. પાકું સુંદર પુંઠું. પૃષ્ટ ૧૫. ઉંચા કાગળ કી. રૂ. ૦—૧૪—૦



**પ્રમોદા યાને દિલેર દિલારામ**—(બીજી આવૃત્તિ.) ગુજરાતના ઇતિહાસ પરનું કલંક દૂર કરનારી ઐતિહાસિક નવલકથા. દિલ્હીના અલાઉદ્દિન ખૂનીની તથા તેના શાહજાદાની બેગમ બનેલી સ્ત્રીઓ કરણ વાઘેલાની પત્ની કૌલાદેવી અને પુત્રી દેવળદેવી ન હોતાં દિલારામ અને લાલા નામની મુસલમાન મા દીકરી હતી. એવું આ નવલકથામાં પૂરવાર કરવામાં આવ્યું છે. તેમાં કૌલાદેવીને કરણના શબની સાથે સતિ થયેલી દર્શાવવામાં આવી છે. પૃષ્ટ. ૧૫૦ પાકું સુંદર પુંઠું. ઉંચા કાગળ. મૂલ્ય રૂ. ૦—૧૪—૦



**કામરૂદેશની કુટિલ કામિની**—(સચિત્ર—બીજી આવૃત્તિ.) ડિટેકિટવ નવલકથા. આ નવલકથામાં છુપી પોલિસની ચતુરાઈ તથા મનોરમા બનેલી જાદુઈ વિદ્યા જાણનારી કામરૂ દેશની કુટિલ કામિની જુમેલીયા અને તેના સાથીની ડિટેકિટવને હંફાવવાની યુક્તિઓનું ચમત્કારપૂર્ણ ચિત્ર આપવામાં આવ્યું છે. જુમેલીયા આત્મઘાત કરી

કબરમાં દટાઇને જીવતી થાય છે, ડિટેકિટવ દેવેન્દ્રની સ્ત્રીનું હરણુ કરી જાય છે, છેવટે ડિટેકિટવ દેવેન્દ્ર ખૂન બનીને એ દુષ્ટ જુમેસીયાને કબ્જે કરી તેનો અંત લાવે છે તથા ખરી હકદાર મનોરમાને તેનો વારસો અપાવે છે. આ આખો પ્રસંગ અનેક ચમત્કારોથી ભરેલો છે. ત્રણુ સુંદર ફોટોગ્રાફિક ચિત્રો પણુ આપ્યાં છે આ બીજી આવૃત્તિની પણુ માત્ર બાર માસમાં જ ૯૦૦ નકલો ઉપડી ગઇ છે એજ તેની લોકપ્રિયતાની સાબિતી છે. બસો નકલો બાકી છે. પૃષ્ટ ૨૫૦. ઉંચા કાગળ. પાકું સોનેરી પુંઠું. કી. રૂ. ૧-૮-૦

---

મૃણાલિની—સ્વ. બાબુ બંકિમચંદ્રની નવલકથાનો ગુર્જર અનુવાદ. તેના સંબંધમાં કાદંબરીકાર રા. છગનલાલ હરિલાલ પંડયા બી. એ. જણાવે છે કે " મૃણાલિની સરખી પરમ સાધ્વી, પતિવૃત્તા, દ્રઢ પ્રેમી, આત્મભોગ આપનારી, દુઃખને ન ગણકારનારી સ્ત્રીનું ચરિત્ર સ્ત્રીમંડળ પાસે મૂકી આપે તેની સન્મુખ જે નવું આદર્શ ખડું કર્યું છે તે માટે આપનો ખરેખરો ઉપકાર માનવો જોઇએ. " દરેક ગૃહમાં આ નવલકથા હોવી જોઇએ. ઉંચા કાગળ. મોટા કદનાં ૨૦૦ પૃષ્ટ. મજબુત પુંઠું. કીં રૂ. ૧-૦-૦

---

સચિત્ર સાંસારિક નવલકથા

# ન્યાયના ખૂનમાં નીતિ!

લેખકઃ—ચુનીલાલ વર્ધમાન શાહ.

ન્યાયના ખૂનમાં નીતિ ? હા ! હાલનો કુટીલ જમાનો એને જ નીતિ માને છે ! નિરાધાર ભત્રીજાનું ધન કાકો પચાવી પાડે એ શું ન્યાયનું ખૂન નહિ ? ભોળી ભત્રીજીનું ખૂન કરવાની ઇચ્છા રાખી કાકો તેની મીલકત હાથ કરવા મથે એ શું ન્યાયનું ખૂન નહિ ? મ્હોંડે સાચું કહેનાર સ્ત્રી નહિ ગમતાં ધણી જ તેનું ખૂન કરે એ શું ન્યાયનું ખૂન નહિ ? રાંડીરાંડો અને નિર્ધન લોકોનાં લોહી ચૂસી તેમાંથી મેળવેલા પૈસા ગોવાનીઝ રાંડોને ત્યાં ઉડાવાય અને કમકમાટી આવે એવી વિલાસબાજી ચાલે એ શું ન્યાયનું ખૂન નહિ ? સામા પક્ષના પૈસા ખાઇ ભોળા અસીલને વકીલ ફસાવે એ શું ન્યાયનું ખૂન નહિ ? અભણુ લોકોનો સો રૂપિયાનો માલ લઇને છ રૂપિયા ગણી આપે એ શું ન્યાયનું ખૂન નહિ ? આવાં ન્યાયનાં ખૂનો કરનારા પાપીયાઓ દુનિયામાં ઉજળે લૂગડે ફરે છે અને નીતિમાનોમાં ખપે છે તેનો તાદૃશ્ય ચિતાર—હૃદયનું મંથન કરી નાંખે અને ક્ષણભર દિગ્મૂઢ બનાવી દે એવા બનાવો સાથે આ નવલકથામાં આપવામાં આવ્યો છે. તેનું એક પાનું વાંચ્યા પછી તમે છેવટના પાના સુધી વાંચવાને લલચાયા વિના નહિજ રહો ! વાર્તાનાં સુંદર ફોટોગ્રાફિક ચિત્રો પણુ આપેલાં છે. પૃષ્ઠ સંખ્યા ૩૪૦. મૂલ્ય રૂ. ૨ પોસ્ટેજ વધુ.

**આનંદ મંદિર**—અથવા મોક્ષ પ્રાપ્તિનો મહામંત્ર—આ તૈયાર નવલકથા સત્ય ઘટનાઓને આધારે કરેલી હોઇને વાંચકને સદબોધની પ્રાપ્તિ કરાવવા સાથે આપણી ધાર્મિક પ્રવૃત્તિ માટે અભિમાન ઉપજાવે છે. જ્ઞાન અને ગમત બન્ને સમાયેલાં છે. ખરા આનંદનું પાન કરવા ઇચ્છનારે ખાસ વાંચવું. પાકું સુંદર પુંઠું. ઉંચા કાગળ. પૃષ્ટ ૩૦૦. કી. રૂ. ૧—૪—૦

---

**છત્રપતિ રાજારામ**—અથવા મરાઠાનો આત્મયજ્ઞ આ ઐતિહાસિક નવલકથામાં શિવાજી મહારાજના પૌત્ર રાજારામના સમયમાં મરાઠાઓએ આત્મભોગ આપીને દક્ષિણમાં હિંદુરાજ્યના સ્વામીત્વની પુનઃ કરેલી સ્થાપનાનું વીરરસાત્મક ચિત્ર આલેખવામાં આવ્યું છે. વીરરસથી ભરપૂર ૩૫૦ પૃષ્ટ, ઉંચા કાગળ, પાકું સુંદર પુંઠું. કિંમત રૂ. ૧—૮—૦

---

**સાધ્વી શશિકલા**—એક સાધ્વી સતિનો પતિપ્રેમ, ગ્રેજ્યુએટનો આદર્શ આત્મયજ્ઞ, સામાજીક દુષ્ટ રૂઢીઓનું માઠું પરિણામ, પાશ્ચાત્ય કેળવણીના મોહથી બનેલા કહેવાતા સુધારકોની વિચિત્રતા, સાધ્વી શશિકલાની સહનશકિત, પવિત્રતા અને પતિપ્રેમ આદિનો આબેહુબ રસિક ચિતાર. પાકું સોનેરી પુંઠું. ઉંચા કાગળ. પૃષ્ટ ૨૫૦ કી. રૂ. ૧—૦—૦.

બીજાં પુસ્તકો માટે સૂચિપત્ર મફત મંગાવો.

મળવાનું સ્થળ.

**પુંજાલાલ ભગવાન પારેખ.**
સારાં અને સસ્તાં પુસ્તકો વેચનાર.
વઢવાણ સીટી ( કાઠિયાવાડ.)